બનતા-નાયકા નચાવતા-પાપથી ભરેલા-પાપમય શરીરવાળા હિંદની હત્યાઓ જોવા અંતે પૈસો ફૂ કરીને બેસે છે ! આપણી શ્રીમન્તાઇ શી કામની છે ? મોજ શોખનાં ખોટા ખર્ચોમાં હજારો રૂપિયા ખર્ચી નાંખીએ છીએ પણ પરોપકારમાં પાંઇએ અપાતી નથી. ગૃહસ્થની સ્ત્રીઓને ફેશનેબલ સાડીઓ, પોલકા, ચોળી, ઝવેરાતના દાગીના કે જેનું સોના કરતાં ઘડામણ મોંઘુ-વિલાયતી સુવર્ણ અને 'પોલીશ', વિલાયતી સેંટપાઉડર, અત્તર-સાબુ ને હેર ઓઇલ-આવાં આવાં કેટલાંએક ખોટાં ખર્ચોમાં હિંદુસ્થાનના હજારો રૂપીઆ ખુઆર થઈ જાય છે; ને હિન્દ નિર્ધન થઇ જાય છે. આવા ખોતેરા ને ધીંગાણા બેહોતેરા-મોટાનું અનુકરણ ન્હાનાં કરે ને મરે નહીં તો માંદા થાય. હિંદુસ્તાનમાં હજારો મનુષ્યો અન્નવસ્ત્ર વિનાનાં રખડી રખડીને ભુખે મરે છે. તેનો વિચાર કોણ કરે છે? રંકને સુઝે તે શ્રીમન્તને જીવનમાંએ ન જડે. શ્રીમન્તો, શેઠીઆઓ, અધીકારીઓ વિગેરેનું આ કર્તવ્ય છે. પણ માન અને મદ બારિઆ-મોહને વશ-સત્તામાં શાણપણ ભૂલેલા શ્રીમન્તોને શું ખબર પડે કે ગરીબનો સંસાર કેવો છે. ઇશ્વિરદત્ત લક્ષ્મીનો સદુપયોગ કરી હિંદ અને ત્હેનાં બાળકોના શ્રેયઅર્થે પોતાનો નીચ સ્વાર્થ તજવો એ સામાન્યથી શી રીતે થાય ? પોતાની લક્ષ્મી, વૈભવ અને સત્તામાં તણાયા જતાં મોટાં કહેવાતાં પણ ખોટાં એવાં ગૃહસ્થ સ્ત્રી પુરૂષોને એ વિચાર સ્વપ્ને પણ સત્ય જણાય નહિં. હિંદુસ્થાનના કરોડો રૂપીઆ મિથ્યા વિષયોપભોગમાં ને મોટાઇન મિથ્યા ખર્ચોમાં ખર્ચાઈ જાય છે. પરદેશી માલ રૂપીઆ પરદેશ ખેંચી જાય છે ! સ્વદેશ અને સ્વદેશીને કોણ ઉત્તેજન આપે ? હિંદ નિર્ધન બને તેમાં નવાઇ શી ! હિંદ ! મ્હારી દુઃખી માતા ! ત્હારી ઉન્નતિ શી રીતે થાય ? તારાં પુત્રો અને પુત્રીઓ હજી અજ્ઞાનના ઊંડા તિમિરમાં શયન કરે છે,-પરમાર્થને પાટુ મારે છે. સ્વાર્થના શણગાર સજે છે ને પાપની પેટીઓ ભરે છે. અન્તરમાંની ઉંડી બળતરા બોલે છે. અહો શ્રીમન્તો ! ત્હમે શું કરવા જન્મ્યા ? પાત્રવિના પ્રભુએ શી રીતે દાન દીધું ?

મ્હારી શ્રીમતી ભગિનીઓ ! મ્હારી વૈભવવતી બ્હેનો ! હિંદની આધારભૂત રમણીઓ ! મ્હારા ઉપર ત્હમે ક્રોધ ન કરશો. પણ ત્હમે દયાની દેવીઓ થજો. પરમાર્થની પ્રતિમા થજો. આનંદનો અવતાર થજો. સ્નેહનો શણગાર સજો; સહન કરવાનો મંત્ર શીખજો. તન, મન, ધનથી પરોપકારનાં કામ કરજો. હિંદ માતાની સેવા કરજો. સ્વદેશ અને સ્વદેશીઓની દાઝ ધરજો. સ્ત્રીઓની ઉન્નતિ કરવામાં આગેવાની લેજો. બ્હેનો, લક્ષ્મીની સહાયતાથી મનુષ્ય ધારે તો જગતનું ઘણું ભલું કરી શકવાને સમર્થ થાય છે. મનમાં પરણીને મનમાં રંડાવું જેમ મિથ્યા છે તેમજ લક્ષ્મીવિનાના વિચારો મનમાં ઉદ્ભવી મનમાંજ પાછા સમાઇ જાય છે. જગતના સુખ અર્થે તે નકામા છે. બ્હેનો, ત્હમે દુઃખીને દિલાસો દેજો. અપંગને સાહાય્ય કરજો, ભુખ્યાંને ભોજન દેજો, નિર્ધનને ધન દેજો; રોગીને ઔષધ દેજો, અસમર્થની સેવા કરજો. દયા અને પ્રેમની પોષક માડીઓ ! ક્ષમાની મૂર્તિ મતિ દેવીઓ ! તમારા ઉપર ભવિષ્યની પ્રજાનો આધાર છે, નીતિધર્મનાં સ્થાપક છો, હિંદના હિત ને મોક્ષ મુક્તિનો માર્ગ તમે છો. પ્રભુરૂપ છો. પ્રભુને ઓળખવાનું સાધન તમે છો. અસ્તુ ! પરમાત્મા ત્હમને સદ્બુદ્ધિ આપો અને ત્હમને સતકાર્યોમાં સાહાય્ય કરો. ત્હમારી શુભેચ્છાઓ સફળ કરો. રંક બ્હેન બીજું શું ઇચ્છે ?

સૌ. વિજયાલક્ષ્મી હર્ષદરાય વી. ત્રિવેદી.

## વધૂકર્ત્તવ્ય.

માબાપની શીખામણથી સંસ્કાર પામેલી બાળાઓને પોતાની આવડત કે અણઆવડત બતાવવાનો સમય સાસરવાસમાંજ આવે છે, કેમકે પિયરમાં જ્યારે નજીવી ભૂલો તરફ અથવા લાડને લઇ મોટી ભૂલો તરફ પણ માતપિતા લક્ષ આપતાં નથી અને ચલાવે જાય છે ત્યારે સાસરામાં પોતાને ઘેર આવનાર બાળા હજુ એ નવા ઘરના રીતરિવાજથી કેવળ અજ્ઞાન છે એમ જાણવામાં છતાં સાસરિયાં સમયોચિત સલાહ અને શીખામણથી સુધારી લેવાને બદલે હેરણાં હેર્યા કરે છે; તો સુખ દુઃખ, શ્રમ કે આરામ કંઇનો વિચાર ન લાવતાં નવોઢાએ[1] નવા ઘરમાં (સાસરે) રહેવું એજ આખરે સુખકર છે, માટે શ્રીમન્ત પિતાની પુત્રી હોય તોપણ ત્હેણે નિર્ધન સાસરામાં નિર્ધનજ દેખાવું જોઇએ. અર્થાત્ પોતાનાં સાસરાનાં ઘરની હાલત પ્રમાણેજ પોતાનું વર્તન રાખવું ઉચિત છે, વળી સાસરામાં પ્રવેશતી વહૂએ સર્વ સાસરવેલ સાથે સલાહસંપ અને હેતથી વર્ત્તવા નિશ્ચય રાખવો, તેમ સાસરે પોતાને જે છૂટ મળે તેનો વખાણપાત્ર કામમાં ઉપયોગ કરવો કે જેથી ઉત્તમ પ્રકારનું સંસાર સુખ પ્રાપ્ત કરી શકાય છે. જે માણસ કામગારૂં હોય છે તે ઘરનાં દરેક માણસને પ્રિય થઇ પડે છે એ યાદ રાખવું.

સઘળી વાતો, ભીતરવેદનાઓ પતિ પોતાની પત્નીપાસેજ કરે છે. પરન્તુ પતિએ કહેલી વાત પોતાના પેટમાં રહી શકે નહીં તો પોતાની આવી કુટેવથી પતિને કોઇ વખત કેટલી વિપત્તિમાં આવવું પડે એ વિચાર હમશાં કરતાં રહેવો, તેમ મનોબળ એવું વધારતાં-જવું કે દિવસે દિવસે પતિનો વિશ્વાસ પોતાપર વધે અને પોતાને સારી સાથીયેણ ( વહૂ ) આપવા માટે જગતપિતાનો ઉપકાર માનતાં ત્હમને પણ અંતઃકરણથી શુભાશીષ આપે, એમ કરવા પ્રયાસ કરવો જોઇએ. મતલબ પતિએ નહી કહેવાજેવી વાત કદી પણ કોઇને કહેવી નહીં તથા પોતાનું એકે કૃત્ય પતિથી છૂપું રાખવું નહીં. વળી કમનશીબથી અથવા તો વડીલોના પેઢી દર પેઢી ચાલ્યા આવતા કરજથી પતિ ગરીબ હોય તો પણ તેના માટે હલકો વિચાર લાવી, ત્હેનાપરનો પોતાનો પ્રેમ ઓછો કરવો એ સુપત્નીનો ધર્મ નથી. નીતિની રીતિએ ચાલતાં પણ પતિ ગરીબી ભોગવે એમાં શરમાવું કે સંકોચાવું શામાટે જોઇએ ? નહીંજ !

પતિ તરફ અપ્રીતિ રાખનારી સ્ત્રીની સોબત બીલકુલ ન કરવી ; કેમકે પતિ પ્રત્યે તિરસ્કારયુક્ત નજરથી જોતી સ્ત્રીની સોબતથી-તેની સાથેની નિત્યની વાતચિતથી પોતાનું મન પણ જો નબળું હોય છે તો પતિ તરફ સેહેજ વાતમાં ઓછી પ્રીતિવાળું થઇ જાય છે. માટે આવી સ્ત્રીથી દૂરજ રહેવું એ સુખકર છે. સંસાર વહેવારમાં પતિપત્ની વચ્ચે મતભેદના ઘણા પ્રસંગો આવ્યા કરે છે માટે પત્નીએ બહુજ શાંત સ્વભાવનું થવું જરૂરનું છે. કોઇ વખત પતિ વગરવાંકે ખીજી જાય તો તેવે વખતે સત્ય હકીકત વિનયથી કહી દેવી અને કદાચ વિનયથી કહેતાં પણ પતિ વધુ રોષે ભરાય એવો કટાકટીનો પ્રસંગ આવી પડે તો એવે સમયે મૌન્ય રહેવું. પણ પતિનો રોષ જ્યારે નરમ પડી જાય ત્યારે થયેલ ભૂલમાં પોતાનો હાથ નથી એમ અગર તો ભૂલ થઇ હોય તો એ માટે હવેથી કદી તેવી ભૂલ નહીં થાય ' તેમ ક્ષમા ચહાતાં કહી દેવું જેથી પતિનો રહેલો શેષ ગુસ્સો પણ કમી થશે. ત્હમારો પતિ ત્હમારી-સુન્દરતાથી આકર્ષાઇને કે નબળા મનનો હોય તેથી ત્હમારા કહ્યા અક્ષરો-પછી તે સાચા કે ખોટા હોય છતાં-કહયે જતો હોય તોપણ ત્હમારો પતિ ' ત્હમારેજ આધીન છે, તમે કહો એટલુંજ કરનારો છે, ' એવું એવું બ્હાર બોલી પતિની પદ્નિને ઉતારી પાડવી ન જોઇએ. સ્ત્રીજાત પણ કેટલી જરૂરની છે, તેમને યોગ્ય કેળવણી ઘટતી છૂટ સાથે અપાય તો તેઓ પણ શું શું કરી શકે છે એ બાબત ત્હમારો પતિ બરાબર સમજતો હશે અને સ્ત્રી નામને છાજે તેવા દરેક ઉમદા ગુણો ત્હેણે ત્હમારામાં દીઠા હશે તો એ દરેક બાબતમાં ત્હમને પૂછશે; પરન્તુ એથી એની રહેણી ત્હમારે આધીન છે એવો ખોટો ખ્યાલ કદી લેવાનો નથી.

પતિની આજ્ઞા અનુસાર વર્તી પતિના મનમાં અણગમો કે અવિશ્વાસ ઉત્પન્ન થવા ન દેવાં એજ કુલિન કામિનીને ઘટે છે. પોતાનો પતિ પરદેશ હોય ત્યારે ત્હમે જ્યારે ઘેર કંઇ પણ ઉપાધી વગર સહીસલામત સંતોષમાં રહોછો ત્યારે તે (પતિ) ત્હમારા માટે કેટલું કષ્ટ વેઠી બહાર પરદેશમાં આવી પડતી અનેક મુશ્કેલીઓ સહન કરે છે એ બાબત ઉપર લાંબી નજરે જોતાં રહેવું. પતિની આવી ગેરહાજરીનો અયોગ્ય લાભ લઇ સ્વતંત્ર થતાં ન જવું, પણ રમત ગમત, શરીરનો વગર જરૂરનો શણગાર, આ ઘેર-તે ઘેર રખડવું, મન્દિરોમાં ઉત્સવ જોવાને બ્હાને આથડવું, નિર્લજ સખીઓ કરી તેવીઓની સાથે ઠઠ્ઠા-મશ્કરી કરવી, પરપુરૂષ વાળા સ્થાને જવું, આવી આવી ન છાજતી અને સ્ત્રીજાતીનું ભૂષણ

જે શીયળ તેને બટ્ટો લગાડનારી બાબતોનો ત્યાગ કરવો. આવે વખતે માત્ર માંગલિક ( સૌભાગ્ય સૂચવનારાં ) આભૂષણોજ પહેરવાં અને મ્હોટેરાંના સહવાસમાં રહીને સદાચરણ, સત્ય, નીતિનાં પુસ્તકોનું વાંચન, પતિએ જુદાં પડતી વખતે કરેલ આજ્ઞાનું પાલન તથા કુળની મર્યાદાને વળગી રહીને પતિના આયુષ્યની રક્ષામાટે સૌભાગ્યવ્રતો કરવાં.

ચાકરો સાથે બેસવા, ઉઠવા કે મોં મલકાવી વાતચિત કરવાની ટેવ સદ્દગુણી જનોની દષ્ટિએ ધિક્કારપાત્ર બનાવે છે. વળી આવી ટેવ પતિના જોવામાં આવે છે તો તે પણ નારાજ થાયજ. માટે પતિનું મન જેથી ભ્રાન્તિ ન પામે તેમજ રહેવું. શીયળ એ સ્ત્રીનો સાચો શૃંગાર છે, સૌભાગ્ય એ સ્ત્રીનું આનંદદાયક જીવિત છે; માટે એ બે અમૂલ્ય ખજાનાનું ( શીયળનું અને સૌભાગ્યનું ) પ્રાણ કરતાં પણ અધીક રક્ષણ કરવું.

ત્હમે સાવકી માતા કહેવાતાં હો તો શોક્યનાં બાલક અને ત્હમારાં બાલકમાં ભેદ ગણીને, માતા વગરનાં અબોલ અને નિરાધાર બાળકને આંસુડાં પડાવી–તેમની આંતરડી રડાવી–નિશ્વાસો નંખાવી–ત્હેમનાં અંતઃકરણની ઉંડી હાય કદી લેતાં નહીં. આવાં અબોલ અને ઉપરાણાં વગરનાં નિરાધાર બાલકોની હાય ત્હમને કદી જંપી રહેવા નહીંજ દે ! માટે ત્હમારી સત્તાતળે આવેલાં એ બાળકોને સુખીજ રાખશો કે જેથી જગતકર્ત્તા પણ રાજી રહેશે.

રાતે પતિ સાથે આનંદી વાતોમાં મગ્ન થઇ શાન્ત ચિત્તે વહેલાં સુઇ જઇ પ્હરોઢમાં વહેલાં ઉઠી મંગળ પદાર્થો જોવા, નિર્મળ જળથી સારી રીતે શરીરને ચોળી ન્હાઇ સ્વચ્છ થઇ, શક્તિઅનુસાર મળેલાં પણ સ્વચ્છ વસ્ત્રો પહેરી, કપાળમાં કુંકુમનો[1] ચંદ્રક[2] કરી, સૌભાગ્યદર્શક શણગારથી તૈયાર થઇ ખરા મનથી અને પવિત્રહૃદયથી ઇષ્ટદેવનું સ્મરણ કરવું. પતિ ઉઠતાં ત્હેનું મુખ જોવું અને તેને ( પતિને ) જોઇતાં સાધનો પૂરાં પાડી, પછી ઘરકામમાં લાગવું, એ સુવાસિની સ્ત્રીનો ખરો ધર્મ છે.

સ્ત્રીજાતિની શ્રેષ્ટતાને સમજનારી સ્ત્રી, પતિને પ્રાણથી વધારે પ્રિય ગણી, તેનેજ આધીન રહી, સદાચરણથી ચાલી, નિષ્કલંક રહી, સુખદુઃખમાં સમભાવવાળી રહી, પતિને જગતમાં આવી મળતા વિવિધ પ્રકારના પરિતાપ, ભય, કંકાસ દૂર કરે છે, અને તાપથી તપેલા જગતને જેમ રાત્રે ચંદ્ર શીતળતા આપે છે તેમ સંસારની ઉપાધિથી તપ્ત થયેલા[3] પતિને સદ્દગુણી સ્ત્રી મિટ્ટી ઠંડક આપે છે. માટેજ ' સુપત્ની ' ની શ્રેષ્ઠ પદ્દિ પ્રાપ્ત કરવા સદ્દગુણી થવું.

નટવરલાલ કે. ટાઇપિસ્ટ.

---

વિશુદ્ધિનો પ્રભાવઃ—સર્વથા વિશુદ્ધિની અકળગતિ છે. અગ્નિમાં પડીને પણ સુવર્ણ જેમ ચડતે રંગે ચઢી મોંઘા મૂલ્યનું થાય છે તેમ વિશુદ્ધિના ભક્તો પણ આપત્તિની જ્વાળાઓ વેઠી વેઠી ચડતા રંગ અને વિશેષ કીર્તિને પ્રાપ્ત કરે છે. સાવિત્રી સાથે અન્ય સ્ત્રીઓ નહિં હોય ? અહલ્યા તારા અનસૂયા ઇત્યાદિ " સવારના પ્રહરનાં નામ " કહેવાતી સતીઓના સમયમાં કંઈ સ્ત્રીઓજ નહિં હોય ? એમ કેમ કહેવાય ? સ્ત્રીઓ તો અસંખ્યજ છે. પણ મોંઘી વસ્તુની પેઠે આ સતીઓનાં નામ પેરેપેર સંગ્રહી રાખવામાં આવે છે તે નિઃસંશય વિશુદ્ધિનોજ પ્રતાપ. દે. દ. પંડ્યા કૃત કુસુમાવલી.
( રતનરામ ઉ. ભટ્ટ કૃત સાહિત્યવિલાસમાંથી. )

---

૧ કંકુનો ૨ ચાંડલો. ૩ તપેલા.

# रमणिमणिमाला.

## દેવી અઘોરકામિની.

(ગયા અંકથી ચાલુ.)

હવે એમનું શરીર બીલકુલ પડી ભાગ્યું. આ વખતે નિર્દય મૃત્યુએ પોતાના બંને હાથ પસાર્યા હતા. ઇ. સ. ૧૮૯૬ ની ૨૭ મી મેને દિવસે કારી રોગે એમના ઉપર જોરથી હુમલો કર્યો. ૩ જી જુને શ્વાસ બંધ થઇ જવા આવ્યો. ડાકટરે પરીક્ષા કરી કહ્યું 'રૂમેટિઝમ ઓફ ધી હાર્ટ'–છાતીનો સંધીવા. આ સમયે કયા ડાકટરે ત્હેમની સારવાર કરવી એ પ્રશ્ન ઉભો થયો. કારણ કે આટલા દિવસ ત્હેમના ધર્મબન્ધુ બાબુ પરેશનાથ ચટ્ટોપાધ્યાય ત્હેમના ઘરમાં બધાની દવા કરતા હતા. પણ એ હોમિયોપેથિક ડાકટર હતા. આવા અણીના વખતે ત્હેમના એકલાના ઉપર કેવી રીતે ભરોંસો રાખી શકાય? પણ અઘોરકામિનીએ મૃત્યુસમયે પણ માનસિકબળનો પરિચય આપ્યો. ત્હેમણે કહ્યું કે 'મ્હારી દવા પરેશબાબુજ કરશે; બીજા કોઇ ડાકટરની જરૂર નથી.' ત્હેમની ઇચ્છા મુજબજ કરવામાં આવ્યું.

૧૩ મી જુને મ્હોટા દિકરાને બોલાવીને કહ્યું. "માજીની પાસે જાઉં છું. હવે વાર લગાડાય એમ નથી. સુબોધ! અસત્ય માર્ગે જતો ના. × × × મ્હારે માટે રોતો નહીં."

આખરે ૧૫ મી જૂન આવી પહોંચી. એ એમની મહાયાત્રાનો દિવસ હતો. એ દિવસે બે વાગ્યાને બાર મિનિટે એ અનંત સમાધિમાં લીન થઇ ગયાં; ત્હેમના પ્રાણથી અધિક વ્હાલા સ્વામી, તથા પુત્ર પુત્રીઓ, બધાં ત્હેમની તરફ આકુળતાથી જોતાં રહ્યાં પણ ત્હેમની સમાધિ તુટીજ નહીં. એ તો પોતે ચિરવાંછિત જગતજનનીના ખોળામાં અનંતકાળને માટે સુઇ ગયાં.

હાય! પુત્ર પુત્રીઓ ત્હેમને માટે અશ્રુ વરસાવવાં લાગ્યાં; બન્ધુઓ રોઇ રોઇને વ્યાકુળ થઈ ગયા. ગામનાં ગરીબ લોકો ત્હેમના મૃતદેહને ઘેરી લઇને હાય, હાય, કરવા લાગ્યા; પણ હાય! ત્હેમનો આત્મા ગયો તે ગયોજ. હવે દીન દુઃખીઓને સહાયતા મળશે નહીં; માંદાઓની માવજત થશે નહીં. લોકો ત્હેમની ઇશ્વરભક્તિ જોઇને વિસ્મય પામશે નહીં!!

આજ ત્હેમનો મૃતદેહ જોવામાં આવતો નથી; પણ ત્હેમનો અમર આત્મા આજ પણ કેટલીએ નારીઓના પ્રાણમાં શક્તિનો સંચાર કરે છે; કેટલાએ પુરૂષોના હૃદયમાં ભક્તિનો ઉદય કરે છે; સ્વધર્માવલંબી કેટલાએ લોકો એમની અપૂર્વ જીવન કહાણી સાંભળીને વિસ્મય પામે છે, અને ત્હેમના આત્માને ભક્તિપુષ્પાંજલી અર્પે છે. મ્હારી ઇશ્વર પાસે એજ પ્રાર્થના છે કે એ લોકો પણ એમનીજ માફક ભક્તિ અને ધર્મને સાધીને જીવનને કૃતાર્થ કરવા પામે! અસ્તુ!!

૭.

દેવીઅઘોરકામિનીના સ્વર્ગવાસ પછી બાંકીપુરની પ્રજા તરફથી એક સભા ભરવામાં આવી. ત્હેમના આત્મા તરફ ભક્તિ પ્રગટ કરવા સારૂ એ શહેરના અનેક બંગાળી, હિંદુસ્તાની અને કેટલાક અંગ્રેજ સદ્ગૃહસ્થો ત્હાં એકઠા થયા હતા. ત્હાંના આગેવાન વકીલ બાબુ ગુરૂપ્રસાદસેને સભાનું પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું. ત્હેમના અંગ્રેજી ભાષણનો કાંઇક સાર નીચે આપું છું.

'ઘણા સૈકાઓ પછી અહિં આવી સભા ભરાઇ છે. એક પ્રસિદ્ધ સન્નારીની સ્મૃતિ જાળવી રાખવાને માટે આજની સભા બોલાવવામાં આવી છે. ××× મિસિઝ રાય (દેવી અઘોરકામિની) ના સંબંધમાં બોલતાં કહી શકાય કે હેમના જીવનનો પ્રભાવ વિશાળ ક્ષેત્રમાં ફેલાયો હતો.××જે કન્યાશાળામાં આપણે એકઠા થયા છીએ તે કન્યાશાળા ઘણા સમય અગાઉથી વર્તમાન હતી. પણ મિસિઝ રાયે હેને નવી જીંદગી બક્ષી હતી. ××× હેમણે પોતાને ઘેર પોતાને ખર્ચે એક બોર્ડિંગ હાઉસની સ્થાપના કરી હતી. અહિંની બાલિકાઓ હેમનેજ પોતાની માતા ગણે છે. આ બોર્ડિંગ હાઉસમાં હેમના કુટુંબની આવકનો મ્હોટો ભાગ ખરચાતો. મનુષ્યો તરફના હેમના પ્રેમનું સ્મરણ જાળવી રાખવા યોગ્ય છે. હેમના સમાગમમાં આવનારને માટે એ દેવીરૂપ હતાં. હેમણે ફક્ત બ્રાહ્મસમાજીઓમાં પોતાનું કાર્ય કર્યું છે એમ નથી, હિન્દુસમાજમાં પણ એમણે ઘણું કામ કર્યું છે.'

બિહાર નેશનલ કોલેજના હાલના પ્રિન્સિપાલ શ્રીયુક્ત દેવેન્દ્રનાથસેન, એમ. એ.—મહાશય બોલ્યા કે 'હેમણે બીજાઓને માટે પોતાનો પ્રાણ સમર્પણ કર્યો છે. બાલિકાઓ આગળ એ દાનશીલતા અને ઉદ્યમનું ઉંચા પ્રકારનું દૃષ્ટાંત રાખી ગયાં છે. મ્હને યાદ આવે છે કે, એમણે કેવી રીતે એક માતાની કાળજીથી મ્હારી સેવા કરી હતી. કોઇની પણ પીડાની વાત સાંભળતાં એ તરતજ ત્હાં દોડતાં. પોતાની તબીયત કે પૈસાના સ્હામું જોતાં નહીં. આવી એક સન્નારીને માટે સન્માન દર્શાવવું એ આપણી ખાસ ફરજ છે.'

હિન્દુસ્તાની સદ્‌ગૃહસ્થોના આગેવાન બાંકીપુરના પ્રસિદ્ધ વકીલ શ્રીયુક્ત ગજાધરપ્રસાદ બોલ્યા "આવી મહાન્ નારીની તરફ સન્માન દર્શાવ્યાથી આપણે આપણી જાતનુંજ ગૌરવ વધારીએ છીએ. મિસિઝ રાય પોતાની બધી સુખ સગવડોને ભૂલી જઇને પોતાનું ધન બીજાઓના કલ્યાણ માટે ખર્ચતાં હતાં."

પ્રેસિડેન્સી કોલેજના હાલના અધ્યક્ષ મિસ્ટર એચ. આર. જેમ્સ બોલ્યા કેઃ—આવી એક સહૃદય નારીનું સ્મરણ જાળવી રાખવું વ્યાજબી છે. એ પોતાના મહાન જીવનવડે દેશનું ગૌરવ વધારી ગયાં છે. એવી સ્ત્રીશિક્ષાના ઉપરજ ભારતવર્ષનો ઉદયઆધાર રાખે છે.

ડાકટર જે. એન. ઘોષ મહાશયે જે કાંઇ કહ્યું હેનો સંક્ષેપ સાર આ મુજબ છેઃ—

'જે નારી હમણાં સંસારમાંથી ચાલ્યાં ગયાં છે, હેમની વાત યુગના યુગ સુધી સ્મરણમાં રહેશે. હેમનું અંતઃકરણ આધ્યાત્મિક ભાવથી પરિપૂર્ણ હતું. એ હમેશાં ઇશ્વરની શક્તિથી ચાલતાં. બાળક બાલિકાને સુખી કરવાં અને હેમનાં હૃદય ઇશ્વર ભક્તિથી પૂર્ણ કરવાં એ હેમના જીવનનું શ્રેષ્ઠ કાર્ય હતું. હિન્દુ, બ્રાહ્મ કે મુસલમાન એવો કાંઈ વિચાર એમના મનમાં નહોતો આવતો. બધાની સહાયતા માટે એ તૈયાર રહેતાં. એમની આગળ જ્હારે કોઇ ગુંચવાડો ઉભો થતો ત્હારે હેને ઉકેલવા માટે ઇશ્વરની પાસે પ્રાર્થના કરતાં. આટલા માટે એમનાં બધાં કાર્યો સફળ થયાં છે.'

દેવીઅઘોરકામિનીના સંબંધમાં સ્વર્ગસ્થ પ્રતાપચન્દ્ર મજુમદાર મહાશય લખે છે કેઃ—"અઘોરકામિની દર વર્ષે કેટલાક સ્નેહીઓને લઇને રાજગૃહ નામના એક બૌદ્ધ તીર્થમાં જતાં. ફક્ત ધર્મ સાધનજ હેમના આ પ્રવાસનો ઉદ્દેશ હતો. ત્હાં આગળ બે ત્રણ

દિવસ સુધી પ્રબળ ઉત્સાહથી ધર્મોત્સવ કરતાં, રસ્તામાં લોકોને મળીને જાહેર રીત્યે ઉપદેશ આપતાં તથા નગર સંકીર્તન કરતાં. આવી રીત્યે ધર્માત્મા સ્વામીની સાથે જોડાઇને એમણે ગાઢભક્તિ, નિષ્ઠા અને ઉચ્ચ વ્રત પાલન કર્યાં છે. ઇશ્વિરોપાસનામાં અઘોરકામિનીની અસામાન્ય ભક્તિ જોઇને આચાર્ય કેશવચન્દ્રે ઘણો સંતોષ પ્રગટ કર્યો હતો. વાસ્તવિક રીત્યે જોતાં ધર્મભાવ, પરસેવામાં પ્રવૃત્તિ, ભગવદ્‌ભક્તિ અને લોક સેવા, એક સરખીરીત્યે હેમના જીવનમાં ગુંથાયલા હતાં. પારકાઓની સેવામાં હેમનું આત્મસમર્પણ, સત્કાર્યમાં ઉત્સાહ, સંસાર તરફ વૈરાગ્ય, ચિત્તશુદ્ધિ, પવિત્રતા, ધર્મ, વિશ્વાસ અને અસાધારણ ભગવદ્‌ભક્તિની કથા જે સાંભળશે હેને વિશુદ્ધ આનંદ ઉપજશે. શ્રીયુકત પ્રકાશચન્દ્રરાય એમને સહધર્મિણીરૂપે પામીને ધન્યવાદને પાત્ર થયા છે અને એ પ્રકાશચન્દ્રને પતિરૂપે પામીને ધન્ય થઈ ગયાં છે. અને આપણે એ બંનેની તરફ શ્રદ્ધાપ્રીતિ દર્શાવીને સુખી થયાછીએ, ઉપકૃત થયા છીએ, કૃતાર્થ થયા છીએ ”

દેવીઅઘોરકામિનીના સંબંધમાં બીજા પણ અનેક વિદ્વાનોના સારા અભિપ્રાય મળી આવે એમ છે. પણ હેની જરૂર શી? આપણે સંક્ષેપમાં હેમનું જે જીવનચરિત્ર જોયું તે ઉપરથી આપણને વિશ્વાસ છે કે અઘોરકામિની માનવી હોવા છતાં પણ દેવીની માફક આ સંસારમાં કાર્ય કરીને સ્વર્ગધામમાં સીધાવ્યાં છે. આપણા દેશની કેળવાયલી સ્ત્રીઓ દેવી અઘોરકામિનીની માફક ભક્તિમતી નારી બને, અને દેશની સેવા કરવાને તન મન ધનથી યત્ન કરે એજ મ્હારી સહૃદય પ્રાર્થના છે. એમ થશે ત્હારે દેશની દુર્ગતિનો નાશ થશે અસ્તુ! અસ્તુ!!

શિવપ્રસાદ દલપતરામ પંડિત.

---

# समय तरंग.

**નામદાર શહેનશાહ તથા શહેનશાહબાનુનો હિન્દમાં રાજ્યાભિષેક:** એક ઘણાજ આનન્દની ખબર હિન્દુસ્થાનના નવા પ્રધાન લૉર્ડ ક્રુ તરફથી પ્રકટ થઇ છે; અને તે એ છે કે, ૧૯૧૨ ના જાન્યુઆરીની ૧ લી તારીખે નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જ તથા શહેનશાહબાનુ મેરી રાજ્યમાતા એલેક્ઝેન્ડ્રા સાથે હિન્દુસ્થાનમાં આવી દિલ્હીમાં રાજ્યાભિષેકનો દરબાર ભરશે. આ શુભ સમાચાર સર્વત્ર આનન્દાશ્ચર્યથી વધાવી લેવામાં આવશે એ નિઃસંશય છે. અત્યાર સુધીમાં બ્રિટિશ મહારાજ્યનાં તખ્તનશીન કોઇપણ શહેનશાહ અગર શહેનશાહબાનુ હિન્દમાં આવી શકયાં નથી; અને તેથી આ સુવર્ણ પ્રસંગ ખાસ મંગલમય થઇ પડશે જોઇએ એમ સઘળા હિન્દવાસીઓને પૂર્ણ શ્રદ્ધા રહે એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. હિન્દના રાજ્યકર્તાને હિન્દના તખ્ત ઉપર રાજ્યાભિષેક થાય ત્યારથી હિન્દુસ્થાનનું ભવિષ્ય પણ વધારે ઉજ્વલ, વધારે આશાભર્યું બનવાનું એ નક્કિજ છે.

**રાજમાતા શહેનશાહબાનુ એલેક્ઝેન્ડ્રાનો એકાન્તવાસ:** નામદાર રાજમાતા એલેક્ઝેન્ડ્રા અને રશિયાનાં મહારાણી હેમનાં બ્હેન મેરી ડેન્માર્કમાં કોપનહેગન ખાતે આવેલા હેમના એક 'વિદલા'-ગ્રામ્ય નિવાસગૃહમાં ઘણાં એકાન્ત અને સાદી રીતે રહે છે અને બાદશાહી કુટુમ્બ સિવાય બીજા કોઇને ભાગ્યેજ મળે છે.

**નામદાર ગવર્નરનું પુનર્લગ્ન:** નામદાર ગવર્નર સરજ્યોર્જ કલાર્કનું લગ્ન મિસિસ રેનોલ્ડ્ઝ સાથે તા. ૪ થી નવેમ્બરે મુંબાઇમાં કોટમાં આવેલા સેન્ટટોમસના દેવળમાં

અપોરના પોણાબાર વાગ્યે થયાં હતાં. સર જ્યોર્જ ક્લાર્કનું વય પંચાવન વર્ષનું અને મિસિસ રેનોલ્ડ્ઝનું આસરે પીસતાળીસ વર્ષનું છે. લગ્નને દિવસે મિસિસ રેનોલ્ડ્ઝ પ્રાતઃકાળમાં વિલાયતથી પી. અને ઓ. કંપનીની આગબોટ મારમોરામાં મુંબાઈ પધાર્યાં હતાં. મ્હેમનું આખું નામ મિસિસ ફ્રિસિસ એન્જેલિના રૈઝમન્ડ રેનોલ્ડ્ઝ છે અને તે કેપ્ટન રેનોલ્ડ્ઝનાં વિધવા તથા મહૂમ મિ. જ્યોર્જ મોરટનાં પુત્રી થાય છે. લગ્ન પ્રસંગે દેવળને પાંદડાં અને ફૂલથી શણગારવામાં આવ્યું હતું ને શહેરનાં પ્રતિષ્ઠિત નાગરિકો તથા સન્નારીઓ તથા મ્હોટા અમલદારોથી તે ચીકાર ભરાઈ ગયું હતું. મિસિસ રેનોલ્ડ્ઝે સુન્દર પોશાક ધારણ કીધો હતો તથા મનોહર કમળનાં પુષ્પો તથા સુગન્ધી ગુલાબનાં ફૂલોનો મ્હોટો ગુચ્છો લ્હેમણે હાથમાં રાખ્યો હતો. લગ્ન ક્રિયા વખતે બેન્ડ સુન્દર સરોદ વગાડી રહ્યું હતું તથા ત્હેને અન્તે મુંબાઇના નામદાર બિશપે આશીર્વચન યુક્ત એક વ્યાખ્યાન આપ્યું હતું. તે પછી નામદાર ગવર્નર તથા મ્હેમનાં બાનુ દેવળમાંથી વિદાય થયાં હતાં. પ્રજાગણમાં આ લગ્ને બહુ હર્ષ ઉત્પન્ન કીધો હતો અને લોકોનાં ટોળાંઓ મ્હોટા અવાજોથી હર્ષનાદ કરી આપણા લોકપ્રિય ગવર્નર સાહેબ તથા મ્હેમનાં બાનુને ભારે આવકાર આપી આનન્દ પ્રગટ કરતાં હતાં. નામદાર સર જ્યોર્જ ક્લાર્કનું આ લગ્ન સુખદાયી નીવડો એમ પ્રભુ પાસે પ્રાર્થના છે; અને એ નામદારને હાથે હજી અનેક સત્કાર્યો થવાનાં છે મ્હેમાં લેડિ ક્લાર્ક મ્હેમને સંપૂર્ણ રીતે સહાયક થઇ પડશે એમ સર્વને ખાત્રી છે. પ્રભુ તે આશા પૂર્ણ કરો.

**રુક્ષ્મણી પ્રસૂતિકા ગૃહ:** સુરતના શેઠ વ્રજભૂખણદાસ આત્મારામે પોતાનાં સ્વર્ગસ્થ પત્ની રુક્ષ્મણીબ્હેનના નામથી વિભૂષિત થયેલું એક પ્રસૂતિકા ગૃહ હાલમાં મુંબાઇમાં કાવસજી પટેલના તળાવની પાસે હિન્દુ સ્ત્રીઓને માટે ઉઘાડયું છે; અને ત્હેને ખુલ્લું મૂકવાની ક્રિયા દાકતર સર ભાલચન્દ્રે કરી હતી. શેઠ લક્ષ્મીદાસ ખીમજીએ એવો એક વોર્ડ આયુર્વેદ ઔષધાલયમાં ભાટીયા કોમને માટે ઉઘાડયો છે પરન્તુ હિન્દુઓને સામાન્ય રીતે ઉપયોગી થઇ પડે એવું કોઈ સ્થાન નહિં હોવાથી સાધારણ સ્થિતિનાં માણસોને ઘણીજ અગવડ પડતી હતી. રુક્ષ્મણી પ્રસૂતિકાગૃહ હિન્દુઓના ગીચ લત્તામાં આવેલું છે અને એક આશીર્વાદ સમાન થઈ પડશે એ નિઃસંશય છે. હાલમાં ત્હેમાં બાર બિછાનાંની સગવડ છે પરન્તુ આશા છે કે ત્હેની ઉપયોગિતામાં વધારો થયે સર્વ રીતે ત્હેની સગવડ અને અનુકૂળતામાં સુધારો વધારો થશે. શેઠ વ્રજભૂખણદાસના પુત્ર દા. મંગળદાસ તથા ત્હેમનાં પત્ની વિલાયત જઇને પ્રસુતિકા (સુવાવડી સ્ત્રી) ને લગતું ખાસ જ્ઞાન સંપાદન કરી આવ્યાં છે અને તેથી આ ગૃહ પણ ત્હેમની દેખરેખ નીચે રહેવાનું છે એ વધારે સંતોષપ્રદ છે. આશા છે કે આ પ્રસુતિકાગૃહનો દિનપરદિન ઉપયોગ વધશે અને લોકોને તે સર્વ રીતે લાભદાયી થઇ પડશે.

**લેડિ મિન્ટોએ અલ્લાહાબાદમાં શરૂ કરેલો સુન્દર રિવાજ:** નામદાર વાઇસરૉય લૉર્ડ મિન્ટો અલ્લાહાબાદમાં ઢંઢેરાના સ્મારક સ્થંભનો પાયો નાંખવાને લેડિમિન્ટો તથા લેડિ એલિન ઇલિયટની સાથે પધાર્યા હતા. ત્યાં મિન્ટોબાગ અને સ્મારક સ્થંભનો પાયો નાંખવાની ક્રિયા થઈ રહ્યા પછી, રાય બહાદુર લાલા રામચરણદાસે ત્રણ સુવર્ણમાળાઓ લૉર્ડ મિન્ટો, લેડિ મિન્ટો તથા લેડિ એલિન ઇલિયટને પ્હેરાવી હતી. જે વખત તે નામદારોએ લાલાજીનો બંને હાથ જોડી 'નમસ્કાર' કહીને, ઉપકાર માન્યો હતો. આવાં ન્હાનાં ન્હાનાં સુકૃત્યો પણ પ્રજાની લાગણીને કેટલી બધી આકર્ષી શકે છે તે તે વખત તે મેળાવડામાં ઉત્પન્ન થયેલા અત્યાનન્દથી સમજાઇ શકે છે.

**બે ઇગ્રેજ બાનુઓની બહાદુરી:** કલકત્તાની સુપ્રસિદ્ધ નાટકકાર મિસિસ માર્સડન વેદ્ફિલ્ડ તથા મિસ પેજ નામની બે બાનુઓ દાર્જિલિંગથી કલકત્તા જતી મેલટ્રેનમાં પ્હેલા વર્ગના ડબામાં એકલી મુસાફરી કરતી હતી. રાતમાં મિસ પેજ જાગી ઉઠતાં ત્હેણે એક કાળા મ્હોંવાળા માણસને પોતાની પાસે ઉભેલો જોયો. આ ઉપરથી ત્હેણે બૂમ પાડી જેથી મિસિસ વેદ્ફિલ્ડ જાગી

ઉઠી અને તે બદમાશ તરફ ધશી ગઈ. તે માણસ બારણા તરફ દોડયો પરન્તુ મિસિસ વેક્ફિલ્ડે ત્હેને પાછળથી પકડયો અને સખ્ત લ્હડાઇ લાગી, આખરે તે છટકીને બારીમાંથી કુદી પડવામાં તો ફાવ્યો પણ ત્હેવામાં મિસિસ વેક્ફિલ્ડે ત્હેને એક એવો સખ્ત ફટકો લગાવ્યો કે તે ઘુમરી ખાઇને નીચે પડયો. નજીકને સ્ટેશને પ્હોંચતાં આ બાબત તપાસ કરવામાં આવી તો તે બદમાસનો ડગલો વગેરે ઉપરથી તે રેલ્વે કંપનીનો નોકર હોવો જોઈએ એમ અનુમાન થયું છે. પોલીસને હજી આ બાબતમાં કાંઇ પણ પતો હાથ લાગ્યો નથી. આ બહાદુર વીરનારીઓને ખરેખર ધન્યવાદ ઘટે છે.

**નામદાર લેડિ કલાર્કે ખુલ્લું મૂકેલું પ્રદર્શન :** મુંબાઇમાં કોટમાં આવેલી કેથીડ્રલ ગર્લ સ્કૂલમાં ભરવામાં આવેલું ઑલ સેન્ટર્સ અને સિસ્ટર્સ તરફનું ઉદ્યોગ હુન્નર અને ફેન્સી (દેખાવડી) વસ્તુઓનું પ્રદર્શન ખુલ્લું મૂકવાની ક્રિયા નામદાર લેડિ કલાર્કે કરી હતી. તે વખત સ્કૂલના મકાનને વાવટા તોરણથી શણગારવામાં આવ્યું હતું; તથા બેન્ડને હાજર રાખવામાં આવ્યું હતું. પ્રદર્શનમાં કેટલીક સુપ્રતિષ્ઠિત સન્નારીઓ હાજર હતી, તથા ત્હેમાં કાઉન્ટેસ ઑફ થર્ન, મિસિસ ઓવન, મિસિસ બેન્સન તથા મિસિસ બ્હાડિયા, વગેરે બાનુઓના સ્ટૉલ હતા. પ્રદર્શન ખુલ્લું મૂકયા પછી નામદાર લેડિ કલાર્ક ત્હેમાં સઘળે ફરી વિદ્યાહુન્નરની સુન્દર કૃતિઓ જોઇ, ત્હેના વ્યવસ્થાપકોનો આભાર માની, વિદાય થયાં હતાં.

***અંગ્રેજ સ્ત્રીવર્ગની હીલચાલ:*** ગઇ તા. ૧ લી નવેમ્બરે ઇંગ્લંડ અને વેલ્સમાં થયેલી મ્યુનિસિપલ ચૂંટણીમાં ૧૨ સ્ત્રી ઉમેદવાર હતી. હાલ ૬ યુનાઇટેડ કિંગડમની મ્યુનિસિપેલિટીઓમાં ૩૬ સ્ત્રીસભાસદો છે. તેમાંની એક મિસિસ એન્ડર્સન બે વર્ષ સુધી એલ્ડરબરો શહેરની મેયર હતી.

**ડાકણોના સંબન્ધમાં જાહેરનામું:** કેટલીક સ્ત્રીઓને ડાકણો ગણી તેમને માર મારી, મારી નાંખવાની વાત સુરતના કલેકટરને ખબર પડતાં, તેઓએ તે સંબન્ધમાં એક જાહેર નામું બહાર પાડી તેમાં જણાવ્યું છે કે, કોઇપણ સ્ત્રીને ડાકણ ગણી મારવી અગર ઈજા કરવી એ ફોજદારી ગુન્હો છે અને કોઇપણ જાતિની કોઈ સ્ત્રીને ડાકણ તરીકે બનાવી આવી રીતે ઈજા કરશે તો ત્હેને એ ગુન્હામાં મદદગાર ગણવામાં આવશે. વળી જો તે અજ્ઞાન માણસ પોતે ડાકણ શોધી કાઢે છે એવું ખોટું સમજાવી પૈસા અગર બીજી કાંઇ કિંમતી વસ્તુ મેળવશે તો તે ઠગાઈ કરવા માટે ગુન્હેગાર ગણાશે.

**સ્ત્રીઓની કળાનું પ્રદર્શન:** આવતા નાતાલના તહેવારમાં નાગપુરમાં મળનાર ઑલ ઇન્ડિયા મેહોમેડન કોન્ફરન્સ સાથે ઑલ ઇંડિયા લેડિઝ આર્ટ એકઝીબિશન (સ્ત્રીઓની કળાનું પ્રદર્શન) ભરવામાં આવશે. ૨૫૦ થી વધારે નમુના આ પ્રદર્શનમાં સ્વીકારવામાં આવનાર નથી. પત્ર વ્યવહાર-મિસિસરોય, નાગપુર,-એ મુજબ કરવાની યોજના કરવામાં આવી છે.

**સ્ત્રીઓનો દરબાર:** માંગરોલના નવાબની જન્મગાંઠને દિવસે બેગમો તરફથી સ્ત્રીઓનો દરબાર ભરવામાં આવ્યો હતો.

---

## ઉપકાર સાથે સ્વીકાર.

(અવલોકન હવે પછી)

The Inter-School Thinker (monthly)-Amareli.
Young Women of India and Ceylon (monthly)-Bombay
The Students' Brotherhood Quarterly---Bombay.
આર્ય પ્રકાશ—(સાપ્તાહિક)-મુંબાઈ. देवनागर. (मासिक) कलकत्ता.
પ્રાતઃકાળ—(માસિક)-વડોદરા. सनातनधर्म. (मासिक) काशी.

"ગુજરાતી પંચ"નો દીવાળીનો ખાસ અંક—અમદાવાદ.
मनोरंजननो दीवाळीनो खास अंक—मुंवाइ.
વિપિન: (નવલકથા) હેના લેખક–રા. રા. રાજેન્દ્રરાય સોમનારાયણ બી. એ. તરફથી
શ્રીયુત ગોવર્ધનરામ—(જીવનચરિત્ર): લેખક–રા. રા. કાન્તિલાલ છગનલાલ પંડયા બી. એ. (સમાલોચક ઓફિસ તરફથી.)
ન્હાના ન્હાના રાસ—(ગીતસંગ્રહ): હેના રચનાર—પ્રો. ન્હાનાલાલ દલપતરામ કવિ એમ. એ. તરફથી
પાકશાસ્ત્ર:—લેખક,–સ્વ. અ. સૌ. કેશવબા. (પ્રકાશક–રા. રા. સુબન્ધુ વિનાયકરાવ મેઢ તરફથી).
સાહિત્ય વિલાસ—(પ્રાચીન અર્વાચીન ગુર્જર લેખોનો સંગ્રહ): હેના સંગ્રહકર્તા રા. રા. રતનરામ ઉત્તમરામ ભટ તરફથી.
રાજમાર્ગનો મુસાફર. } હેમના લેખક, રા. રા. ભોગીન્દ્રરાય રતનલાલ દિવેટિયા
જીવનકલા. } બી. એ. તરફથી
ब्रह्मसूत्र—શ્રીયુત્ અનન્તપ્રસાદ ત્રિ. શ્રીવૈષ્ણવ કૃત. } આ ત્રણે પુસ્તકો "આનન્દ"
मणिप्रवाल हार—ભાગ ૨ જો " " } ઓફિસ–પાટણ તરફથી
શ્રી ગુણરત્ન કોશ—અ. સૌ. સુમતિ બ્હેન કૃત. }

## પત્ર મંજૂષા.

સુન્દરી સુબોધનાં અનેક વાચક બ્હેનો અને બન્ધુઓને એક વધુ અનુકૂળતા કરી આપવાનું અમે જરૂરનું ધારીએ છીએ. અમારાં વાચકો પૈકી ઘણાં એવાં હશે કે જેમને સંસારિક, સામાજીક, શારીરિક, વિદ્યા હુન્નર અને વૈદક સંબન્ધી, સાહિત્ય અથવા વિજ્ઞાનને લગતી, રાજ્યના કાયદા સંબન્ધીની અને હૃદયવૃત્તિને લગતી એવી ઘણી બાબતો છે જે વિશે સલાહ–માહિતી મેળવવા આતુરતા રહેતી હશે. આ સલાહ તથા માહિતી આપવા અમે પ્રયત્ન કરીશું અને પૂછનારનું નામઠામ જે અમારી ખાનગી જાણ માટે અમારી સહાય લેનારે આપવું પડશે તે ખાસ ખાનગી રાખીશું. અમને ખાત્રી છે કે અમારાં દૂરનાં અને પાસેનાં–વાચક બ્હેનો અને બન્ધુઓ આ નવીન અનુકૂળતાનો લાભ લેશે. તન્ત્રી.

---

## ગીતમાળા, ભાગ ૨ જો.

લેટરનું પુસ્તક તૈયાર થઈ ગયું છે અને તે પૂંઠા ઉપરની ગ્રાહકોને "વિજ્ઞપ્તિ"માં જણાવ્યા મુજબ વી. પી. થી સઘળાં ગ્રાહક મહાશયોને મોકલવામાં આવશે, જે સ્વીકારવા વિનંતિ છે.
વ્યવસ્થાપક.

---

## સ્ત્રીલેખનો ખાસ અંક.

ફેબ્રુઆરીનો અંક ખાસ સ્ત્રીલેખનોજ પ્રકટ કરવાનો વિચાર છે. લેખક બ્હેનો ડિસેંબરની આખર સુધીમાં પોતાનાં લખાણ મોકલશે તો તે બનશે ત્યાંસુધી આ સ્ત્રીલેખ વાળા ખાસ અંકમાં દાખલ કરવા પ્રયત્ન કરવામાં આવશે. સર્વ લેખક બગિનીઓને આ સત્કાર્યમાં અનુકૂળ થવા વિનંતિ છે. તન્ત્રી.

## ચાલુ ( આઠમા ) વર્ષનાં આવેલાં લવાજમની પહોંચ

| | | | |
|---|---|---|---|
| જ્યાની બાલકૃષ્ણ વનમાળીદાસ | વડોદરા | રા. પુરુષોત્તમ ડી. ઓસર | મદ્રાસ |
| રા અમ શી લાલજી | કલકત્તા. | સ. ગુ ક કન્યાશાળા | ગુન્ન |
| રા. દયાશંકર ગરબડદાસ | વડોદરા. | રા મનસુખલાલ ઝવેરીલાલ | મુબાઇ |
| રા નામજી ગોવર્ધનદાસ | રાજકોટ | રા ભાઇલાલ આધકારી | કલકત્તા. |
| રા અભાલાલ બાબરભાઈ | બોરીજ | સ. ગુ ક કન્યાશાળા | ખેરાળુ. |
| રાધાકૃષ્ણ સ ક કન્યાશાળા | સાદ્ધપુર | સ. ગુ ક. કન્યાશાળા | મેસાણા |
| ફર્સ્ટ કન્યાશાળાના મેહેતાજી | જત્રાલ | રા સાકળેશ્વર હરગોવિંદ | રંગુન. |
| રા. પી. એમ પંડયા | રંગુન | રા મગનલાલ ડાહ્યાભાઇ | મુબાઇ |
| શુક્લ કેશવલાલ પ્રભાશંકર | કલકત્તા | વિશનગર સ ગુ કન્યાશાળા | વિશનગર |
| બ્હેન સુલેચના | અમદાવાદ | મ. ગુ કન્યાશાળા | આજોલ. |
| શ્રી જૈન શ્વેતાંબર પાઠશાળાના માસ્તર | માંડવી | રા. માણેકચંદ રાવજી | મુબાઇ |
| | | રા મનચેરશા કે. રબાડી | કરાચી. |
| સ. ગુ કન્યાશાળા | દેલ્પ | રા. હરગોવિંદ ત્રીભોવનદાસ | રંગુન. |
| રા ચુનીલાલ ગોકળદાસ | સુરત | રા. ચુનીલાલ માણેકચંદ | કાનપુર |
| ધી યુનાયટ રીડીંગ રૂમ લાયબ્રેરી | જમુસર | રૂસાતવાડા કન્યાશાળા | ઉંઝા. |
| રા નગીનદાસ મછારામ | મુબાઇ. | બીબીમ મમજુબાગોવિંદભાઇ | વડોદરા |
| રા પી એમ નાનલ | કમ્પાલાપોર્ટ. | બાબુ હરીલાલ | કમ્પાલાપોર્ટ |
| મે મા એમ. બર્મા | વિરમગામ | સાં. અમીરમા | નડીયાદ. |
| શેઠ કુંવરજી ગીરધરલાલ | અમદાવાદ. | રા. સોમાભાઇ કાલીદાસ | દહેગામ. |
| રા હરિશંકર કૃષ્ણારામ દવે | ઉમરેઠ | બ્હેન ચંદનલક્ષ્મી | ડીસાનીકમ્પ |
| ભગવાડા ૪ કન્યાશાળા | વીજાપુર | સ ગુ ક. કન્યાશાળા | સીંચ. |
| રા તીરથદાસ ચન્દુમલ | નાતા સીંધ) | સ ગુ. કન્યાશાળા | નડિયા. |
| રા. વનજીવનદાસ અમૃતલાલ | જમુસર. | રા. મગનલાલ હરખચંદ | શાન્તાક્રુઝ. |
| મે શી એમ એન્ડ. | મુબાઇ | (બાકીની પ્હોચ આવતા અંકમાં લેવાશે) | |

સર્વાંગે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક. *Registered No. B. 436*

# સુન્દરી સુબોધ

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु.

( પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી )

આદ્યસંપાદક,
બન્ધુસમાજ, અમદાવાદ.

પુસ્તક ૮ : અંક ૫.
જાન્યુઆરી, ૧૯૧૧.

પ્રકાશક અને તંત્રી—રામમોહનરાય જસવંતરાય.

---

વિષયસૂચન

# काव्यकुंज

## દાદાભાઇ જયન્તિ.

આજે ખીલી નવી પાંદડી દાદા—જીવન શતપત્રની,
જેની સુગંધી પ્રસરીને કંઇ હિંદ આત્મા ઠારતી;
શત પત્રની શત પાંખડી વિકસન્ત જગ ઉદ્ધારતી,
જોવા સુદિન પ્રભુ વખ્ત આપો આર્યભગિની પ્રાર્થતી.
કાલોદધિમાં હિંદનૌકા હાલ ઝોલાં ખાય છે,
શઠ ફાટિયા સૂકાન વિણ તોફાનમાં અથડાય છે;
રે શું થશે ! કયાં પહોંચશું ! કયારે જશું ! જ્યાં થાય છે,
દાદા તણો ધ્રુવતારલો નિરખન્ત શાન્તિ થાય છે.
પ્રિય પુણ્યશ્લોકી નામ જેનું દેશપ્રેમ જગાવતું,
ને નેત્ર જેનાં નિરખતાં અમ ચિત્તપાપ બળી જતું;
સદ્‌વચન જેનાં શાસ્ત્રરૂપ નિત પાઠમાં ઘરઘર દિસે,
દાદા અમારા આત્મત્રાતા હર્ષમાં રહો જગ વિશે.*

—સૌગીન્દ્રરાવ રતનલાલ દિવેટીયા.

## પ્રીતિરસ.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ )

પ્રીતિરસ મિઠલડો, બ્હેનો ! ધારજો !
અમૃતસમ અણમોલો એ સહુ જાણજો !
નિર્જીવ જીવન એ રસવિણ સહુ માનજો !
પ્રભુ કેરી એ ભેટ અમોલી પામજો !
પ્રીતિરસ મિઠલડો, બ્હેનો ! ધારજો !
એ અમૃતરસ, બ્હેનો વ્હાલી ! સીંચજો !
મીઠી વાસ થકી ફુલવાડી એ ’કશે !
અંતર, બ્હેનો ! આપણ સહુનાં ઓપશે !
સ્વર્ગસમી આ મર્ત્ય ભૂમિ તમ જાણજો !
પ્રીતિરસ મિઠલડો, બ્હેનો ! ધારજો !
આધિ વ્યાધિ અંતર નવ કંઈ જાણશું !
કલ્પતરૂ સમ મીઠાં ફળ સહુ પામશું !
પતિને હૃદયે અમિધારા એ રેડજો !
અનુપમ સુખનો લ્હાવો લઈ સહુ મ્હાલજો !
પ્રીતિરસ મિઠલડો, બ્હેનો ! ધારજો !

—રણજીતભાઈ વજુભાઈ.

* દાદાભાઇ જયન્તિને દિવસે મુંબાઇના ગુજરાતી હિન્દુસ્ત્રીમંડળ માટે રચેલું અને શ્રીયુત દાદાભાઈએ ઉપકાર સાથે સ્વીકારેલું.

# દિવાળી અને નવું વર્ષ.

## નવું વર્ષ.

વ્હેનો ! નવૂં વરસ કાલથી બેસવાનૂં, જૂનૂં, નવૂં, સતત એમ થતૂં-જવાનૂં;
છે વિશ્વમાં ઉદય-અસ્ત બધે જુઓ તો, શાને પછી જીવન આળસમાં ખુઓછો ?

આજે સમાપ્ત થઇ વર્ષ વહ્યું જવાનૂં, ને ભૂલશું જગતના સહુ સ્વાર્થ ભેગું;
પૂર્ણાહુતિ દિવસ આજ સુભાગ્યશાળી, જેને કહે હરખથી જન સૌ દિવાળી.

આવે દરેક વરસે સહુને દિવાળી, બે ચાર રે દિવસ આમ વહી જવાની;
આનંદ ઉત્સવ નવૂં બળ પોષનારી, ઉત્સાહપ્રેરક બધે સુભગા દિવાળી.

શિખ્યાંય જે નથી હજી જરી ચાલવાને, કે'વાય "પા પગલીયાં"હસતાં શિશુને;
સ્ત્રી કે પછી પુરૂષ વૃદ્ધ વડીલ સૌને, છે આજ ઉત્સવ કંઇ અવિકલ્પ્ય સૌને.

લીંપી બધાંય જન ખંતથી આંગણાને, રંગી વિચિત્ર લઇ રંગ બધાં ઘરોને;
શોભા વધે અધિક એમ બધું બનાવી, પૂરી કરે દિવસ બે ત્રણની દિવાળી.

પ્હેરી અલંકૃત સહુજન સ્વચ્છ વસ્ત્ર, માને કૃતાર્થ નિજ દેહ, બને પ્રસન્ન;
પ્રેમે નમી વડીલને શિશુ ભાગ્યશાળી, હોંશે કરે સફળ દિ ત્રણની દિવાળી.

માને બધા ઉપરની રચના દિવાળી, ઊંડું ન હાર્દ જન કોઇ શકે નિહાળી;
ભૂલી ખરૂં સ્વરૂપ ક્લેશ વિનાશકારી, પૂજે સહુ ક્ષણિક સ્થુલતનુ દિવાળી.

આવો અહીં નિરખીયે સહુ સુજ્ઞ વ્હેન ! આત્મા દિપોત્સવી તણો બનતે પ્રયત્ન;
છે તો જરાક વસમું વ્રત એ વિધિમાં, દીપોત્સવી પણ ખરી વસતી સદા ત્યહાં.

## દિવાળી.

સ્વામી તણું સતત જે હિત ઇચ્છનાર, દુઃખે સુખે અટલ વર્તન રાખનાર;
પોષે દરેક પગલે શુભ પ્રેમવૃત્તિ, ત્હેને ગૃહાંગણ સદા વસતી દિવાળી.

જે ધર્મમાં પ્રવીણ છે, વળી કર્મમાંયે, પોતે પ્રસન્ન રહી સર્વ પ્રસન્ન રાખે;
ઓછું ન જે ઉર વિષે કદી લાવનારી, ત્હેને ગૃહાંગણ સદા વસતી દિવાળી.

જે નાથને હૃદય-ઇશ્વર નિત્ય માને, આજ્ઞા દરેક હસતે મુખડે ઉઠાવે;
હર્ષે વહે નયન નિર્મળ પ્રેમવારિ, ત્હેને ગૃહાંગણ સદા વસતી દિવાળી.

વાંચી દરેક પતિના મનની શુભેચ્છા, પોષે પરિશ્રમ લઇ નહિ ખિન્ન થાતાં;
શિખે કંઇ કંઇ નવૂં શુભ હોંશવાળી, ત્હેને ગૃહાંગણ સદા વસતી દિવાળી.

નિવૃત્તિના સમયનો કંઇ વાંચવામાં, સદ્ગ્રંથ કે ભરત ગુંથણી ગૂંથવામાં;
પ્રેમે કરે સફળ સદ્વ્યય બુદ્ધિશાળી, ત્હેને ગૃહાંગણ સદા વસતી દિવાળી.

જેનાં રૂડાં હૃદય સૌહૃદથી ભરેલ, જેમાં અપંગજન-દીનદયા વસેલ;
જે આત્મવત્ સકલ વિશ્વ વિલોકનારી, તેને ગૃહાંગણ સદા વસતી દિવાળી.

રાખે બધો નિયમમાં ગૃહ કાર્ય દોર, માંડે હિસાબ ઘરનો, ન બને કઠોર;
મોભો સદા ગૃહતણો સુવધારનારી, તેને ગૃહાંગણુ સદા વસતી દિવાળી.
જે ગાય કૈં મધુર ગાયન મિષ્ઠ કંઠે, ને વાદ્ય કૈં શ્રવણુ મંગલ જે બજાવે;
પોષે કુટુંબ જન કોમળ વૃત્તિ ધારી, ત્હેને ગૃહાંગણુ સદા વસતી દિવાળી.
જ્યહાં છે પ્રસન્ન પતિ સુવ્રત પત્નાનાથી, સંતુષ્ટ પત્ની પણ જ્યહાં વસતી પતિથી;
જ્યહાં ઉઘડે હૃદય-દ્વાર ખસી ઉલાળી, ત્હેને ગૃહાંગણુ સદા વસતી દિવાળી.
જ્યહાં બાળકો સરળ ગમ્મતમાં રમે છે, આનંદમાં ઉછરવા થકી સ્વસ્થ રે'છે;
વાણી વદે મધુર ને સુવિવેકવાળી, ત્હેને ગૃહાંગણુ સદા વસતી દિવાળી.
કંકાસને સ્હમજતાં નથી બાળકો જ્યહાં, સંવર્ધતાં અધિક સંપ વિષે વસે જ્યહાં,
બંધાય જ્યહાં સરળ વર્તન પુણ્યશાળી, ત્હેને ગૃહાંગણુ સદા વસતી દિવાળી.
વ્હેલાં ઉઠે મલકતે મુખ બાળકો જ્યહાં, સંભાળ થાય ઘટતી જનની થકી જ્યહાં;
યોજાય છે સુભગ સત્પથ ભાગ્યશાળી, ત્હેને ગૃહાંગણુ સદા વસતી દિવાળી.
ફાવે ન કિંચિદપિ ષડ્રિપુયે ગૃહે જ્યહાં, આવે ન દુષ્ટ કંઈ તેમ વિકાર યે જ્યહાં;
જેને સદા હૃદયમાં પરિપૂર્ણ શાન્તિ, ત્હેને ગૃહાંગણુ સદા વસતી દિવાળી.
છે ના કશી જરૂર બ્હાર દીવા કર્યેની, એ શુષ્ક-તૈલ-દીપતા સહુ છે નકામી;
જ્હેને પ્રભુ હૃદયમાં પ્રકટે દિવાળી, ત્હેને ગૃહાંગણ સદા રમતી દિવાળી.*

—જયંતિલાલ વિ. ચકુભાઈ ભટ.

## હૃદયમન્દિર.

રાગઃ—( મ્હાડ—માલકોષ—સારંગ.)

મ્હારે આંગણ દીસે હૃદય દેવી હો,
નયન કરે પ્રેમ સ્નાન,
હૃદય દેવી હોઃ—
રસભીનાં રસીલાં સુખી જોડલાં,
પ્રેમ સાગરે પ્રીતિ રસ રેલતાં;
આશીષ આપે પ્રેમ દાન
હૃદય દેવી હોઃ—
સુખદ સરલ પ્રેમલ સજાત પંખીડાં,
નિશદિન વધાવે રસ ફૂલ પ્રેમીલાં;
પૂજન ફળે પ્રીતદાન
હૃદય દેવી હોઃ—

—" ચંદ્ર "

*આ કાવ્ય દિવાળી અને નવીન વર્ષના અરસામાં અમને મળ્યું હતું; પત્ર છપાઈ ચૂકેલું હોવાથી તે સમયે તે પ્રકટ થઈ શકે એમ ન્હોતું. તન્ત્રી.

# વાર્તાલહરી.

## " સ્નેહ ત્ય્હાં સ્વર્ગ. "

### ૧.

દારિદ્ર ! માનવજાતિના ક્રૂરતમ શત્રુ ! ત્હને હઠાવવાને જેમ જેમ વધારે ને વધારે માનવજાતી પ્રયત્નશીલ થાય છે તેમ તેમ ત્હારૂં ત્હેનાપર સામ્રાજ્ય દૃઢ થતું જાય છે. હુન્નર ઉદ્યોગની, કલા કૌશલ્યની દિનપરદિન વધતી જતી પ્રગતિથી પણ દારિદ્રનો પરાભવ થયો નથી એટલુંજ નહિ પણ ત્હેના પંજામાં વધારે ને વધારે જીવો સપડાતા જાય છે. જિંદગીની હાડમારી વધતી જાય છે; ફીક્કા ચ્હેરાના, ડગમગતા દેહવાળા, ઉંડી નિસ્તેજ થયલી આંખોવાળા ચ્હેરા જોવા હોય તો લક્ષ્મીથી ભરચક થયેલાં મનુષ્યના મહાસાગર જેવાં શહેરોમાં જઇને જુઓ. વૈદકશાસ્ત્રનો સૂક્ષ્મતમ થતો અભ્યાસ, આરોગ્યને માટે લેવાતી સાવચેતીઓ, એ સઘળું છતાં મરણનો આંકડો જોઇ કયા સહૃદયને કમકમાટી નહિ ઉપજે?

લક્ષ્મીના વિહારસ્થાન મુંબઇમાં એવી એવી ગીચ ગલીઓ છે, મનુષ્યોને રહેવાનાં એવાં ઘરો છે કે જહેના અંદરના ઓરડાઓમાં સૂર્યના કિરણે કદિ પણ પ્રવેશ કર્યો નહિ હશે, જહેની ગટરોમાંથી દુર્ગંધના ગોટેગોટ નિરંતર ઉડતા હશે, જ્હેમાં હવાનાં અવરજવરનાં ગણુત્રીનાં જાળીયાં હશે, જહેની એક એક ઓરડીમાં સાત આઠ કે તેથી પણ વધારે જીવો જીવનવ્યાપાર ચલાવતા હશે, જહેની બારીએ યમના દૂતો ડોકીયાં કરતા હશે; એવા માળાઓ અને એવાં શહેરો ત્રણસો વર્ષપર—અંધકારના જમાનામાં ન્હોતાં. આવી મોંઘવારી અને જિંદગી ટકાવવાને આવી હાડમારી એ કહેવાતા વિપત્તિના યુગમાં ન્હોતી. વાંચનાર ! આધુનિક સુધારાની અને આધુનિક યાંત્રિકશક્તિઓની પ્રશંસા કરતા પહેલાં માનવજીવનના ઇતિહાસનાં આ કાળાં પૃષ્ઠ પણ ઉકેલી જોજે.

દિવસે પણ મ્હોડે મ્હોડું ન સૂઝે એવાં ભોઇવાડાના માળાઓ, ગાયવાડીનાં ઘરો, હોળીચકલો અને બજારગેટ સ્ટ્રીટના ચાર ચાર માળના પણ સર્વત્ર અંધકાર, ધુમાડો અને દુર્ગન્ધથી ઘેરાયલા માળાઓ, મરઘીના છેર અને ઇંડાંનાં કાચલાંથી છવાયલી, વિવિધ પ્રકારની બદબોથી ચિત્તને આકર્ષણ કરે એવી પારસીઓની ચાલો વિગેરે વિગેરે આધુનિક સુધારાનાં સુખનાં સાધનો, વાંચનાર ! અવસ્ય જોજે.

સેંકડો જીવોથી ભરપૂર એવી એકાદ ચાલના નીચલા ઓટલાપર, હરરાજીમાંથી લીધેલી બાંકપર બેઠો બેઠો બૈયો ચલમના ગોટેગોટ કહાડતો હતો, અને કોઈ અશ્લીલ વાર્તાથી પાસે બેઠેલા ઘાટી મંડળને વિનોદ કરાવતો હતો.

સાદાં વસ્ત્ર પહેરી બજારમાંથી લીધેલી વસ્તુઓની ન્હાની પોટલી લઇ એક સ્ત્રી પગથીઆં ચ્હડવા લાગી. મ્હોંમાંથી ધુમાડો કહાડતાં કહાડતાં બૈયો કહે " બાઇ ! ખોલીકા ભાડા ! "

" શેઠ આવે ત્હારે ",-કહી યુવતી દાદરે ચ્હડવા લાગી.

આંગળીએ વીંટીઓ ચલકાવતો, મ્હોંમાંથી પાનની પીચકારીઓ મારતો, ભભકાદાર વસ્ત્ર અને ભાટીયાસાઇ પાઘડી પહેરી એક પુરૂષ દાદર ધ્રુજાવતો નીચે ઉતરતો હતો.

સન્ધ્યા સમય થવા આવ્યો હતો. ચુલા સળગી રહ્યા હતા. બારીએ બારીએ ધુમાડાના ગોટેગોટ નીકળતા હતા, દાદરપર પુરૂષોના પગલાંના ધબકારા થતા હતા, ક્યહાંકથી બાળકોના રૂદનના સ્વર આવતા હતા, કેટલીક સ્ત્રીઓ બ્હાવરી બ્હાવરી પાણીના હાંડા ભરી લાવતી હતી તો કોઇ નળ ઉપર ઘાટી સાથે રકઝક કરતી હતી, એ સઘળા મિશ્ર ધ્વનિમાંથી ગ્યાસલેટવાળાની તીણી હાક સંભળાતી હતી.

ઉપર કહેલી સ્ત્રી ત્રીજેમાળ એક ન્હાની અંધારી ઓરડીમાં ત્હેના પતિ સાથે રહેતી હતી. ઘરના સરસામાનથી તે ભરચક થઇ હતી, ત્હેમાં થોડા વખતપર ત્હેના પતિએ કોઇકનું જૂનું કબાટ સોંઘામાં લીધું હતું ત્હારથી તે ન્હાની જગ્યા દસાડસીને ભરાઇ હતી. ત્હેનો પતિ કોટમાં આવેલા કોઇક છાપખાનામાં કંપોઝીટર હોવાથી સવારના સાડા નવથી સાંજ સુધી ઘર બ્હાર રહેતો. હજી પણ ત્હેને ઘેર આવવાની વાર હતી તેથી પોતાની ઓરડીમાં નહિ જતાં પાસેના દિવાનખાનામાં એક સ્ત્રી માંદી હતી ત્હેને " તાવ જોતી જાઉં " કહી ત્હેના નિવાસ તરફ વળી.

ખાટલામાં એક નિસ્તેજ, નિઃસત્વ આકૃતિ સુતી હતી. નવ દશ વર્ષનો છોકરો નિશાળેથી આવી ભૂખ્યો દયામણું મ્હોં કરી મા સામું જોતો બેઠો હતો. ઘરમાં સઘળી વસ્તુઓ અવ્યવસ્થિત હતી. ટેબલ અને આરામ ખુરશીઓ ઉપર ધૂળના થર જામ્યા હતા. એક બાજુએ નારંગીનાં છોતરાં તો બીજી બાજુએ સગડીની રાખ વેરાઇ હતી. દરદીના હુંકારા ધીમાધીમા આવતા હતા અને બાળકનાં નેત્રમાંથી અશ્રુબિન્દુ ટપકતાં હતાં.

વર્ષાનાં કાળાં વાદળાંમાંથી વિજળી ચમકે અને અંધકારગ્રસ્ત થયેલી પૃથ્વિ ઉપર પુનઃ પ્રકાશ વર્ષાવે તેમ આ દુઃખ અને વ્યાધિથી દીન થયેલા કુટુંબપર અમૃત વર્ષાવતી દયા અને સ્નેહની મૂર્તિ ત્હાં એકાએક આવી ઉભી.

ત્હેને આવકારની અપેક્ષા નહોતી. ઉપકારના બદલાની-જશની આકાંક્ષા નહોતી. ત્હેણે પથારી સ્વચ્છ કરી તેપર દરદીને સુવાડી ત્હેને ગરમ શાલ ઓઢાડી. સ્ટવ સળગાવી ચાહ મૂકી, પરચુરણ કામ કરી મુંબઇની પચરંગી આલમ નિહાળવા બારી ઉપર ઉભી.

સુંદર સફેદ ઘોડાવાળી વિક્ટોરિયામાં બેસી એક પારસી બાનુ જતાં હતાં. પુષ્કળ ખોરાક, અસાધારણ આરોગ્ય અને વિલાસમય જીવનનાં ચિન્હ ત્હેના ગાલ ઉપરની ઘેરી રતાશમાં જણાતાં હતાં.

ત્હેની પાછળ ભાડાની વિક્ટોરિયામાં નવયૌવન યુરોપિયન દંપતી ફુલરાશી જેવાં બે બાળક સાથે હાસ્યાલાપ કરતું જતું હતું.

ત્હેમની આગળ અને પાછળ અનેક ગરીબ લોકો ઉઘાડે પગે, ઠોકરો ખાતાં, "ચલોએ" ની હાંક સાંભળી બાજુએ ખસતાં ચાલ્યાં જતાં હતાં–

સ્હામે પાનવાળાની દુકાન હતી. એક યુવાન પાનનો ડબુચો ભરી પીચકારી મારતો મારતો સગર્વ જતો હતો. ત્હેનીજ બાજુએ હાડપિંજર જેવા બાળકને ફાટલાં અમાં છુપાવી એક હતભાગ્ય સ્ત્રી ચાલી જતી હતી. એક આદમી ભૂખ્યો હોવાથી

ભીખ માગતો હતો અને દયા ઉપજાવવા પેટ બતાવતો હતો, ત્ય્હારે એક યુવાન મિત્ર મંડળ હોટેલમાં જઇ દશ બાર આનાનો ખુરદો કરતો હતો. પ્રારબ્ધ એક ઉપર હસતું હતું અને ત્હેને નવાજી નાંખતું હતું ત્યારે બીજાને અન્ન વસ્ત્રને માટે પણ વટવટાવતું હતું.

મનુષ્યના દરિયામાંથી પણ તે સ્ત્રીની સ્નેહાળ દ્રષ્ટિએ પતિની મુખમુદ્રા ઓળખી કહાડી. ત્વરાથી ઓરડી ઉઘાડી પતિના આવતા પહેલાં દીવો સળગાવી ત્હેને સત્કારવા સ્નેહમુગ્ધ યૌવના ઉત્સુક બની ઉભી. પેહેલા દાદરપર આવ્યા-બીજાપર-ત્રીજાપર ઝડપથી પડતાં પગલાંના અવાજ સંભળાવા લાગ્યા. જો તેણે એક ક્ષણ પણ પતિની મુખાકૃતિ ધારીને તપાસી હોત તો ત્હેના ઉપર દુઃખનું વાદળું તે જોઇ શકત. પણ કવિએ સ્નેહને આંધળો વૃથા કહ્યો છે ?

૨.

"આતે કેમ સહન થાય? શું નોકરી એટલે ગુલામગિરી? શું નોકરી એટલે પગારને માટે અપમાન અને અપશબ્દો મૂંગે મ્હોડે સહન કરવાની સજા ? આ નહિં સહન થાય. નહિંજ—નહિંજ." તે ડગલો અને ટોપી ખીંટીએ ભરવતાં ભરવતાં બબડવા લાગ્યો.

"ધીરા પડો, પ્રાણ ! એવું શું થયું ?" કોકિલ કંઠથી તે સ્ત્રીએ હુંકાર કર્યો.

"શું થયું-શું ? આ છાપખાનાનો મેનેજર ! સાળો લક્ષ્મીનો ગર્વ ! ઘડીમાં કહે કે આમ કરો અને વળી ઘડીકમાં કહે આ શા માટે કર્યું ? એનો બીજો ભાઇ આવે તેતો જાણે આખું રાજ એનાજ બાપનું ! નહિં બોલવાનું બોલે !–ધરી રહી એની નોકરી ! શું કરૂં પૈસા નથી; નહિં તો કાલ સવારને પહોર એનીજ સામું છાપખાનું ચલાવું. પછી જોઇલે બચ્ચાજી સપાટા. પરમેશ્વર તેં શા માટે એને પૈસા આપ્યા–જ્હેને નહિં દયા–નહિં મનુષ્યત્વ !"

"પરમેશ્વરની ગહનકૃતિ માનવ દૃષ્ટિથી ન મપાય, ન સમજાય-એવું મ્હેં એક ઠેકાણે વાંચ્યું હતું," અમૃતસ્રવિનીએ અમૃત રેડ્યું.

"શું આપણે ગરીબાઇમાં સુખી નથી ?" અમૃત–ધારા આગળ ચાલી, "આપણને ગરીબ રાખવામાં આપણું સારૂં થવાનું હશે તો કોણ જાણે છે? ઢાંકયું કરમ કોણ ઉકેલી શકે એમ છે ?"

આટલું બોલતાં બોલતાં તેના હાથ કામ કરતા હતા. ચાહ તૈયાર થવા આવી હતી. પતિને અકળાયલો જોઇ કેટલીક સ્ત્રીઓ મૂઢ બની બેસી રૂહે છે, ત્હારે કેટલીક ત્હેને ઉપરાઉપરી સવાલ પૂછી વિશેષ અકળાવે છે. ચતુર સ્ત્રીઓ પતિની પીડાનું કારણ જાણવાની ઇચ્છા હોય તોપણ ત્હેને પૂછતી નથી. એની મેળેજ ત્હમને કહેશે. ત્હેને શાન્ત પાડવાનો, ત્હેના ઉકળેલા મિજાજને ઠંડો કરવાનો સારો ઉપચાર એજ છે કે, શાન્તિથી ત્હેને રીઝવવાનો પ્રયત્ન કરવો. એમ કરશો એટલે તરતજ ત્હેનું ઉદાર હૈયું તમારા તરફ ઢળવાશે.

ચાહ તૈયાર થઇ એટલે દંપતી તે પીવા બેઠું. પીતાં પીતાં ચતુરાએ વિવિધ વિષયપર વાતચીત કરવા માંડી.

" રાગૌરીને ત્હાં "સુન્દરીસુબોધ" નામનું ચોપાનીયું આવે છે, ત્હેમાં કોઇએ લખ્યું

છે કે હિંદુ સ્ત્રીઓપર તો બહુ જુલમ થાય છે. એક જણીને હેની સાસુએ અને નણંદે બાંધીને ડામ દીધા. હેની કચેરીમાં ફરિયાદ થઇ અને પેલી બે જણીઓને સરકારે સજા કરી."

"માંહય માંહય વાર્તાઓ કેવી મજેની આવે છે ! એક છોકરીને હેના બાપે અંગ્રેજી ભણાવ્યું પણ રાંધતાં ના શીખવ્યું ! એવું તે બનતું હશે ? આવી ભણેલી ગણેલી સ્ત્રી રાંધતાં શીખે તો તો છ મહિનામા કેવું આવડી જાય ! પણ લખવું હેમાં શું ? સૌ સૌને ફાવે તેમ લખે."

આવી પરચુરણ વાતમાં ચાહ પીવાઇ રહી. ગૃહિણી રોટલી વણવા બેઠી અને પતિ હેની પાસે વાત કરવા લાગ્યો. કોઇ કોઇ વાર બેઉ હસતાં, વળી બોલતાં. કેટલીક ક્ષણ શાન્ત પણ રહેતાં. હેમની સામે ઉભો રહી જોનાર કોણ કહી શકે કે અર્ધો કલાક આગાઉ પુરૂષના હૃદયમાં જ્વાળામુખી સળગી ઉઠયો હતો ? સ્ત્રીઓનો અવતાર જગતમાં સ્નેહ અને સાત્વિક આનંદ વર્ષાવવાજ થયેલો છે, એ વાક્યનું સત્ય વાંચનાર હવે સ્વીકારશે કે ?

દંપતીએ વાળુ કર્યું. પ્રમદાએ પતિને પાન આપવા માંડયું. પતિએ હાથ ધર્યો. ચતુરાએ ચપળતાથી પતિના મ્હોંમાંજ બીડી મુકી દીધી.

"કાલે તમારે રવિવારની રજા છે ખરી ?" પતિના હૃદયપર સામ્રાજ્ય ભોગવતી યૌવના બોલી.

"હા. તું ધીમી ધીમી રસોઈ કરજે. પછી જમીને આપણે બ્હાર જવું છે ને ?"

"બ્હાર તે ક્યહાં જશું ?"

"કાલે સાંજે 'કામલતા' નો ખેલ છે. જશું ?"

"બળ્યાં એ લોકનાં નાટક ! હું ન્હાની હતી ત્યહારે એક વાર એવું એક નાટક જોઇ આવી હતી. પાસે ભાઇ કે બાપ હોય તો લજવાઇએ એવાં એ નાટક !"

"ત્યહારે રાણીબાગમાં જશું ? તું બધો દિવસ ઘરમાંને ઘરમાં બંધાઇ રૂહે એ બહુજ ખરાબ. અઠવાડીઆમાં એક દિવસ તો ફરીએ હરીએ !"

"ચાર આના ખર્ચ તો થશે પણ જશું વળી."

હેમનો વાર્તાલાપ મન્દ પડતો હતો. શહેર નિઃશબ્દ બનતું હતું. ક્વચિત્ ક્વચિત્ ગાડીવાળાંનો અને પૈડાંનો અવાજ સંભળાતો હતો. દૂરથી "આઇસક્રીમ-મલાઈ" વાળાનો સ્વર આકાશ ગજવતો હતો.

દીવો હોલવાતો હતો અને દંપતી ગાઢ નિદ્રામાં પડયાં હતાં. હેમની શય્યાની આસપાસ દેવગણો રક્ષા કરતા હતા. જે કુટુંબમાં દંપતી એક બીજા સાથે અનુરકત છે તે ઉપર પ્રભુની કૃપાધારા નિરંતર વર્ષે છે.

૨.

સાંજના પાંચ વાગ્યાથી ટ્રામમાં ફેશનદાર રંગબેરંગી સાડીઓનો જમાવ થતો હતો. બાઈની પ્રજાનો શોખીન ભાગ કુટુંબ કબીલાને વિનોદ આપવા વિક્ટોરિઆ ગાર્ડન્સ

તરફ વળતો હતો. એવાં દંપતીઓ અને ત્હેમનાં બાળકો ટ્રામમાં ભીડ કરતાં હતાં. સ્ટેશને સ્ટેશને બગલમાં કુમળું બાળક લઇ ઉભેલા સાધારણ રીતે કાળા ડગલા વાળા પારસી ગૃહસ્થો અને સાડીની કોરની છવની પેઠે સંભાળ લેતી ગૌરવર્ણની નાજુક પારસી યુવતીયો ઉત્સુકતાથી ટ્રામની વાટ જોતાં જોવામાં આવતાં હતાં. નિર્દય ટ્રામ ડ્રાઇવર " જાગા નહિ છે " કહી, ઘંટનાદ કરી ટ્રામને દોડાવી મુકતો હતો.

યશોદા ત્હેના પતિ સાથે ટ્રામની રાહ જોતી પાયધુની આગળ ઉભી હતી. પ્રસંગે પ્હેરવા માટે સાચવી રાખેલું સુશોભિત મજલીન અને ત્હેના રંગ સાથે ભળતા રંગનું પોલકું પહેર્યું હતું. રૂપાના ભારે ઘરેણાની બેડીથી મુક્ત ત્હેની " ગુલાલ ઝરતી પ્હાની " કમલાસનાના ચરણની શોભાને લજાવતી હતી. પતિને આગ્રહ કરી સુંદર નવો ડગલો પહેરાવ્યો હતો. ત્હેના બુટને ત્હેણે જાતે પોલીશ કરી ચકચકતા કર્યા હતા. પતિની સુંદર મનમોહન આકૃતિ જોઇ બાળા સગર્વ થતી હતી. કોઈ કહેશે, પચીશ, ત્રીશ રૂપિયાના કોંપોઝીટરને એવડો શો શોખ!

કેટલીક ટ્રામ ગયા પછી આખરે તેઓ ટ્રામ પર પગ મૂકી શક્યાં. બેઠકને માટે ઉતારૂઓ વચ્ચે સ્પર્ધા થઇ. બધી બેઠકો પુરાઇ ગઈ. યશોદા ત્હેના પતિ સાથે સંતોષથી ઉભી હતી. એક સભ્ય પારસીએ પોતે ઉભા થઇ ત્હેને જગા આપી તે જગ્યા પચાવી પડવા એક હિચકારો હિન્દુ પ્રયત્નશીલ થયો પણ અટકયો, અને તે બેશી શકી. થોડી મિનીટ પછી દંપતીને સાથે બેસવાની જોગવાઇ થઇ, ત્હારે યશોદાના જીવને કરાર વળ્યો.

કોઇ કોઈ પારસી બાનુઓ આળપંપાળ વાતો કરતી હતી તો કોઈ બુઢ્ઢી પારસણો ત્હેમના ટકટકારાથી બેસનારને કંટાળો આપતી હતી. વિક્ટોરિયા ગાર્ડન્સમાં જનાર હિન્દુ સ્ત્રી કોઇજ ન્હોતી. યશોદાએ પતિને પૂછ્યું, " આપણા લોકો આ પારસી લોકોની પેઠે બૈરાં છોકરાંને કેમ હરવા ફરવા નહિં લઈ જતા હોય ? પોતે હોટલોમાં, નાટક ચેટકોમાં મનમાનતા પૈસા ઉડાવી આવે અને બીચારી સ્ત્રીઓને કેમ અંધારી કોટડીઓમાં સડવા દેતા હશે ? મ્હારૂં ચાલે તો હું એવા બધા પુરૂષોને સજાએ પહોંચાડું. " યશોદા વધારે બોલત પણ વિનોદરાયે ત્હેનો હાથ દાબી અટકાવી.

એટલામાં એક પારસી ડોસીનો સપાત ટ્રામમાંથી નીચે પડી ગયો એટલે " ઓ તરામ વારા ! ઓ તરામ વારા ! મકું જે ઉભી રાખ ! મારી સપાત પરી ગેઇય ! સપાત પરી ગેઇય ! નરી હમનાંજ લીધેલી ! " એવી બૈરી બૂમથી ટ્રામ ગજાવી મૂકી અને ઉતારૂઓને ખૂબ રમૂજ પડી.

એવી અનેક રમુજ જોતાં દંપતી ગાર્ડન્સ આગળ આવી પહોંચ્યાં. બધા લોક ટ્રામમાંથી ટપોટપ ઉતરી પડયા. સ્હામે માણસોનું એક ટોળું ભેગું થયું હતું. કોઇ ઉઠાવગીર ડગલો ચોરતાં પકડાયો હતો ત્હેને જોવા અને હુર્યો કરવા સહુ ભેગા થયા હતા. પોલિસનો સિપાઇ ત્હેમને વિખેરી નાંખતો હતો; એવામાં ધરણીને ધ્રુજાવતી કોઈ ધનાઢ્ય શેઠની બે ઘોડાની ગાડી આવી પહોંચી. એક ઘોડો નવો તેથી માણસનું ટોળું જોઇ અને ઘોંઘાટ સાંભળી ચમક્યો. લોકોમાં ન્હાસાન્હાસ થઇ. ત્હેમાં ગાડીના પૈડા નીચે કચરાતો કચરાતો એક છોકરો જરાક બચી ગયો, અને જાણે કાંઇ થયુંજ નથી એમ તદ્દન બેદરકારીથી ત્હેમાં બેઠેલા શેઠ (શઠ) રૂવાબ બંધ ચાલી ગયા.

ગાર્ડન્સના ફુવારામાંથી સ્ફાટિકની ધારા વર્ષતી હતી. દૂરથી ઘડિમાં ઉંચા અને ઘડિમાં નીચા સુરનું સંગીત આવતું હતું. રંગ બેરંગી સાડીઓ અને બાળકોનાં વિવિધ પ્રકારનાં 'ફ્રોક' નું ત્હાં સંગ્રહસ્થાન થયું હતું. સૌન્દર્યના સઘળા નમુના–કોઈ પ્રતાપ વાળી દૃષ્ટિને અંજાવે એવી મુખાકૃતિ, તો કોઇ શીતળ ચાંદની જેવી સૌમ્ય કાન્તિ, કોઇ ગુલાબી ગૌરવર્ણી, તો કોઇ કમળના દળ જેવી પાંડુવર્ણી; વિવિધ પ્રકારનાં નેત્રો—કોઇ કમળ નયન, તો કોઇ મૃગનયન, કોઈ ખંજનશાં ચપળ, તો કોઇ વિનીત; કોઇ મુગ્ધા તો કોઇ પ્રગલ્ભા: કવિની બાની કે ચિતારાની પીંછીને યોગ્ય–સૌન્દર્યના, લાલિત્યના અનેક નમુનાં ત્હાં એકત્ર થયા હતા.

જગતના પ્રપંચને નહિ જાણનાર બાળકો માબાપની આગળ ઠેકડા મારતાં હતાં, ત્હારે ત્હેમનાં વ્યવહારદક્ષ માબાપો સંસારની અનેક ગૂંચો ધીરે ધીરે ઉકેલતાં હતાં. કોઇ પારસી ને યુરોપિયન કુમારીકાઓ પ્રિયતમના બાહુને અવલંબી ફરતી હતી, કોઇ સલજ્જ થતી હતી, તો કોઇ મદોન્મત થઈ ફરતી હતી.

સઘળી બેઠકો ભરાઇ ગઇ હતી. સેંકડો મનુષ્યો ઉભાં હતાં. જીંદગીની હાડમારીઓ, ચિન્તાઓ,–ઘડીભર તેમને વિસારે મૂકી હતી. એમ ન કરે તો મનુષ્ય જીવી જ કેમ શકે ?

પ્રેમીઓ પ્રેમવાર્તા કરતાં હતાં; વિવાહિત દંપતીઓ વ્યવહાર ગોષ્ઠી ચલાવતાં હતાં; અને દલાલો, સટ્ટા કરનારાઓ, સુધરેલા જુગારીઓ ત્હેમના ધંધાને અનુરૂપ વાર્તા કરતા હતા.

વિનોદરાયે યશોદાને બધે ફેરવી. રમણીય લતાકુંજોમાં, શીળાં ગ્રીષ્મ ભવનોમાં, સારસ પક્ષીના વિહાર કુંડો આગળ, રંગ બેરંગી મધુર સ્વરનાં પંખીઓના મંડપો આગળ;–સઘળે ત્હેને ધીરે ધીરે ફેરવી પ્રસન્ન કરી. પ્રમત્ત યૌવનની પેઠે ડોલતી વેલીઓથી છવાયલા લતામંડપમાં ફરતાં ફરતાં બાળાનું હૃદય હર્ષથી ભરાઇ ગયું. પતિનો કર જે ત્હેના કર-માંજ હતો ત્હેને સ્નેહાંકિત કર્યો. પતિએ દાક્ષિણ્યથી ખેંચી લીધો.

તેઓ પાછાં ફર્યાં. પાછળથી ડ્રાઇવરનો ઝીણો સ્વર આવ્યો. વિનોદરાયે પત્નીને બાજુએ ખસેડી. એક ભાડાની વિક્ટોરિયા પસાર થઇ ગઈ. માંહ્ય બેઠેલાંએ આ બે જણ તરફ જોયું. સ્ત્રીએ તો ફરી ફરી જોયું અને ગાડીમાંથી તિરસ્કાર યુક્ત હાસ્યનો સ્વર આવ્યો.

યશોદાએ કહ્યું:—" ઓળખી એને ? મારી બાના મશીઆઇ બાઇની છોકરી ચંચળ ! એ ગાડીમાં બેઠી છે ને આપણે આમ ચાલીએ છીએ ત્હેની એ મશ્કરી કરતી હતી. "

" એના વરની પેઠે સટ્ટા કરીએ તો આપણે યે ગાડીમાં બેશીયે. છે મરજી ? "

" નારે. પ્રાણ ! એનાથી આપણે હજારગણાં સુખી છીયે. એની હરામની દોલત એને સલામત રહો. **ધન ત્હેહાં સ્વર્ગ નથી પણ સ્નેહ ત્હેહાં સ્વર્ગ છે,** વ્હાલા ! "

૪.

બાંગવાડીમાં આવેલા એક ભભકાદાર માળાના સુંદર રાચરચીલાથી શણગારેલા દીવાનખાનામાં પલંગપર ઉંધું માથું નાખી એક યુવતી હૈયાફાટ રોતી હતી. તેના શરીરપર સોનાના, હીરા મોતીથી જડેલા કીંમતી દાગીના હતા. ત્હેણે પહેરેલાં વસ્ત્રો મૂલ્યવાન હતાં. ત્હેના ઘરનાં રાચરચીલાં મુંબઈ શહેરમાં મળી શકે અને શ્રીમન્ત ગૃહસ્થ લઇ

શકે તેવાં કીંમતી અને મનમોહક હતાં. છતાં તે સ્ત્રી દુઃખી હતી. દુઃખથી હીબકી હીબકી રોતી હતી. ત્હેનાં ઉનાં આંસુ લુછવા, ત્હેના ચીરાતા હૈયાને હાથ ફેરવી મીઠા વચનથી દિલાસો આપવા ત્હેની પાસે ત્યાં કોઇ નહોતું. કોઇ કહેશો એને શું દુઃખ હતું ?

જો વસ્ત્રાભુષણથી, ધનથી, વિલાસ ને શોભાની સામગ્રીથી માણસનો આત્મા હમેશ પ્રસન્ન રહેતો હોય તો આ સ્ત્રીને કશાની અછત નહોતી. ત્હેનો ભર્તાર માગે તે વસ્તુ આણી આપવા સમર્થ હતો છતાં તેને શી ન્યૂનતા હતી ?

માણસનો આત્મા વિલાસથી તૃપ્ત થતો નથી, દેહના ઉપભોગથી મનુષ્યને હંમેશની શાન્તિ નથી વળતી. વૈભવથી મનુષ્યના જીગરની ઉંડી તૃષા છીપતી નથી. દુનિયાના વૈભવ કરતાં, દેહના વિલાસ કરતાં વધારે ઉચ્ચ, વધારે પવિત્ર, વધારે દિવ્ય આનંદ ભોગવવાનો દરેક મનુષ્યાત્માનો જન્મથી હક છે. જગત પૂરા પાડી શકે તે કરતાં વધારે સૂક્ષ્મ આનંદ ચાખવાને માટે મનુષ્ય સરજાયો છે. તે આનંદ ત્હેને જ્યહાં સુધી નહિ મળે ત્યાં સુધી ત્હેના જીવનમાં ઉણપ રહેશે. તે ઉણપ શી છે તે સાધારણ મનુષ્યને માલમ હોતું નથી. છતાં ત્હેના આત્મા એ દિવ્ય આનંદની લાલસા ટળતી નથી, ત્હેનો આત્મા પાંખ વગરનાં પંખીના બચ્ચાની માફક ઉડવાને વૃથા ફાંફા મારે છે, કારણકે ત્હેને જીવન અકારૂં થયું હોય છે.

આવા પ્રકારની અવસ્થા તે સ્ત્રીની હતી. ત્હેનાં સઘળાં સુખથી તે કંટાળી હતી. ત્હેને કાંઇક વધારે મેળવવા અપેક્ષા હતી. શાની અપેક્ષા હતી ત્હેની ત્હેને ખબર નહોતી અને તેથીજ તે પામર જીવ મૂંઝાતો હતો.

ત્હેનો પતિ શેર સટ્ટા, ચાંદીની પાટોના સટ્ટા ઇત્યાદિનો વ્યાપારી હતો. એનું પ્રારબ્ધ, એની કુશળતા ગમે તે હોય પણ તેણે પુષ્કળ દ્રવ્ય સંપાદન કર્યું હતું. ત્હેના પતિની તે બીજી વારની સ્ત્રી હતી. બાર તેર વરસની ન્હાની ઉમ્મરથી તે પતિની સાથે મુંબઇ રહેતી હતી. તે આખો દિવસ દલાલોમાં અને બીજા સટ્ટાવાળાઓમાંજ ફરતો હતો. રાત્રે પણ ઘણીવાર મોડો ઘેર આવતો હતો. ઘેર આવતો ત્યહારે પણ પત્ની સાથે બેસી વાર્તાલાપ કરવાનો ત્હેને અવકાશ નહોતો. મોડી રાત સુધી ત્હેને ઘેર માણસનો પગરવ રહેતો. અને કોઇ ન હોય ત્યહારે પણ અનેક પ્રકારના સટ્ટાના સંકલ્પો ત્હેના મગજમાં ઘોળાયા કરતા હતા. પત્ની આથી પતિના પહેલાંજ ઉંઘી જતી. પરિણામ એ થતું કે પતિપત્ની વચ્ચે દિવસમાં ગણ્યાગાંઠ્યાજ શબ્દ બોલાતા. પત્ની સાથે સ્નેહની કે એવી બીજી લલિત વાર્તા કરવી, એ ત્હેના વ્યવહારિક હૃદયને નિર્માલ્ય લાગતું. આથી ત્હેમની વચ્ચે કદી સ્નેહ બંધાયોજ નહોતો. જગતમાં-ખાસ કરીને આવા વ્યવહારિક પક્ષના લોકોમાં શુદ્ધ લલિત સ્નેહ હોતોજ નથી. સ્નેહનું અસ્તિત્વ તેઓ સમજતાજ હોતા નથી. સ્નેહની લગની જે રસિકોના જીવનને રંગી નાંખે છે, જે ત્હેમના જીવનમાં અનેરૂં વિદ્યુદાત્મક બળ ભરી દે છે ત્હેનો અંશ સરખો ત્હેમનામાં હોતો નથી.

પોતાની આવી વર્તણુકથી પત્ની અપ્રસન્ન ન રહે તેથી કે કદાચ ત્હેનું નહિ છતાં પર્યું હૃદય અન્ય વિજેતા ન શોધે તેથી તે ત્હેને વખતો વખત કિંમતી વસ્ત્રાલંકારની ભેટથી નવાજી નાંખતો. સ્ત્રી જાત સોનાથીજ પ્રસન્ન રહે છે એવો ત્હેનો સ્ત્રી જાતી વિષે અભિપ્રાય હતો.

ત્હેને તેઓ પોતાને ઘેર લઇ ગયાં. ઝળહળતા દિવાનખાનામાં રહેનારી માનિનીએ અંધારી ઓરડીમાં આશ્રય લીધો. જ્યાં જવાને એકવાર ત્હેને હલકું લાગતું હતું ત્હાંજ હવે ત્હેને દૈવે આણી.

જગમોહન માટે દરરોજ નવી નવી ગપો આવતી હતી. કોઇ કહે એણે આપઘાત કર્યો, કોઈ કહે બાવો થઇ ગયો, કોઇ કહે પોલિસની બ્હીકથી ન્હાસતો ફરે છે.

વિનોદ, યશોદાને ચંચળ રૂહેવા લાગ્યાં. ચંચળ પોતાને દેશ જવાને આગ્રહ કરતી પણ યશોદા નાજ પાડતી.

વિનોદરાય ઉપર હવે પ્રેસના માલિકની મહેરબાની થઇ હતી અને ત્હેના પગારમાં વધારો કર્યો હતો. યશોદા અને ચંચળ શીવણ અને ભરતકામ શીખ્યાં હતાં, તેઓ વિનોદની કમાણીમાં વધારો કરતાં હતાં. ત્હેમણે હવે બોઇવાડાની અંધારી ઓરડી છોડી દીધી છે અને બીજી સ્વચ્છ હવાઅજવાળાવાળી જગ્યામાં રહેવા ગયાં છે.

એકવાર શિયાળાની રાત્રિ ચમકાર કરતી હતી. આ ન્હાનું કુટુંબ વાળુ કર્યા પછી વાતો કરવા બેઠું હતું. યશોદા સાડીની કોર ભરતી હતી અને ચંચળ યશોદાના બાળક પુત્ર માટે ઝભલું શીવતી હતી. વિનોદ ત્હેમની પાસે બેસી નવી બહાર પડેલી નવલકથા વાંચતો હતો. ઘડિયાળમાં દશ વાગ્યા હતા. બાળક ઉંઘી ગયું હતું. ચંચળ પોતાની ઓરડીમાં ગઇ એટલે યશોદા વિનોદને ચુંબન કરી બોલી. " કહો, વ્હાલા ! **સ્વર્ગમાં સ્નેહ અને સ્નેહમાં સ્વર્ગ.** "

—નર્મદાશંકર બાળાશંકર.

## દેશી વૈદની સલાહ.

" રમણલાલ, હવે બધું તું શીખી રહ્યો છે. તું દેશી વૈદકશાસ્ત્ર પુરૂં કરી રહ્યો છે. પણ એકજ વાતું બાકી રહ્યું છે જે શીખ્યા પછી તું બરોબર પાકો વૈદ થઇશ. "

" હજી પણ એક વાતું શીખવાનું બાકી રહ્યું છે ? વૈદરાજ ! " રમણલાલે પૂછ્યું. " એ શું બાકી રહ્યું છે ! "

વૈદરાજઃ–" તે એમ ન કહેવાય. તે કહેવાના તો સો રૂપીઆ પડશે "

આ સાંભળી રમણનો જીવ બહુ દિલગીર થયો. તેના બાપ મોતીલાલે, રમણ એકનો એક છોકરો હોવાથી પોતાની બધી દોલત તેના ઉપર ખરચી તેને એક હુશીઆર વૈદ કરવાની ઇચ્છા રાખી હતી. રમણના પિતાએ તેના ઉપર બહુ ખરચ કર્યું હતું, તેથી હવે બીજા વધારાના સો રૂપીઆની રકમ તે એકદમ આપશે નહિ એમ તેની પકી ખાત્રી હતી. તેથી તે નિરાશ થઇ ઘેર ગયો.

રમણની માએ તેને ખુણામાં ગંભીર બેઠેલો જોઇ પૂછ્યું, " કેમ બેટા, આજે કાંઇ ઉદાશ દેખાય છે ! "

રમણઃ-" મા, આજ ત્રણ વરસથી હું વૈદક શીખુંછું. અને તે શીખવવામાં મોતીબાઇએ પૈસાની બહુ મદદ કરી જેથી હું શીખીને પુરેપુરો વૈદ બન્યોછું; પણ ફક્ત એક ચીજ શીખવાની બાકી રહી છે; જે શીખવવાના વૈદરાજ સો રૂપીઆ માગે છે. મોતીબાઇ એટલા રૂપીઆ આપશે નહિ. હમણાં ઘણી વખત થોડા પૈસા આપતાં એમણે મને ધમકાવી કાઢ્યો હતો, અને છેલી વખતે કહ્યું હતું કે " હવે હું ત્હને એક રાતી પાઇ વધારે નહિં આપુ. તું ઘણું ખરચ કરે છે અને કરાવે છે " ત્યારે મા, હવે હું તે ચીજ શીખવાને પૈસા ક્યાંથી લાવું ? અને જો તે ન શીખું તો આજે વરસોની મેહેનત ને પૈસા પર પાણી ફેરવુંછું. હવે એટલા પૈસા ક્યાંથી આવશે ? આ વૈદરાજે તો આપણને નીચોવી નાંખ્યાં છે. "

ચંચળ (રમણની મા):-" એકસો રૂપીઆની રકમ સામટી કાઢવી બહુ કઠણ છે પણ તું ગભરાઈશ નહિ. એટલા રૂપીઆ મારી કને મ્હારા ખાનગી છે તે વૈદરાજને આપી બાકી અધુરૂં રહેલું શીખી આવ. પછી મ્હારો દીકરો વૈદનો ધંધો ચલાવશે ત્યારે પૈસાજ પૈસા-પછી પૈસા માટે બેસી રહેવું પડશે નહિ. "

તેની માએ બીજે દીવસે રમણને સો રૂપીઆ આપ્યા તે લઇને તે વૈદરાજ પાસે ગયો અને તેના પગ આગળ તે રૂપીઆની કોથળી ઠાલવી પગે લાગી પેલી અધુરી રહેલી ચીજ શીખવવા કહ્યું. વૈદરાજે રૂપીઆની થેલી ઉપાડી લઇને તેને કહ્યું:-"રમણ જો તને પક્કામાં પક્કો વૈદ થવાની ઇચ્છા હોય તો આટલા શબ્દો યાદ રાખજે. '**ધાસ્તી માણસને મારે છે ને ધાસ્તી માણસને જીવાડે છે**' આટલા શબ્દો યાદ રાખીશ તો તું હુશીઆર વૈદ થઇશ. હવે જા! આ શબ્દો સોનાની કીંમતના છે તે વીસરીશ નહિ." આટલું કહી વૈદરાજ ઉઠી ગયા.

આ શબ્દોની કીંમત સો રૂપીઆ? નકામા સો રૂપીઆ આપવા માટે રમણને ઘણો ખેદ થયો. એ શબ્દોમાં શું દમ હતો?

વખત વહી ગયો. રમણે ધીરે ધીરે વૈદનો ધંધો ચલાવવા માંડયો ને તે પુષ્કળ કમાવા લાગ્યો. જ્યાં જુઓ ત્યાં રમણ વૈદ પહેલો. તેનું ઓસડ વખણાય. ગમે તેવું હઠીલું દરદ તેનાથી સારૂ થાય. ઘેરે ઘેર એનાં વખાણ થાય તેથી લોકોએ તેનું નામ "જશ વૈદ" પાડયું.

કેટલાંક વરસ ચાલ્યાં ગયાં પછી તેટલા વખતમાં પેલા વૈદરાજ બીજે દેશ ફરી આવ્યા. ત્યાંથી નીકળ્યા પછી એકે વખત પણ વૈદરાજ અને રમણ વચ્ચે મુલાકાત થઇ નહોતી.

વૈદરાજના ગામથી પાછા ફર્યા પછી એક દીવસ એક મહેલ્લામાં તેઓનો અચિંતો મેળાપ થયો. તે વખતે વૈદરાજની ઘરડી આંખે તેને ઓળખ્યો નહિ. પણ રમણે તો તેમને તરત ઓળખ્યાઃ—

વૈદરાજની પાસે જઇ રમણે તેમને ઓચિંતું કહ્યું:–" ઓહો ! શેઠ, તમે બહુ બીમાર દીસોછો, બ્હાર આવી શરદીમાં ફરશો નહિ. ઘેર જઇ તમારા વૈદની સલાહ લઇ કાંઇ ઇલાંજ કરો."

વૈદરાજે હસીને કહ્યું, "માંદો ? હું માંદો દેખાઉછું ? મ્હને તો કાંઈ નથી હું આજના જેવો તો તંદુરસ્ત કોઇ દીવસ હતો નહિ."

"તમે તેમ ધારતા હશો, પણ હું વૈદ છું. મને અહીંના લોક "જશ વૈદ"ના નામે ઓળખે છે. હું સાફ જોઉછું કે તમે માંદા છો; શેઠ, હું તમને ફોકટ ગભરાવતો નથી, તમને આગળથી ચેતાવું છું. એ એવી જાતનું દરદ છે કે થોડો વખત આગળજ માણસને ખબર પડે છે. તમને આ જે દરદ લાગુ પડ્યું છે તે બહુ માઠું છે એની અસરથી તમે ચોવીસ કલાકની અંદર મરણ પામશો. વાસ્તે તમને ચેતાવુંછું. હું કહુંછું તેમ વેહેલો ઉપાય લ્યો." મરણ પામીશ ! ગુજરી જઇશ ? એ શું બોલોછો ! મ્હને હમણાં કાંઇ નથી ને ફક્તત ચોવીસ કલાકની અંદર હું મરણ પામીશ ! તમે વૈદ નથી પણ ખરેખરા ગધેડા છો." આમ સામો જવાબ દઇ વૈદરાજે ખડખડ હસી ત્યાંથી ચાલવા માંડ્યું.

આમ બોલી વૈદરાજ બેદરકાર થઇ હસ્યા ખરા પણ તેના મનમાં એ શબ્દોથી જે જબરી ધાસ્તી પડી, અને બ્હીકથી તેના હોશ ઉડી ગયા, તે કબુલ કરતાં તે શરમાયા. ફીકરથી તેનું શરીર ધ્રુજવા માંડ્યું. પેટમાં જબરી ફાળ, પડી હાથ પગ પણ ધ્રુજવા લાગ્યા. "ગમે તે પણ એ કોઈ વૈદ છે; મને કાંઇ છુપું દરદ લાગુ પડ્યું હશે તે એની ચપળ નજરે જોઇ લઇ પારખી કાઢ્યું છે; રે હાય ! ચોવીસ કલાકમાં હું મડદુ થઇ પડીશ ? હાય હાય ! હવે શું કરવું ?"

ઉપર પ્રમાણે બડબડતા વૈદરાજ ધ્રુજતા ધ્રુજતા ઘેર ગયા. પણ ઘેર જતાં સુધીમાં તો ધાસ્તીથી તેના પગ ઢીલા થઇ ગયા. તે ઘેર જઇ પથારીમાં પડી બુમો પાડવા ને રડવા લાગ્યા. વૈદ ઉપર વૈદ બોલાવ્યા, અને દવા ઉપર દવા ચાલી પણ વૈદરાજને કાંઇ ફેર પડે નહિ. તે તો ફક્ત "હું થોડા વખતમાં મરી જઇશ." એમજ બોલ્યા કરે. કોઇ પણ વૈદ તેમનું દરદ પારખ્યું નહિ. કોઇ વૈદ કાંઇ કહે તો કોઇ કાંઇ કહે. કેટલાકે "ઉન્માદ વાયુ" ( Mania ) થયો છે તો કેટલાકે "ચિત્તભ્રમ વાયુ" થયો છે કહ્યું. કોઇ પણ એકમત થયા નહિ.

"વૈદરાજ ! તમે જે ઓસડ આપશો તે હું પીઇશ, જલ્દી કરો, મને તે ઓસડ આપો. અરે હાય ! ચોવીસ કલાક હમણાં થઇ જશે" વૈદરાજે ગભરાઇને અધીરાઇ બતાવી.

રમણઃ— "ઠીક ત્યારે તમને નવો જન્મ જીવાડવા છે ! તમને તે દવા આપ્યા અગાઉ મારે તેના પૈસા લેવા જોઇએ. વૈદરાજ તે દવાના સો રૂપીઆ પડશે, તે આપો તો ઝટ તમને ઉઠાડી ઉભા કરૂં. સઘળું દરદ એકદમ મટાડી દઉં."

"તે લેજો વૈદરાજ, પણ મને ઝટ ઓસડ આપો."

"ના પેહેલાં રૂપીઆ ગણી આપો તો આ ખાટલે પડયાછો તે ત્યાંથી ઉઠાડી વાઘ જેવા ફરતા બનાવું." મરવાની બ્હીકથી વૈદરાજે ઘરના માણસ પાસેથી સો રૂપીઆ રમણને અપાવ્યા. જે લઈ તે વૈદરાજની છેક પાસે જઇ બોલ્યો–" મહારાજ ! આપ મને ઓળખોછો ?" માંદા પડેલા વૈદરાજે કહ્યું–" ના ભાઇ, મેહલ્લામાં તમને મળ્યો તે પહેલાં મ્હેં તમને કદી જોયા નથી."

"ના એમ નથી, તમે ભુલોછો. હું તમારો ચેલો છું. વરસો પેહેલાં હું તમારા હાથ નીચે શીખતો હતો; અને પાઠ શીખવ્યા વિના તમે મને કાચો વૈદ કહ્યો હતો; તમે મારી પાસેથી સો રૂપીઆ લઇને-**ધાસ્તી માણસને મારે છે ને ધાસ્તી માણસને જીવાડે છે**" તે શીખવ્યું. તે અત્યાર સુધી મ્હેં કોઇ ઉપર અજમાવ્યું નહોતું તે આજે આપ મુરબ્બી ઉપર અજમાવ્યું છે. તેની અસર થઇ છે. મેં તમને જે ખોટી ધાસ્તી આપી કે તમે ચોવીસ કલાકમાં મરણ પામશો તેથી તમે હેબત ખાઇ જઇને મરણને કાંઠે આવ્યા એવા માંદા થઇ ગયા હતા. હવે સો રૂપીઆ ખરચવાની ધાસ્તીથી તમે લગભગ સાજા થઇ ગયા છો. તમને કાંઇ નથી માટે મુરબ્બી વૈદરાજ આપ ખાટલામાંથી ઉઠી પધારી ખંખેરી ખોએલ સો રૂપીઆ પાછા કમાવવાની તજવીજ કરો."

આ સાંભળી વૈદરાજ તરત ઉઠયા, તેને કેવી રીતે ઠગી સો રૂપીઆ લેવામાં આવ્યા તે તરત માલુમ પડયું. પોતાને ખોટી ધાસ્તી આપે છે એટલું અગાઉથી માલમ ન પડયું તે માટે વૈદરાજ શરમીંદા થઇ ગયા, તેની ધાસ્તી ઉડી ગઇ એટલે તેમને અગાઉની માફક જોર આવ્યું. વળી સો રૂપીઆ ખરચવા પડયા તેની ધાસ્તીથી કમાવાનું દીલમાં ઉલટું સ્હામું જોર આવ્યું.

—મદુલાલ રતીલાલ ધ્રુ.

---

## विद्या–कळा.

### સ્ત્રાઓ તથા બાળકોને ઘરગતુ દવાઓ.

( ગયા વર્ષના અંક ૧૧ ના પૃષ્ટ ૩૪૯ થી સાંધણ. )

#### "ગરમીથી માથું દુઃખતું હોય તેના ઉપાય."

૧ માથે ગુલાબ જળ લગાડવું તે એવી રીતે કે, મલમલનો ચાર આંગળનો એવડો કટકો ગુલાબજળમાં ભીંજવી માથા ઉપર બંને બાજુના લમણા સુધી રાખવો.

૨ માથે ચંદન ચોપડવું.

૩ માથે આઇસ (બરફ) મુકવું.

૪ આઇસ કે ગુલાબજળ ન હોય તો થંડા પાણીનું કપડું માથે રાખવું.

૫ માખણ ઘી ચોપડવું અને તે ઉપર કેળના કે એરંડાનાં લીલાં તાજાં પાંદડાં બાંધવાં.

૬ ઠંડાં ફળો ખાવાં તથા ઠંડાં સરબતો પીવાં.

૭ ઘીમાં મરીનો ભુકો મીલાવી તેથી પગનાં તળીયાં એક વાટકાવડે ખુબ ઘસવાં તેથી માથે ચડી ગયેલું લોહી નીચે ઉતરે છે; અને સરખી રીતે લોહી ફરવા માંડે છે, એટલે મગજની ગરમી ઓછી થઇ જાય છે. તેથી માથું દુખતું મટી જાય છે.

૮ ગુલાબનું ગુલકંદ અથવા આમળાનો મુરબ્બો ખાવો, તેથી પણ ગરમીથી દુખતું માથું મટી જાય છે.

આવા ઘણી જાતના ઉપાયો છે. પણ જે સૌથી બની શકે તેવા હોય, સહેલાઇથી તુરતજ મળી શકે, એવી વસ્તુઓ હોય અને પરિણામે જેમાં કાંઇ પણ ખાસ નુકશાની ન હોય, એવીજ સાદી ઘરગતુ દવા મારે તમને બતાવવી જોઇએ કારણકે ખરચાળુ અને અટપટી બનાવટોવાળી તથા જેમાં ફાયદો પણ ઘણો હોય અને વખતે નુકશાન પણ ઘણું હોય, તેવી જોખમી દવાઓ કંઇ બધી બ્હેનો કરી શકે નહિં, માટે એવા ઉપાયો હું તમને આ જગોએ બતાવતો નથી, પણ તમારાથી સહેલાઇથી બની શકે તેવાજ નિર્દોષ ઉપાયો હું તમને કહું છું. અને આશા રાખું છું કે, આટલા બધા ઉપાયોમાંથી જુદીજુદી પ્રકૃતિવાળી બ્હેનોને કોઇક પણ ઉપાય માફક આવશેજ, અને જો એમ થશે તો હું મ્હારી મહેનત સફળ થયેલી સમજીશ.

### "શરદીથી માથું દુઃખે તેના ઉપાય."

૧ કેશર, સુંઠ કે મરી વાટીને માથા ઉપર ચોપડવાં.

૨ ગરમ કપડું માથે બાંધી રાખવું.

૩ માથા ઉપર નરમ પ્રકારનો શેક કરવો.

૪ તમાકું સુંઘી છીંકો ખાવી.

૫ તુલશીના રસનાં પાંચ સાત ટીપાં મગજ સુધી પહોંચે, તેવી રીતે નાંકમાં નાંખવાં.

૬ ડુંગળીનો રસ માથા ઉપર ચોપડવો.

૭ મરીના બારીક ભુકાને તેલમાં ઉકાળીને, તે તેલ માથા ઉપર ચોપડવું.

૮ સુંઠ, મરી, પીપર, પીપરીમુળ અને તજ તેની પાણીમાં રાબડી બનાવી સાકર નાંખી પીવી, તેથી શરદીથી માથું દુખતું હોય તો તે મટી જાય છે.

આ બધા ઉપાયોમાંથી જેને જે ઉપાય વ્યાજબી લાગે તે કરવો. અને પોતાની પ્રકૃતિ સમજીને દવા કરવી. જો એવી રીતે પ્રકૃતિ સમજીને દવા વાપરતાં આવડે, તો આવા નાના નાના રોગોને આવી સાદી સાદી દવાઓથી પણ મટી જવામાં કાંઇ વાર લાગતી નથી. માટે દેશકાળ, આજુબાજુના સંજોગો તથા પોતાના શરીરની પ્રકૃતિ સમજીને જે દવા પોતાને વાજબી લાગે, તથા પોતાની આસપાસના એ બાબતમાં કોઈ કુશળ માણસની સલાહ પડે, તે દવા કરવી. દવાની બાબતમાં ચોકસી રાખવાની ખાસ જરૂર છે.

"નબળાઇથી તથા મગજ ખાલી પડી જવાથી માથું દુઃખે છે તેના ઉપાયો."

૧ દુધનો ખોરાક વધારે રાખવો.

૨ બ્રહ્મચર્ય પાળવું.

૩ એલચી, જાવંત્રી, પીપરીમુળ, ઘોડાઆકસંદ અને સતાવળી લઇ તે બધાનો ભુકો કરી તેમાંથી દરરોજ એક તોલાથી બે તોલા સુધી તે ભુકો લઇ તેની દૂધમાં રાબડી બનાવી સાકર નાંખી સવારના પહોરમાં રાબ પીવી.

૪ બદામપાક ખાવો અથવા બદામની પુરી ખાવી. બદામને ઘીમાં તળીને તે ઉપર મરી મીઠું નાંખીને ખાવી, બદામને ઘુંટી નાંખી દૂધમાં તેની રાબડી બનાવી પીવી.

૫ દૂધીનો, તરબુચના બીજનો, કોળાંનો અને કાકડીના બીનો મગજ બે તોલા લઇ, તેમાં સાકર મીલાવી તેની ફાકી ભરવી, અને ઉપર દૂધ પીવું.

૬ બદામ તોલા દશ લેવી તેને રાતની વખતે અડધા શેર પાણીમાં ભીંજવી રાખવી. પછી સવારમાં તેનાં ફોતરાં કાઢી નાંખવા અને તે સાફ કરેલી બદામને વાટી નાંખવી. વાટતી વખત તેમાં રાત્રે બદામ ભીંજવી હોય તેજ પાણી નાંખવું, અને ભાંગની પેઠે બદામને ખુબ બારીક વાટી નાંખવી. પછી તેને કપડાંથી છણી લેવી. તેમાં વટાતેવટાતે બધો ભાગ જાડાં કપડાંમાંથી ગળાઇ જાય, તેવી બારીક વાટવી એ વાટવામાં બહુ મહેનત પડે છે. પછી ખસખસ તોલા પા તથા વરીઆળી તોલો અડધો પાણીમાં રાતે પલાળી રાખવું. તે પાણી પણ તેમાં નાંખવું અને ખસખસ તથા વરીઆળીને પણ બદામ સાથે બારીક વાટી નાંખવી. પછી તેમાં સાકર તોલા ચાર મીલાવવી તે પછી ઘી તોલો દોઢ લઈ, તેમાં એલચી દાણાના ચાર પાંચના બીજ તથા તજ જરાક કટકી ભુકો, તે પાણી વઘારવું. અને પછી એ પાણીને ચા જેવું ગરમ કરવું. એટલે તેમાં ખસખસના જેવા દાણા થઇ જશે. તે પછી તે પાણીને જરા ઠંડું થાય ત્યારે પીવું. બહુ ટાઢું થઇ જવા દેવું નહિં. તેમજ અતિશય ગરમ પણ પીવું નહિ. આ પ્રયોગ દિવસ ઉગ્યાની અગાઉ કરવો. તે પ્રમાણે વધુ સાત દિવસ કરવાથી ગમે તેવું સખ્ત માથું દુખતું હોય તોપણ મટી જાય છે. અને મગજ તર થઇ જાય છે.

૭ આ સિવાય મગજને તાકાત આપવા માટે કસ્તુરી, શીલાજીત, ગજવેલ, બંગભસ્મ, સોનાનો વરખ તથા ફોસફરસની ગોળીઓ વગેરે ઘણીએ કિંમતી ચીજો હોય છે. પણ એ બધી વસ્તુઓ કોઇ સારા વૈદ્ય કે ડૉકટરની મારફત બરોબર અનુપાન તથા પરહેજીની સાથે લેવી જોઇએ. તે વિના એવી આકરી ચીજો વાપરવાનું સાહસ કરવું નહિ.

" માથામાં મેદ વાયુ તથા કફ ભરાઇ ગયો હોય તેના ઉપાય. "

૧ કણેરનાં પાંદડાંને છાંયામાં સુકાવી તેની તમાકુના જેવી બારીક ભુકી કરવી. તે ભુકી તમાકુની માફક નાકે સુંઘવી. તેથી છીંકો આવી જાય છે, અને માથું દુખતું મટી જાય છે.

૨ કોયલાની સફેદ ભુકી નાકે સુંઘવી તેથી પણ માથામાં ભરાઈ ગયેલો વાયુ નીકળી જાય છે; તથા માથામાંથી નાક રસ્તાથી નીકળતી ખરાબ વાસ દૂર થાય છે.

૩ તકમરીઆંના લીલાં પાંદડાંનો રસ કાઢી તેનાં ટીપાં મગજ સુધી પહોંચે, તેવી રીતે નાકમાં નાંખવાં તેથી માથાના વાયુના તથા કફના રોગો મટી જાય છે.

૪ કુકડવેલના કંટોલા જેવાં ફળ થાય છે. તે એક સુકું ફળ લઇ ચાકુથી તેના કટકા કરી, બે ચમચા પાણીમાં ત્રણ કલાક સુધી તેને ભીંજવી રાખવું. પછી તે પાણી લુગડે ગાળી લઇ, તેમાંથી ત્રણું ચાર ટીપાં બન્ને બાજુના નાકના છિદ્રમાં નાંખવાં. અને મગજ સુધી પહોંચે તેવી રીતે ગળા નીચે તકીઓ રાખી, માથું ઝુકાવી ટીપાં નાંખવાં. તેનો રસ ગળે ઉતારવા દેવો નહિં. કારણ કે, જો તે રસ ગળામાં જાય તો ગળું બળે છે. અને જો સંભાળથી નાકમાં ટીપાં ન નંખાય, તો તાળવાને રસ્તે નાકમાં નાંખેલી દવા ગળામાં ઉતરી જાય છે. માટે દવા નાંખતી વખત ગળું બંધ રાખવું, એ દવા નાકમાં નાંખ્યા પછી અડધા કલાકમાં નાકમાંથી લીંટ તથા લાળ અને પાણી વગેરે ઝરવા માંડે છે. તે ત્રણ દિવસ સુધી નિકળ્યા કરે છે. એ વખતે મગજમાંથી એક શેરમાંથી માંડીને ત્રણ શેર ચાર શેર સુધી ત્રણ દિવસમાં પાણી તથા કફ, મેદ વગેરે નીકળી જાય છે. તેથી મગજ ખાલી પડી જાય છે. માટે આ પ્રયોગ કરતી વખત દરરોજ સાકરનો શીરો બનાવીને ખાવો, તથા દૂધ વધારે પીવું, અને તેલ મરચું ખટાઈએ કાંઇ ખાવું નહિં. આ પ્રયોગ સખ્ત છે. કારણ કે, ત્રણ દિવસ સુધી નાકમાંથી રગડો નીકળ્યાજ કરેછે. તેથી ઘણા માણસો કાયર થઇ જાય છે. માટે નબળા વિચારના કાચા માણસોએ આ પ્રયોગ પોતાની ઉપર અજમાવવો નહિં; પણ જે આવી અડચણો ખુશીથી ખમી શકે તેમ હોય, તે રોગીએજ આ પ્રયોગ અજમાવવો. આ પ્રયોગ સખ્ત છે ખરો, પણ તેથી તુરતજ અતિશે ફાયદો થાય છે. કારણ કે, મગજમાંથી બધો કચરો નીકળી જાય છે. તેથી માથાના, આંખના, કાનના, નાકના, દાંતના વગેરે ઘણા રોગો મટી જાય છે. કારણ કે, બધા રોગોને મગજ સાથે બહુ સીધો સંબંધ છે. માટે ઘણી વખત આંખના રોગોમાં પણ આવો મસ્તકનો જુલાબ અપાય છે. પણ આ પ્રયોગ ઘણો સખ્ત છે. માટે હીંમત રાખીને અને ધ્યાન પહોંચાડીને ઉપાય અજમાવવો.

બ્હેનો આ પ્રમાણે માથું દુઃખતું મટાડવાના બીજા ઘણા ઉપાયો છે, અને માથું દુઃખવાના બીજાં ઘણાંએ કારણો છે; પણ તેમાંથી મુખ્ય મુખ્ય કારણો અને તેના સૌથી સહેલાઇથી બની શકે તેવા સાદા સાદા ઘરગતુ ઉપાયો, આમાં બતાવેલા છે. અને હજી એ બાબતમાં બીજું જેટલું કહેવા માગીએ, તેટલું કહી શકાય તેમ છે. પણ આ ઠેકાણે તો મારે એ બાબતનું માત્ર સામાન્ય જ્ઞાન આપવાનીજ વાતો કહેવાની છે. કાંઈ ખાસ એ ખાતાનો વિશેષ કે સંપૂર્ણ જ્ઞાન આપવાનો આપણો આ વખતે ઉદ્દેશ નથી. માટે માથું દુખતું મટાડવાના આટલા ઉપાયો કહી, હવે એ પછી બીજી જે મુખ્ય જરૂરની બાબત છે. તે ઉપર હવે આવીએ. કારણ કે, મુખ્ય મુખ્ય રોગોની ઘરગતુ દવાઓ આપણી બ્હેનોને શીખવવી એ આપણો ઉદ્દેશ છે. માટે માથું દુખતું મટાડવાના મુખ્ય મુખ્ય ઉપાયો જાણ્યા પછી, હવે આપણે તાવના સામાન્ય ઉપાયો જાણવા જોઇએ. (અપૂર્ણ.)

વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયાર.

# ગૃહધર્મ.

## મહર્ષિ રાનડેનો ગૃહસ્થાશ્રમ.

૧.

અર્વાચીન હિન્દુ ગૃહસંસારનાં અનેક ચિત્રો આપણે ઘણીએ નવલકથાઓમાં વાંચીયે છીયે અને "સરસ્વતીચંદ્ર"માંનું ઘણા સુપ્રસિદ્ધ નવલકારની કલમથી ચિત્રાયેલું ગુણસુંદરીનું ઉત્તમોત્તમ ચિત્ર આપણી ગુર્જર બ્હેનોની નજર આગળ તર્યા કરે છે. પરન્તુ સત્ય જીવનમાં મુકાયેલું આ જમાનાનું હિન્દુગૃહસંસારનું એકકે ઉત્તમ ચિત્ર હજી સુધી આપણાં પુસ્તકોમાં મુકાયું નહોતું; પણ હાલમાં મરાઠી વાઙ્ગમયમાં શ્રીમતિ રમાબાઇ રાનડેએ, પોતાના સ્વર્ગસ્થ પતિ ન્યાયમૂર્તિ માધવ ગોવિન્દ રાનડે સાથેના ગૃહજીવનમાંની કેટલીક સ્મરણનોંધો પુસ્તકદ્વારા બ્હાર પાડી, આ મોટી ખોટ ઘણી ઉત્તમ પ્રકારે પુરી પાડી છે. આ અપ્રતિમ પુસ્તકનું ગુજરાતી ભાષાંતર સાંભળ્યા પ્રમાણે તૈયાર થાય છે અને થોડા વખતમાં ગુર્જર પ્રજા સમક્ષ બ્હાર પડશે એવી આશા છે. આ પુસ્તકનો સવિસ્તર લાભ આપણી બ્હેનોને મળે તે પ્હેલાં સ્ત્રીઓ માટે પ્રકટ થતા આ માસિકમાં તેમાંના કંઇક ઉત્તમ આલેખનો જોઇ જવાને આ લેખ લખાયો છે.

મહર્ષિ રાનડે ઇ. સ. ની ઓગણીસમી સદીનાં છેલ્લાં ત્રીસ વર્ષોમાં, પહેલાં મહારાષ્ટ્રમાં અને પછી આખા હિંદુસ્તાનમાં રાષ્ટ્રોન્નતિની જુદી જુદી અનેક હિલચાલોના માત્ર આધારસ્તંભ હતા, એટલુંજ નહિ પણ આદ્યપ્રવર્તક હતા. નામદાર ગોખલે આ પુસ્તકની પ્રસ્તાવનામાં લખે છે કે રાવસાહેબ રાનડેની આટલી બધી ખ્યાતિ કેવળ તેમની બુદ્ધિ અને વિદ્વતા કે સ્વદેશભક્તિના અસાધારણ ગુણોને લઇને થયેલી છે એમ નથી પણ આ ગુણો કરતાંયે અસાધારણ એવી ઉત્તમ ચિત્તવૃત્તિ રાવસાહેબના હૃદયમાં વાસ કરતી હતી; અને જેમ ઉપરના બુદ્ધિના ગુણોને લઇ તેમનું સાર્વજનિક જીવન અત્યંત મહત્વનું અને ચિરસ્મરણીય થઇ પડ્યું હતું તેમ આ ચિત્તવૃત્તિને લઇ તેમનું ખાનગી જીવન ઘણું પ્રેમાળ અને બોધદાયક થઇ પડ્યું હતું. અને આ ખાનગી જીવનનું ચિત્ર શ્રીમતિ રમાબાઇયે આ પુસ્તકમાં બ્હાર પાડ્યું છે.

આ પુસ્તકનો ખરેખરો આરંભ રા. સા. માધવરાવ રાનડેના એકત્રીશ વર્ષની વયે બીજીવારના શ્રીમતિ રમાબાઇ સાથેના થયેલા લગ્નથી થાય છે માધવરાવનો જન્મ ઇ. સ. ૧૮૪૨ ના જાનેવારીની ૧૮ મી તારીખે થયો હતો. તેમનું બચપણ ઘણુંખરૂં કોલ્હાપુરમાં તેમના માતપિતા સાથે ગયું હતું. છઠ્ઠે સાતમે વર્ષે મરાઠી નિશાળમાં તેમને મુકવામાં આવ્યા હતા. તેમને બે વર્ષે ન્હાની એક બ્હેન હતી અને તેનું લગ્ન નવમે વર્ષે કરવામાં આવ્યું હતું. આ પછી એક વર્ષે જ્યારે માધવરાવને અગ્યારમું વર્ષ પુરૂં થઇ બારમું બેસવાની તૈયારી હતી એટલામાં તેમનાં માતુશ્રી સ્વર્ગસ્થ થયાં હતાં. આ પછી માધવરાવ અંગ્રેજી શાળામાં દાખલ થયા હતા. ત્યાર પછી એક વર્ષે તેમના પિતાયે બીજીવાર લગ્ન કર્યું અને એટલાજ સુમારમાં માધવરાવનું પણ એક કુટુમ્બવત્સલ સદ્ગૃહસ્થની પુત્રી સાથે લગ્ન થયું હતુ અને ત્યાર પછી બે વર્ષે ઇ. સ. ૧૮૫૬ માં તેઓ મુંબઇ ઇંગ્રેજીનો વધુ અભ્યાસ કરવા આવ્યા. અહિં તેમણે પોતાના અપૂર્વ અભ્યાસથી વિશ્વવિદ્યાલયની

(યુનિવર્સિટી) એક પછી એક પરીક્ષાઓ ઘણુંજ ઉંચે નંબરે પસાર કરવા માંડી. ૧૮૬૨ માં બી. એ. ૧૮૬૪ માં એમ. એ. અને ૧૮૬૬ માં એલ.એલ. બી ની પરિક્ષા તેમણે ઘણા માનસહિત પસાર કરી. તેજ વર્ષે તેમની મરાઠી ટ્રાન્સલેટરની એકટીંગ જગ્યા પર પુણાના શાળા ખાતામાં નીમણુક થઇ અને પછી કોલ્હાપુર રાજ્યમાં થોડા વર્ષ ન્યાયાધીશનું કામ કરી, ઇ સ. ૧૮૬૮ થી ૭૧ સુધી પાછા ત્રણ વર્ષ મુંબઇમાં પ્રોફેસરની ૪૦૦ રૂપિયાની જગ્યા પર આવ્યા. પ્રોફેસર તરીકે તેમણે ઘણીજ નામના મેળવી અને આ દરમ્યાન હાઇકોર્ટમાંની એડવોકેટની પરીક્ષા પસાર કરી. પછી ૧૮૭૧ ના નવેમ્બર મહિનામાં તેમને ન્યાયખાતામાં પુણાના સદર અમીનની (ફર્સ્ટ કલાસ સબજજ) જગ્યા પર ૮૦૦ રૂપિયાના પગારથી કાયમની નોકરી થઇ. ૧૮૭૩ ની સાલમાં તેમનાં પહેલાં પત્ની પરલોકવાસી થયાં. આ બાઇ, પુણે આવ્યા પછી કેટલાક મહિના થયાં જીર્ણજ્વરથી પીડાતાં હતાં. ઔષધ અને ઉપાય શરૂ હતા તો પણ તેમનું દરદ દીવસે દીવસે પાછું ન હઠતાં, જે પહેલપહેલાં સાદું દેખાતું હતું તે હવે દાકતર અને વૈદ્યોએ ક્ષય છે એમ ઠરાવ્યું. આ મંદવાડથી માધવરાવને અતિશય શ્રમ અને ઉજાગરા થયા. કોર્ટનું કામ સંભાળીને રાત્રદિવસ વખતોવખત હાથે દવા આપવી, ઉજાગરા કરવા, એ બધું કેટલું કઠણ છે તેનો જેને અનુભવ થયો હોય તેજ જાણી શકે. બાઇનો સ્વભાવ ઘણો ગરીબ અને મીલનસાર હોવાથી તેમની એના ઉપર અત્યંત પ્રીતિ હતી એટલે એના મંદવાડમાં બને તેટલું કામ કરી છુટવું એવો તેમનો ખાસ નિશ્ચય હતો. પુષ્કળ ઔષધોપચાર કર્યા પણ તેમાંની કોઇની પણ અસર ન થતાં, છેવટે શકે ૧૭૯૫ ના કાર્તિક શુદ છઠને દિવસે એટલે ઇ.સ. ૧૮૭૩માં તેમનો દેહ પડયો. આથી તેમને પુષ્કળ દુઃખ થયું અને આ દુઃખથી એક વર્ષ સુધી તો તેમનો એકે દિવસ આંખમાંથી આંસુ આવ્યા શિવાયનો ગયો નથી. રાત્રે જમી રહ્યા પછી ઉંઘ આવે ત્યાં સુધી તુકારામના અભંગોનું વાંચન ચાલુ રહેતું હતું.

મહર્ષિ રાનડેની જીવનકથા આટલે આવ્યા પછી શ્રીમતિ રમાબાઇના પુસ્તકમાંનાં રસિક અને બોધક ચિત્રોની શરૂવાત થાય છે અને આ ચિત્રોનાં દર્શન આપણે લગભગ શ્રીમતિના શબ્દોમાં કરીશું તોજ તેની રસિકતા જળવાઇ શકાશે.

" મારૂં લગ્ન સન ૧૮૭૩ ના ડીસેમ્બરમાં માર્ગશિર્ષ શુદ ૧૧, શકે ૧૭૯૫ ને રોજ *ગોરજ મુહુર્તનું થયું. લગ્ન થઇ રહ્યા પછી ઘેર આવી, કોઇની સાથે ન બોલતાં કે કંઇ પીને ન ખાતાં એકદમ પોતાના ઓરડામાં જઇ અંદરથી સાંકળ વાસી દીધી; આજે એમના મનને બહુજ સંતાપ થયો હતો. એક તો સરખી વયની પ્રિય પત્નીનો વિયોગ થયાને માત્ર મહિનોજ થયો હતો અને દુઃખ પણ તાજું હતું; એવામાં ફરી લગ્ન બીલકુલ નહિંજ કરવાનું મનમાં હોવા છતાં સસરાજીના દુરાગ્રહ અને હઠને લઇ લગ્ન કરવું પડયું અને તે પણ ફક્ત બે મતને આધારે. એક તો વડીલનો શબ્દ ઉલંઘાય નહિ અને બીજું તેના કુટુમ્બ સુખમાં પોતે વિઘાતક થાય નહિ. આને લઇનેજ ઘણા દિવસથી સ્વીકારેલા અને યોગ્ય લાગેલા પોતાના પુનર્વિવાહના મતને, જુના જીવજાન દોસ્તોને, પોતાના સ્વાભિમાનને,

* પોતે, એઓ,—આ શબ્દો તથા હવેનાં વિશેષણ શ્રીમતિ રમાબાઈએ પોતાના પતિ શ્રીયુત માધવરાવ રાનડે માટે વાપર્યાં છે.

અને પુનર્લગ્નથી મળનારા સુખને તથા ધન્યવાદને ન ગણકારતાં ઉપર કહેલાં વ્રતને પાળવા માટે, દુનિયાની ટીકાના શબ્દો અને દોષના આરોપે હમેશને માટે વ્હોરી લેવાનું માથે લીધું. આને લઇ તે રાત્રી ઘણીજ સંકટની ગઇ હોવી જોઇએ એમાં કંઇ શંકા લાગતી નથી. અને તેમ થાય તે ઘણુંજ સ્વાભાવિક છે. કારણ કે હજી સુધી પણ કેટલાક લોકો તરફથી, એમના સર્વે જીવનક્રમમાં જો કંઇ પણ ગૌણુ કે ઓછાપણાનો ભાગ હોય તો તે આજ છે એવો દોષ અને આરોપ મુકવામાં આવે છે. અને આ વાત માટે મોટા આવેશથી ટીકા કરવામાં આવે છે. પણ આ માટે મને તો ઉલટું એમ લાગે છે કે આખા ચરિત્રમાં ખરા સ્વાર્થ ત્યાગનો અને મનના મોટાપણાનો જો કંઇ ભાગ હોય તો તેમાં અત્યંત ઉદાત્ત અને મહત્વનો ભાગ આજ છે. આ માટે કોઇ ગમેતેટલી પોતપોતાના મન પ્રમાણે ટીકા કરે પણ મને તો તે માટે અત્યંત માન ઉપજે છે અને ખરી ભક્તિથી એકંદર ચરિત્રનું અવલોકન કરનારામાંના કોઇને પણ તેમજ માન ઉત્પન્ન થયા વિના રહેશે નહિ."

"લગ્નના પહેલાં પંદર દિવસથી એમના ઉપર મુંબઇની મિત્રમંડળ તરફથી ઉપરાઉપરી કાગળ આવતા હતા કે 'આ વખત આવ્યો છે. અને આ વખતે હું કોઇ નાની કન્યા સાથે લગ્ન નહિજ કરૂં, પુનર્વિવાહજ કરીશ,–એમ વડીલને ચોખ્ખે ચોખ્ખું કહી દેજો' વિગેરે વિગેરે મતલબના કાગળ આવતા હતા. પહેલાં તો આ કાગળો ટપાલમાંથી એમને હાથે જતા પણ આવા કાગળો મુંબાઇથી આવે છે એવી ખબર સસરાજીને કાને પડતાંજ તે ટપાલ માટે બહુજ કાળજી રાખવા લાગ્યા. સિપાઈ ટપાલ લાવે કે તે જોવાને પોતાની પાસે મંગાવે. તેમાંથી મુંબઇથી આવેલા કાગળો કે તાર પોતાની પાસે રાખી બાકીની ટપાલ ઉપર મોકલાવે. સસરાજીની હાક ઘરના બધા માણસ ઉપર હોવાથી આ વાત એમની પાસે જઈ કોઇની કહેવાની હિંમત નહિ."

"પહેલી સ્ત્રી મરી ગયા પછી સસરાજી તરતજ કોલ્હાપુરથી પુણે આવ્યા અને ત્યારથીજ કન્યાની તપાસ કરવા લાગ્યા. પુનર્વિવાહ કરવાનો એમનો મત હોવાથી એ કોઇ રીતે લગ્ન કરશેજ નહિં અને પુનર્લગ્નજ કરશે એવી સસરાજીને બીક લાગી અને મુંબઇના મિત્રમંડળને મળવાનો પ્રસંગ આવે તે પહેલાંજ લગ્ન કરી નાંખવું એવો એમણે નિશ્ચય કર્યો અને તે પ્રમાણે રોજ કન્યાની તપાસનો સપાટો ચલાવ્યો."

"આ વખતે મારા વડીલ પણ મારા માટે ઘર જોવાને પુણે આવ્યા હતા. તે સસરાજીને મળ્યા. તેમનો અને મારા વડીલનો પહેલાંનો પરિચય હતો. તેમણે સસરાજીને કહ્યું કે મારી છોકરી લગ્ન લાયક થઇ છે પણ તમને ખબરજ છે કે લગ્ન નક્કી થયા શિવાય અમસ્તી જોવા મોકલવાનો રીવાજ અમારા ઘરમાં નથી. માટે મારી એવી વિનંતિ છે કે તમે કોઇ માણસને અમારે ગામ કન્યા જોવાને મોકલો. તેને જો તે ઠીક લાગેતો તેને અહીં બોલાવીયે. લગ્ન માટે બાહેર આણેલી કન્યા લગ્ન થયા શિવાય ઘેર પાછી ફરે તે અમારા ઘરનું હલકું દેખાય માટે પહેલાં તમને કન્યા પસંદ પડયા શિવાય મારાથી તેને અહીં લાવી શકાશે નહિ."

"સસરાજીએ અમારા ઘરના આશ્રિત વેદમૂર્તિ રા. બાળભટજી બાટવેને મારા ગામ મોકલ્યા અને તેમણે મને પસંદ કરી એટલે હું, વડીલ અને ભટજી પુણે આવ્યા. એટલામાં લગ્ન ન કરવા માટે એમને સસરાજી સાથે પુષ્કળ બોલવું થયું.

"મારે લગ્ન કરવું નથી. હું કંઈ હવે ન્હાનો નથી, મને ૩૨ વર્ષ થયાંછે. મને કુંવારા રહેવામાં કંઇ હરકત નથી. કારણ કે દુર્ગા (એમની ન્હાની બેન) મારાથી ઉમરમાં નાની છે અને ૨૧ વર્ષની થઇ ત્યારથી અનાથ છે. આપનો પ્રેમ મારા કરતાં તેના ઉપર કોઇ પણ રીતે ઓછો નથી. એવું છે તો તેને માટે કંઇ વિચાર કરતા નથી, પછી મારૂં લગ્ન કરવાનો શા માટે આગ્રહ કરો છો? તે વ્રતસ્થ રહે એ સારૂં એવું જો આપને લાગતું હોય તો તે અમને બન્નેને સરખુંજ લાગુ પડે છે. કદાચ હું કુવારો રહેવાથી પાછળથી પુનર્વિવાહ કરીશ એવી જો આપને બીક લાગતી હોય, તો હું તે કદી કરનાર નથી એવું આપને વચન આપું છું. અને તે માટે આપે કંઇ કાળજી રાખવી નહિં."

એવી એવી પુષ્કળ રીતે વિનવણી કરી, પણ સસરાજી પોતાનું બોલવું છોડે નહિ. વધારે વધારે ગુસ્સે થાય. તો પોતે કહે કે "જો મારૂં સાંભળશોજ નહિં તો પછી મારે આપનું કહ્યું કરવુંજ પડશે, પણ મને ૭ મહિના છુટા રહેવા દો એટલે તેટલામાં હું વિલાયત જઇ આવું" આ પણ સસરાજી કબુલ રાખે નહિ.

આ પ્રમાણે વાતચીત થયા પછી બે ત્રણ દીવસમાં અમે સૌ પુને આવી પહોંચ્યાં અમે જ્યાં ઉતર્યાં હતાં ત્યાં સસરાજીએ આવી મને રૂબરૂમાં જોઇ અને પસંદ કરી અગીઆરસનું મુહુર્ત ઠરાવ્યું. પણ સસરાજીએ મારા વડીલને કહ્યું કે "આજ સાંજે તમે અમારે ઘેર આવજો અને એમનું શું કહેવું છે તે સાંભળજો. જો અનુકૂળ બોલવું હશે તો તો ઠીકજ છે પણ જો ઉલટું બોલે તો મેંતો મારી છોકરી તમનેજ આપવાનો નિશ્ચય કર્યો છે એમ ચોખ્ખું કહી દેજો" આ વાત વડીલે કબુલ રાખી અને સાંજે એમને મળવાને અમારે ઘેર આવ્યા.

મારા વડીલનો ચહેરો સારા કુટુમ્બને શોભે એવો પુખ્ત અને આબરૂદાર હતો. તેને જોતાંવારજ એમણે ઉભા થઇ બેસાડયા અને ઓળખાણ આપતાં મારા વડીલે હું ફલાણા ગામનો જાગીરદાર છું વિગેરે હકીકત થોડામાં કહી કહ્યું કે "મારી છોકરી લગ્ન લાયક થઇ છે અને તેને તમને આપવાને માટે અહીં આવ્યો છું."

એટલે એમણે કહ્યું કે "આપે મને શું જોઇને છોકરી આપવાનો વિચાર કર્યો? એકતો આપ જુના કુળના જાગીરદાર છો અને હું સુધારક છું અને પુનર્વિવાહના મતનો છું. વળી હું શરીરે રૂષ્ટપુષ્ટ દેખાઉ છું પણ આખે આંધળો અને કાને બહેરો છું. બાકી મારે વિલાયત જવાનો વિચાર છે. ત્યાં જઇ આવ્યા પછી પ્રાયશ્ચિત લેવાનો નથી. તો પછી બધી વાતનો વિચાર કરી જે કંઈ નક્કી કરો તે કરજો."

મારા વડીલે જવાબ આપ્યો કે ભાઉસાહેબનો (સસરાજીનો) અને મારો જુનો પરિચય છે. તેણે મને બધી વાત કહી છે અને મારો તમનેજ છોકરી આપવાનો નિશ્ચય થયો છે.

આ સાંભળીને ધણીનારે જવાબ આપ્યો કે "આપનો નિશ્ચય થયોજ હોય તો મારે એક કહેવાનું છે કે આજે લગ્ન ન કરતાં પ્રશ્ન વાગ્નિશ્ચય કરી એક વર્ષ પછી લગ્ન કરજો.'

પણ મારા વડીલે તેમ નહિ કરવા અને તેમના કુળ તરફ નજર કરવા ઘણો આગ્રહ કર્યો એટલે એમણે કહ્યું કે આ બાબતમાં તમે ભાઉસાહેબનો વિચાર પુછો અને તે કહેશે તેમ કરીશું આટલી વાતચીત પછી વડીલ ઉઠી ગયા.

એમને માત્ર એમ લાગ્યું કે આ બધી બાબતમાં જ્યારે મેં ભાઉસાહેબનું સાંભળ્યું છે તો ફક્ત વર્ષ ૭ મહિના લગ્ન લંબાવવાની એક મારી વાત તે સાંભળશેજ નહિં એમ નહિ થાય. એમ ધારી, એ સસરાજી પાસે ગયા અને મારા વડીલ ચપલુણા સાહેબ ફુલેકર આવ્યા હતા અને ફલાણી' વાતચીત થઇ તે સહુ કહ્યું, પછી સસરાજીએ કહ્યું કે "છેવટ શું થયું તે કહો" ત્યારે એમણે કહ્યું કે "છેવટે શું કરવું તે તમારા ઉપર રાખ્યું છે. બધી બાબતમાં આપણે તેમનું શા માટે કરવું? તેમણે આપણું થોડું પણ કહ્યું કરવું ન જોઇએ? મેં તેમને કહ્યું કે આપની સર્વ વાત મારે કબુલ છે. હું લગ્ન કરીશ પણ આજે નહિ કરૂં. વર્ષ ૭ મહિનાની વચ્ચે મુદત રાખવી જોઇએ" વગેરે વગેરે પોતાના તરફનું કહેવાનું એમણે ધીમે ધીમે પુષ્કળ કહી તેમનું મન વાળવાનો પ્રયત્ન કર્યો.

સસરાજીએ આ સઘળું સાંભળી રહ્યા પછી કલાક દોઢ કલાક સ્વસ્થ મનમાં વિચાર કરવા લાગ્યા. ઉત્તર કંઇ આપતા નહોતા. એતો ધીમે ધીમે બોલવાનું શરૂ રાખતાજ હતા. પણ તેમનું લક્ષ અહીં નહોતું. આશરે બે કલાકે સસરાજીએ બોલવાનું શરૂ કર્યું અને ત્યાં ઉભા રહેલા સઘળાને કહ્યું કે "તમે સૌ બહાર જાવ એક બે ઘડી અહીં આવશો નહિં" તે પ્રમાણે સૌ માણસ બહાર નીકળી ગયા. નણંદ માત્ર શી વાતચીત થાય છે તે છાની સાંભળતી હતી. સસરાજીએ એમને કહ્યું કે આટલીવાર તમે બોલ્યા તેનો મેં વિચાર કર્યો પણ આ વખતે તમારૂં કહેવું સાંભળવું એમ મને લાગતું નથી મેં તમારા પર કદી પણ અવિશ્વાસ આણ્યો નથી અને હજી પણ આણતો નથી. પણ આ વખત એવો છે કે વિચારી માણસે કરેલો નિશ્ચય પણ ડગમગી જાય એવો મોહ હાલમાં જોવામાં આવે છે એ તમારા લક્ષમાં આવતું નથી શું? એકવાર તમારા કહ્યા પ્રમાણે વર્ષ ૭ મહિના છુટા રહેવા દીધા તો હું મારા ઘડપણમાં ખરા સુખને શાન્તિને પામીશ નહિ એવી મને બીક લાગે છે. એનું કારણ હવે હું તમને કહું છું. કે છેલ્લા પંદર દિવસમાં મુંબઇના તમારા મિત્રમંડળ તરફથી પત્ર અને તાર આવ્યા છે તે સઘળા વાંચી મારી પાસે રાખ્યા છે. તે બધાનો વિચાર વાંચી તમારૂં કહેવું કબુલ કરવાનું મને યોગ્ય લાગતું નથી. એક તો નવા મત તરફ વલણ છે એમાં વળી મિત્રોનો આગ્રહ અને વયની અનુકૂળતા આટલું છતાં પણ છોકરાં હોય તો જરા પગ ખેંચકાય પણ તમનેતો તેય નથી. આવી રીતે બધી બાજુથી સ્વતંત્રતા મળી છે એટલે સહજ નવા મતનું અભિમાન તમારામાં જાગશે એમ મને બીક લાગે છે. પણ હવે મારી ઉમર થઇ છે કુટુંબમાં બૈરાં છોકરાંનો ભાર તમારા પર છે અને તેને માટે તમે લાયકજ છો. તેતો ઠીક પણ જો તમને તમારા કહેવા પ્રમાણે વર્ષ ૭ મહીના છુટા રાખુંતો મારા કુટુમ્બસુખ ને સમાધાનમાં અંતરાય પડે. આ બન્ને બાજુ મેં દેખાડી છે. તમે વિચારી છો. જો યોગ્ય લાગે તે કરો. હું તો માત્ર મારો બોલ કહી દઉં છું કે હમણાં લગ્ન નહિ કરો તો કન્યા પાછી મારાથી મોકલાશે નહિં. કારણ તેમાં ચપલુણા સાહેબના ઘરની હલકાઇ થશે અને મારૂં અપમાન થશે પણ તેમજ કરવું પડેતો તમારો અને મારો સંબંધ તુટશે અને હું કાયમ માટે ફકીર

"વળી આ જે હૃદય છે તેવાં મનુષ્યો જન સમાજમાં ભાગ્યેજ જોવામાં આવે છે. તેને ઓળખવાને તુંજ ભાગ્યશાળી છે." તેણે મ્હારા હાથમાં એક સ્વચ્છ અને કોમળ હૃદયની શીશી મુકી, દરેક બાજુ ફેરવતાં તે દરેક રીતે સ્વચ્છ જણાઇ અને એક તરફ કોઇ પણ જાતના બિન્દુ કે ડીણુ નહોતાં. જે ઉપરથી મ્હારી મજબુત ધારણા થઇ કે આ કોઇ સ્ત્રીનું હૃદય હોવું જોઇએ. "આ ત્હારી સદાની સ્નેહાલ સ્ત્રીમિત્રનું હૃદય છે", દિવ્ય પુરૂષે ઉતાવળ કરતાં કહ્યું"તુંજ ભાગ્યશાળી છે કે તે હૃદય ત્હેં પારખ્યું છે, આ પૃથ્વી ઉપર ત્હારા શીવાય કોઇએ પણ તેના હૃદયની ખરી પરીક્ષા કરી નથી. તે હૃદય બતાવતાંજ તેના ગ્રાહકની ખરી આકૃતિ ત્હારી દૃષ્ટિ આગળ ઉભી થાય છે; ખરેખર આ દેવીનુંજ હૃદય છે, સ્ત્રી જાતિમાં ઇર્ષારૂપી હોવું જોઇયે, પણ હૃદય ઓળખવાની શક્તિ ઘણી થોડી સ્ત્રીમાં હોય છે. હૃદય સૌન્દર્યનો શણગાર છે શ્રેષ્ઠ છે, આ દેવીના ભક્તનું પણ હૃદય તેના જેવું શ્રેષ્ઠ થવાનું; માટે ત્હારા જીવનના અંત સુધી દેવીની ભક્તિ કરી પવિત્ર રહેજે, જીવનનો ઉદ્ધાર થશે; સાફલ્ય થશે."

તે પછી બીજા ઘણી હૃદયશીશી મ્હારી નજરોનજર ઉઘાડી બતાવી પરન્તુ તે બધા ઉપર કોઇને કોઇ રીતે પણ દુર્ગુણોની છાપ માલમ પડતી. દરેક હૃદય જુદાં જુદાં તપાસવાની વૃત્તિ થઇ પરન્તુ બધામાં લોભ, કામ, ક્રોધ, નીંદા, ઇર્ષા, દ્વેષ મગરૂરી, દુર્વિચાર, દુર્બળતા, અભિમાન, , આદિ વિકાર હરેક જાતનાં જોવામાં આવતાં હતાં તેમાંથી કોને ધ્યાન પુર્વક તપાસુ એ વિચાર કરતો હતો ત્યાં દિવ્ય પુરૂષ અદૃશ્ય થયા અને પેલાજ દૂત આવી પેટી લઇ ગયા પણ દેવીના હૃદયની શીશી ભુલી ગયા."

"મનુષ્ય માત્રની જીંદગીમાં હૃદય પરિક્ષા કરવાની જે તક મળે છે, તેમાં પણ નાપાસ પડવાથી સુખ યા દુઃખ ગ્રહણ કરીયે છીએ અને જેના પરિણામે કલેશ ને કલહ ઉત્પન્ન થાય છે. પતિ પત્નિ પોતાનો સંસાર પાયમાલ કરે છે અને એક બીજાનાં મન ઉંચા રહે છે. પિતા પુત્રને તજે છે. બન્ધુ બન્ધુને ધિક્કારે છે, અને હરકોઇ મનુષ્ય સ્વાર્થથી બંધાયેલી પોતાની જીંદગીના ટુંક સમયનો વિચાર ન કરતાં દ્વેષભાવથી છુટા પડે છે."

દેવીના ભક્તિથી તેના જેવું હૃદય કરવાની કોશીસ કરી તે પ્રાપ્ત કરવું.

—ચંદ્ર.

---

## પિયર સન્દેશોઃ

### સાસરામાં દુઃખી બાલિકાનો.

(આસો માસો શરદ પુનમની રાતજો, ચાંદલિયા નવ ચાલીશ અતિ ઉતાવળોઃ—એ રાહ.)

સુડા પંખીડા મ્હારાં પીયરીયાં પરદેશ જો
માતાને કહેજે કે દિકરી મરી ગયાં.

નિરા ખેચર જાતું ઉત્તર દેશ જો
કહેજે પંખી વાતો દુખિયારી તણી—માતાને.

નાનપણેથી ઉછરી વ્હાલી દિકરી
પાળી પોષી દૂધ સાકરની માંહ્ય જો—માતાને.

લાડકડીને પરણાવી બહુ પ્રીતથી
જોયું નહીં પણ દિકરી કેરૂં ભાગ્ય જો—માતાને.

ટળવળતી આધાર રહિત હું રાંકડી
સાસ રૂંધાયે સાસરીયાની માંહ્ય જો—માતાને.
ફુલી ફાલી દિકરી મ્હેણાં સાંખતી
નણદી વિંધે કાળજડું હરરોજ જો—માતાને.
પૈસા સાટે વેચી વ્હાલી દિકરી
મારે જેને માવડીઓ ભરથાર જો—માતાને.
સંતાપે મુજ સાસુ અગ્નિ ઝાળમાં
સસરો શેકે આ તન કેરાં હાડ જો—માતાને.
ઘર ધંધાથી રૂંધાઇને હું રહું
રોતી કાઢું હૃદય તણા નિશ્વાસ જો—માતાને.
પંખીડા તું કહેજે બેસી આંગણે
મરી પડી તમ દિકરી દૂર અનાથ જો—માતાને.
ઘરની પાસે રમતાં હસતાં બાલુડાં
રૂડુ આસો પાલવ કેરૂં ઝાડ જો—માતાને.
કહેજે ત્યાં તું જઇને મુજ માબાપને
બળતા ઝળતા દુખીયા મનની વાત જો—માતાને.
ન મળ્યો તમને કોઇ હવાડો કે કુવો
દીધી દિકરી દૂર ઘરે પરદેશ જો—માતાને.
વિનવું પંખી આ હું આંસુ પાડતી
કહેજે આ સંદેશો રૂડી પેર જો—માતાને.

—આધ્યાત્મિક.

## સુભાર્યા માટે વિદ્વાનોના વિચારો.

" જે સુંદર સ્ત્રીઓ ધર્મહીણ હોય છે, તે વાસ વિનાના ફૂલ જેવી છે." " હીન "

" સુન્દરીની સહાયતા વિનાનું પુરૂષનું જીવન, કુન્દન વિનાના માણેક જેવું છે." " રિકટર "

" જે સ્ત્રીએ સ્નેહ, પ્રેમ, દયા વગેરે કોમળ વૃત્તિઓને ઉત્તમ પ્રકારે ઉન્નત કરી છે, એજ ખરી ગૃહિણીના નામને યોગ્ય છે. " " ગ્લેડસ્ટન "

" સ્ત્રીની પાસેથી પુરૂષો સદાકાળ, સદાચાર-ભદ્રતા, ને આત્મસન્માન શીખે છે " " બટલર "

" સ્ત્રીઓજ સંસારના મહારાજ્ય તાજ છે. " " હાવર્ડ "

" પુરુષોનું સર્વજ્ઞાન, સ્ત્રીઓના વિશુદ્ધ પ્રેમની સાથે તુલના કરી શકનારજ નથી. " " બુલહર "

" સ્ત્રીઓના દયાર્દ્ર ચિત્તના જેવી સુન્દર વસ્તુ પૃથ્વીમાં બીજી એકે નથી. " " લુથર "

" સ્ત્રીઓ મૂર્તિમાન કવિતાઓ છે " " એમરસન "

ગૃહકાર્યનો સમ્પૂર્ણ અભ્યાસ કરવો અને પોતાના પતિના અંગમાં સદ્‌ગુણોની વૃદ્ધિ કરવી, એના જેવું શોભામય, સ્ત્રીનું બીજું કોઇ પણ આભૂષણ નથી. " મિલ્ટન "

લી. દરેકને હાથે લખવા ઇચ્છતો ને દરેકને અરૂચતી પણ બેશ બકશીશ કરનાર મીતર.* બધા મીતરોને મારા નીચેના નીતી મણકા મોકલાવશો.

| | |
|---|---|
| ૧ શુદ્ધ બીન સ્વાંરથી હેતુ ને દાનત. | ૯ દાન. |
| ૨ બુદ્ધીનું ઊપરીપણું. | ૧૦ આશા. |
| ૩ સત્ય શોધન ને સત્ય પ્રેમ. | ૧૧ હીમ્મત. |
| ૪ ગ્નાન. | ૧૨ ખરો સ્વભાવ. |
| ૫ શુદ્ધ હેતુની સ્વતંત્રતા. | ૧૩ કુદરતી કાયદાને માન. |
| ૬ શુદ્ધ સરવવ્યાપક ઉદ્દ્યમ. | ૧૪ શાન્તી. |
| ૭ દયા. | ૧૫ શુદ્ધપ્રેમ. |
| ૮ દાઝ. | ૧૬ આનન્દ. |

## ઉપકાર સાથે સ્વીકાર.

INDIAN OPINION—(Anglo-Gujarati Weekly) Phœnix, Natal, (South Africa.)

દેશી વેપારી મેમ્બરનું માસિક—મુંબાઈ.

CENTRAL HINDU COLLEGE MAGAZINE.—Benares.

વિવિધ ગ્રન્થમાળા, મણકો-૧-૨:—( आर्यधर्म नीति અને चाणक्य नीतिसार ) પ્રકાશક, સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, મુંબાઇ.

સંસાર શા માટે—( નવલકથા ) રા. રા. ડાહ્યાભાઇ ઉત્તમરામ ભટ, અમદાવાદ.

વિકૃતબુદ્ધિનો વિવાહ—(ઉપહાસ યુકત નાટ્ય પ્રયોગ)-ભાષાન્તર કર્તા, રા. રા. જીવનલાલ અમરસી મહેતા, અમદાવાદ.

કવિ પ્રેમાનંદનાં નાટકો—( નિબંધ ) રા. રા. નરસિંહરાવ ભોળાનાથ, બી. એ., સી. એસ—રત્નાગીરી.

વિદ્યાર્થીઓને બોધવચનઃ—યોજક, રા. રા. જગન્નાથ જેઠાભાઇ રાવળ, મુંબાઇ.

પ્રિયકાન્ત—(નવલકથા)-લેખક રા. રા. રમુજીતભાઇ વજુભાઇ બી.એ., અમદાવાદ.

| | | |
|---|---|---|
| संगीत नीतिविनोद – R. B. T.<br>प्रेसिडन्ट महावीर गार्फील्ड<br>महाराष्ट्र जीवन प्रभात<br>राजपुत जीवन संध्या | રચનાર<br>રા. નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ | પ્રકાશક<br>મિત્ર મંડળ,<br>પેટલાદ. |

ANTARES ALMANAC--(for 1911) Edited by Prof Geo Wilde, from the Rexo Co. 3 Central Street, Halifax, Yorks—England.

'TEAR-OFF' CALENDER-( for 1911 ) રા. રા. ચુનીલાલ સાંકળચંદ શાહ, ધી ગોલ્ડન મીરેકયુલસ ડેરીફાર્મના માલીક, અમદાવાદ.

પોસ્ટ ઓફિસની સેવિંગ્સ બેંકના નિયમો.

*આ લેખની જોડણી આપણી ભાષાના રૂઢ નિયમોને અનુસરતી ન હોવા છતાં, લેખકની ખાસ સુચના ઉપરથી તે ફેરફાર વિના પ્રકટ કરવામાં આવ્યો છે.

# ज्ञानसुगन्ध.

गुर्जर रमणीओने आमन्त्रणः—

आवो आवोने सखिओ ! आज रसताळी पाडी,
कांइ गजवो आपणी व्हेन ! आ गुर्जरी वाडी;

हरिणी शी चचळवान, नाजुक ने नमणी,
फूलनी कळीसम सुकुमार सूरतनी रमणी.

छवि छटाभरी, सोहाग उपे मुख घुंघटडा,
शुभ वडोदरानी नेह सरिखी ओ चतुरा !

रुडी ठरेल बुद्धिविशाल रहजो जे राणी,
मुज अमदावादनी व्हेन घररखु ओ गृहिणी !

निज उरना विविध विलासरंगे रंगेली,
मुंबइनी मोहनरूप सखि हा अलबेली !

अमृतशा मीठा बोल, पण शाणे अधुरी,
थो कोकिलकंठी नार झालारनी मधुरी !

छो सुन्दर रसिक उदार, सहु भगिनी आवो,
गुर्जर जननीनी जेह कुंवरीओ रहावो.

ज्हां सिंहण निज सन्तान धवरावे जाळे,
ज्हां सागर उछळे नीर मोतीनी पाळे,

ज्हां प्रेमभक्तिनां गान भक्तजन गायां,
ज्हां स्थळ स्थळमां इतिहास शूरना सोहाया,

ए अद्भुत देशनी बाळ, सखीने सोरसती,
सौराष्ट्र तणी सरदार ! पधारो भगवती.

तेजस्वी, मदडोलन्त, जरणी लक्ष्मी ज शी,
आवोने कच्छनी कोड भरेली युवती ! हशी.

आवो आवोने साहियर ! आज रसपुंजे गुंजो,

धांः गजावो गमतो गीत निज गुर्जरी कुंजो.

—न्हानालाल दलपतराम कवि
कृत " न्हाना न्हाना रास "

સ્ત્રી લેખનો ખાસ અંક:

# સુન્દરી સુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઇના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબંન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને ક્લેષોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધવર્ગોની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઇ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર્-વિલાસોની ઉર્મિયોમાં પોતાના હૃદયતરંગ મેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને અન્તે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે." "સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૮ મું,] ઈ. સ. ૧૯૧૧, ફેબ્રુઆરી:—મહા, વિ. સં. ૧૯૬૭. [અંક ૬ ઠો.

## उदय गुंजन.

શ્રદ્ધાની વાત કરો. ત્હમારા અંતરની આંધળી અશ્રદ્ધા અથવા દેખીતી અજ્ઞાનતા જાણવાની જગત્‌ને શી પરવા છે?—જો ઈશ્વરમાં, મનુષ્યમાં, અગર પોતાના આત્મામાં ત્હમને શ્રદ્ધા હોય તો તેમ કહો; અને તેમ ન હોય તો શ્રદ્ધા ત્હમારા દિલમાં પ્રકટ થાય ત્યાં સુધી ત્હમારા સઘળા વિચારને મૌન-ગુફામાં પૂરી રાખો. અશ્રદ્ધા વાળા વિચાર નહિં જાણવા માટે આખી દુનિયાંમાં કોઇજ દિલગીર થવાનું નથી, એ ખૂબ યાદ રાખજો.

તન્દુરસ્તીની વાત કરો. આપણી જીંદગીનાં હમ્મેશનાં દર્દની કંટાળો આંપતી કથા હવે બહુ જૂની અને ત્રાસદાયક થઈ પડી છે! જરા વિચાર કરો કે, ત્હમારા દેહનાં દુઃખનાં વર્ણન સાંભળવા કોણ બેશી રહ્યું છે? ત્હમારા વ્યાધિઓની, એની એ વાત કોઇને પણ મીઠી, રસિક અથવા પ્રિય લાગે, એ ત્હમે માનશોજ નહિં.—એમ કહો કે ત્હમે સારાં છો અગર ત્હમને સારૂં છે; અને દયાપ્રીતિરૂપ પ્રભુ ત્હમારાં આ હિમ્મત અને ધીરજનાં વચન સાંભળી ત્હેને સાચા બનાવશે.

સુખની વાત કરો. ત્હમારાં કષ્ટની કહાણી સાંભળ્યા શિવાય પણ દુનિયાંમાં કાંઈ દુઃખની ખોટ છે?—કોઈ પણ રસ્તો બધોજ મુશ્કેલ નથી. સ્હેલી અને ચોખ્ખી જગાઓની શોધ કરો; અને અસંતોષ તથા દર્દ અને દુઃખથી નિરંતર પીડાતી પૃથ્વીનાં થાકેલાં, ત્રાસેલાં માનવીઓને તે પુણ્યસ્થાન, વિશ્રાન્તિ માર્ગ બતાવો.

इला व्हीलर विलकोक्स.

# काव्यकुंज

## પ્રસાદન.

દ્રુતવિલંબીત—
સખીરી વ્હાલી પ્રસાદ કરો કરો,
નયનમાં અમિને ફરીને ભરો;
અતિવ કોપ જરા અળગો કરો,
હ્રદયમાં કંઈ તો કરૂણા ધરો.

હરિગીત— રે ! બોલરે ! પ્રિય વ્હેની ! કયમ તું આમ મુજથી રીસાય છે ?
વિણુ વાંક શાને કાજ અતિશયં આમ તું કોપાય છે ?
તુજ સંગમાં આનંદ મુજ, લહે એ છતાં આ શું ડરે ?
તવ આશ્રયે છે જીવન મુજ, સમજી દયા ના કાં ધરે ?

ઉપજાતિ—
પ્હેલાં કદી રોષિત થાતી'તી જો,
માની ફરી તત્ક્ષણુ જાતી'તી તો;
ભાનુ સમક્ષે છુપી જાતી'તી જો,
ઈન્દુ સમક્ષે ફરી આવતી તો.

અનુષ્ટુપ્— રાત્રીમાં રોષ ધારે તો પ્રભાતે વ્હેલી આવતી,
દિને કોપીત થાતી તો; નિશામાં આવી ભાવતી.

હરિગીત— હું વિવિધ યત્ન કરૂં મનાવા લેશ ફળીભુત થાય ના,
તુજ મુખ મધુરૂં લેશ પણુ મ્હારાથી તો દેખાય ના;
હું પુષ્પ સુન્દર માળ ગુંથવા ભેટ કાજે લાવું છું;
તો દૂરથી તુજ નેત્રથી, અપમાન નિત્ય હું પામું છું.

શીખરિણી— વળી લાવું પ્રેમે, રમત રમવા સંગ્રહ બધો,
પુરી દેખે ના ત્યાં, ત્વરિત ઉઠી ન્હાસી જતી તું તો;
કદી હર્ષે આણું, મધુર મધુરૂં ભોજન હું તો,
મુકી નેત્રે હસ્તો, "ખસ ખસી અરે જા !" વદ તું તો.

તોટક—
નિરખી કદી લેશ ઉમંગી ત્હને,
શુચી સેવન સામન આણુ કને;
બધી વૃત્તી ઉમંગી દુઃખેથી ફરે,
નયનો થકી અશ્રુ અતીવ ઝરે.

હરિગીત— શું જન સમુહના પ્રશ્નથી નારાજી તુજમાં આવી છે ?
શું પ્રિય પિતાના ત્રાસથી ત્રાસેલ તું તો હાવી છે ?

શું સખી-પતિના કોપના ભયથી તું હાવી થઈ અરે ?
રે બોલ લેખનશક્તિ મ્હારી ! કહે મ્હને કારણ ખરે-

દ્રુતવિલંબીત—
સખીરી વ્હાલી પ્રસાદ કરો કરો,
નયનમાં અમિને ફરીને ભરો;
અતિવ કોપ જરા અળગો કરો,
હૃદયમાં કંઈ તો કરૂણા ધરો.

સૌ. સુમતિ.

---

## વીરનું હાલરડું.

(આવી શરદ્ પુનમની રાતરે—એ રાગ.)

આવી વસંતદેવી વધામણે,
વીરને ખંમા ખંમા, ખંમા ખંમા;
વીર ! વારી વારી વદન સોહામણે,-
વીરને ખંમા ખંમા, ખંમાખંમા.

વસંત ખીલે અલબેલડી, ખીલે વીર વસંત;
માન ખીલે રસઘેલડી, હૈયે હર્ષ અનંત.
વીર ! વારી વારી વારી વદન સોહામણે,
વીરને ખંમા ખંમા, ખંમા ખંમા.
આવી વસંતદેવી વધામણે,
વીરને ખંમા ખંમા, ખંમા ખંમા.

વસંત હસે ને હરિ હસે, હસતો મારો વીર;
વીર હસે ને જગ હસે, ઝૂલે ધરણી ચીર.
વીર ! વારી વારી વદન સોહામણે,
વીરને ખંમા ખંમા, ખંમા ખંમા.
આવી વસંતદેવી વધામણે,
વીરને ખંમા ખંમા, ખંમા ખંમા.

વૃક્ષે વૃક્ષે વેલડી, એ વેલડીએ ફૂલ;
પ્રભુએ સાંધી બેલડી, વીરથી શોભે કુળ.
વીર ! વારી વારી વદન સોહામણે,
વીરને ખંમા ખંમા, ખંમા ખંમા.
આવી વસંતદેવી વધામણે,
વીરને ખંમા ખંમા, ખંમા ખંમા.

સૌ. હેમકુમારી.

## ચિતામાં જતી સતીની અગ્નિપ્રાર્થના.

( ખંડ હરિગીત. ).

જગનાથ આ હું શું સુણું ? કંઠધ્વનિ મુજ પ્રાણનો,
લ્હેર લ્હેરે સમીર શું, મંદ હાસ્ય નચાવતો.
પ્રિય અગ્નિદેવ ઓ ! મલિનતા મનની હરો,
જ્યોતિ પૂર્ણ જગાવીને, મુજ તુચ્છ કાયા છેદજે.
તુજ રશ્મિ દે, તુજ પ્રાણ દે, કનકમય તુજ કરવડે,
ભસ્મ કરી આ કાયને, પ્રાણમય તુજ પ્રાણું દે.
આત્મા ત્વરિત ઉડી જશે, પુણ્યમય તે સરવરે,
જ્યહાં પાય સેવીશ નાથના, દિન દીર્ઘ લગી જે રસભર્યા.
ચૂર્ણમય આ મેદિની, વિલય કરજે પળમહિં;
શ્રવણ કરજે પ્રાર્થના, ઓ પ્રબલ અગ્નિ દેવતા !
વળી સુદિનકર પૃથ્વીના, અચલ યૌવન ધારજે,
તરુણ બન્ધુ સૂર્યના, રાજહંસી મુખસમા.
સુકુમાર હૈડું બાળજે, સમશેર કોટી તુજકરી;
જનગણ તણા ઉપજીવિકા, મુજ પ્રાણના પ્રાણેશ્વરા !

ઉર્મિલા નરસિંહરાવ.

---

## એક સ્મરણ.

( ગઝલ. )

હતો હા ! આ દિવસ કેવો ? હૃદયને શાન્તિ દેનારો–
બન્યો તે આજ ઓ સજની ! હૃદયને ખાખ કરનારો.
જીગરને બાળતા સોલા ઉઠાવે દર્દ દુઃખ દિલમાં;
હમારી આસનાનાં ખુન માંહી દસ્ત ભરનારો.
તને જો લાગતો આજે ખરો ખુશબખ્તીનો દહાડો,
મને તો બાળતો હરપળ નિશાની નિંદ હરનારો.
જીગર જોજે જરા ચીરી બળે છે આગ કેવી ત્યાં,
નથી આ બેગુન્હા દિલમાં હતો જે રોજ ચહાનારો.
ગયો, એ બસ ગયો દહાડો ! નહિ પાછો કદી આવે,
ભરી છે યાદ મીઠી ત્હોય જીગરમાં એજ રહેનારો.

એક દુઃખી ભગિની.

## પ્રેમનું જાદુ.

દ્રુતવિલંબીત— જગત આ સહુ નિરખી જો છતાં,
જગત આ સહુ વિચરી જો છતાં;
જગતમાં સહુ સ્થાન તું હો છતાં,
જગત આ સહુ રૂચતું હો છતાં;–

અનુષ્ટુપ્— સર્વ સ્થાને તું જો વ્હાલા ! છતાં ના તૃપ્ત જો મળે,
જાદુગારૂં કર્યું એવું શાન્તિ આપી ચહે ત્હને ?

હરિણી— મુજ હૃદયને વ્હાલા મારા ! સહુ સ્થળ ના ગમે,
મુજ હૃદય તો વ્હાલા મ્હારા ! સહુ સ્થળ ના રમે;
તુજ પ્રણયમાં વ્હાલા મ્હારા ! સદા મનડું ભમે,
તુજ હૃદયમાં વ્હાલા મ્હારા ! સદા મનડું રહે.

મન્દાક્રાન્તા— જોની ! આખા જગત ઉપરે પ્રેમનાં બીજ વાવ્યાં,
તે જો ! આખા જગત ઉપરે છોડ કેવા થયા છે !
એવાં એવાં પ્રણુયી દિલથી પ્રેમના છોડ વાવી,
મ્હારા વ્હાલા પ્રભુજી પ્રણુયી પ્રેમમાં પ્રેમ ભેળે.

સૌ. સ્નેહ-સુધા.

---

## એક પ્રાર્થના.

( મ્હને ભુલી ગયો છે—એ રાગ. )

પ્રભો ! તુંહિ, તુંહિ, સત્ય મ્હારો સ્વામિ છે રે,
નથી કાંઇ ત્હારા વિના મ્હારૂં તાત ! જગનાથ—પ્રભો ! તુંહિ.
દૃઢ શુચી પ્રેમ યોગ્ય માત્ર તું ખરો રે,
તેથી તુંજ પ્રિય, તુંજ પ્રિય તાત ! જગનાથ—પ્રભો ! તુંહિ.
શુદ્ધ શાન્તિપ્રદ એક ત્હારૂં સ્મરણુ છે રે,
તે થકીજ ત્હને સ્મરૂં, સદા તાત ! જગનાથ—પ્રભો ! તુંહિ.
નથી યાચન ને યોગ્ય વિના કાં પ્રભુ રે,
તેથી ઇષ્ટ શુદ્ધ પુરો, યાચું તાત-જગનાથ—પ્રભો ! તુંહિ.
દીન બાળા નમી હસ્ત જોડીને કહે રે,
કૃપા કરો, કૃપા કરો પ્રિય તાત ! જગનાથ—પ્રભો ! તુંહી.

સૌ. સુમતિ.

## ચિતામાં જતી સતીની અગ્નિપ્રાર્થના.

( ખંડ હરિગીત. ).

જગનાથ આ હું શું સુણું ? કંઠધ્વનિ મુજ પ્રાણનો,
લ્હેર લ્હેરે સમીર શું, મંદ હાસ્ય નચાવતો.
પ્રિય અગ્નિદેવ ઓ ! મલિનતા મનની હરો,
જ્યોતિ પૂર્ણ જગાવીને, મુજ તુચ્છ કાયા છેદજે.
તુજ રશ્મિ દે, તુજ પ્રાણ દે, કનકમય તુજ કરવડે,
ભસ્મ કરી આ કાયને, પ્રાણમય તુજ પ્રાણુંદે.
આત્મા ત્વરિત ઉડી જશે, પુણ્યમય તે સરવરે,
જ્યહાં પાય સેવીશ નાથના, દિન દીર્ઘ લગી જે રસભર્યા.
ચૂર્ણમય આ મેદિની, વિલય કરજે પળમહિં;
શ્રવણ કરજે પ્રાર્થના, ઓ પ્રબલ અગ્નિ દેવતા !
વળી સુદિનકર પૃથ્વીના, અચલ યૌવન ધારજે,
તરુણ બન્ધુ સૂર્યના, રાજહંસી મુખસમા.
સુકુમાર હૈડું બાળજે, સમશેર કોટી તુજકરી;
જનગણ તણા ઉપજીવિકા, મુજ પ્રાણના પ્રાણેશ્વરા !

ઉર્મિલા નરસિંહરાવ.

---

## એક સ્મરણ.

( ગઝલ. )

હતો હા ! આ દિવસ કેવો ? હૃદયને શાન્તિ દેનારો—
બન્યો તે આજ ઓ સજની ! હૃદયને ખાખ કરનારો.
જીગરને બાળતા સોલા ઉઠાંવે દર્દ દુઃખ દિલમાં;
હમારી આસનાનાં ખુન માંહી દસ્ત ભરનારો.
તને જો લાગતો આજે ખરો ખુશબખ્તીનો દહાડો,
મને તો બાળતો હરપળ નિશાની નિંદ હરનારો.
જીગર જોજે જરા ચીરી બળે છે આગ કેવી ત્યાં,
નથી આ બેગુન્હા દિલમાં હતો જે રોજ ચહાનારો.
ગયો, એ બસ ગયો દહાડો ! નહિ પાછો કદી આવે,
ભરી છે યાદ મીઠી ત્હોય જીગરમાં એજ રહેનારો.

એક દુઃખી ભગિની.

# વાર્તાલહરી.

## નમાયાં બાળ.

( એક ચિત્ર )

" તમ પિતા સદા વ્હાલ રાખશે;
" પણ ન માતની ખોટ ભાગશે. "—કલાપી.

" રોજ રોજ આતે કેમ ખમાય ? ગઇ કાલે ભાનુએ મોટો આરસો ફોડયો ને આજે આ ચારૂએ દૂધ ઢોળ્યું ! મ્હારે કરવું શું ? "–બબડતાં ફફડતાં કમળા અંદર દાખલ થયાં, ને પતિ પાસે ખાલી થયેલો લોટો સાબીતીમાં ફેંક્યો. " ત્યાં કેમ ચોંટી ગયાં ? "–કમળાએ તડકો કર્યો ને થરથરતાં બે બાળકો દાખલ થયાં. વર્તમાનપત્ર નીચે મૂકતાં હરીલાલે પૂછ્યું—" પણ એમ દૂધ શાથી ઢોળાયું ? " કમળા–એ તો એમ કે હું જરા નવું આવેલું 'વસંત' જોતી હતી ને ચારૂને કહ્યું કે લોટો જરા તાકામાં મૂક. પણ તેના કામમાં કંઇ ઠેકાણું છે ? કાલ સવારે સાસરે મોકલવી પડશે. ( લખવું જોઇએ કે ચારૂને હજી પૂરાં પાંચ વર્ષ થયાં ન્હોતાં ! )–આવા ઢંગ રાખશે તે કેમ ચાલશે ? મરનારી મરી ગઇ ને મ્હારે માટે જંજાળ મૂકતી ગઇ. હું તો આની આ વ્યાધીમાં બળીને રાખ થઇ ગઇ ! " હરીલાલે ડોળા ધુરકાવતાં ધમકી ભર્યા સ્વરે બાળકીને પૂછ્યું,–શી રીતે દૂધ ઢોળાયું ? બાળા નિમાણે મુખડે સજળ નયને ગદ્‌ગદ્‌ કંઠે બોલી:–" મોટા કાકા ! જુઓ મને મધમાખીએ ડંખ દીધો ને અચાનક મ્હારા હાથમાંથી દૂધનો લોટો નીચે પડી ગયો. " બાળાએ સુજી ગયેલો ગાલ બતાવ્યો. તે તરફથી નજર ફેરવી લેતાં, કમળા તરફ જોતાં હરીલાલ બોલ્યા,–તેને કહીને શિક્ષા કરી કરીને થાક્યાં. બન્ને છોકરાં નકોરજ થઈ ગયાં છે. આજની શિક્ષા તરીકે તેને આખા દીવસમાં બીલકુલ ચા કે દૂધ આપવું નહિ. ગમે તેમ પણ તેને સુધાર્યા વિના કાંઇ ચાલશે ? " ગરીબ બીચારાં નમાયાં બાળકો ! ! તેની વ્હાર કરનાર–ગુન્હાની દરગુજર કરનાર સ્નેહાળ માતાને તેઓ કમનશીબે ખોઇ બેઠાં હતાં. કમળાગૌરી નવી માતા હતાં. " એજ છેને. મ્હારે કાંઇ લોકની માફક 'પારકાં–પોતાનાં'પણું છે ? આ બીજી હોયને તો ધણીયે ખબરો પડે ! બાકી હવે અત્યારે કંઇ બીજું દૂધ મળી શકે તેમ છે ? અને દૂધ વિનાં મ્હારી તબીયત કેટલી લથડે છે એ કંઇ તમારાથી અજાણ્યું છે ? હવે તો મોત આવે તો આ જંજાળમાંથી છૂટીએ. " આંખમાં આંસુ લાવતાં–ધમધમાટ કમળા ચાલ્યાં ગયાં. કમળા રડે, છોકરાની જંજાળમાં એ ખીલતું ગુલાબ કરમાય, પ્રેમની પૂતળી નિસ્તેજ બને, એ હરીલાલ સરખા પ્રેમાળ પતિથી સહ્યું કેમ જાય ? તે તેની પાછળજ કમળાને રીઝાવા–મનાવા ગયા. નિર્દોષ બાળકો ત્યાંજ આભાં બનીને ઊભાં રહ્યાં–રડતાંજ ઊભાં. કેટલીકવારે નાનો ભાનુ છાનો રહી પાણીનો પ્યાલો બ્હેનના મોં પાસે ધરતો બોલ્યો–" બ્હેન પાણી પીવરાવું ? " રડતી ચારૂ કમાડને ટેકે ઉભી હતી. તેની સુન્દર ને મોટી કાળી આંખો રડવાથી લાલ થઇ હતી. " તું છાની રહી જાને. તને મારી ગાડી આપું, બ્હેની ! " ચારૂ રડતી રહીજ નહિ કે પ્યાલો હાથમાં લીધોજ નહિ. તે વધારે ને વધારે હીબકવા ને

રડવા લાગી. અંતે ભાનુ વિનવતો થાકયો. પ્યાલો નીચે મૂકી પોતાનાં ટુંકાં ઝભલાંની ચાળ વડે બ્હેનનાં આંસુ લ્હોવા લાગ્યો ને તેની સાથે રડવા લાગ્યો. સ્નેહાળ બ્હેનથી ભાઇનું રડવું સખાયું નહિ. પોતે છાની રહીને ભાંઇને છાનો રાખ્યો.

ભાનુ—" બ્હેન, તું હવે કદીયે રડીશ નહિ હો–કદી પણ નહિ. " અજ્ઞાન બાળક જાણનો ન્હોતો, સમજતો ન્હોતો, કે વ્હાલસોઇ માતાની હુંફ વિનાનાં નમાયાં બાળકોના લલાટમાં બાલ્યવયે રોવા શિવાય બીજું ભાગ્યેજ હોય છે!

ચારૂ—છાનો, ભાઇ છાનો. હવે તો આપણે કદીએ રડીશું નહિ.

ભાનુ—ચારૂ ! તું રડ ના એટલે મ્હારી આંખોમાં પણ આંસુની ધાર ચાલે. ભલા, મારી આંખોમાં તારાં આંસુ કેમ આવી જતાં હશે. ? બ્હેનની આંખ તરફ બારીકાઇથી નિહાળતાં ભાનુ બોલ્યો.

ચારૂ—વીરા ! મ્હને પણ એમજ. તું રડે કે મ્હારી આંખોમાં આંસુ ઉભરાય.

ભાનુ—બ્હેન, ચાલોની આપણે રેલગાડીની રમત રમીએ.

ચારૂ—ચાલો. હું ગાડી બનું. તમારે કયે ગામ જવું છે ? અમદાવાદ ?–અતિ પ-રિચિત ગામનું નામજ બાળકોને જ્યારે ને ત્યારે આવડતું. ભાનુ થોડીવાર અબોલ સ્થીર ઉભો રહ્યો ને પછી બોલ્યો–" બ્હેની, ચાલોની આપણે ખરેખરાં અમદાવાદ જઇએ. ત્યાં આપણી બા છે હો. "

ચારૂ—પણ હવે તો આપણી બા અમદાવાદથી અહીં આવ્યાં છે ને ? કમળાને તે સગી માતા માનતી. સરસ્વતીના મરણ પછી બાર મહીનામાંજ કમળા આવી હતી. હરીલાલ બાળકોને સમજાવતા કે તેમના મામાને ઘેરથી તેમની બા સરસ્વતી પાછી આવી છે.

ભાનુ—પણ આપણી બા તો મરી ગઇ હતી ને ? મામા ન્હોતા કેતા કે બા મરી ગઇ તે હવે કદીએ પાછી આવે નહિ.

ચારૂ—બા મરી ગઇ હતી પણ જોને આપણે બહુ રડતાં હતાં ને, એટલે આપણી બા દોડી આવી. માંનું વ્હાલજ એવું હોય છે કે બાળકને રોતાં તે જોઈ શકેજ નહિ–એ ભાંડુમાં મોટી ગણાતી બ્હેને બાળહદયે ભાઇને ખુલાસો કર્યો.

ભાનુ—ત્યારે બ્હેન, આપણી બા પહેલાંના જેવી કેમ નથી ? પહેલાંના જેવો ગોરો ચહેરો કેમ નથી ? ચંચળ બાળપ્રશ્ન કર્યો.

ચારૂ—હા તે. એક દીવસ ને હું તડકામાં રમતી હતી, ત્યારે બાયે મ્હને કહ્યું હતું કે જે તડકે જાય તે કાળાં થઇ જાય. બા મરી ગઇ હતી ને તેને તડકામાં નદી કાંઠે સુવાડી હતી. તે તડકામાંથી આવી તે કાળી ન થઇ જાય કે?

ભાનુ—પણ બા પહેલાંના જેવું આપણાપર વ્હાલ કેમ રાખતાં નથી ? ઘડીએ ઘડીએ કેમ ખીજવાય છે ? પહેલાં તો એમ ન કરતાં. બાળકના મનનું બ્હેનના ઉત્તરથી સમા-ધાન ન થવાથી બીજી શંકા કાઢી. ચારૂએ ઉત્તર દીધો " એતો ભાઇ કોણ જાણે ! " ચારૂના મનમાં પણ ગુંચવણ થઇ કે કમળા તેજ સરસ્વતિ કે કેમ ?

× × × ×

આજે સરસ્વતીની મરણતિથિ હોવાથી હરીલાલને ત્યાં બ્રહ્મભોજન હતું. બ્રહ્મભોજન ન કરે તો મરણ પામેલી સરસ્વતી કમળાને નડે એ માન્યતા હતી. બ્રાહ્મણની સૌભાગ્યવતી

સ્ત્રીને કપડાં પહેરાવવાનાં હોવાથી સરસ્વતીના કબાટમાંથી હરીલાલ કપડાં ખોળતા હતા. અચાનક એક સાડીની બેવડમાંથી એક તસ્વીર નીચે સરી પડી. જીજ્ઞાસાથી હાથમાં લેતાં જણાયું કે લગ્ન પછીના "હનીમુન" ના દીવસોમાં દંપતિનો સાથે પડાવેલો તે ફોટો હતો. છબીમાં સરસ્વતીની મુગ્ધાવસ્થાનું માધુર્ય પ્રકાશતું હતું. ફોટો હાથમાં લઇ એકી નજરે તે તરફ નીહાળતાં-સરસ્વતીના સ્નેહ સ્મરણમાં હરીલાલ લીન થયા; એવામાં એક ક્રોધીત સ્વરે તેમાં ભંગ પાડયો-"જુઓ આ ભાઇ બ્હેનને દૂધ આપ્યું, તેનો ઉપયોગ! કેટલા દીવસે મ્હેં તેમની ચોરી પકડી?" ચારૂ ભાનુને લેઈ દાખલ થતાં કમળા બોલ્યાં. નાના ભાનુના હાથમાં દૂધનો પ્યાલો હતો ને ચારૂની આંગળીએ માળીનું અઢી વર્ષનું બાળક હતું. "શું છે ચારૂ?" હરીલાલે પ્રશ્ન કર્યો. ચારૂ મૌનજ રહી. ફરીથી એજ સવાલ પૂછાયો. સવાલના સ્વરની નરમાશ સ્પષ્ટ સમજાતાં ચારૂએ ધીમેથી કટકે કટકે વાત કહેવી શરૂ કરી. "મોટા કાકા, આ આપણા માળીની છોકરી દેવી છે ને તેની બા મરી ગઇ છે," ભાનુ વચમાંજ બોલી ઉઠયો—"જેમ મારી બા મરી ગઇ છે ને તેમ એની બા મરી ગઇ છે. તમે સમજ્યાને મોટા કાકા?" ભાઇને અટકાવતી ચારૂ આગળ બોલી,—માળી નવી વહુ લાવ્યો છે. તે કેવી રૂપાળી છે? ને નવા નવા હાર ગજરા બનાવે છે. પણ આ દેવીની મા જેવી નહિ હો. તેની મા કેવી તેને છાતી સરસી ચાંપતી. માળીની નવી વહુ કહે છે કે ગરીબ માણસો દૂધના પૈસા ખરચી શકે નહિ. તેથી માળી દેવી માટે દૂધ લેતો નથી. એવડાં નાનાં બાળકને દૂધ વિના ચાલે, કાકા? એટલે અમે હમેશાં અમારા ભાગમાંથી થોડુંક દૂધ દેવીને આપીએ છીએ. જુઓને દેવીની મા મરી ન્હોતી ગઇ ત્યારે આ માળી દેવીને કેવું હેત કરતો ને તેડીને ફરતો? હવે તેને તેડતાં તમે કદીએ જુઓ છો? બા ભાઇને તેડી બગીચામાં જતી ત્યાં માલણ પોતાની દેવીને લઇ બાને બધું બતાવતી. બા મરી ગઈ, માલણ મરી ગઇ, બન્ને મરી ગઇ!

"બા વિના હવે તો નથી ગમતું હો, કાકા!" આંસુ સારતી બાળા બોલી. "કાકા, તે બન્ને મરીને પછી કયાં ગઇ હશે? ત્યાં આપણા જેવો બાગ હશે? માલણ બાને બતાવતી હશે? પણ અમારા વિના બાને કયાંઈ નહિ ગમે હો." ભાનુએ ગદ્‌ગદ્ સ્વરે વાત પૂરી કરી. એવામાં બાગના પાછલા ભાગમાંથી નીચેની લીંટીઓ સંભળાઇ—

"તમ પિતા સદા વ્હાલ રાખશે, પણ ન માતની ખોટ ભાંગશે;
નહિ નહિ મળે મા ગઇ ફરી, જગતમાં નકી મા બને નહિ.
દિવસ બે સહુ લાડ પૂરશે, દિવસ બે દયા સર્વ રાખશે;
પણ ન છાતીએ કોઇની તમે; રઝળતાં હવે એકલાં રહો."

હરીલાલની એક નમાઈ ભાણેજી પીયરથી સાસરે જતાં એક દીવસ મોસાળ ઉતરી હતી. બાગના પાછળના ભાગમાં એકલાં ફરતાં તેણેજ પોતાના પ્રિય કાવ્યનો ટહુકો કર્યો હતો.

સાંભળતાંજ હરીલાલ સ્તબ્ધ થયા. આજના દીવસથી, ઉપરના કાવ્યથી અને ચર્ચાતા પ્રસંગથી તેના હૃદયના મર્મ છેદાતાં મૃત પત્નિ તરફનો પ્રેમ ઉભરાયો. છેલ્લી લીંટી પૂરી થતાંજ તેણે જુસ્સાથી બન્ને બાળકોને અતિ વ્હાલથી બાથમાં લીધાં, અને રડતાં બાળકો સાથે નિખાલસ હૃદયના હરીલાલે અશ્રુ સારી, મૃતપત્નિને શ્રાધાંજલી અર્પણ કરી. કમળાને આ પ્રસંગ રીઝવનાર ન હોવાથી તેઓ કયારનાંય ત્યાંથી ચાલ્યાં ગયાં હતાં.

ગમે તેમ કરીને પણ પોતાનું નામ આગળ પાડવું ને કોઇ મ્હારાં વખાણ કરે એમ એને હતું. આથીજ એને એમ હતું કે મ્હારી વહુને કંઇ થશે તો બસ પેપરોમાં મ્હને કેટલો શોક થયો છે પ્રદર્શીત કરીશ. એમ રોજ પોતાના મન સાથે વિચાર કરતો. આજ તે અમલમાં મુકવાનો વખત આવ્યો ને તેની સાથે વહુ ગઇ એથી દિલગીર થતો. ઇસ્પીતાલમાંથી શીપાઇ આવ્યો ને કહ્યું કે તરત ગયો. પરંતુ આતો ઉંધું વેતરાયું ! કારણ એ ત્યાંથી આવ્યો ને તરત ફરી માણસ તેડવા આવ્યું કે બાઇ બોલાવે હય. મદનલાલ તો એમ સ્હમજતો હતો કે જેઓ આવ્યો છે તે હું જઇશ ત્યાંસુધી હશે નહિ ને વખત થઇ જશે એટલે પ્રેસવાળા કે તાર ઓફીસવાળા કોઇ મ્હારૂં કામ નહિ કરે; તો કરતોજ જાઉં ! એ ઈરાદે રોકાયો ત્યાંતો ફરી તેડવાજ આવ્યો, મીંઆં ગયો ને તરત ઉઠયો લુગડાં પેરીને ઇસ્પીતાલ તરફ વળ્યો. ત્યાં સરિતા એની રાહ જોતી હતી.

**સરિતા**—ત્હમે આવ્યા ? મ્હારાં છોકરાં કયાં ? શું ત્હમે એકલાજ આવ્યા ? અરે ત્હમે આવ્યા તોપણ મ્હારા જીવને નીરાંત વળશે. આટલી બધી વાર સુધી કયાં હતા ? મરતી વખતે પણ મ્હારી પાસે નહિ ? હું કયારની ત્હમને સંભારૂં છું! હવે હું થોડા કલાકની મેમાન છું ? ફરી લગ્ન કરજો એનો મને વાંધો નથી પણ છોકરાંને સંભાળજો.

**મદનલાલ**—ગાંડી, આમ શું બોલે છે ? કાલ સારૂં થશે ને ઇશ્વર એવો વખત લાવે તોપણ હું કંઇજ કરવાનો નથી. છોકરાં છે પછી મ્હારે શું છે, વ્હાલી ? ત્હારા સમ જો કદી કરૂં તો. હું કરવાનોજ નથી. કહે તો ત્હને વચન આપું. એ વિચારજ તું મુકી દે ને ઘડીક આરામ લે.

**સરિતા**—વ્હાલા, હું એ માનતી નથી છતાં સોગન ખાઇને વચન આપો છો તો હું માનું છું. કરો ન કરો, પણ વિધવા લલીને સાચવજો. બીજાંની મારે દરકાર નથી. ને ન્હાની તો ઘણીજ ન્હાની છે, છતાં લગન કરતાં વિચાર કરજો. કમળ કયાં છે ? છોકરાં ઘેર એકલાં હશે. એમ કહેતાં જીભ અચકાઈ ને પ્રાણ ચાલ્યો ગયો.

**મદનલાલ** દાક્તરને તેડવા ગયો. દાક્તર આવે તે પહેલાં હઈ કંઇજ નથી. આ સાંભળી **મદનલાલ** તો રોવાજ મંડયો. કયાંસુધી એને કંઇ સુઝયું નહિ, જ્યારે દાક્તરે એને લઇ જવાની તૈયારી કરવા કહ્યું ને કેટલો સ્હમજાવ્યો ત્યારે છાનો રહ્યો ને ઉઠયો. ન્યાતના લોક એકઠા થયા, લઇ જતી વખત પણ કોઇને એક શબ્દ બોલવા કે વાત કરવા ન દે ને કોઇ વાત કરે તો ખીજવાઇ જાય. સ્મશાનથી આવ્યા પછી પણ ઘરમાં કોઇ સાથે બોલે નહિ ને કામ શીવાય કોઇ છોકરાંને પણ બોલવા ન દે. પોતે તદન કાળાં લુગડાં પેરવા માંડયાં એટલે સુધી કે ધોતીયાંની કોર ને બુટ પણ કાળાં ! છોકરાંને પણ કાળાં લુગડાં શીવડાવ્યાં. નોટપેપરો ને કવરો પણ કાળી લીટીના રાખ્યાં ને ઘરમાં ત્હેને મળવા આવે ને ધોળાં લુગડાં દેખે તો ખીજવાય. લોકો એને મુર્ખો બનાવવા વર્તમાનપત્રોમાં એના કુટુંમ્બ ઉપર ભારે શોક આવી પડયો છે એ મતલબનાં લાંબાં લખાણો લખતા ેમ તેમ આ વધારે કરતો. એણે પોતાનું ઘર પણ ઘેરા કાળાશ પડતા ભુરા રંગથી રંગા-ડ્યું. ઘરનાં વાસણો પણ કલઇ વગરનાં; નામમાં પણ કલાઇ કરાવા દેતો નહિ. પાણી પીવાની ાળી પણ બદલીને કાળું માટલું રાખ્યું. ઘરમાં જે જોઇએ તે બસ કાળું ! તે સિવાય વાતજ ાહિ. છેવટ પાસેજ દુકાનમાં ધોબી રહેતો હતો ત્હેને પણ કાઢયો ને કોલસાવાળાને ભાડે

આપી ! રંગીન વસ્તુની સ્હામે જોતો નહિ. ચોમાસુ પુરૂં થયું ને દિવાળી આવી. એનાં સમ્બંધીઓએ શોક મુકી હવે ફરી વિચાર કરો, કંઇ જન્મારો એકલાં જશે, એવી રીતે ઘણો સ્હમજાવ્યો પણ કોઇનું માન્યુંજ નહિ. છેવટ બધાં થાક્યાં. બે ત્રણ મહીના એમને એમ ચાલ્યા ગયા. મહા મહીનાની વસંતપંચમીની રહવારે ઘરનો તેમજ બ્હારનો દેખાવ ફર્યો. તેજ રહાંજના **મદનલાલ** તેરેક વર્ષની કન્યા સાથે પરણીને ઘેર આવ્યા ત્યારેજ બધાંને લાગ્યું કે શોક આમ મુકાય !!!

સૈ. પ્રમિલા.

## વર્ષગાંઠ.

( " અમો અબળાને માયા વ્હાલીરે-વ્હાલીરે વ્હાલી, પ્રીતી વ્હાલી. " )

એક ખુશનુમા સાંજે દંપતી વિહાર કરતાં હતાં, ફરતાં ફરતાં એક બાંક ઉપર બેશી ગયાં. સર્વત્ર શાંતીએ રાજ્ય પ્રસારેલું હતું. થોડો સમય વિત્યા બાદ, બિન્દુએ શાંતી તોડી.

વ્હાલા, કાલે મારો જન્મદિવસ છે.

સુબોધ ચમક્યો,–" હેં શાથી યાદ આવ્યું ?"

બિન્દુઃ—ગયે વર્ષે હું પીતાગૃહે આપના વિયોગથી પીડાતી હતી અને સાંયકાળે દેવીના દર્શને ગઇ હતી. તે સમયે અત્યારે મેં જે વસ્ત્ર પ્હેર્યું છે તેજ પ્હેર્યું હતું. વસ્ત્ર જોઇને મને તે સમયનું સ્મરણ થયું.

સુબોધઃ—વ્હાલી, મ્હારે ત્હને કાંઇ બક્ષીસ આપવી પડશે.

બિન્દુઃ—શું આપશો ?

સુઃ—તું જે માગે તે.

બિઃ—તમારી પસંદગીનું આપશો કે મારી પસંદગીનું.

સુઃ—તારી પસંદગીનું કહે, શું જોઇયે છે ?

બિઃ— ફક્ત આપની પ્રીતિ.

સુઃ—મારૂં આખું અંતઃકરણ પ્રેમપુર્ણ છે ને અત્યાર સુધીમાં તે તને અર્પણ કરી ચુક્યો છું. હવે શું આપું ? તારા ઉચ્ચ ગુણનો ગ્રાહક થઇ બદલામાં મેં તને પ્રીતીજ અર્પણ કરી છે.

બિઃ—ત્યારે અન્ય ચીજની મને સ્પૃહા નથી. સ્ત્રીઓ હમેશાં પ્રેમનીજ ભુખી હોય છે. દુર્ભાગ્યે જે પત્ની પ્રેમથી વિમુખ હોય તે આવા પ્રસંગે માંગી લઈ જીવનનો પ્રવાહ ભ્રષ્ટ કરે છે. મારી માંગણીમાં તેવો ભાવ નથી: હું વસ્ત્ર અલંકારની તુચ્છ માગણી સ્વીકારતી નથી. તેનો મને તીરસ્કાર છે.

જન્મતીથીનું મંગલ પ્રભાત થયું. પ્રેમપ્રતિમા બિન્દુ ઇશ્વર સ્તુતીનાં સુંદર પ્રભાવ ગાતી ગાતી ઉઠી અને ઉત્સવ કાર્યમાં પોતાનો આત્મા ભેળવા લાગી. આંજે સુબોધે પોતાના મીત્રોને નોંતર્યા હતા. અને બીન્દુએ સખીઓ તથા સંબંધી વર્ગને આમંત્રણ કર્યું હતું. સાંયકાળે સ્ત્રી પુરૂષોથી સુબોધનું ગૃહ ભરાઈ ગયું હતું અને સર્વ આનંદ વાર્તા કરતાં હતાં.

દુનીયામાં એવો નિયમ છે કે કોઇનું શુભ દેખીને ભાગ્યેજ કોઇ પ્રસન્ન થાય છે. અદેખાં માનવીઓ અંતઃકરણની બળતરા ટીકા કરીને બ્હાર દર્શાવે છે.

બિંદુની સખાંમાંની એકે કહ્યું.

ઓહો, બિન્દુ ! તું તો બદલાઈજ ગઇ ને; તારો ઠાઠ બહુ વધી ગયો હવે.

બિંદુ શરમાઇ ગઇ: "સરલા, તું તો એવીજ રહી. તારી મજાગ કરવાની ટેવ હજી ગઇ નહીં.

સરલાઃ—કહે, ત્હારા વરે આજે શું ઇનામ આપ્યું ?

બિઃ—શું આપે વળી ? બધું આપણુંજ છેને.

સઃ—તેમાં શું. એતો કહેવાનું. આજે તો કાંઇ સારા ઘરેણાની ભેટ આપવી જોઇયે.

બિઃ—મને એવી ભેટ પસંદ નથી.

સરલા ચુપ થઇ ગઇ. મનમાં પોતાની નિર્બળતા માટે પસ્તાવા લાગી અને બિન્દુને અભીમાની ગણી ચુપ બેશી રહી. ભોજનને અંતે સર્વે વિસર્જન થયાં.

આહા, તે દિવસની રાત્રીનું કોણ વર્ણન કરી શકે ? દંપતી રાત્રે વિલાસમાં નિમગ્ન છે. દેવ પણ જે સુખની ઇચ્છા કરે તેવા સ્વર્ગીય સુખનો સ્વાદ તે લેતાં હતાં.

સુબોધે ટકોર કરી: પેલી સરલા તને શું કહેતી હતી. મેં બધું સાંભળ્યું છે.

બિઃ—હશે તેમાં આપણે શું ? વ્હાલા, દુર્ગુણી માણસની નીંદાથી શુભ કાર્યો અટકતાં નથી.

સુઃ—ત્યારે તેં કાંઇ માંગ્યું હોત તો આજે તારા શરીરઉપર કોઇપણ નવીન ચીજ શોભત ને પછી કાંઇ સરલા તને મ્હેણું મારવાની હતી ?

બિઃ—એના કહેવાથી શું થઈ ગયું ? સ્ત્રીના રૂદનથી શુરા રણે ચઢતા પાછા હઠતા નથી. એના વચનથી મારૂં મનોબળ ઘટવાને બદલે વધ્યું છે. ટુંક મનની સ્ત્રીઓના આવા દુર્બળ વિચારથીજ આપણો દેશ આવી સ્થીતીમાં પડયો છે."

પ્રિયાના આવા પ્રીતીભર્યા પણ વીરત્વવાળાં વચન સાંભળી પતીનું હૃદય ઘણુંજ પ્રસન્ન થયું. તે બોલ્યો, "વ્હાલી, તારા વચનથી મારા હૃદયમાં જે આનંદ થયો છે તેનું વર્ણન કરવા હું અશક્ત છું. તારા જેવી ભાગ્ય દેવીઓ સર્વ દેશી બંધુઓના ગૃહરાજ્યમાં હોય તો ભરતભુમી પુર્ણ રત્નમયજ કહેવાય." એટલું કહી પોતાની પ્રતીમા (છબી) સહિતનું સોનાનું સુંદર લોકેટ બિન્દુના હૃદયસ્થાન પર શોભાવી દીધું.

સૌ. બબી.

---

## એક પ્રમાણિક નિર્ધન.

અન્ધેરી નગરીનો હમારો બંગલો ઉગતા ભાનુનાં તેજસ્વી કિરણોથી પ્રકાશિત થયો હતો. બંગલાની આસપાસના ઉદ્યાનમાંના સુંદર કુસુમોની મીઠી મીઠી સુગંધ પવનની ધીમી ધીમી લહરી સાથે આવતી હતી. વૃક્ષો છતાંમાં કોઇક કોઇક પક્ષી પંખીના ભિન્ન ભિન્ન સ્વર થોડી થોડી વારે કર્ણને અથડાતા હતા.

સ્હવારના સાડાસાતનો સમય હતો. એટલામાં મ્હારો એક વિરો બ્હારની ઓશરીમાંથી હાથમાં એક ચિઠ્ઠી લઇ અંદરના ભાગમાં જ્યાં હમારા વડીલ સુતા સુતા વાંચતા હતા ત્યાં આવ્યો. વડીલે ચીઠ્ઠી લીધી, વાંચી અને તરત બ્હાર ગયા. થોડી વારમાં તેઓ પાછા અંદર આવ્યા. હમારી કાયમની ટેવ પ્રમાણે શું છે એ જાણવાની જીજ્ઞાસાથી હમે ભાંડુએ એક પ્રશ્નરૂપ એક દૃષ્ટિ ત્હેમના સ્હામી કરી. સદાના શાન્ત અને સ્વસ્થ ચહેરાવાળા હમારા વડીલની આંખોમાં કંઇક દિલગીરી અને અવસ્થતા હમે સર્વેએ જોઇ. અને તેઓ હમારા પ્રશ્નની દૃષ્ટિ, નિયમીત ટેવથી સમજતા હોવાથી જે વૃત્તાંત બહારથી તેઓ સાંભળી આવ્યા હતા, તે હમને નીચેની હકીકતના રૂપમાં કહ્યું:

× × × × ×

મુંબઇમાં વસતા કોઇ દક્ષણી બ્રાહ્મણને રૂપિયા પચીસનું દેવું થયું હતું. એ માણુસની પ્હેલાં સારી સ્થીતિ હતી. પરન્તુ ક્રૂર કાળને આધિન થઇ તે હાલ ઘણી નિર્ધન દશામાં આવ્યો હતો. મુંબઇમાં કંઇક સારૂં કમાવાના મોહથી તે સ્વદેશ છોડી મુંબાઇ આવ્યો હતો. ત્હેને એક વિધવા બ્હેન અને એક ન્હાનો કૉલેજમાં ભણુતો ભાઇ હતો. તેઓ જે મકાનમાં રહેતાં હતાં તે મકાનના ભાડાના રૂપમાં આ પચીસ રૂપિયાનું દેવું ત્હેમની સ્હામે આવી ઉભું હતું. મકાનનો માલિક નિર્દયપણે પચીસ રૂપિયા સામટા લેવા માંગતો હતો અને દેવાદાર દર મહિને પાંચ પાંચ રૂપિઆ લેવા ત્હેને વિનવતો હતો. ઘણી વિનતી કરી તથાપી નિર્દય લેણુદારે માન્યું નહિ. અને જો બે દિવસમાં રૂપિયા ન આપે તો સામાન સહિત ઘરની બ્હાર હાંકી કહાડવા ચેતવણી આપી હતી. વિધવા યુવાન બ્હેન અને બાળક ભણુતા ભાઇને લઇ મુંબાઇ જેવા મહાન જંગી શહેરમાં એક નિર્ધન માણુસ શી રીતે રહી શકે, ત્હેનો ખ્યાલ વાંચનારજ કરી લેશે. પણુ અનાથનો બેલી જગતસ્વામી આ દુઃખી માણુસની વ્હારે ચ્હડયો. અને ત્હેની પાસે કોઇ અગાઉની જુની કીમતી ચોપડીયો હશે તે ગીરો મુકી ત્હેના ઉપર રૂપિયા લેવાની ત્હેને પ્રેરણા થઇ.

મુંબાઇના પોતાનીજ મોજ શોખમાં નાહકનો પૈસો વ્યય કરતા ધનવાન શેઠીયાઓ તરફ એવી જાતની મદદ માગવાની ત્હેની વૃતિ ન વળી. ચાર આના ખરચીને તે અંધેરી આવ્યો. ચોપડીયો ગીરો મુકી રૂપિયા આપવા યાચના કરી. હમારા વડીલે મુંબાઇની પોતાની દુકાનમાંથી રૂપિયા અપાવવાનું કહી ત્હેના બીજા સમાચાર વધારે ખુલાસાથી પૂછ્યા. ત્હેમણે કહ્યું કે મુંબાઇમાં કોઇની મદદ ન માગતાં અહિંયાં સુધી આવવાનું શી રીતે બન્યું ? ત્યારે ત્હેણે જવાબ આપ્યો કે " સુધાં માણુસ સુધાં માણુસનાં મન ઓળખી શકે છે. જો માણુસ એક બીજાને મદદ ન આપે તો માણુસ શાનું કહેવાય ?" ત્હેણે પોતે પણુ પોતાના એક પરણુ મિત્રને પોતાની હાની કંગાળ સ્થિતિ છતાં પાંચ રૂપિયા આપી લેણુદારોના સકંજામાંથી બચાવ્યો હતો, એ રૂપિયા હજી સુધી ત્હેને પાછા પણુ મળ્યા નહતા. એ હકીકત પણુ ત્હેની વાત પરથી માલમ પડી. હમારા વડીલે એને અંધેરી સુધીનું જતાં આવતાંનું ટ્રેન ભાડું આપવા ઘણા પ્રયત્નો કર્યા, સમજાવ્યો, છતાં પણુ ત્હેણે મગરૂરી સાથે એનો અનાદરજ કર્યો.

× × × ×

બીજે દિવસે એ હમારા વડીલની દુકાને બે ચોપડીયો તથા બે ચીઠ્ઠીયો લઇને ગયો. ઘેર જતાં ત્હેને માલુમ પડ્યું કે એણે ચોપડીયોની કિંમત જે પ્રથમ દિવસે કહી હતી ત્હેના કરતાં સુમારે ત્રણેક રૂપિયા ઓછી હતી. એટલે એને પચીસ રૂપિયા લેવા વાસ્તે અમુક રકમ ખુટે તેમ હતું. માટે હેવી જાતની ચીઠ્ઠીયો લઇ આવ્યો હતો કે જે સહી કરીને પોતે આપે અને ત્હેના ઉપર રૂપિયા લે. હમારા વડીલે આ નિર્ધન માણુસના અત્યંત પ્રમાણીકપણાથી અત્યંત ખુશી થઇ એને ત્હેની માગેલી અને તદુપરાંત બનતી મદદ કરી. અને નિર્ધન માણુસ એક વખત ફરી મુંબઇના ક્રૂર ઘર માલિકના હાથમાંથી મુક્ત થાઓ.

× × × ×

આ લેખ લખવાના બે ત્રણ હેતુ છે. એક તો એ કે-જે પ્રમાણિકતા, જે એકનિષ્ઠા, જે માણુસને માણુસ તરીકે મદદ કરવાની ઉચ્ચાભિલાષા ગરીબોમાં જોવામાં આવે છે તે સર્વ એકસાથે અત્યંત થોડાકજ ધનવાનોમાં ભાગ્યે નિરખવામાં આવે છે. બીજું એકે, ઘર ભાડે આપનાર, માળાઓ ભાડે આપનાર અને ચાલીઓ ભાડે આપનાર માલિકોમાં કોઇક એવા ક્રૂરતા હોય છે કે જેનુ અવશ્ય નિવારણ થવું જોઇએ. અને ત્રીજું સૌથી વિશેષ ધ્યાન ખેંચનાર તો એ છે કે, આપણા દેશમાં તો શું પરન્તુ આપણા એક ન્હાના ગામમાં પણ એટલા બધા દયાનીય કંગાળ નિર્ધનો છે કે ત્હેમને માટે જે થશે તે ઓછું છે. ત્હેમને સહાય કરવાની દરેક ધનવાનની પ્રભુને ઘેરથી પ્રત્યક્ષ ઉતરી આવેલ ફરજ છે. દરેક ધનવાનનું તે તરફ લક્ષ દોરાઓ અને યાચકોની યાચના પુરી કરી પ્રભુનું અત્યંત પ્રિય પરમાર્થરૂપ કર્ત્તવ્ય પરીપૂર્ણ થાઓ, એજ લખનારની પ્રભુ પાસે પ્રાર્થના છે.

સૌ. સુમતિ.

---

## ક્રોધીલા અને ગુણિન્દ્રા.

( સર્વે માણસોને સ્વતંત્રતા તથા સુખ ભોગવવાની ઘણીજ હોંસ તથા ઉમેદ હોય છે. તે ભોગવવાની રીત સ્ત્રીઓને માટે તો ઘણીજ સહેલી અને સુલભ છે. જેને એ ભોગવવાની હોંસ હોય તેણે આ નીચે દરશાવેલા ચાર ગુણ ગ્રહણ કરવા જોઇએ. દયા, ક્ષમા, ધૈર્ય અને સંપઃ એ ચાર ગુણ ધારણ કર્યાથી સ્ત્રીની શોભા વધે છે અને સદ્‌ગુણને રસ્તે ચાલવું એને સહેલું પડે છે. એ ચાર ગુણ ગ્રહણ કર્યાથી સુખની પ્રાપ્તિ જલદી થાય છે. દયા રાખ્યાથી આપણને સૌ ખરા દિલની આશીષ આપે છે. ક્ષમા રાખ્યાથી જગતમાં કોઈ આપણું દુશ્મન થતું નથી ને આપણા જીવને ઉચાટ રહેતો નથી. ધૈર્ય રાખ્યાથી કોઈબી વસ્તુ સારી, સ્વચ્છ અને મનગમતી થાય છે તથા સંપ રાખ્યાથી આપણા જીવને જંપ રહે છે; કલેશ-કજીઆથી ને કુસંપને ઘણુંજ દુઃખ થાય છે. અને આ ચાર ગુણ ગ્રહણ કર્યાં એટલે મનને સુખ થાય છે એટલુંજ નહિં પણ ખરી સ્વતંત્રતા પણ મળે છે. )

એક ગામમાં એક સદ્‌ગૃહસ્થને ત્યાં બે બાઇડીઓ હતી. શેઠજી ઘણાજ શાંત સ્વભાવના ને દયાળુ હતા. મ્હોટી વહુનું નામ ક્રોધીલા હતું ને ન્હાની વહુનું નામ ગુણીંદ્રા હતું. ક્રોધીલામાં તમોગુણ, કુસંપ ને અધૈર્યતા ઘણીજ હતી. ગુણીંદ્રા સાધારણ સ્થિતિમાં પીએરમાં ઉછરેલી તેથી કામધંધામાં કુશળ થયેલી અને ઘરમાં સારી સુબોધ વારતાઓની ચોપડીઓ વાંચી સારો બોધ ગ્રહણ કરી તેવી રીતે વર્તી સદાચરણમાં ચાલતી હતી.

શેઠજીને ત્યાં એક દિવસ ચાર પરોણા આવ્યા. ક્રોધીલા તો મોટે પદે બેઠેલાં; કોઇનાં
મ્હોડાં ગમે નહીં ને વળી તેમાં પરોણા આવ્યા! તે તો ભાર મુકીને એમ પણ ન કહે છે કે
'આવો'. નાની ગુણીંદ્રાએ ઘરમાંથી વ્હેલી વ્હેલી આવી 'આવો-બેસો' કહી, પાથરણું પાથરી
તેમને બેસાડયા. ચા પાણી, પાન સોપારી આપ્યાં અને પછી નીરાંતે સૌની ખબર પુછી.
પછી ગુણીંદ્રા રસોડામાં ગઇ. રસોઇ વીગેરેની તઇયારી કરવા માંડી. એટલામાં શેઠજી
ઓફીસથી આવ્યા. પરોણાને જોઇ શેઠ ઘણાજ ખુશી થયા અને મળી વાતચીત કરવા માંડી.
પરોણાને કોઇ બી પ્રકારનું દુઃખ નથી પડયું, એવી તજવીજ જોઇ શેઠજી ક્રોધીલા પાસે
જઇ કહે છે કે,-આપણા ઘરમાં આદરસત્કારની ગોઠવણ સારી છે. આમજ જોઇએ. સ્ત્રી
ચતુર હોય તેના ધણીને કાંઇ ફીકર કે ચિંતા ઘરની હોતી નથી. એટલે ક્રોધીલા બોલી
ઉઠી,-અરે જુઓની આ આવ્યા ત્યારની હું જરા બેઠી નથી. પરોણાગત કરવી કાંઇ
રહેલી છે? હું તો એવી હાંફલી-ફાંફલી બની ગઇ હતી? ભાયગ કે તમે સારૂં કહ્યું. એમ કરી
ઉતાવળી હતાળી રસોડામાં ગઇ અને "ચાલો કેટલી વાર?"-કહી સ્ત્રી જાત જણાવી.
કહેવત છે કે-સરે નહીં ને સીજે નહીં ને પાટલે બેઠાં ખીજે, તેવી વાત. ગુણીંદ્રા આ જોઇ
કાંઇ બોલી નહી અને ક્રોધ કે રીસ ન લાવતાં પરોણાને તેણે શાંતિથી જમવા બેસાડયા.
શેઠજી પરોણાને પુછે છે કે, આપને કાંઇ બી અગવડ તો નથી પડી ને? પરોણા કહે,.
અરે ભાઇ અગવડ સાની? જેને ત્યાં દુનીયામાં જે ચાર ગુણ વખણાય છે તે ક્રોધીલા
છે પછી તેને ત્યાં અગવડ શું પડે? આપના ઘરમાં ગુણીંદ્રા બ્હેનનો સ્વભાવ નેાી નથી એ
જોઇ હમને ઘણોજ સંતોશ ને હર્ષ થયો છે. જે ઘેર આવી સદગુણી ;વર્તણુંકથી ને
નાર હોય તેનાં ખરાં ભાયગ! આપ પાછળથી આવ્યા તો બી તમારા જીવ;મસ્તઇ
શંત છે? ક્રોધીલા આ શબ્દો સાંભળી એકદમ ક્રોધમાં પીરસતાં પીરસતાં બધે વસેલા
ચાલ્યાં ગયાં. ગુણીંદ્રા આ જોઈ મનમાં કાંઇ બી ન લાવતાં, પરોણાને વર્તણુક
લાગે તેમ બતલાવી જમાડી ઉઠાડયા. ગુણીંદ્રા કલેશથી ઘણીજ કંટાળતી હતી ને સુલક્ષણી
જ ખમાવસ ને ગંભીરતા રાખતી હતી. પછી ક્રોધીલાએ પોતાની જાત જણા કેટલી ની-
કહે છે કે ભાઇઓ, જો તમે બી બૈરી લાવો તો આવી 'ચતુર ને ચીત્રલેખા છણકો કરી
ત્યાં છે તેવી લાવજો. જુઓ એનાં સૌ વખાણો કેવાં કરે છે?-એ કઠોર કાંઇ ખોટું ન
ગુણીંદ્રા મોટું પેટ કરી સાંભળી રહી ને સાંભળ્યું ન સાંભળ્યું કરી નાંખ્યું. થી તે ઘણી
ચુપજ રહ્યા. જો એકાદ શબ્દ બોલત તો સળગત! એ વાત પુરી થઇ કે ગુણીંદ્રા પરોણાને
વદને બોલી કે ચાલો હવે આપણે જમી લઇએ. ત્યારે ક્રોધીલા એકદમ મીજાજમાં મારે કહે
છે, તમેજ જમો, જસ તો તમને મળ્યા ને હું તો જાણે ગાંડી! મારે ખાવું નથી. એમ.
કહીને એતો સોડ તાણીને સુતી. ગુણીંદ્રાને એમ લાગ્યું કે. આ જો પરોણાને ખબર પડશે
તો ખોટું દેખાશે. ને ઘરમાં કોઇ ઉભું રહેશે નહિં. ક્રોધીલાને ગુણીંદ્રા કહે છે કે,-જુઓ
બેન, આપણા ઘરને કોઇ વખાણશે તો તે તમનેજ માન છે. મારી ફરજ છે કે હું ન્હાની
એટલે મારે અગાડી પડી બધો ધંધો કરવોજ જોઇએ. તમને બેસાડી, મારેજ અગાડી
પડી બધે ફરી વળવું જોઇએ. એ સારૂં કહેવાસે એ બધું માન તમનેજ છે. મારે જસ
નથી જોઇતો.

એમ કરી સમજાવીને જમવા લઇ ગઇ ને સારી રીતે જમાડી ખુશી કરી. પછી
પરોણાને સુવાની ગોઠવણ, પથસર કરાવી, પાણી વિગેરે ત્યાં મુકાવી, પછી પોતે નીરાંતે

સુતી. ગુણીંદા સુતાં સુતાં વીચાર કરે છે કે જો આના સ્વભાવની પરોણાને ખબર હશે તો તે શું કહેશે? એમ વીચાર કરતી ઇશ્વર સ્મરણ કરી સુઇ ગઈ.

સહવારે પરોણા જવાના હતા એટલે તેણે વ્હેલી ઉઠી તેમને માટે દાતણપાણી વિગેરે તૈયાર કર્યાં. ક્રોધીલા આઠ વાગતે સુતાં ઉઠે. જીવને કોઇ બી બાબતની શીખ વ્હેલાં ઉઠે કની? પરોણા જવાને તૈયાર થયા. જતાં જતાં ગુણીંદાને કહે છે કે, બ્હેન જઇએ છીએ. તમારા આવા સ્વભાવથી અન તમારી આ સદગુણ વૃત્તિથી હમો સંતોષ પામ્યા છીએ ને તમને આશીષ આપીએ છીએ. ગુણીંદા નીચી નજરે ગ.. થઇને હાથ જોડી નમ્રતાથી બોલી,–આપને સંતોશ થયો તેથી હું ઘણીજ રાજી થઇ! આપ પધારજો. કામકાજ કહેવડાવજો. માફ કરજો–આવજો.

પછી પરોણા ક્રોધીલાના ઓરડામાં વીદાયગીરી લેવા જાય છે. ક્રોધીલા પોતે રીસાંજ ધુમાડાની માફક ધુંધવાયલાં બેઠાં છે. પરોણાને આવતા જોઇ બોલી,–વળી છે? એમ મીજાજમાં પુછ્યું. પરોણા કહે છે,–બ્હેન, હમે જઇએ છીએ. એટલું કહી પરોણા વળ્યા. એટલે મોટો ઘાંટો પાડી કહે છે કે, અરે! આવજો. એટલું કહી, હાશ નીરાંત વળી, એમ કરી પાછી જરા સુતી.

શેઠજી મનમાં કહે છે કે,-જુઓ, આની શાંતતાને કોણ પહોંચે? મોટાં ફોઇએ કાંઇ પૈસા બાબત વાત કહેવડાવી તો તે મને કેવો શાંત પાડી પછી નીરાંતે કહી? એના સદ્‌ગુણને કોણ પહોંચે? ક્રોધીલાનો સ્વભાવ જુઓ. ચાકરીથી આવ્યો ને મારા પગ સાંભળ્યા કે, ફડફડાટ ને ચાડી ચુગલી કરી જીવને સંતાપ કરાવ્યો. અરે પ્રભુ, મેં શાં પાપ કર્યાં કે મારે દુનીયામાં એકસાથે સુખ દુઃખનો પણ આવા કડવો મીઠા અનુભવ જોવો પડે છે? એમ વિચાર કરતા બેઠા. એક દીવસે ક્રોધીલા ગુણીંદ્રાની મસ્કરી કરવા લાગી કે તમે તો ફોઇજીને ઠીક સમજાવી આવ્યાં. શેઠ તો તમારાં શું વખાણ કરતા હતા? ચાલો હું પણ ફોઇજીને જરા સમજાવી આવું. બરાબરને? ગુણીંદ્રા સમજી કે આ મ્હારી મશ્કરી કરવા બેઠાં છે પણ કાંઇ નહીં. હું પણ હેમને મારા જેવાં કરૂં તોજ ખરી. એમ વિચાર કરી બોલી,-ઠીક, કરો મ્હારી મશ્કરી તમે મોટાં છો. તમારાજ આ બધા પુનપ્રતાપ છે. હું કાંઇ કોઇ બાબતે ચીઢાવાની નથી. એટલામાં ગુણીંદ્રાની સાથે નાનપણમાં રમેલી એક ચતુરબા કરીને સાહેલી આવી. એ નાનપણથી ગુણીંદ્રા સાથે રહી હતી. શીક્ષણ અને સદાચરણથી ચાલવાની શીખામણ વીગેરે તેણે આપી તેને પોતાના જેવીજ કેળવેલી હતી. આ બન્નેની વાત સાંભળી તે બોલી કે, મોટાંબા ક્રોધીલા બ્હેન જો ગુણીંદ્રાની સરખામણી કરશે, તો પછી તમારા ઘરની ને તમારા પતીની ક્યાં કોણ વાત થશે? પછી તો સંપ ત્યાં જંપ તેમાં વાંધો શું? પણ હું મારા મનથી એમ વીચાર કરૂં છું કે, આ ક્રોધીલા બ્હેન રાત દહાડો ગુણીંદ્રા બ્હેનની સાથે રહે છે ને હેને કેમ કાંઇ અસર થતી નથી એ અજાયબ જેવી વાત છે. હું ફક્ત ગુણીંદ્રા બ્હેનની સાથે રમતી હતી. એની વર્તણુંકથી ને એની રમતની ચાલાકી તથા શીખામણથી હું સુધરી. નાનપણમાં મારી હુડમસ્તાઇ ઘણી હતી. હમણાં પણ સાસરેથી કોઇ કોઇ દહાડો આવું છું તો મારામાં કેટલો બધો સુધારો થયો? સોબતે અસર થયા વીના રહેજ નહીં. ને ક્રોધીલા બ્હેન, આ નાનાં ગુણીંદ્રા બ્હેનને જુઓ; કેટલી ધૈર્યતા ને સંતોષ એનામાં છે? એથી એ કેટલાં સુખી છે? જુઓ ગઇ માણેકઠારી પુનેમને દહાડે આપણે ત્યાં સોનાની બંગડીની કચાકચ થતી હતી તે દીવસે શેઠજીએ એમ કહ્યું કે હાલ નહી બનશે. દીવાળી બાદ કરાવીશું. ત્યારે તમે રીસાઇ બેઠાં ને તુરત ઉતાવળાં થઈ કરાવવા આપી દીધી. તો જુઓ. ખોટું નહીં લગાડતાં. હું તો ભોળી છું. હશે તેવું કહીશ. મારો સ્વભાવ બડબડીઓ છે. તમારી બંગડીનો ઘાટ બી બગાડયો ને સોનું રાશી કરી નાંખ્યું ને ગુણીંદ્રા બ્હેને ધીરજથી ને નીરાંતથી ૭ મહીના રહીને કરાવી તો કેવી મજેની થઇ? ખોટું નહી લગાડતાં. તમે મોટાં છો.

એ સાંભળી ક્રોધીલાને ઘણોજ પસ્તાવો થયો. ને ચતુરબાના બોલથી તેને ઘણીજ અસર થઇ ને મનમાં વીચાર કરવા લાગી કે,-ના, ધીરજનાં ફળ મીઠાં છે. કહેવત છે કે ઉતાવળા સો બાવરા ને ધીરા સો ગંભીર. તે ખરૂં છે. નહી, નહી. મારો સ્વભાવ ઇશ્વરે કેમ આવો કર્યો? આમ બોલી ઘણોજ પસ્તાવો કરવા લાગી ને મનમાં સમજી. પછી તે નાની ગુણીયલ ગુણીંદ્રાની માફક વર્તવા લાગી. ઘરમાં કાંઇ કામ પડયું હોય તો તે માણસો ઉપર કે ગુણીંદ્રા ઉપર નહી રહેવા દેતાં પોતે કરી લેતી. ચાર પાંચ દીવસ એમ ગંભીર સ્વભાવ રાખ્યે વીતી ગયા. એક દીવસ શેઠ વીચાર કરે છે કે હાલ કાંઇ કોઇની રાવ ફરીઆદ કે ચાડી ચુગલી આવતી નથી ને ઘરમાં શાંતતા કેમ લાગે છે? કલેશ કે

કજીઓ કાંઇ સંભળાતો નથી, એમ કરી નીરાંતે બેઠા હતા. રોજની માફક કજીઆનું મ્હોં કાળું, એમ માની રોજ પેહેલાં ક્રોધીલાને બોલાવે. જો ગુણીંદ્રાને પેહેલી બોલાવે તો પેલાં બોછે પાટલે બેસે ને કલેશ માંડે ! એટલે શેઠ પેહેલાં ક્રોધીલાનેજ બોલાવે. શેઠજીએ માણસને કહી ક્રોધીલાને તેડાવ્યાં. ક્રોધીલા હાથ જોડી ઉભી રહી ને બોલી, સ્વામીનાથ, આજ્ઞા. શેઠે પુછ્યું સૌ સારાં છે ને ? ક્રોધીલા બોલી હાજી. આપની કૃપાએ સૌ આનંદમાં છે. એટલું કહી ગંભીરતાથી પાસે બેઠી. શેઠને ઘણોજ અચંબો લાગ્યો કે આં તે શું ? આ મ્હારી ગુણીંદ્રાના ચાળા તો નથી પાડતી ? કેમ સમજાય ? પણ નહી, નહી, આજ કાલ કાંઇ કોઇની રાવ કે ફરીઆદ મારા કાનપર આવી નથી ને ઘરમાં બી શાંત લાગે છે. વાહ ! આવો ઘરમાં જો સંપ હોય તો મારા ભાગ્યનો હવે શો પાર ? શેઠજી ક્રોધીલાને પુછે છે કે ગુણીંદ્રા શું કરે છે ? ક્રોધીલાએ નમ્રતાથી ઉત્તર આપ્યો, પ્રાણનાથ, આપના ભોજનની તૈયારી કરે છે. આપ પધારો. એ મધુર શબ્દો સાંભળી શેઠને ઘણોજ આનંદ થયો ને જમવા ગયા. ગુણીંદ્રાએ હસતે વદને આવો, પધારો, કહી પાટલો માંડ્યો. ને બીજો ક્રોધીલાનો માંડ્યો ને કહ્યું કે આપ બી બેસો. ક્રોધીલા કહે છે, ગુણીંદ્રા, આજે તો આપણે બધાં સાથે જમીએ. ગુણીંદ્રાએ હા કહી ને તે પણ બેઠી. ત્રણે હાસ્યવીનોદની વાતો કરે છે. એક સ્વભાવનાં ત્રણે દેખાય છે. શું સંપ ? હવે આડોશી પાડોશીને પણ અચંબો લાગવા માંડ્યો કે હાલ કાંઇ વસ્તી જણાતી નથી. ક્રોધીલા ક્યાં ગયાં છે કે શું? એક પાડોશણ જરા ઉતાવળા સ્વભાવની હતી તેણે ગુણીંદ્રાને બુમ પાડી પુછ્યું કે કેમ હાલ ક્રોધીલા બ્હેન નથી કે શું ? ગુણીંદ્રા બોલી કે, ઘરમાં છે. બોલાવું ? કામ છે ? પાડોસણ કહે. ના ના, એ તો હાલ કાંઇ વસ્તી નથી જણાતી તેથી પુછુંછું. હાલ હાંડાં ખરબડનાં નથી તેમાં. ગુણીંદ્રાએ જવાબ દીધો,–હેમાં શું, ઘેરેઘેર માટીના ચુલા હોય. બધાંનો કાંઇ એક સ્વભાવ હોય છે ? કોઇ નરમ તો કોઇ ગરમ, હેમાં લોકોની ભુલ છે. આપ તે લાપસી ને પરાઈ તે કુસકી–પોતીકા ઘરમાં જુએ નહી ને પારકાંની ઠીકોળી કરે. પાડોસણ તો એકદમ ચુપજ થઈ ગઇ. ને મનમાં કહે છે કે, નારે બા, આને ક્યાં પોહોચીએ ? "ચંચળા આગળ ચસકા" ચાલે નહી. ગુણીંદ્રાને કહ્યું કે, બ્હેન, માફ કરજો. એ તો મેં સેજ પુછ્યું; ખોટું નહીં લાવતા. ગુણીંદ્રા બોલી, અરે એમાં શું ? તમે પુછ્યું તો મેં ખુલાસો કરી આપ્યો. તમે મારાથી મોટાં છો. મારાથી કાંઇ વધતું ઓછું બોલાયું હોય તો માફ કરજો. એમ કહી તે ઘરમાં ગઈ. આનંદમાં પતીની સાથે ત્રણે બેઠાં છે. હાસ્યવીનોદની વાતો ચાલી રહી છે. શેઠના આનંદનો પાર કાંઇ રહ્યો નહી. શેઠ બે શેઠાણી સાથે મોજમાં છે. એટલામાં રાત્રે ગોર મહારાજ આવ્યા. ક્રોધીલા તથા ગુણીંદ્રાએ ઉભાં થઇ ગોર મહારાજને પધારો કહી આવકાર કરી આસન આપ્યું ને પગે લાગ્યાં. ને ગામની નવા જુની સાંભળવા સામા બેઠાં. ગોર મહારાજ ગામની કહેતા પહેલાં ઘરનીજ જોઇ અચંબો પામ્યા કે આ શું ? પહેલાં હું આવતો હતો ત્યારે ક્રોધીલાને મારૂં મ્હોડું નહી ગમનું ને ગુણીંદ્રાને કહેતી કે જાઓ ગોર ગામની કથા લાવ્યા. પગ ધોઇને પીઓ. ગોર ને તમે એ ગામના કાગડાની વાત સાંભળો. કહી બીજા ઓરડામાં જઇ સુઇ જાય. તે આજે આઠ દસ દીવસે હું આવ્યો તો એકાએક કેમ સુધારો માલમ પડ્યો ? કોને ખબર ! વખતે ગુણીંદ્રાના ચાળા પાડતી હોય તો કોણ જાણે ? ગુણીયલ ગુણીંદ્રાના ગુણે કાંઇ અસર કરી હોય તો શું સમજાય ? લાવ શેઠજીને પુછીએ. ગોર કહે છે: કેમ શેઠજી,

ઘરના શું સમાચાર ? શેઠજી અતિ આનંદથી ને હર્ષીત વદને બોલ્યા ગોર મહારાજ, જેમ મલીન પદાર્થ, સાબુ, અરીઠા, ખારો, એથી ધોવાઇ સ્વચ્છ થાય છે તેમ આના દુર્ગુણને આના સદગુણે સ્વચ્છ કર્યો છે. હવે મારૂં પરણીઅત સફળ થયું. મહારાજ, મેં છ છ વરસ કેવા સંતાપ ને દુઃખમાં કાડયાં છે અને હવે આ બેના સંપથી મારો જીવ કેવો આનંદમાં ને શાંતતામાં રહે છે? હવે મારા ઘરની ને મારા ભાગ્યની ક્યાં વાત ! આ સદગુણી ગુણીંદા જ્યારનાં ઘરમાં આવ્યાં હતાં ત્યારનાં આ દુર્ગુણીબાને આઠાંમાં કંકાસ હતો. તે આજ કાલ દુર થયો છે. દુર્ગુણી આદમી સદગુણને જો ધારે તો તે તુરત આવે છે. તુરત માણસ બદલાય છે ને તેના શરીર ઉપર તથા તેના ઘર ઉપર બીં સદગુણનું તેજ આવે છે. તેની ન્યાતમાં, ગામમાં કીર્તિ ફેલાય છે ને સંપ ત્યાં જંપ છે. જંપ છે ત્યાં સુખ છે. હવે મહારાજ, મારો દીવસ ધન્ય છે. માટે આપ કાંઇ સારો સુબોધ કરો. એમ કહી શેઠ તથા બેઉ શેઠાણીઓ એકચીત્તે સાંભળવા બેઠાં. ગોર મહારાજ કહે છેઃ શેઠજી, કહેવાનું એટલુંજ કે મોટાં શેઠાણીના ગ્રહભાવ હવે ફર્યા છે. હવે આપને ત્યાં સંપ સ્નેહ ને વળી આ વરસમાં કાંઇ સંતતિનો લાભ પણ થશે. આ ગુણીંદ્રાના સદગુણોથી આ ક્રોધીલા બહેન જે તમોગુણનાં ભરેલાં હતાં તે બી પીગળ્યાં ને સદગુણ ધારણ કર્યો. તો સદગુણ એ શું છે તેનો ખ્યાલ કરવો જોઇએ. કેટલીક સ્ત્રીઓ એવી હોય છે કે, શેઠજી વાતજ જવા દો; કયાં આપને અજાણ્યું છે? પણ સો સ્ત્રી દુર્ગુણી હોય ને એક સદગુણી હોય તો સોને સુધારે. પણ ટેકવાળી સદગુણી સોથી પણ બગડતી નથી, જે સ્ત્રી યા પુરૂશ દયા, ક્ષમા, ધૈર્ય ને સંપ, આ ચાર ગુણ ગ્રહણ કરે તો, તે તેનો સંસાર સુખથી કહાડે. પછી દુઃખ એ શબ્દનેજ તે પામે નહિ. દુઃખ એ કાંઇ ઇશ્વરે ઘડયું કે સરજ્યું નથી. દુઃખકરતા આપણેજ થઇ પડીએ છીએ. તે કેવી રીતે તે સાંભળો. મેલું મન, કુસંપ, અને કલેશ, એથી જીવને ખેદ થાય છે. તેજ દુઃખ પરમકૃપાળુ ઇશ્વિરે સર્વને માટે સુખરૂપેજ રચેલું છે. મુખ્યકરીને ભક્તી એ સુખનું સાધન છે.

ભક્તી કહેતાં ભાવ. ભાવ છે ત્યાં પ્રીત. પ્રેમ છે ત્યાં એકત્રતા છે. એકત્ર થયા કે ત્યાં જાતીભેદ કે કલેશ કે કુસંપ નહી રહ્યો. જાતીભેદ નહી રહ્યો તો ત્યાં સંપ છે ને સંપ ત્યાં જંપ. હવે અહિં દુઃખ એ શબ્દ રહ્યો ક્યાં ? જ્યાં ભક્તીભાવ ને પ્રેમ છે ત્યાં સદગુણ છે ને ત્યાં હરહમશાં સંપ છે, શાંતતા છે ને શીતળતા છે. ને શીતળતા હોય છે એજ સુખ. જ્યાં ભાવ નથી ત્યાં ભક્તી નથી, જ્યાં ભક્તી નથી ત્યાં પ્રેમ નથી, જ્યાં પ્રીત નથી ત્યાં સંપ નથી. હવે સંપ હોય ત્યાં કલેશ ક્યાંથી હોય ? કુસંપમાં કંકાસ સીવાય શું હોય ? એજ દુઃખ. આવી રીતે ચાલનાર મૂર્ખ મતનાં માનવી ઉલટા રસ્તા શોધીને દુઃખને પ્રાપ્ત થઇ પડે છે. માટે સ્ત્રી યા પુરૂષોએ એ ચાર ગુણ ગ્રહણ કરી સદાચરણથી ચાલી જીંદગીને સુધારી જશ મળે એવો પ્રયત્ન કરવો. ઇશ્વરે તમને જન્મ આપ્યો તો તમારે માટે તે ગુણો અગાડીજ કરી મુકયા છે. માટે આ ચારે ગુણને ગ્રહણ કરી તમારી જીંદગીને સુધારી તમારી દુનીયામાં કીર્તિ થાય ને વાહવાહ કહેવાય તથા પરલોકમાં ઇશ્વર રાજી રહે એવો પ્રયત્ન કરો. દુરાચરણ ગ્રહણ કરી દુઃખને પ્રાપ્ત નહી થતા ! આ ચાર ગુણોથી ભક્તી ઉપજશે. તેથી ઇશ્વરનું હરહમેશ રટણ કરી અંતે મોક્ષ મળવાનું સાધન થશે. ગરીબનું રક્ષણ કરવું. સ્ત્રીઓએ પતીની આજ્ઞા પાળવી. પતી સેવા કરવી. નમ્રતા, ધૈર્ય, સંપ અને દયા, એ ચાર ગુણથી ઘરને તથા માતપીતાને અને ધણીને સંપના ને કીરતીના પડઘા

સંભળાવી, ઐક્ય જેથી ઇશ્વર આપણને સદા સુખીજ રાખે તે ગ્રહણ કરવું. બીજુ સ્ત્રીઓએ પોતાના પતીની આજ્ઞા લઇ વરતવર્તુલાં, ધર્મધ્યાન કરવાં યોગ્ય છે. ને આપણી યોગ્ય સ્થીતિ પ્રમાણે ધર્મનો ખર્ચ કરી નીષ્કામ ભક્તી કરવી. કોઇપી પ્રકારની પ્રભુ પાસે આશા રાખી કામ નહીં કરવું. ઇશ્વરને બધાની ફીકર છે, એવી ધીરજ રાખી તેનું સ્મરણ કરવું યોગ્ય છે. એટલું કહી ગોરમહારાજ ઉઠયા. બેઉ શેઠાણીઓએ સાથે ઉભી થઇને ગોર મહારાજને દક્ષિણા આપી પગે પડી આશિરવાદ લીધો. શેઠજીએ કહ્યું મહારાજ, પુનેમને દહાડે શ્રી સત્યનારાયણની કથા વાંચવા પધારજો. સેઠાણીઓ બન્ને પણ–હા મહારાજ, બોલી ઉઠી. ગોર ઘણાજ ખુશી થયા ને ઘેર ગયા. અહિંયાં બેઉ જણીઓ સંપ સુખથી દહાડા કહાડે છે. ને શેઠજીના ઘડપણમાં સુખ સંતતીનો લાભ જોઇ, સેઠ સુખે ઇશ્વર ભક્તી કરે છે. ગુણીંદ્રા વીદાનમાં ખપવા લાગી. ક્રોધીલાનું નામ હવે આ વર્તણુંકથી વિરૂદ્ધ છે એમ લાગવાથી તે ગુણીંદ્રાએ ફેરવ્યું ને સૌને કહ્યું કે હવેથી ક્રોધીલા બ્હેનને સુબોધા બ્હેન કહેવું.

ચૈત્રી પુનેમને દહાડે ક્રોધીલા ઉરફે સુબોધા તથા ગુણીયલ ગુણીંદ્રા અને દયાળુ શેઠજી, એ ત્રણે શ્રી સત્યનારાયણજી પુજાનો આરંભ કર્યો. સગાંવ્હાલાંને માન આમંત્રણ કરી બોલાવેલાં તે આવ્યાં હતાં. સૌની સાથે સુબોધા તથા ગુણીંદ્રા આવકાર સહિત નમ્રતાથી વાતો કરે છે. સૌ. ચતુર બ્હેન પણ આવ્યાં હતાં. તે સુબોધાને જોઈ ચકીત બની સૌની વચ્ચે બોલી ઉઠયાં: ધન્ય છે, ધન્ય છે ગુણીયલ પ્રીય સખી ગુણીંદ્રા! આ સ્વભાવ બદલાય એ મને સ્વપનામાં બી ખબર નહોતી. તારા ધૈર્યથી તેં આખરે એમને તારા જેવાં કર્યાં. સાબાશ, મારી સદગુણી સાહેલી! ચાલો શેઠજી, શ્રી સત્યનારાયણની કથા પુરી થાય કે સર્વેને પ્રસાદ આપી આજે તો જાગરણ કરવું જોઇએ. અમે તો આજે ગરબા ગાઇશું. કેમ સુબોધા બ્હેન? ચતુરાએ પુછ્યું. સુબોધા કહે, હા. ખુશીની સાથે ગાઇશું. પહેલાં ચતુરા તથા ગુણીંદ્રાએ ગરબો માંડયો અને પછી ઝીલનારી સર્વે સ્ત્રીઓ ગરબામાં ફરવા લાગી.

(રાગ માઢ)

વદું કર જોડી નરનાર રે, ગુણ ગ્રહોની સદગુણ,
હેમાં ખરૂં છે સુખ રે, તમે તજોની દુરગુણ; વદું કર જોડી૦
સંપ છે ત્યાં સુખ છે રે, કુસંપ ત્યાં છે કલેશ,
ધૈર્ય છે ત્યાં ધન છે રે, કલેશ ત્યાં ધન ન લવલેશ; વદું કર જોડી૦
જન્મીને શું પામીઆ રે, શું પામ્યા કીરતી ને જસ,
કીયા જીવ દુખથી છોડાવીયા રે, કોને કરાવ્યો મોક્ષ; વદું કર જોડી૦
મ્હારૂં તારૂં કરી મેળવ્યું રે, પણ તારૂં નથી કાંઇ,
સૌ સૌને ઠેકાણે રહેરે, નહી આવસે સાથે કોઇ; વદું કર જોડી૦
માટે સમજીને કરોરે, સંપ સ્નેહની વાત,
દુરગુણ તજી સદગુણ ગ્રહો રે, એમાં કાંઇ નથી વસાત; વદું કર જોડી૦
આપણા જેવાં સૌને કરો રે, એમાં છે દયાનું કામ,
દુઃખી જીવ છોડાવીએ રે, તેમાં છે ધર્મનું નામ; વદું કર જોડી૦
સદગુણ ભક્તીથી મને રે, ઉપજ્યો મન વેરાગ,
સંસારમાં શું સાર છે રે, એ આખરે ધુંવાં આગ. વદું કર જોડી૦

સૌ૦ ચંદનગોરી.

# रमणी-रत्नमाला.

## શાહેનશાહબાનુ ઝરીના કેથેરાઇન.

સ્કરંસ્કી નામનો એક દયાળુ પાદરી પોતાની બ્હેનને મળી મોડીરાતે જંગલમાં થઇને પોતાના મઠ તરફ આવતો હતો. રા ની હતી એટલે બરફ વરસતો હતો, અને ઠંડી ઘણીજ પડતી હતી. થોડુંક ચાલ્યા પછી તેણે એક બાળકના રડવાનો અવાજ સાંભળ્યો. પણ તેને લાગ્યું કે પવનના સુસવાટામાં કદાચ તે ખોટા ભણકારો હોય; એટલે તે આગળ ચાલ્યો. થોડું ચાલ્યા પછી તેનો વફાદાર ઘોડો અટકીને ઊભો. તે આગળ ચાલેજ નહી. એટલે પોતે નીચે ઉતર્યો ને જોયું તો ઘોડાના પગ પાસેના બરફ ઉપર કંઇક હાલતું જણાયું. તેણે તે હાથમાં લીધું તો જણાયું કે એક નાનાં બચ્ચાંને સારી રીતે કપડાંમાં વીંટાળેલું હતું. તેણે તે બાળકને વ્હાલથી છાતી સાથે ચાંપ્યું, ને ઘોડાપર સ્વાર થતાં મોટેથી પોકાર્યો કે-"ભૂખ, દરિદ્રતા કે બીજાં હરકોઇ કારણસર જે કોઇએ આ નિર્દોષ બાળકને તજ્યું હોય; તેઓ સાંભળજો કે પ્રભુનો એક ગરીબ સેવક, પ્રભુના પવિત્ર નામથી અહીં પ્રતિજ્ઞા લેછે કે, આ બચ્ચાંને મ્હારાં પોતાનાં બચ્ચાં માફક હું પાળીશ." પરંતુ તેના બોલવાનો કંઇ પ્રત્યુત્તર મળ્યો નહીં. તેણે પોતાનો ઘોડો આગળ ચલાવ્યો. મઠમાં આવીને પોતાની મોટી દાસી ફ્રેડરિકાને તે બાળક ભલામણ સાથે સોંપ્યું. ત્યાં તેને જણાયું કે ત ઘણીજ સૌંદર્યવાન બાળકી હતી. પછી તે પોતાની સુવાની ઓરડીમાં ગયો, અને એક પરોપકારી કાર્યના સંતોષે શાંત ને મીઠી ઊંઘ લીધી.

આ નાની બાળાનું નામ તેણે કેથેરાઇન રાખ્યું ને તેના શિક્ષણ માટે સારી વ્યવસ્થા કરી. નાનપણથીજ તે હુંશીયાર, પ્રમાણીક, ચંચળ, ઉદ્યોગી, અને પોતાના પાળક પિતાની આજ્ઞા પાળી તેને રાજી રાખતી નીવડી.

એક વખત તે પાદરીની બ્હેન એલીશા બીમાર હોવાથી કોઇકને તેની મદદમાં મોકલવાનો પાદરીને વિચાર થયો. નાની કેથેરાઇન ઘણી ખુશીથી પોતાના પાળક પિતાની વૃત્તિને અનુસરીને બ્હેન એલીશા પાસે જવાને તૈયાર થઇ. તેઓ રસ્તે પડયાં. થોડેક સુધી પાદરી તેને વળાવા ગયો, જે જગ્યાએથી કેથેરાઇન મળી આવી હતી, તે જગ્યા પાદરીએ તેને બતાવી. કેથેરાઇન તરતજ નમીને બોલી—તમે મ્હને અનાથને મરતી બચાવીને દરેક રીતની સંભાળ લઇ ઉછેરી, તેના આભારની લાગણીમાં આપને આશીરવાદ દઉછું. અને ફરી ફરીને આભાર માનુંછું." પાદરીએ તેને ઉઠાડવા માટે સ્નેહથી તેનો હાથ પકડયો ને વૃદ્ધાવસ્થાના મૃદુતા સાદે વાત્સલ્ય ભાવે બોલ્યો;-"મ્હારા બચ્ચા, ઊભી થા. આભારની લાગણી બતાવવાને હજી તું ઘણીજ નાની છે. તારી જીંદગી માટે તારે ખરો આભાર પ્રભુનોજ માનવો જોઇએ. છતાં મ્હને રાજી રાખવાની ત્હારી અંતીમ ઇચ્છા હોય તો મ્હારાં વચન સાંભળી તે હમેશાં સ્મરણમાં રાખજે, કે તારી સ્થીતિ કદાચ ભવિષ્યમાં સારી થાય તો હમેશાં દયાળુ રહેજે; અને કદી પણ ભૂલીશ નહિ કે કેથેરાઇન એક નાની તજાયલી અનાથ બાળકી હતી. અને મદદને અભાવે બે કલાકમાંજ તેનું મૃત્યુ થાત. મ્હારા જેવા એક ગરીબ સાધુની શીખામણ યાદ રાખી હમેશાં જીગરે સાચી, સાબુત મનની રહેજે,

તેમજ નેક બોલજે, નેક વિચારજે, અને નેક કામ કરજે. મ્હારી વ્હાલી દીકરી, તારી ફરજ બજાવવામાં સુસ્ત રહેજે." પાદરીએ બન્ને હાથ તેના માથાપર મૂકી અંતઃકરણથી આશીષ દીધી. અને લાગણીથી સજળ નેત્રે કેથેરાઇન પાદરીથી જુદી પડી.

એલીશા બ્હેનને ત્યાં તેણે એક દીવસ તોપોના ભયંકર અવાજો સાંભળ્યા તેથી તે ચીંતામાં પડી. એટલામાં એલીશાએ ત્યાં આવી તેને જણાવ્યું કે "દેશપર રૂશીયન લોકોએ હલ્લો કર્યો છે." આ ખબર સાંભળી તેને પોતાના પાળક પિતા પાદરી સ્કર્સ્કી માટે ઘણીજ ચિંતા થવા લાગી. એટલામાં પાદરી પાસેથી કાગળ લેઇ એક ઘોડેસવાર આવ્યો. તેના કાગળમાં સમાચાર હતા કે "મેરીઅનબર્ગન શહેરને રૂશીયન લોકોએ ઘેરી લીધું છે. માટે કેથેરાઇનને સંભાળપૂર્વક હમણાં ત્યાંજ રાખવી" કેથેરાઇને કહ્યું "નહિ. હું મ્હારા પાળક પિતા પાસે ત્યાં જઇશ." એલીશાએ કહ્યુ–નાની છોડી! રૂશીયનો અતિ ક્રુર છે. તું ત્યાં પહોંચીશ એટલામાં તો ત્યાંના દરેક રહેવાશીઓ માર્યા ગયા હશે અથવા તો કેદી બન્યાં હશે." કેથેરાઇને દ્રઢતાથી ઉત્તર વાળ્યો કે, "તો તેઓની સાથે હું પણ કેદ પકડાઇશ કે મરીશ; પણ જઇશિ." એટલું બોલતાંજ તે વિજળીની ત્વરાએ ઘોડાપર સ્વાર થઇ, ને ઘોડો મારી મુક્યો. એલીશા કંઇ પણ કહે તે વહેલાં તો તે ઘણે દૂર પહોંચી ગઇ.

તેજ દીવસે સાંજરે તે થાકેલા ઘોડા સાથે મેરીઅનબર્ગનના દરવાજા પાસે તે આવી પહોંચી. તેણે નીડરતાથી દરવાજામાં પ્રવેશ કર્યો કે તરતજ એક તરૂણ સોલજરે (સિપાઇએ) તેના ઘોડાની લગામ પકડીને પૂછ્યું કે "ક્યાં જાય છે?"–"ગામમાં," કેથેરાઇને ઉત્તર વાળ્યો. પછી ગામમાં ન જવા દેવા માટે તે સોલજરે કેટલીક રકઝક કરીને છેલ્લે ધમકીથી કહ્યું", જો ગામમાં જશે તો અમારી કેદી બનશે. " કેથેરાઇને કહ્યું, "ગમે તેમ કરીનેમ્હારે મ્હારા પાળક પિતાને મળવુંજ જોઇએ."

સોલજર—તે કેદી થયો હશે તો ?"

કેથેરાઇન—હું કેદી થઇશ.

સોલજર—તે માર્યો ગયો હશે તો ?

કેથેરાઇન—મ્હેં તમને કહ્યું કે હું તેના દુઃખમાં ભાગ લઇશ."

જુવાન સોલજરે તુરતજ તેના ઘોડાની લગામ છોડી દીધીને બોલ્યો—જા છોકરા ! પ્રભુ તારો મદદગાર બનો.

તે થોડે દૂર ગઇ કે "એ કોણ જાય છે?" એ સવાલ પૂછાયો. પણ તેનો તરત જવાબ ન આપવાથી તેના પર ગોળી છૂટી, અને તેના કાન પાસેથી પસાર થઇ ગઇ. હવે રાઇને લગામ ખેંચીને ઘોડો ઉભો રાખ્યો. લશ્કરના એક અમલદારે કહ્યું—તું શહેરની માં આવી છો, માટે અમારી કેદી છો. હવે તું ઝાર મહાન પીટરની મતા છો. ઘોડાપરથી રી અમારી સાથે ચાલ." કેથેરાઇનની કાળીને સુન્દર આંખોમાંથી ગુસ્સાનાં કિરણો યાં. તે બોલી–"હું તમારી કેદી છું. મ્હને શહેરમાં લઈ જાઓ. ત્યાં હું મ્હારા પિતાને વા માગુંછું." ત્યાંથી તેને લશ્કરના જનરલ પાસે લઇ જતા હતા. તેવામાં સાધુની દાસી રિકાને રડતી જોઇ. તેની પાસેથી જાણ્યું, કે પાદરી સ્કર્સ્કીને મારી નાખવામાં આવ્યે જનરલ (સરદાર) પાસે જઇ તેણે કહ્યું કે–જનરલ, હું આપની કેદીછું; પણ મ્હને મદે-

રબાની કરી માત્ર એકજ દીવસની મુદત આપો. મ્હારો પાળક પિતા મુડદાંઓના ઢગલામાં પડયો છે, તેને હું દફનાવવા માગું છું. અરે! તે કેવો ભલો હતો!" તેની આંખમાંથી આંસુ સરવા લાગ્યાં. જેનરલ—"પણ એ બ્હાને તું નાશી જાય નહિ તેની શી ખાત્રી?" એટલામાં પેલો જે તરૂણ સોલજર તેને પહેલીજ વખત મળ્યો હતો તે સાં આવી પહોંચ્યો. કેથેરાઇન કંઇક મગરૂરીથી બોલી—"તેની ખાત્રી? મ્હારૂં સાચું એક વચન. આવતી કાલે આ વખતે હું આપની પાસે હાજર થઇશ." તરૂણ સોલજરની સામે જોઇ જેનરલ તરત બોલ્યો—જા છોકરી, જા. પણ યાદ રાખજે કે તું અમારી કેદી છે." તરતજ કેથેરાઇન ફ્રેડરિકા સાથે મુડદાંના ઢગલામાં જઇ પાદરીની લાસ શોધવા લાગી. રાત થઇ ગઇ હોવાથી અંધારૂં થયું હતું. તે શોધી શોધીને થાકી પણ ન મળવાથી નિરાશ થઇ રોઇ પડી. એવામાં કોઇનાં પગલાં સાંભળી તે ચમકી. અને અવાજ આવ્યો, "ઉભી રહે છોડી, હું બત્તી ને બીજી મદદ લાવું છું." અને ઘણી થોડી વારમાંજ પેલો તરૂણ સોલજર ચાર માણસો, ખાટલી ને બત્તી લઇ આવી પહોંચ્યો; અને લાસ શોધવામાં મદદ કરી, છતાં લાસ નજ મળી. આથી દીલગીર થઇને તે નાની કેથેરાઇન ફરીથી રોઇ પડી. ફ્રેડરિકાએ કહ્યું–ચાલ કાલે આવીને શોધીશું." કેથેરાઇને કહ્યું–તેમ નહિ બને. બાઇ, કાલે તો મ્હે કેદી થવાને વચન દીધું છે. પણ મ્હને મદદ કરો." તરૂણ સોલજરે કહ્યું-છોડી, તું ઘેર જા. તારી ખાતર તારા પાળકપિતાની લાસ શોધી ઘટતી ક્રિયા સાથે હુ તે દફનાવીશ, "તે બોલી–આભાર થયો, સાહેબ! ઘણો આભાર થયો. તમારી મદદને માટે ફરી ફરીને આભાર માનું છું. પણ મ્હારા વ્હાલા પિતાને, જીવતો નહિ તો, મૂવો પણ હું એક વખત જોવા માગું છું." પાદરીના હાથમાં ગોળી વાગવાથી તે બેશુદ્ધ થઇ મુડદાંના ઢગલામાં પડયો હતો, તે શુદ્ધિમાં આવી બબડવા લાગ્યો,–"મ્હારી ગરીબ બેટી કેથેરાઇન!" આ સાંભળી તે ઘણી ખુશી થઇ. ને પાદરીને ઘેર લઇ જવામાં આવ્યો, તથા ડૉકટરની મદદ લઇ મલમપટો કરવામાં આવ્યો.

બીજે દહાડે સવારમાં કેથેરાઇન બહાર જવાનાં કપડાં પહેરી પાદરીના ઓરડામાં આવી. તેણે સર્વ વાત પાદરીને કહી; ને છેલ્લે ગળગળે અવાજે બોલી-પિતાજી! આજે આપણે છેલ્લાંજ મળીએ છીએ. મ્હેં જેનરલને કેદી થવાનું વચન આપ્યું છે. પાદરીએ અતિ દીલગીરી સાથે હિમ્મતને શીખામણના બોલો કહી, અંતઃકરણની આશીષ સાથે તેને રજા આપી.

કેથેરાઇન જનરલના તંબુ પાસે આવી. ત્યાં પેલો તરૂણ સોલજર ઉભો હતો. આ એકવચની બાલીકાને જોઇ તે ઘણોજ આશ્ચર્ય પામ્યો. જનરલ બોલ્યો–તું આવી પહોંચી, છોકરી! હું ધારતો હતો કે હવે તું કદીએ તારૂં મોહું બતાવીશ નહિ. કેથેરાઇન અજાયબીથી, બાળક જેવી નિર્દોષ સાદાઇથી બોલી–"એમ કેમ બની શકે? હાજર થવાને શું મ્હેં વચન ન્હોતું આપ્યું?" "આજથી તું અમારી દાસી છે. નાસ્તાનું ટેબલ તૈયાર કર." જનરલે હુકમ કર્યો. કેથેરાઇને ચપળાઇથી નાસ્તાની તૈયારી કરી અને જનરલને જમવા બોલાવ્યો. પેલા તરૂણ સોલજરે પણ નાસ્તામાં ભાગ લીધો. નાસ્તો લેતાં જનરલે પુછ્યું. તારી ઉમર કેટલી છે?" કેથેરાઇન બોલી–"તેર વર્ષ". પેલો તરૂણ વચમાંજ બોલી ઉઠયો–"પણ પચાસ વર્ષના માણસ જેવું તેનું હૈયું ને મગજ છે, અને જુવાન સિપાઇ જેવી તેનામાં હિમ્મત છે. જનરલ! આવી હિમ્મત ને બહાદુરી સાથે તેને લડાઇના મેદાનમાં જોવાની મ્હને અભિલાષા થાય છે. તું બીતી નથી, છોકરી? મડદાંથી કે દુસ્મનની ગો-

બીથી ? કશાથીએ ડરતી નથી ?" કેથેરાઇને દૃઢ અવાજે ઉત્તર દીધો-" જરાએ નહિ. આવે સમયે બીક શું ? તે હું સમજતીજ નથી." આ હિમ્મતભર્યા ઉત્તરથી તે યુવાનને જનરલ બન્ને અચંબો પામ્યા. તરૂણે હસતાંજ કહ્યું-જેનરલ ! આ કેદીને તમે વેચો તો હું ખરીદ કરૂં. " અને આપ તેને શું કરશો ?" નવાઇથી જનરલે પૂછ્યું. તરૂણે વગર વિલંબે ઉત્તર દીધો-એ બહાદુર બાળા એક સોલજરની પત્ની થવાને લાયક છે. કેમ છોડી, તેં શું ધાર્યું ?-શાબાશ ! શાબાશ ! કેથેરાઇન ! હવે તું મ્હારીજ છે. ખાત્રીથી તું મ્હારી પત્નિ બનશે. જનરલ ! તે બહાદુર, સદ્ગુણી, દૃઢ મનની, ફરજ બજાવનારી, ને વચન પાળનારી છે. અને વયના પરિપક્વપણા સાથે તેના સઘળા સદ્ગુણ વધારે પ્રકાશી નીકળશે. તે દરેક રીતે લાયક છે. ચાલ, કેથેરાઇન ચાલ." કેથેરાઇને અર્થસુચક દૃષ્ટીએ જનરલ સામે જોયું. કારણ કે તે જનરલની કેદી હતી. જનરલે હસીને કહ્યું—જાઓ, કેથેરાઇન જાઓ. એ શુરા યુવાનની ઇચ્છાનો અનાદર કરવાની શક્તિ કોઇની પણ નથી. તરૂણ હસ્યો ને કેથેરાઇનને લેઈ તંબુ બહાર નીકળ્યો.

છાવણીમાં ધીમે ધીમે તેઓ ચાલતાં હતાં. સામા મળતા દરેક જણ તે સોલજરને માન આપતાં હતાં. એક દબદબાભર્યા તંબુ પાસે તે સોલજર ઉભો રહ્યો ને બોલ્યો આ તંબુ રશીયાના ઝાર (શહેનશાહ)નો છે. અહીં ઉભી રહેજે. તરૂણ તંબુમાં ગયો. થોડીજ વારમાં એક જણે આવીને કહ્યું-આપને નામદાર ઝાર મહાન પીટર મળવા માગે છે". આવનાર માણસ સાથે કેથેરાઇન તંબુમાં ગઇ. પોતાની અતિ અજાયબી વચ્ચે સર્વ રૂશીયાના ઝાર તરીકે પેલા તરૂણ સોલજરને ઓળખાવતા હતા; ને જે તેને પરણવાને કબુલ થયો હતો તે તેજ હતો. તે પોતાના ભવ્ય સિંહાસન પરથી ઉઠતાં ખુશાલીથી બોલ્યો—નાની કેથેરાઇન ! જેમ એક સોલજર દાખલ મ્હેં તને કબુલત આપી હતી, તેમજ હમણાં પણ કબુલ થાઉં છું કે તને મ્હારી પત્ની બનાવીશ. તરૂણનો ચહેરો આનંદથી પ્રકાશવા લાગ્યો. કેથેરાઇનનો હાથ પ્રેમથી પોતાના હાથમાં લઈ પોતાના અમીર ઉમરાવોને રશીયાની ભવિષ્યની શહેનશાહબાનુ તરીકે તેને ઓળખાવી.

યોગ્ય વયે કેથેરાઇનનાં લગ્ન ઝાર સાથે થયાં અને ઝારે તેને મોસ્કો શહેરના સુન્દર મહેલમાં રાખી. તેને પેટે 'એન' અને 'ઇલીઝાબેથ' નો જન્મ થયો.

જ્યારે રશીયાના શહેનશાહ ઝાર પીટરે તુરકીઓ સાથે લડાઇ જોડી, ત્યારે રશીયનો ખોરાકી વિના દુખી થવા લાગ્યા. તે વખતે યુક્તિથી શહેનશાહબાનુ કેથેરાઇને તેઓને બચાવ્યા. તેથી ખુશી થઇ ઝારે તેને પોતાની ગાદીની ભાગીયણ તરીકે જાહેર કરી મોટું માન આપ્યું. પતિના અવસાન પછી થોડો વખત તેણે રાજ્યકારભાર ચલાવ્યો. અને આશરે ઇ. સ. ૧૭૨૭–૨૮ માં ૩૮ વર્ષની વયે તેનો કાળ થયો. બ્હેન ૨—.

---

**બાળકેળવણી કેવી રીતે આપવી ?**—'કુમળું ઝાડ જેમ નમાવીએ તેમ નમે,' તેમ કુમળા મગજમાં જેવા શિક્ષણનું બીજ રોપીએ તેવું રોપાય. માતાએ પોતે જેમ બને તેમ પોતાના બાળકમાં નીતિ, સદ્ગુણ, વિવેક, હસમુખો સ્વભાવ દાખલ થવા પામે એવી રીતે વર્તવું. બાળકની આગળ તેલે માન આપનારી, બોધદાયક, રાજ્યભક્તિની, નીતિની, મોટા મોટા પુરૂષોના જન્મ વૃત્તાંતની વાર્તાઓ કહી તેઓનું મન રંજન કરવું પણ તેની સાથે બળિયલ, કુંજરાસ્વભાવથી વર્તવું નહીં; બાળકને આનંદમાં રાખવાથી તેઓનાં શરીર પુષ્ટ થઈ સુખી થાય છે.

અ. સૌ. મંગળાગૌરી સેતલવાડ

# गृह-धर्म.

## લગ્ન ભેટ.

पत्नीं मनोरमां देहि मनोवृत्तानुसारिणीं
तारिणीं दुर्गसंसार-सागरस्य कुलोद्भवाम्
सप्तशती ।

બન્ધુઓ અને બ્હેનો !

"પરણવું એ પ્રભુતામાં પગલાં પાડવાં" એમ એક કવિનું કહેવું છે અને આપણો લગ્ન વિધિ, લગ્નનો ઉદ્દેશ જોતાં એ વાક્ય સત્ય લાગે છે. પરન્તુ લગ્ન વિધિ ગમે તેટલો ગંભીર અને પવિત્ર હોય, લગ્નના ઉદ્દેશ ગમે તેટલા ઉન્નત હોય, પણ જ્યાં સુધી ઉપરના શ્લોકમાં ભગવદ્ ભક્ત માગે છે તેમ પત્ની "મનોરમા" ન હોય, "મનની વૃત્તિ સમજનારી" ન હોય, ને "અગાધ સંસાર સાગર તરાવી જનાર હોડી" ન હોય, ત્યાં સુધી એ લગ્ન પ્રભુતામાં પગલાં માંડ્યાં ન કહેવાય. પ્રભુતા માટે પત્નીમાં ઉન્નત ગુણો લાવવા જોઇએ. આપણા દેશમાં સ્ત્રીઓ ગૃહદેવીઓ મનાય છે. તો તે દૈવી ગુણનો વિકાસ કરાવવો, એ પુરુષોના હાથમાં છે અને પુરુષોનું કર્તવ્યછે. આ ગુણોનો વિકાસ થતાં, લગ્નની પવિત્રતા-ગંભીરતા સ્હમજાતાં, ગુલામડીઓ મનાતી આપણી સ્ત્રીઓ ગૃહદેવીઓ થશે, પ્રત્યેક ગૃહ મંદિરરૂપ બની જશે, અને આ મંદિરમાંથી ગવાતાં કીર્તનો-પ્રભુ પ્રેમનાં સ્તોત્રો-શાન્તિ પાઠો જગતનો ઉદ્ધાર કરશે.

લગ્નનું આ રહસ્ય આપણામાંથી કેટલાં સમજે છે?-સમજે છે તેમાંથી તે પ્રમાણે કેટલાં વર્તે છે?

બંધુઓ અને બ્હેનો! તમારા પુત્ર કે પુત્રીનાં લગ્ન કરો તે પહેલાં એટલું વિચારજો કે આપણી પુત્રવધૂ કે આપણી પુત્રી "**मनोरमा, मनोवृत्तानुसारिणी, संसार सागरनी तारिणी** અને **कुलोद्भवा**" છે કે કેમ? જો આટલું હશે તોજ લગ્નનો આનન્દ ચિરસ્થાયી રહેશે. નહિ તો વિશિષ્ટ નવલકથાકાર "થેકરે" ( Thackerey ) કહે છે કે "God of honeymoon is God no more"-લગ્નની પ્રભુતા, લગ્નનો પ્રેમ લગ્ન થયા પછી રહેતો નથી, એમ થશે.

પુત્રીને યોગ્ય "પત્ની" કે "માતા" બનાવવી એ માનું કામ છે. અને પતિ ધારે તો પત્ની "માતા" થાય તે પહેલાંજ એના મગજમાં ઉચ્ચ સંસ્કાર લાવી શકે એમ છે. આપણામાંથી ઘણા યુવાનો માને છે કે "એ ફરજ એકલાં માબાપની છે, અમે એને શી રીતે જીવનમિત્ર બનાવી શકીએ? આપણને એ સુખ મળ્યું નથી અને મળવાનું નથી." એમ બબડી નીરાશ થઇ પત્ની તરફ બેદરકાર રહે છે. આનું પરિણામ એ આવે છે કે તેઓ પોતાનું જીવન તો બગાડે છે એટલુંજ નહિ પણ પોતાના થનાર જમાઇનાં જીવન પણ અજાણપણે બગાડે છે. માટે બંધુઓ અને બ્હેનો! લગ્ન જેવા શુભ પ્રસંગે જાગ્રત થાવ! આવા પ્રસંગ ફરી ફરીને આવતા નથી. નિરાશ ન થાવ. કન્યાશાળામાં પુત્રી, પુત્રવધૂ કે પત્નીને ન મોકલાય, અને ત્યાં ધાર્યાં ફળ ન આવે, એમ હોય તો

તેમને માટે "વનિતા વિશ્રામ" ની સંસ્થા તૈયાર છે. આ સંસ્થાને લાભ લેતી સ્ત્રીઓમાં પુત્રી, પત્ની, કે માતા તરીકેના સદ્‌ગુણો ખીલવી, તેમને સેવિકા બનાવી, તેમની દ્વારા અન્ય બ્હેનોનાં જીવન સરળ અને ઉન્નત બનાવવા પ્રયત્ન થાય છે. કેળવણી તો માતા-નીજ, એટલે સ્ત્રીઓનીજ. સ્ત્રીઓ જે જગતની ભવિષ્યની પ્રજાની માતા રૂપ છે તેઓજ સેવાનું કામ કરી શકે એમ છે, અને તેમનેજ માટે 'વિનતા વિશ્રામ' છે.

**વનિતા વિશ્રામ**ના શિક્ષણ મંદિર, કાર્યશાળા, વગેરેનો જેટલે દરજ્જે વધારે લાભ લેવાશે તેટલે દરજ્જે સ્ત્રીઓની ઉન્નતિ થશે. અને ત્યારેજ તેમની પુત્રીઓ "મનોરમા" અને "તારિણી" થશે. લગ્નનાં ખરાં સુખો આવી સ્ત્રીઓ થશે ત્યારેજ આવશે અને એ મળશે ત્યારેજઃ—

"સ્નેહ અને શ્રી કુસુમણી શય્યા વિષે,
"સુખથી સુતાં સ્વપ્ન અલૌકિક આવશે."

બંધુઓ અને બ્હેનો! સ્ત્રી જાતિની ઉન્નતિમાં યથાશક્તિ યત્ન કરનાર **વનિતા વિશ્રામ**'ની સંસ્થાને લગ્ન જેવા શુભ પ્રસંગે સહાય આપવા કહેવું પડે એ તમારે વિષે હલકો અભિપ્રાય લાવવા જેવું છે. એકના એક પુત્રના લગ્ન નિમિત્તે વરઘોડામાં, ન્યાત જમાડવામાં, પાર્ટિઓ કરવામાં, મિજલસોમાં, દાન આપવામાં, તેમજ એક ઘડીના આનન્દ માટે કપડાં લુગડામાં, કાંકરાની માફક પૈસા ખરચી નાંખો છો; તો આ સંસ્થા જેમાં "**સ્ત્રી જાતિની સ્થિતિ સુધારવા યત્ કિંચિત પ્રયાસ થાય છે અને તે પણ પ્રભુ પ્રીત્યર્થ કરવામાં** આવે છે,"—તેની સંસ્થામાં કંઇ ભેટ આપવી, એ સ્વાર્થની સાથે પરમાર્થ સાધવા બરાબર છે. આડે દિવસે પાઇ ખરચતાં વિચાર પડે એ સ્વાભાવિક છે; પરન્તુ લગ્નના આનન્દના દિવસોમાં સામાન્ય રીતે ખરચ સામે જોવાતું નથી તો આ પ્રસંગે વધારે નહિ તો **યથાશક્તિ** જે રકમ આપશો તે **વનિતા વિશ્રામ** સ્વીકારશે.

નવવિવાહિત બન્ધુઓ અને બ્હેનો! તમે લગ્નની પ્રતિજ્ઞા લો છો, તે ભેગી આ પણ પ્રતિજ્ઞા લો કે "અન્ય બન્ધુઓ અને બ્હેનોની સેવા કરવા, તેમનાં જીવન ઉન્નત કરવા, અમે ધન અથવા સમયનો ભોગ આપીશું." આ પ્રતિજ્ઞા લેતાંની સાથેજ તમારા અંતર આત્મામાંથી સ્વર નીકળશે કેઃ—

"પુત્રી પ્રીતિ-મધુરી થા, મિઠી બ્હેની વ્હાલી!
"પત્ની પવિત્ર મૃદુ ને સુખદા રસાળી;
"થા પુણ્યશાળી જનની ઉરજ્યોતિધારી,
"ને દૃષ્ટિ, હાસ્ય સ્વર ગુંથની, બ્હેની મ્હારી!"

"વનિતા વિશ્રામ" તરફથી "વનિતા વિજ્ઞાન" નામનું માસિક કાઢવામાં આવે છે. જેમાં ફક્ત સ્ત્રીઓનાજ લેખ આવે છે, તે સ્ત્રી ઉપયોગી છે.

"વનિતા વિશ્રામ" સંબંધી સર્વ માહિતી, ભેટ, વગેરે માટે "**વ્યવસ્થાપક, વનિતા વિશ્રામ, નાગર ફળીઉં, સુરત**"—એ સરનામે પત્ર વ્યવહાર કરવો.*

શિવગૌરી ગજ્જર.

* અમદાવાદમાં પણ ખાડિયામાં વનિતા વિશ્રામ ચાલે છે.

## ધર્મ.

( અમદાવાદના વનિતા વિશ્રામમાં વાંચેલો નિબંધ )

હું અલ્પમતિ મારો વિષય લખતી વખતે પરમકૃપાળુ પરમાત્માને નમન કરૂં છું કે તે મને લખવાને, બોલવાને શક્તિવાન કરે. મારી સુજ્ઞ બ્હેનો સમક્ષ મારે આ વખત બોલવાનો પ્રસંગ આવ્યો છે, તો હું મારા અલ્પજ્ઞાન પ્રમાણે આપણી હાલમાં ચાલતી સ્થીતી ને તેમાં મુખ્યત્વે સ્ત્રીઓની સ્થીતીનું વર્ણન કરીશ; ને તેને શી રીતે સુધારવી તે પણ મારા અલ્પ અનુભવ પ્રમાણે કહીશ. અસ્તુ. જો તેમાં મારી અગાધ ભૂલો હશે તો પણ તે મારા વિદ્વાન બન્ધુઓ તથા સુજ્ઞ બ્હેનો તેમાંથી દોષનો ત્યાગ કરીને સારને ગ્રહણ કરશે, એવી મારી આશા છે.

બ્હેનો, પ્રથમ તો આપણો આ હિંદુસ્તાન દેશ જેમ ઘણો રસાળ, વનસ્પતી ઔષધી, અન્ન વસ્ત્ર, વિદ્યાકળા, કૌશલ્ય, રૂષીઓ મુનીઓ મહાત્માઓ, ઉત્તમ સતીઓ, અવતારી વીર પુરૂષોથી ભરપૂર હતો; તે તેમજ સોંઘવારી, સંપત્તિથી પણ ભરપૂર હતો. પાક વીગેરે પણ એટલું હતું કે માણસો પોતાનો નિર્વાહ ઘણી ટુંકી પૂંજીમાં કરી શકતા. અને મોજશોખને બદલે સાદાઇથી રહેવાની તથા ઘણો સંતોષ માનવાની આપણા જન સમુદાયમાં રીત હતી; તથા મહાત્માઓ ને રૂષીવર્યો હેના શાન્તિવાળા ને સંતોષી હતા કે ઇશ્વર તેમને ઘણુંજ આપતો, પણ જેમ વખત બદલાતો ગયો તેમ ગામની, દેશની, રાજ્યની ને પ્રજાની સ્થીતી બદલાતી બદલાતી ચાલી. ને જુદાં જુદાં રાજ્યોના અમલને લીધે જુદા જુદા રૂઢી રીવાજો પણ ઘુશી ગયા, તેમજ વર્ણ, નાતના ને જાતના પણ ભેદ પડતા ગયા; અને જુદા જુદા ધર્મ ગુરૂઓ ઉત્પન્ન થઇ દરેક પોતાની પાછળ પંથ ચલાવતા થયા. તેને લીધે હાલ આપણી તેમજ આપણા દેશની કેવી અધમ સ્થિતી થઈ છે કે તેનું વર્ણન માત્ર વિદ્વાનોજ કરી શકે. મારાથી નજ બને, તોપણ કુવામાંના દેડકાં જેમ ડ્રૂં-ડ્રૂં-શબ્દ કરે છે, તેમ આપણે કેવી સ્થીતીમાં છીયે તે વિશે આપણે વિચાર કરીએઃ તો ખબર પડશે કે આપણે જ્ઞાની નથી તેમ અજ્ઞાની પણ નથી, દ્રવ્યવાન નથી કે નથી ગરીબ,-આવી અર્ધદગ્ધ સ્થીતીમાં આપણે આવી પડયાં છીયે. દુષ્કાળ, રોગ, નિર્ધનતા, રાજા પ્રજા વચ્ચે, તેમજ ઘરકુટુંબ વચ્ચે કલેશ, ધર્મને નામે ધતીંગ ને તેમાં તણાતો જતો આપણો સ્ત્રીવર્ગ ને બીજી બાજુએ જોતાં પોતાને વિદ્વાન માનતો, તથા સુધારામાં ગણાતો સ્ત્રીવર્ગ કે જેમાં નાસ્તિકતા શિવાય કાંઈજ નથીઃ તે બધાંની ઉત્તરોત્તર અધમસ્થિતિ જણાય છે.

બ્હેનો, આપણો મૂળ દેશ વીશાળ છે તથાપિ ગરીબ છે, તેમાં ઘણા કરોડાધીપતી, લક્ષાધીપતી હશે, પણ દેશનો અડધો ભાગ ગરીબ છે,-તે એટલો ગરીબ કે જે માત્ર પોતાનું તથા પોતાના છોકરાનું પુરૂં એકાદ વખત દિવસમાં માંડ કરતો હશે. જેનો અનુભવ છપનીયા જેવા દુષ્કાળની વખતે ઘણાને થયો છે. ઘણા માણસો ઉદ્યોગ વગરના નકામા જેવા કે બાવા, જોગી વિગેરે, બીજાના ઉપર તાગડધીંગા કરનારા છે. તેમ શ્રીમાન તથા સાવ ગરીબ વર્ગની સ્થીતી એ જૂદા જૂદા પ્રકારની હોય છે. પણ કઢંગામાં કઢંગી સ્થીતી મધ્યમ વર્ગની છે. નથી તેમનાથી મહેનત મજુરી થતી, કે નથી ગાડી ઘોડે ફરાતું, કે નથી ભીખ મંગાતી; આપણા ગુજરાત તથા કાઠીઆવાડ વીગેરે દેશોમાં આવી મધ્યમ

સ્થીતિ ઘણાં કુટુંબોમાં જોવામાં આવે છે. ચારે પાસથી આપણે દબાતાં જઇએ છીએ. જુદા જુદા સમયમાં જ્યારે પાક વિગેરેની સુલભતા હતી, ત્યારે સ્ત્રીઓ તેમજ પુરૂષો ઉદ્યમી, સંતોષી ને સાદા હતા. હાલ દયાળુ ઇંગ્રેજ સરકારના રાજ્યમાં જેમ વિદ્યાજ્ઞાન વિગેરે કેળવણીનો સુધારો આવતો ગયો છે, તેમ દેશમાં તથા ઘરમાં ગરીબી અને મોંઘવારી ડોકીયાં કરી રહી છે છતાં દીવા પાછળ જેમ અંધારૂ તેમજ આપણામાં સ્વતંત્રતા ને ખોટા ડોળ તથા અતિ ખર્ચાળપણાના વિચારો પ્રબળ થયા છે. બાળથી વૃદ્ધ પર્યંત સમજે નહિ ને સરખો ભાગ લેવા જાય એ દશા થઇ છે. દેખાદેખી એટલું બધું ગાડરૂં હાલ્યું છે કે ન શેઠીયો જણાય કે ન ગરીબ જણાય. સર્વેને બી એ. ને એમ.એ. ડાકટર, સોલીસીટર, વિગેરે થવું, મોટા ગણાવું પણ પાસે કંઇ મળે નહિ! જ્ઞાન મેળવવામાં સ્ત્રી, પુરૂષ, ગરીબ તથા તવંગર સર્વને સરખો હક છે. પણ પોતાના ઘરની, કુટુંબની, શરીરની, મનની ને દ્રવ્યની સ્થીતિના પ્રમાણમાં વીચાર કરવાનો છે. ધારો કે એક જણ પોતાનું ઘર વેચીને એલ એલ.બી. થયો, ને ઘરમાં વાંસ ફરે; બૈરીને બુટ મોજાં ને રસોઇઓ જોઇએ ને પણે તો પતિને પૂરા પંદર પણ ન મળતા હોય; તો તેની શી દશા? અથવા ડાકટર કે વકીલ ઘણામાં ઘણા મહીને સો રૂપીયા પાડતો હોય ને વૃદ્ધ માતપીતા, નાના ભાઇ, પોતાની સ્ત્રી, તથા ત્રણ ચાર ભૂલકાં; અને સ્ત્રી પોતાને ડાકટરની કે વકીલની વહુ તરીકે મોટી ગણાવતી હોય;—તે બધાંનો મોટા શેઠીયાની બરોબર શી રીતે નિભાવ કરવો? ગરીબ બીચારા પુરૂષને સ્ત્રીઓ આવી પોતાની ખરી સ્થીતી જાણ્યા વિના બીજાની વાદે તણાતાં જતાં કાંતો દેવાદાર કરે છે અને કાં તો રોગી બનાવે છે. યુવાનો વિદ્યાભ્યાસમાં પોતાના શરીર તથા મનને એટલી નબળી સ્થીતિ ઉપર લાવી મૂકે છે કે તેમનાથી પોતાની વિદ્યાનું ભાગ્યેજ સાર્થક થઇ શકે છે. ઘણું ભણ્યા, પાસ થયા, કીર્તી મેળવી, પણ જોશો તો તેમની દશા પણ એજ. ન ભારે વેપાર કે નોકરી મળે. પૈસા ન મળે, ગ્રેજ્યુએટ થયા એટલે આબરૂ પ્રમાણે ભભકો રાખવો પડે, ઘરમાં બે ચાર છોકરાં ને સ્ત્રીનું પણ ભરણપોષણ કરવું પડે. ઉપરાંત વળી વ્યવહારીક જ્ઞાનમાં ખામી! મોંઘવારીને લીધે એકના ચાર ખરચ કરવા પડે. તેથી તે બીચારાના મનની સ્થીતી નબળી પડે. જો મનની અસર શરીર પર થાય તો પરીણામ ક્ષય આદી રોગમાંજ આવે. પોતે વિદ્વાન એટલે અનુભવી વૃદ્ધોની સલાહ કામ આવે નહિ! પરમેશ્વર ઉપર કે ધર્મ ઉપર તેમને શ્રદ્ધા નહિ, એ પણ ઘણું શોચનીય છે. હું પણ કહું છું કે ધર્મ ઉપર શ્રદ્ધા શી રીતે રહે! આપણા ધર્મગુરૂઓ અને આચાર્યોની એવી શોચનીય દશા છે કે મારા જેવાએ તે વિષય બોલવોજ ન જોઇએ. આપણે જોઈ શકીશું કે એક નાના ગામમાં પણ ઉદર નિર્વાહને સારૂ વૈષ્ણવ મંદીરને બાવા જોગીની ભીખ છે. બીચારાં મધ્યમ થીતીનાં માણસો પોતાનું તથા પોતાના કુટુંબનું માંડ પોષણ કરતાં હોય ત્યાં તો ધર્મગુરૂ પધારે છે. પધરામણી કરો, ભીક્ષા કરાવો, કર આપો, શ્રીનાથજીની ભેટ, શ્રી રણછોડજીનો લાગો, માતાજીની ચુંદડી, અમુક ધર્માદા, અમુક ફંડ, નાગડાનું ઝુંડ, પંચનું ઉઘરાણું, શંકરનો કર, વિગેરેમાં તણાઇને આપવુંજ પડે. ન આપે [illegible] ર્મ બહાર ને નાત બહાર મૂકવામાં આવે. બીચારી પચાસ સાઠ વર્ષની ડોશીનું પોષણ કરનાર કોઇ ન હોય, સો શ્વાસ લઇને દશેર દાળનું દળતી હોય, ટકો કે ચ[illegible] પૈસા પેદા કરતી હોય, તેમાંથી પણ ધર્મગુરૂને તો કર આપવોજ પડે.

નીકર બીચારીના હાડકાં રખડે. તે પણ અંધશ્રદ્ધામાં મોક્ષ આપનાર ગુરૂઓને આપી પૂર્નજન્મથી છૂટવા ઇચ્છે! આવા ગરીબોના દ્રવ્યનો ગુરૂઓ લાડીવાડીમાં ને રાંધેલું અન્ન વેચવામાં ઉપયોગ કરે, તે થોડું શોચનીય છે? દરેક જગ્યાએ ધર્મની લડાઇ, ગોસ્વામી ને શંકરસ્વામી અને સ્વામીનારાયણ વેદની ... અને બ્હારની તકરારો કરે ને વિષ્ણુ તથા શંકરની પણ નીંદા થાય; ને તેનો લાભ લઇ મીશનરીઓ ઝુંડો ફેરવે ને ગરીબોને મદદ કરી દ્રવ્ય આપે ને ક્રિસ્ચ્યન કરે, તેમાં શી નવાઇ? મીથ્યા પાગલ ભાષણો કરવાં, ને કહેવું ઘણું પણ કરવું કંઇ નહિ, એવા સુધારકો ને સમાજીકો અમે દેશ સુધારીયે છીયે. એક પરમેશ્વરને એક માનીયે છીયે, એમ કહે છે પણ તેમાં યે તુત! પરમેશ્વર વસ્તુ શું છેને જ્યાં ધર્મગુરૂઓ તથા વિદ્વાનો પણ દર્શાવી શકતા નથી તો અજ્ઞાન સ્ત્રીવર્ગ શી રીતે જાણે? બ્રહ્મસમાજમાં બ્રાહ્મણો ના ઢોંગ ચાલે છે, ને પંથ ધર્મમાં ગુરૂનાં ધતીંગ ચાલે છે। રોગ વિગેરેમાં નિપજતા મરણને લીધે વિધવાઓ વધે જાય છે, બાળલગ્ન વધ્યાજ કરે છે, તો આપણે શી રીતે સુધરીશું? આપણા દેશની દ્રવ્ય તથા ધર્મ સંબંધી સ્થીતિ કંગાલ થતી ચાલી ને મોંઘવારી ને મરકીથી કુટુંબોનાં કુટુંબો પાયમાલ થઈ ગયાં! શેઠ સાહુકાર વર્ગ પણ સરકારના સ્વતંત્ર રાજ્યમાં સદા અને સ્વતંત્રતાની ધૂનના વેપારમાં દબાતો ચાલ્યો. અમુક ઇંગ્રેજે કંપની કહાડી તો દેશી દોશીઓ પણ કંપની કહાડે ને દોશી ભેગી ડોશી પણ સત્તામાં હોમાવા જાય, ને આપણી શોચનીય દશા થાય! ઘણા પોકાર, બંદોબસ્ત છતાં પણ દુર્વ્યસનનો સ્વતંત્ર ઉપયોગ થવા માંડયો. દારૂ દરેક ન્નાતીમાં ખપતો થયો, વીલાયત જાય તો વટલાય ને નાત પંગત ન આપે. પણ જો નાતના શેઠનો દીકરો દારૂ પીને નાતમાં પડે તો તેને ફેર આવ્યા કરી ભેગા જમે ને વાત માંડી વળાય! આવી રીતે જ્યાં પુરુષોમાં ઝપાટાબંધ ચાલે ત્યાં આપણો સ્ત્રીવર્ગ શી રીતે સુધરે? એક તરફ સુધારકો ને વિદ્વાનો સ્ત્રીઓને સુધારો કહે છે. બીજી તરફ લોકો સ્ત્રીઓ ભણવાથી બગડે એમ કહે છે. દરેક ઘરમાં ને કુટુંબમાં જુદી જુદી સ્થીતી અને મત છે. દેશની ગરીબ થતી સ્થીતી છે. શાળાના ઉપલક ભણતરથી બાલીકાઓ પોતાને સંપૂર્ણ માને છે. માતાઓ પોતેજ માતા તરીકેની ફરજ,જ્ઞાન, કે વિદ્યા ન જાણતી હોય તો પુત્રીને તે શી રીતે આપે? ધન વિના ધતીંગ સુઝે નહિ. તે પ્રમાણે પીતા પુત્રને દ્રવ્ય કમાવા સારૂજ ભણાવવામાં ફરજ સમજે, પણ પુત્રીને મા-બા શીખી એટલે થયું વધારે ભણીને કામ શું છે એમ કહેવું પડે! પીતા પણ શું કરે? મોંઘી કેળવણી માત્ર પુત્રનેજ આપી શકાય, તો પુત્રીની શી કીંમત? જો કે હાલના સમયમાં સ્ત્રી કેળવણી ઉપર લક્ષ અપાવવા માંડયું છે, ને વિદ્યાનો પ્રચાર વધતો જાય છે. પણ તે બધો અર્ધદગ્ધ જેવી અવસ્થામાં છે. સમાજો ને સ્કુલોની કેળવણી ઘર કેળવણીથી જુદી છે. આમાં બે વર્ગ પડી ગયા છે. કેટલીક કોમમાં સ્ત્રીઓ બી. એ. આદિ ડીગ્રી મેળવવા ભાગ્યવાન નીવડી છે, તો કેટલીક કોમમાં કેળવણીને નામે ટાઢ વાય છે. છોકરી કેળવણી લે પણ કેઈ વખતે? પાંચ વર્ષની થાય કે તેને સ્કુલમાં એવા અભીપ્રાયથી મૂકવામાં આવે કે ઘરમાં રંજાડતી મરે. જો માતાને પ્રથમ પ્રજામાં પુત્રી હોય તો તેનાં નાનાં ભાંડુને રાખવાનું પણ તેને માથે પડે. જો ઘર-આગળ-સ્કુલનું લેસન ગોખે કે એકાદ ગરબી લલકારે, તો વડીલો કહેશે કે છોકરી માણસને લવારો શો?-પારકે ઘેર જવું ... બ્હેનો, આપણે તેને દરેક જ્ઞાન આપી પારકા ઘરને લાયક કરવી કે વાતજ

કરી. પણ માત્ર આપણું મન બુદ્ધિ પ્હોંચે ત્યાં સુધી યત્ન કરી આપણે સુધરવું જોઇએ. સીતા, દ્રૌપદીની વાત માત્ર કરાય છે, તેમ ન થવું જોઇએ. તેમને પગલે ચાલવા આપણે યત્ન કરવો જોઇએ. આપણે યત્ન કરીશું તો ઇશ્વર સહાય કરશેજ, એવી મારી તે પ્રભુ પ્રત્યે શ્રદ્ધા છે. આગળ ઉપર હું આપણે શી રીતે સુધારવું અને પુત્રીઓને કેવા પ્રકારની કેળવણી જોઇએ, તે કોઇ પ્રસંગે મારી મતિ પ્રમાણે કહીશ.

કૃષ્ણાબ્હેન.

---

## બાળાઓનાં નિત્ય કર્મ.

**છોકરીઓએ પોતાનાં માબાપને ઘેર કવી રીતે વર્તવું!**—હમેશાં રાત્રીએ ૧૨ વાગતાં સુધ સ્હવારમાં સૂર્યોદય પહેલાં ઉઠી આખા દિવસમાં શુભ કાર્યો થાય અને અશુભ કાર્યોથી દૂર રહેવાય તે માટે ઇશ્વર સ્મરણ કરવું. પછી શૌચ વગેરે કરવું. માટીથી હાથ પગ ધોઈ સાફ કરી, તાજા લીંબડા અગર જંજેટા અથવા બાવળનું દાતણ કરવું. દાતણ કરતી વખતે દાંતને વગી મોં ધોઇ સાફ . ત્યાર પછી ચ્હેવાતા થંડા પાણીથી અથવા હુંફાળા પાણીથી નાહાવાની ટેવ રાખવી. નાહાતી વેળા એવો સંકલ્પ કરવો કે જેમ મ્હારો બહારનો મેલ સાફ કરૂં છું, તેજ પ્રમાણે અંતરનો મેલ પણ સાફ કરવાનો છે, તે કરવા હમેશાં તત્પર રહીશ અને તે પ્રમાણે વર્ત્તીશ. આ પ્રમાણે સર્વ મનુષ્ય પ્રાણીનું ભલું થાય એવા વિચાર કરવા.

નિર્મળ થયા પછી પોતાના ઘરમાં પ્રભુ પ્રાર્થનાનું (કે દેવસેવાનું) એકાન્ત ઠેકાણું હોય ત્યાં બેસી, સઘળાં મનુષ્ય પ્રાણીનું ભલું થવાના વિચાર કરી, પોતપોતાના સંપ્રદાય પ્રમાણે સંધ્યાવંદન અથવા ઇશ્વરસ્તુતિ આશરે અર્ધા કલાક સુધી કરવાનો અભ્યાસ રાખવો. અને તે વખતે બની શકે તો ધુપ-દીપ અને સુગંધીવાળાં પુષ્પોનો ઉપયોગ કરવો. પ્રભુ પ્રાર્થના સમયે ધ્યાનમાં રાખવાની અગત્ય છે કે મનના વિચાર બીજી કોઇ તરફ જવા દેવા નહિ અને અતિ અગત્ય સિવાય કોઇની સાથે નકામી વાત કરવી નહિં. એવી રીતે કર્યા પછી પોતાની શાળાના શિક્ષાગુરૂએ આપેલા પાઠો એક ચિત્તથી વાંચી લખી તૈયાર કરવા. ભણતાં ભણતાં વાતચિત કરવી નહિ. એવી રીતે પાઠ તૈયાર કર્યા પછી ઘરમાંનું જે કાંઇ કામ પોતાથી થઇ શકતું હોય તે ચિત્ત રાખી કરવાની ટેવ પાડવી. માબાપની આજ્ઞામાં નિરંતર રહી ત્હેમને રાજી રાખવા સદા પ્રયત્ન કરવા અને ભોજન ઇત્યાદિની સામગ્રી પોતે તૈયાર કરવાનો રિવાજ રાખવો.

ભોજન નિર્ગુણ એટલે ઘણું ખાટું, ખારૂં અને તીખું ખાવાની ટેવ પાડવી નહિ. અભક્ષ્ય વસ્તુ કોઇ દિવસ ખાવી નાહ. લસણ, કાંદા વગેરેનો ઉપયોગ જેમ બને તેમ થોડો કરવો. અને ખાસ ધ્યાનમાં રાખવું કે ચોખા, દાળ, ટલી વગેરે ખાવાથી મન અને શરીરમાં સુખી રહેવાય છે. નિરંતર મીઠાઇ, આદિ ભારે ખોરાક ખાવાથી તન અને મન બેઉ બગડે છે. જમતી વેળા મનને આનંદમાં રાખી વિચાર કરવો કે આ ભોજનથી મ્હારૂં બહારનું શરીર બળવાન થાઓ, મ્હારા અંતરના ઝીણા (સૂક્ષ્મ) શરીરને પણ બળ મળી, તેનું પોષણ થાઓ. મ્હારી ઇશ્વરમાં સદ્‌ભક્તિ રહી મ્હારા કલ્યાણ થવાને માર્ગે જવાને મન

યોગ્ય થાઓ. ભોજન ભૂખ કરતાં કાંઇક ઓછું કરવું. એટલે બે ભાગ ભોજનના અને એક ભાગ પાણીનો અને એક ભાગની ભૂખ રાખી ભોજન કરવું. કહેવાની મતલબ એ છે કે અકરાંતાની પેઠે જમવું નહિં. પણ મન સંતોષ પામે એટલુંજ જમવું. પાણી પણ તરસ પ્રમાણે પીવું, પણ વધારે પીવું નહિ; તેમ ઓછું પણ પીવું નહિં. ભોજન કરી રહ્યા પછી આશરે અર્ધો કલાક મનને આનંદમાં રાખી આમતેમ ફરવું. નિત્ય નિશાળે જવાની ટેવ રાખવી. રસ્તે જતાં નઠારાં છોકરાંની સોબત કરવી નહિં. તેમજ રસ્તામાં ગાળાગાળી અથવા રમતો થતી હોય તે જોવા ઉભાં રહેવું નહિં. પણ પાધરાં નિશાળે જવું. ત્યાં ગયા પછી પોતાના વિદ્યાગુરૂની આજ્ઞામાં રહેવું. શોરબકોર કરવો નહિં. પણ શિક્ષક જે શીખવે ત્હેમાં ચિત્ત રાખી ભણવામાં મન રાખવું. એવી રીતે વિદ્યાભ્યાસ કરવાથી મન નિર્મળ રહી વિદ્યા વહેલી આવડે છે. તથા પરીક્ષામાં પણ ફતેહમંદ થવાય છે. નિશાળેથી છૂટી ઘેર જતાં રસ્તામાં કાંઇપણ ખાવાની ટેવ પાડવી નહિ. પાધરા ઘેર જવું. સાંજનું હલકું ભોજન કરવું. બને તો કોઈ વડીલ ગુણવાન શિક્ષક અથવા ઘરના માણસ સાથે આશરે એક કલાક બહાર સ્વચ્છ હવામાં ફરવા જવું. ત્યાં પણ બીજા વિચારો ન કરતાં ઝાડ, પાન, ફળ, ફુલ, ઇત્યાદિ સૃષ્ટીસૌન્દર્ય,-કુદરતની રચના જોઇ જ્ઞાન મેળવવાની ટેવ પાડવી.

ઘેર આવ્યા પછી પોતાનાં ભાઇ બ્હેન તથા માતપીતા સાથે મીઠાં વચનોથી પૂર્વનાં સદ્‌ગુણી થઇ ગએલાં મૈત્રેયી, ગાર્ગી, તેમજ સીતામાતા, દમયંતી તથા સનાતનધર્મ સંપન્ન પાંડવો, રામ, નળ, ઇત્યાદિ મહાન પુરૂષોની કથા વાર્તા સાંભળવી; તથા કોઇ કોઇ વખતે સ્વર્ગસ્થ નારાયણ હેમચંદ્ર જેવા વિદ્વાન ગ્રંથકારોએ લખી પ્રકટ કરેલાં ધર્મ અને સુનીતિનાં પુસ્તકો વાંચવાં. નિશાળમાં શિક્ષકે બતાવેલા વિષયો અને પાઠ વાંચી ખરા કરવા. અને ત્યારબાદ રાતે આશરે દશ વાગ્યા પછી સાડાદશ થતા સુધીમાં સુવાની ટેવ રાખવી. જ્યાંસુધી વિદ્યાર્થીની અવસ્થા છે, ત્યાંસુધી કોચ-ખાટલા તથા નરમ પથારીમાં સુવાની ટેવ પાડવી નહિ.

**બાળકીઓનાં લગ્ન થયા પછી તરૂણ વયે સાસરામાં કેવી રીતે વર્તન રાખવું?**—માબાપોને ઘેરથી પાડેલી ટેવો આ વખતે ઘણીજ કામમાં આવે છે. કુમળા ઝાડને જેમ વાળીએ તેમ વળે છે, પણ મ્હોટું થયા પછી વાળવું કઠણ પડે છે; માટે ન્હાનપણથીજ સારી ટેવ પાડવા માટે ખાસ પ્રયત્ન કરવો. માબાપને ત્યાં પડેલી વખતી સારી ટેવો સાસરામાં ઉપયોગી થઇ પડે છે.

નિત્ય સ્હવારમાં સર્યોદય થતા પહેલાં ઉઠી શૌચ વગેરે કરી હાથ પગ માટી વડે સાફ ધોઇ નાંખી દાતણ કરી, રાત્રીનાં સઘળાં વાસણ માંજી સાફ કરવાં. પછી ઘરનાં સઘળાં માણસો માટે લોટા અજવાળી સાફ કરી પાણી સાથે દાતણ મૂકી આપવા. સૌ દાતણ કરે એટલામાં સઘળી પથારીઓ વાળી લઇ એક જગ્યાએ ગોઠવી દેવી અને આખા ઘરનો કચરો વાળી સાફ કરવો. ત્યારપછી સુલો સળગાવી પાણી ગરમ કરવું. અને પોતે નાહી રહ્યા પછી ઘરમાંનો બીજો સુલો સળગાવી રાંધવા માટે તૈયાર રાખવો. દેવસેવાનાં વાસણ માંજી ત્યાં પાછાં ગોઠવવાં. પછી દરેકને નાહાવાનું પાણી આપવું. સૌ નહાઈ રહ્યા એટલે સેવાની સામગ્રી જેવી કે ચંદન, પુષ્પ, ધુપ, દીપ વગેરે સઘળી તૈયાર કરી

આપવી, અને દાળ ચોખા વગેરે વીણી તૈયાર કરવાં. તથા શાક સમારવું તેમજ આદુ મરચાં, કોથમીર વગેરે વાટી તૈયાર કરવાં અને બીજું કોઇ વડીલ સાસુ અથવા નણંદ રસોઇ કરતું હોય તો ત્યાં ઉભાં રહી જોઇતી સઘળી ચીજો તૈયાર આપવી. પછી સર્વને માટે પાટલા તથા સ્વચ્છ પાણીના લોટા ભરી ગોઠવવા. ગરમીના દિવસોમાં પીવાનું પાણી ઠંડુ મળે એવી તજવીજ રાખવી. સર્વે પુરૂષો જમી રહ્યા પછી થાળી વાડકા માંજી સાફ કરી સ્ત્રીવર્ગને માટે જમવા બેસવાની ગોઠવણ કરવી અને પોતે પણ વડીલની આજ્ઞા લઇ જમવા બેસવું. આ વખતે માબાપને ઘેરથી જે યોગ્ય ચીજો ખાવાની ટેવ પડેલી હોય તેજ ખાવી. કદાચ બીજી ચીજો ખાવાંમાં પીરસી હોય તો તે નમનતાઇથી લેવા ના પાડવી. સર્વે જમી રહ્યા પછી વાસણો માંજી સાફ કરી તથા ચુલે અબોટ વગેરે દઇ ચોખ્ખું કરી વાસણો યોગ્ય રીતે ગોઠવી દેવાં. પુરૂષો ધંધાર્થે બહાર જવા તૈયાર થાય તે પહેલાં પાન વગેરે તૈયાર કરી આપવાં તથા યોગ્ય લુગડાં બદલવાનાં હોય તે આપવાં. છોકરાંઓને પણ કપડાં પહેરાવી તથા સ્લેટ, ચોપડી, વગેરે આપી નિશાળે મોકલવાં અને નિશાળમાં તેઓ વખતસર હાઝર થઇ જાય એ પ્રમાણે ઘરમાં રસોઇ તૈયાર કરી તેમને જમાડી મોકલવાની વ્યવસ્થા રાખવી. તેમ ન કરવાથી શાળામાં બાળકોને શિક્ષકોના ઠપકા સહન કરવા પડે છે.

સર્વેના ગયા પછી બાળાઓએ ઘરમાં શીવવાનું, ગુંથવાનું, ભરવાનું, વગેરે કાર્ય કરવું. પાંચ વાગતા લગભગમાં ઘરમાંથી કચરા પુંજા વાળી સાફ કરી દીવા વગેરેને માટે દીવેટો તૈયાર કરી અથવા ફાનસો સાફ કરી તેમાં યોગ્ય તેલ પુરી સારૂં અજવાળું પડે એવી રીતે ગોઠવવાં. પછી રાત્રીની રસોઈ માટે તૈયારી કરવી. અને પોતાનાં વડીલ સ્ત્રી અથવા પુરૂષો સાથે મહાન પુરૂષો અને સ્ત્રીઓ જેવાં કે પાંડવ, રામ, નળ તથા સીતા, દમયંતી, ગાર્ગી, વગેરેના દાખલાઓની, તથા કોઇ કોઇ પ્રસંગે પશ્ચિમનાં મહાન પુરૂષો તથા પરોપકારી વિદુષી બાઇઓ વગેરેના દાખલાઓની કથા વારતા કરવી; અથવા વિદ્વાન ગ્રંથકારોનાં સુનીતિ અને સદ્દધર્મનાં ઉપયોગી પુસ્તકો વાંચવાં. અને રાત્રે વાળુ કર્યા પછી સર્વેએ એકઠાં થઇ ઇશ્વરસ્તુતી કરવી. પછી રાત્રીનું ભોજન કરતા પહેલાં સર્વેને બેસવા માટે પાટલા તથા પીવાને માટે પાણીના લોટા તૈયાર કરવા. તેમજ સ્ત્રીઓને માટે પણ તૈયાર કરવા. સર્વે વાળુ કરી રહે કે પાછું છાણ અને મટોડા વડે રસોડું લીંપી સાફ કરવું. અને સર્વે માણસો માટે પથારીઓ તૈયાર કરવી. સર્વેના સુતા પછી પોતે સુઈ જવું. સુવા પહેલાં જે વિચાર કરવાની ટેવ પાડેલી છે તે છોડવી નહિં. સાસરામાં દરેકનું માન રાખી વર્તવું. પોતાનાં માબાપના ઘર કરતાં સાસરામાં વર્તવાની ઘણીજ સંભાળ રાખવી. નઠારી સ્ત્રીઓની સોબત કરવી નહિં. સાસુ સસરા અથવા નણંદ એઓને માટે કોઇ કંઇ આપણને કાંઇ ખોટું કહે તો તે સાંભળવું નહિ. હરકોઇ રીતે આપણું ઘર શાન્ત રહે અને લેશ પણ કજીઆ કંકાસ ન થાય એને માટે કાળજી રાખવી. જો કોઇ વડીલ માથે નહોય અને ઘર આપણેજ ચલાવવાનું હોય તો પોતાના સ્વામીની આવક જોઇ ખર્ચ કરવો. ઉડાઉપણે વર્તવું નહિં. પૈસાદારનાં સ્ત્રી છોકરાં જોઇ દુઃખ લાવવું નહિં; પણ પોતાની પાસે જે કાંઇ હોય ત્હેમાંજ સન્તોષ માની પોતાના પ્રિય પતિ તેમજ છોકરાંને સુખી રાખવા તત્પર રહેવું. લગ્ન જેવા પ્રસંગે પારકાં લુગડાં ઘરેણાં માંગી લાવી અથવા

બાડે લાવી પોતાને તથા છોકરાંને પહેરવાની ટેવ પાડવી નહિં. ઘરનો ખર્ચ કરકસરથી ચલાવી છોકરાંઓને નીતિની કેળવણી આપવામાં તથા પરોપકારમાં હમેશ લક્ષ રાખી તે પ્રમાણે વર્તવું.

છોકરીઓએ પોતાના પિતાને ત્યાં કેવી રીતે વર્તવું અને મ્હોટી વયે સાસરે ગયા પછી ત્યાં કેવું વર્તન રાખવું, એ વિષે સનાતન આર્યનીતિરીતિ પ્રમાણે સામાન્ય વર્ગને અનુકુળ પડે એવી રીતે ઉપર લખવામાં આવ્યું છે. પરન્તુ હાલમાં સમયાન્તર થવાને લીધે તથા બીજાં પણ કેટલાંએક કારણોથી કુટુમ્બોની ગૃહવ્યવસ્થામાં થોડોએક ફેરફાર થઇ ગએલો છે. તો ઘરનાં વડીલ સ્ત્રી પુરૂષના સ્વભાવ તથા રીતિને અનુસરી તેમની આજ્ઞા પ્રમાણે પોતાનું સદ્વર્તન રાખવા દરેક તરુણ બ્હેનને વિનતી કરવામાં આવે છે.

કુસુમકુમારી હીરાલાલ રાવળ.

---

## विद्या-कला.

### ગુંથણ કળા.

કાચનાં ધોળાં બે હજાર મોતીના છડા લેવા અને રંગીન પાસાવાળાં મોતીના બે છડા મોતીનું તોરણ લેવા. આવું તોરણ કરવા માટે ખાસ કરીને પાટી અને કમાનો બનાવવાની રીત. કરવાની રીત ઉપર ધ્યાન આપવાનું છે.

પાટી કરવાની રીતઃ—

તોરણ જેટલું લંબાણમાં કરવું હોય તેટલાં ધોળાં મોતીની સેર પરોવવી. પછીથી એક મોતી રહેવા દઇને બીજામાં નાંખવું અને એક રંગીન ને ચાર ધોળાં મોતીને એક રંગીન પાસાવાળું લઇ ઉપલી ધોળાં મોતીની સેરમાંનાં ચાર રહેવા દઈ, તેની જોડેના દોરામાં આંટો નાંખી પાછું રંગીનમાં નાંખવું. પછી બીજી વખત ચાર ધોળાં ને એક રંગીન લઇને ઉપરની રીત પ્રમાણેજ છેડા સુધી લઇ જવું. બીજો ફેર માંડતી વખત સાત ધોળાં લેવાં. અને ઉપરની રીત પ્રમાણેજ એ હાર પણ પુરી કરવી પાછી ત્રીજી હાર પણ તેવીજ રીતે પુરી કરીને એક ધોળું મોતી રહેવા દઇ દરેકમાં સોય પરોવવી, ને છેલ્લે સુધી લઇ જવું. એને મજબુત ગાંઠ વાળીને તોડી નાંખવું. એટલે પાટી સમાપ્ત થશે.

કમાનો નીચે મુજબ—

સોય દોરો જુદાં લઇને ઉપરની પાટીનાં બે રંગીન રહેવા દઇને એની સાથેના મોતીમાં સોય નાંખવી. અને મજબુત ગાંઠ વાળીને છત્રીસ ધોળાં મોતીની સેર પરોવવી. પછી સાત રંગીન વચમાં રહેવા દઇને એની જોડેનાં બે ધોળાંમાં નાંખવું અને પછીથી ઉપરની પાટીનાં જેવુંજ ચાર ધોળાં અને એક રંગીન લઇને, એ પ્રમાણેજ વચમાં ત્રણ રહેવા દઇને આંટો નાંખીને રંગીનમાં નાંખવું. એવી રીતે બે ફેર કરીને ત્રીજા ફેરમાં પાંચ ધોળાં લેવાં. એ ફેર પુરો કરીને એક ધોળું રહેવા દઇને બીજામાં નાંખવું. પછી ત્રણ રંગીન લેઇને વચલું એક ધોળું રહેવા દઇ બીજા બેમાં નાખવું. પાછું બે ધોળાં મોતીમાં નાંખી ત્રણ રંગીન લઇને વચલું એક રહેવા દઇ જોડેનાં બે ધોળાંમાં નાંખવું, એ પ્રમાણે કમાન પુરી થશે. તેવી કમાનો લીધે જવી. એટલે તોરણ તૈયાર થશે.

એક બ્હેન.

## પાકશાસ્ત્ર.

### ૧

**પુરણપોળી.**

પુરણપોળી તુવરની દાળની, ચણાની દાળની, તેમજ મગની દાળની પણ બને છે. શેર દાળ હોય તો દોઢ શેર ખાંડ જોઇએ. લચકો દાળ કરવી હોય તે પ્રમાણે અધરણ મૂકવું. પછીથી તેમાં દાળ ઓરીને ખૂબ ખદખદવા દેવું. અને બરોબર ગળી જાય એટલે ખાંડ નાંખી દેવી. અને તળે ચ્હોટે નહીં, માટે ખાંડનું પાણી થએલું રહે. ત્યાંસુધી હલાવ્યા કરવું. પછી લુઓ વાળી શકાય તેવું થાય એટલે ચુલા ઉપરથી નીચે ઉતારી નાંખવું અને ટાઢું પડે એટલે વખતે ગાંઠો રહી ગઇ હોય માટે ચાયણી ઉપર ચાળી નાંખવું અને પછી જાયફળ એલચી, વિગેરે મશાલો નાંખી તેના લુવા વાળવા.

શેર દાળનું પુરણ હોય તો ઘઉંનો પણ શેર લોટ લેવો. અને તેલ અથવા ઘી જેવું અનુકૂળ પડે તેવું માણ નાંખી બાંધવો. લુવાને થોડું વણીને, પુરણનો લુવો તેમાં મુકીને ગોળ વાળી, તે વાળેલી રોટલીને પોચે હાથે વણીને શેકવી. પછી તેને પુષ્કળ ઘી લઇ ત્હેમાં બોળીને અથવા ઘી ચોપડીને ખાવી. એક બ્હેન.

### ૨

**શીંગોડાંના લોટની પાટુડી.**

આદુ, લીલાં મરચાં અને ટોપરાની કાચલી લઇ તેનો જુદો જુદો દરેકનો ઝીણો છીન કહાડવો. પછી આદુ, મરચાં અને દળેલાં મરીને ઘીમાં સાંતળવાં. અને ટોપરાના છીનને તથા તલને પણ ઘીમાં સાંતળવા. તે પછી જોઇએ તેટલો શીંગોડાનો લોટ લેવો અને એક તપેલામાં છાશ ભરી, તેમાં પેલે લોટ તથા આદુ મરચાં, મરી અને ખાંડેલો અજમો તથા જોઇતું મીઠું નાંખી સઘળું ડોહી નાંખવું. છાશવાળું તપેલું ચુલા ઉપર મૂકવું અને ખૂબ ખદખદવા દેવું. ધીમે તાપે રાખી તવેતાથી હલાવ્યા કરવું. પછી સહેજ નરમ રહે ત્યારે એક થાળીમાં ઘી ચોપડીને તેમાં પેલું [illegible] નાખવું અને તેને તવેતાવડે પાથરી દેવું. પછી લોઢાની કડાઇમાં ઘી મુકી તેમાં અજમા અને સુકા મરચાનો વઘાર કરવો અને એ વઘારવાળું ઘી પેલી થાળીમાં પાથરેલા વેસણ ઉપર એકસરખું ચ્હરતું નાંખી દેવું. પછી બીજી થાળી તેના ઉપર ઢાંકી દેવી. થોડીવાર પછી ટોપરાનો છીન અને તલ તે વેસણ ઉપર ભભરાવી દેવા અને ઠરે એટલે તવેતાથી તેના કડકા પાડવા. આ પાટુડી ફરાળમાં ખવાય છે.

### ૩

**બટાટાની પાટુડી. શીંગોડાના લોટમાં.**

ઉપર જણાવ્યા મુજબ મશાલો તૈયાર કરવો. પછી બટાટાને પાણીમાંબાફવા મુકવા. ખુબ બફાય પછી કહાડી લઇ લસોટવા; તે એવા કે જરાએ કણી અંદર રહે નહિં. આ પછી એક તપેલામાં પાણી નાંખી તેમાં શીંગોડાંનો લોટ તથા મશાલો નાંખી બધું ડોહી નાંખવું અને પછી તેમાં બટાટાનો આવો મેળવી બરોબર ભેગું કરી દેવું. અને તપેલાને ચુલા ઉપર મુકવું. બરોબર ખદખદ થાય અને સેજ નરમ રહે ત્યારે એક થાળીને ઘી લગાડી તેમાં તે પાથરી દેવું અને કડાઇમાં ઘીમાં અજમાનો વઘાર કરી તે થાળીમાંના વેસણ ઉપર એક સરખો નાંખી દેવો. પછી એક થાળી ઢાંકી દેવી અને

ઉપર નીચે અંગારા મુકી ધીમે તાપે શીજવા દેવું. બરોબર થયું લાગે ત્યારે તવેતાવતી તેનાં ચોગલાં પાડવા. આ પણ ફરાળમાં કામમાં આવે છે.

૪

**લીલવાની કચોરી.**

પાંપડીના લીલવા લઇ તેને ધોઇ નાંખવા. પછી ચુલે પાણી મુકી તેમાં અધરણ થાય ત્યારે તે લીલવાને બાફવા નાંખવા. બફાય ત્યારે કહાડી લઇ જરા ટાઢા પડે એટલે ચાયણી તળે થાળી રાખી ઉપર ખૂબ ભાર દઇને ઘસવા એટલે છોતરાં નીકળી જશે અને ગલ અંદર પડશે. પછી થાળીમાંના ગલમાં ધાણા જીરૂં, મીઠું, સુકા મરચાં ખાંડેલાં, જરા હીંગ, હળદર, ખાંડેલું આદુ, વગેરે નાંખી બધું બરોબર એકઠું કરવું. આ પુરણ થયું. હવે ઘઉંના લોટને મોણ દઇને બાંધવો અને ટોપરાની ઘારી કરીએ છીએ તેમ આ પુરણ મુકીને એવડીજ પૂરી બનાવીને તળવા.

૫

**ટાઢો લાડુ સુધારવાની રીત.**

ટાઢો લાડુ હોય તેનો ભુકો કરી દેવો. પછી તપેલામાં પાણી નાંખવું. પછી ચાર વાડકા ભુકો હોય તો ત્રણ વાડકા પાણી રાખવું અને ખૂબ હલાવી એકઠું કરી દેવું. જરા પણ ગાંઠા ન રહે એવી સંભાળ રાખવી. પછી માં ગોળ અથવા ખાંડ નાંખવી. ગોળ ઢીલો ન હોય તો પાણીમાં ઢીલો કરીને નાંખવો. પછી ચુલા ઉપર રાખવું અને હલાવ્યા કરવું કે ગાંઠાગાંઠા ન થઇ જાય. સેજ નરમ રહે એટલે ઘીનો હાથો દેવો. પછી તેમાં જાયફળ, એલચી, કેસ વગેરે મશાલો નાંખી તે એકઠો કરી દેવો. પછી થયું લાગે એટલે ન ઉપર ઉતારી અંગારે શીજવા દેવું અને પછી વાપરવું.

બ્હેન K.

---

# વિવિધ વિહાર.

## પ્રભુ પ્રાર્થના.

તમેજ માતાથ, પિતા તમે છો,
તમેજ બન્ધુ, પ્રણયી તમે છો;
તમે સુવિદ્યા, ધન, બુદ્ધિ, પ્રીતિ,
પ્રભુ ! તમે મારીજ સર્વ સિદ્ધિ.

વિશ્વપતિ ! તમ રમ્ય આ વિશ્વમંદીરે, નાથ !
આત્મ-સમૃદ્ધિ આપજો, એ માગું બિક્ષાથ.
તમ કર શિર સોહાય ને, તમે જગતના લોક;
અવિચળ કીર્તિ મેળવે, અમર આત્મનો મોક્ષ.

સુસત્ય નીતિ ભક્તિને સુધર્મે,
સદા કરૂં હું સતકૃત્ય પ્રેમે;
પ્રભુ ! હૃદે જ્ઞાનપ્રભા જગાવો,
વર્જું કુપંથો, વિષવાસનાઓ.

વીરાઓની બેની વ્હાલી, સ્વરગની વાટ શું ઝાલી;
હૃદય મારૂં ચિરાતુંરે, પડયા પર પાટું માર્યું તેં.
હઇ પુત્રિ હતી મારી, દશા આ શી થઈ તારી ?
યુગલ જોડી હતી ખાસી, પતિના પ્રેમની પ્યાસી.

પતિનું નામ તમે રટતાં, હૃદયમાં તે સદા ભજતાં,
પતિની પ્રિત તોડીને, પ્રભૂ શું પ્રિત જોડી છે.
પતિ પત્નિ તણી જોડી, પ્રભૂ ! નાંખી તમે તોડી,
પતિ શાણા તમારારે, ખરે હીરાએ ન્યારારે.

કીધી છે ચાકરી ભારી, કહું મુખે શું ઉચ્ચારી,
પતિ મળજો સદા એવા, તમારા એ મીઠા મેવા.
હૃદય પીડા ન સ્હેવાતી, વિયોગે વેદના થાતી;
પ્રભૂ ! આ કોપ શું કીધો, હરખ મારો હરી લીધો.

લીધાં એ રત્ન લૂટીરે, મને કીધી વિખૂટીરે,
પૂરવ મેં પાપ શું કીધાં, રતન મારાં હરી લીધાં
રતીમન બ્હેન ! શું કીધું, પ્રભુનું શર્ણ તે લીધું.
ઝુરાએ છે ધુમન તારી, ગઇ બન્ને તમે શાણી,

ત્રિગુણી બાળકી મારી લડાવ્યાં લાડ મેં ભારી,
પુર્યા છે કોડ તારા તજી જાવું ઘટે ના એ.
તૂટી જોડી તમારીરે, ગઇ હોંસો હમારીરે,
નિયમ નીતિ તણા પાળ્યા, સદા સદ્‌ગુણ તમે ધાર્યા.

દીપાવ્યું કુળ શાણીઓ ! તમોને ધન્ય, વ્હાલીઓ !
ખરે જીવ કાંઇ સંસ્કારી, તજી ચાલ્યાં મને મારી.
પડયા ઘા તે ન રૂઝાતા લખ્યા શા લેખ વિધાતા,
કરમની છે ગતી ન્યારી પડયું આ દુઃખડું ભારી.

ફરી બ્હેનો ! નથી મળવું, સદા મારે રહ્યું રડવું,
તમારૂં મુખડું પ્યારૂં હૃદયથી કેમ વિસારૂં !
હવે આવી મળુ ક્યાં ! બ્હેન ! તમો વિના પડે નહી ચ્હેન;
થયું સ્વપ્નું તમારૂંરે કીધું દુઃખી દીલ હમારૂંરે.

નડયાં પૂર્વે તણાં પાપો પ્રભુ શાન્તી તને આપો,
વિનંતિ એજ મારીરે સ્વિકારી લ્યો ભગિનીરે.
હવે શાન્તિ, સદા શાન્તિ, ગુરૂના ચર્ણમાં શાન્તિ,
શાન્તિ યુગલ આત્મા, નમી વિનવું હું, પરમાત્મા

સૌ. કંચનબ્હેન.

## કાળ દર્શન.

દોહરા—

જ્ઞાતિની પડતી થઇ, દેશ અને વિદેશ;
દુઃખ ઉપર દુઃખ આવતાં, સુખ નહિ લવલેશ.
મરણુ ઉપર મરણો થતાં, ત્રાસે નન સુકાય;
એક વિસારે ના પડયે, કાળ બીજાને સાહ્ય.

ઓછામાં ઓછું થતાં, ધીરજ કેમ ધરાય;
વય નાની વણસે તનુ, તેતો કેમ સ્હેવાય.
કાઇ માત કાઇ તાત છે, પતિ પત્નિ સૌ જાય;
બાળ ટાળનું શું ગજું, કાળ તણે વશ થાય.

મનુષ્ય દેહ અમુલ્ય છે, સગાં સંબધી ચાલ્ય;
પ્રબળ બળ એ કાળનું, રૂદન કરી વેરાય.
ઘડી આવી તે નવ ફરે, કરો કોટિ ઉપાય;
રંક રાયનો એક ન્યા, મરણુ તણે વશ થાય.

હોય સંપ જંપ કુટુંમ્બમાં, સાજું માંદું એક;
કાળાત્મા નમીએ તને, રાખજે સૌનો ટેક.
કારણુ છે કંઇ કારમું, દિન દિન આવે દુઃખ;
પથારી નશ ઘેર ઘેર પડયાં, જોવાં તેનાં મુખ.

તન ધનથી ઘસાઇ ગયાં, દ્રવ્ય દવાએ ખાય;
વર્ષાસન બંધાઇ ગયાં, વ્યાધિમાં ચિત્ત જાય.
તદપિ મજરે નવ પડે એવો કાળનો કેર;
ઓચિંતો આવી ગ્રહે, માગો પ્રભુની મહેર.

કાળ પચાવે ભૂતને, કરે પ્રજા સંહાર;
જન્મ મરણુ છે દેહને, સૌને માથે માર.
જાવાનું તો જરૂર છે, માટે સમરો શ્યામ;
ધર્મથી ધીરજ આવશે, સુખ દુઃખ થાય સમાન.

શોક કરવો કો તણો, એ દુનિયા વહેવાર;
હદ જુએ જે શોકની, તેતો નહિ રોનાર.
કરવાનું કરવું અહિ, ન ફોગટ ફેરા થાય;
જેમાં જેની વાસના, તેમાં તેહ સમાય.

સમયને સમજો તમો, શુભ ધર્મ કર્મને ધાવ;
અન્ય ઉપાયો છે નહિ, શરણુ હરિનું રહાવ.

એક સ્રીજન.

## માતાજીનું સ્તવન.

લેખક:—વૈકુંઠવાસી અ. સૌ. કપિલબા.

( રાગ—ગિરિધારીના. )

શ્રી અંબારે, સુણજો વિનતી મારી, તમને વંદુ વારંવારી;
શું કહીએરે, તમ ગુણને વિસ્તારી, છું દીન હું દાસી તમારી.
મા ! મહીષાસુર મગદોળીરે, રક્તબીજને રણમાં રોળીરે,
ચંડ મુંડને નાંખ્યા ચોળીરે:—
સુખ પામ્યારે, સ્તવન કરે અસુરારિ; છું દીન હું દાસી તમારી
સુરપતિનેરે, માયે સુખ બહુ દીધું, જતું ઇન્દ્રાસન ફરી લીધું;
પાહિ પાહિ રે, મુખે વદે જ્યાં વાણુ, તમે સ્હાય થતાં નિરવાણુ.
મા ! કરુણા દૃષ્ટિ કરજોરે, બુડંતાં બાવલી ધરજોરે,
અમ દુઃખ સઘળાંને હરજોરે:—
ત્હમે વણિકનાંરે, લીધાં વ્હાણુ ઉગારી; છું દીન હું દાસી તમારી.
મા ! ત્રિપુરારે, શરણે આવી તમારી, ભવસિન્ધુથી લ્યોને ઉગારી;
નિજ ભક્તનીરે વ્હારે, મા ! તમો વળતાં, શરણાંગતને સુખ કરતાં.
છે ભવસાગર બહુ ખારોરે, તમ વિના નથી અન્ય આરોરે,
માજી ! હેમાંથી બાળ ઉગારોરે:
સોલંકીરે, લીધો માયે તારી; છું દીન હું દાસી તમારી.
નારીનોરે, પુરુષ કરી દુઃખ કાપ્યું, વૈશ્યને અવિચળ પદ આપ્યું;
રાય સુરથનુંરે, કષ્ટ નિવારણ કરીને, નિજ રાજ્યજ સોંપ્યું ફરીને.
તમ દર્શનનું મન થાયરે, તમ મ્હેર વિના ન અવાયરે,
કરુણા કરજો પ્રિય માયરે:—
તમ શરણેરે, નિત રાખો મૈયા ! મારી, છું દીન હું દાસી તમારી.

## પદ્માવતી.

( પદ્માવતી મહાકવિ જયદેવ જેમણે " ગીતગોવિન્દ " નું ભક્તિભાવથી છલકાઈ કાવ્ય લખ્યું છે ત્હેમની પત્ની હતી. આ દંપતીમાં એવો અનુપમ પ્રેમ હતો કે તે એક બીજાથી વિખૂટાં રહી શકતાં ન્હોતાં. આ વાત પદ્માવતીના સખી મંડળમાં જાણીતી હતી; તેથી ત્હેના પ્રેમની પરીક્ષા લેવા જયદેવનું મરણ થયાની ખોટી બુમ ત્હેમાંથી કોઇએ ઉરાડી. આ સાંભળતાંજ પદ્માવતીનું હૃદય ભેદાઇ ગયું ને તે મૃત્યુવશ થઈ ગઇ ! પણ જયદેવે પોતાના અસાધારણ ભક્તિ પ્રભાવથી ત્હેને જીવતી કરી હતી. )

દ્રુતવિલમ્બિત—
ગગન ચુમ્બિત ઉજ્વલ દીપતું,
ભવન સુન્દર એક સુશોભિતું;
સહ કુમુદ સરેથી વિરાજતા,
વિંટી રહી સહુ પાસથી વાટિકા.

અતિ સુરમ્ય દીસે રચના સહુ,
પણ બધું જનશૂન્ય શું ભાસતું;
ગૃહપતિ જયદેવ વિદેશ છે,
વસતી માત્રજ 'પદ્મ' વિયોગિની.
રવિ પ્રકાશ મહીં જ્યમ ફુલડું,
મધુર સુન્દરી એવીજ દીસતી;
મુકી દઇ ઉપભોગજ સર્વનો,
તપસીના સમ એ જપતી પતિ.

મન્દાક્રાન્તા— ધીમી ધીમી અનિલલહરી વિશ્વમાં શીત રેલે,
ને સુતેલાં તરૂયુથ તણી ડાળીઓને હલાવે;
ધીમે ડોલે કુસુમિત તરૂ વ્યાપી મીઠી સુવાસ,
રેલાઇ છે જગપટ વિશે ઇન્દુની રશ્મિ જાળ.

અનુષ્ટુપ— શીત હેમન્તની રાત્રી વ્યાપી રહી વિશ્વને વિષે;
નિદ્રાના અંકમાં સુતું શાન્તિથી જનમંડળ.

વસંતતિલકા— ત્યાં એ વિશાળ ગૃહમાં પ્રસરેલી શાન્તિ,
ચિન્તા તજી પરિચરો સુખથી ઉંઘે છે;
કીધું હતું શયન સુન્દરીએ જરા જ્યાં,
દુઃસ્વપ્નથી થઇ અતિ ભયભીત બાળા.

અનુષ્ટુપ— ખિન્ન ચિત્ત થયું તેથી કાંઇ આનંદ શોધતી;
સૃષ્ટિ સૌન્દર્ય જોવાને બારીમાં આવીને ઉભી.
બાગમાં ફેંકતાં દૃષ્ટિ પુર્વની સ્મૃતિ આવીને,
અશ્રુપુર્ણ થઇ આંખો અને કાંઇ ધીમું લવે.

શિખરીણી— અહો ક્રિડાસ્થાનો ! મુજ સમ રહો ખિન્ન મનથી,
વિદેશે છે વ્હાલો, નહીં રમીશ વ્હાલા વિણુ કદી;
વિના વ્હાલા માગ દીવસ ઘટતા ના દુખ થકી,
ને જાણું સુર્યાસ્ત, ઉદય શશીનો ના સમજતી.
દિનો સર્વે મારા પતિરટણુ માંહે વહી જતા,
અને રાત્રિમાં એ, શયન નવ થાયે સુખ થકી;
જરા નિદ્રા આવી, રજની મહીં આજે સુખ થકી,
થઈ નિદ્રા ભંગ, દુખિત મન સ્વપ્ને થઇ ગયું !

સોરઠો— પુષ્પકુંજમાં આજ પ્રિયતમ સંગે ફરતી તે;
આનંદે ઉપભોગ પુષ્પતણો કરતાં અમે.
વૃક્ષ ઝુંડમાં એક દીઠું મેં, ગભરાઇ હું;
વળગી પ્રિયને કોટ થરથર કંપુ બીકથી.
ઉંચી ક્રૂર કરાળ કાળી આકૃતિ આવીને,
ઝાલ્યા પ્રિયના હાથ ઝબકી જાગી ત્યાંહી હું ! .

× × × ×

માલિની— દિનકર ઉદયેથી સૃષ્ટિ સૌ સુખ પામી,
પણ દુખમય સ્વપ્ને 'પદ્મ' બહુ દુઃખિતા છે
ભ્રમિત મન થયું ને ચિત્તમાં લાગી ચિન્તા,
નહીં કંઇજ ઉપાયે શાન્તિ આવે જરાએ.

વસંતતિલકા— વ્હાલી સખી વિણ હરે ઉર ભાર કોણ !
એના વિના મુજ દુખે દુખી થાય કોણ !
તેડાવું પ્રિય સખીને ઝટ મારી પાસે,
હા ! એજ તાપ હરશે મુજ સર્વ આજે.

શીખરીણી— મળ્યાં બન્ને હૈયાં સખી સખીતણાં એકમય હાં,
થયાં ખાલી અશ્રુ સ્થિર હજી હતાં જે નયનમાં.

અનુષ્ટુપ— સખી શાણી મુકી ધૈર્ય કરે કયાં આમ શોક તું !
રડેથી ના જશે દુઃખ, નહીં વિધિ કરે દયા.

સોરઠો— રાજગૃહે ગઇ આજ, કાર્ય પ્રસંગે બ્હેન ! હું;
જાણી વિપરિત વાત, હૃદય શોકમય થઇ ગયું.
પ્યારો ત્હારો કાન્ત, મૃત્યુ શય્યા અનુભવે છે;
બંધાવે જે જોડ, તોડાવે છે આજ તે !

અનુષ્ટુપ— અરે હાય ! થયું આ શું ! સ્વપ્ન સાચું ઠર્યું અરે !
બોલતાં સુન્દરી એમ ભાનશૂન્ય થઇ ગઇ.

સૌ. દક્ષા.

---

## " બ્હેનનો ભાઇને સંદેશો "

( રાગ—સુભદ્રાની કંકોત્રીનો. )

સદા શાંત રાખો તમે ચિત્તને, સુખ દુઃખમાં રાખીને ધીર;
તમે ડાહ્યા વીર, વીરાજી ! હૃદય ધરો.
પ્રભુ પાસે માગું છું હું એટલું, સદા રાખોને એની સંભાળ;
કરે રૂડાં કાર્ય, વીરાજી ! હૃદય ધરો.

બ્હેન જ્યોતિર્મયી.

---

## સ્ત્રીઓના શૃંગાર.

(જુઓ જુઓ રાણજી આ શી કરી ચેહાઈ—એ રાહ.)

સુણો, સુણો સુંદરી ! એક સારી વધાઇ, શુભ શૃંગાર સજાવું, બાઇ !
સખી ! સાડી શીયળની સાર, પ્હેરો પ્રીતમ પ્રીતિની માળ. —સુણો સુણો.

કિરતી પહેરો કંચવો, ચણીઓ સુચતુરાઇ;
દયા ક્ષમા અંતર લહો, વિવેકચીવખચાઇ:
ધરો પ્રેમે સતિ ગુણ સાર, મન માંહે રાખો એ વિચાર;
સહુ ઘરેણું શીયળ સાર, શુભ શૃંગાર સજાવું બાઇ ! —સુણો સુણો.

કર્ણ ફુલ તે કામિની, કંથ પ્રીતી સોહાય;
વાળી પણ તે વહાલની, પ્રીતમ પ્રીતે ચહાયઃ
લહો પ્રીતમ પ્રીતીનું દાન, કરો તેનું સદા સનમાન;
ગુણવંતી ! ગણાઓ ગુણવાન, શુભ શૃંગાર સજાવું, બાઇ ! —સુણો સુણો.

ચુડો હાથે હે સખી ! પહેરો ચંચળતાઇ;
હાર હાસ્ય મુખ ધારજો, રૂડી પ્રફુલ્લતાઇઃ
રહો આનંદમાં તમો રોજ, કરો પ્રીતમ સંગમાં મોજ;
કંથ પ્રીતિ તણો ભરો હોજ, શુભ શૃંગાર સજાવું બાઇ ! —સુણો સુણો.

ચરણ વિષે ચતુરા ! સજો, ઝાંઝર જસનાં સાર;
વખણાઓ આ વિશ્વમાં, વનીતા ! પરમ ઉદાર:
શ્વસુર પક્ષમાં વધારો માન, પામો સર્વે થકી સનમાન,
સહિયરોને આપો જ્ઞાન, શુભ શૃંગાર સજાવું, બાઇ ! —સુણો સુણો.

સૌ. સાકરબ્હેન વિઠ્ઠલજી દ્વિવેદી.

## સુબોધ.

(પુનમ ચાંદની—એ રાહ.)

હરતાં ફરતાં પ્રીતે પતિ હૃદયમાં ધારીએ રે;
નિત્યે લઇએઃ એ પુન્યશાળી નામ,—વારે વારે રટીને જન્મ સુધારીએ રે.
સુખકર દુખહર છે પતિ, સદા પ્રભુસમ જાણું;
સતી સાધવી કુળવતી, અન્ય અવગ્યા જાણું;

સુંદીર મંદીર પતિનું સ્વચ્છ કરી સોહાવીએ રે;
પરમાનંદે હેતે નિભાવીએ ઘર સૂત્ર, —વારે વારે.

છોડી સ્વારથને કરો, પરમારથનાં કામ;
નીચ વાસનાને તજો, રીઝે આતમરામ;

ચંચળ મનડું ભટકે જ્યાં ત્યાંથી વારીએ રે,
નવ દઇએ ખટ રીપુને હ્રદયામાં સ્થાન, —વારે વારે.

સ્નેહ અને સંતોષથી, વ્યતીત કરવા દીન;
સહનશીલતાને ગ્રહો, વદન કરો નવ ખિન્ન.

પતિછાયામાં માન રૂડેરૂં પામીએ રે;
એતો ભવસાગર તરવાનું ઉત્તમ નાવ, —વારે વારે.

અચળ અપૂર્વ એ પ્રેમને, ધારો ગુણીયલ નાર;
સૌભાગ્યે રાચો સદા, સ્વર્ગીય સુખ મળનાર.

શીયળ તણો જે ટેક રેખ નવ છોડીયે રે,
આપદ કાળે રહીએ ધરીને ધીર, —વારે વારે.

માન ધર્યું મહિલા તણું, પશુ સમાન ગણાય;
નારી નિર્મળ જાત તે, નાહકની નીંદાય.

નિજ ગૌરવ મેળવવાને જંગ મચાવીએ રે;
રૂડા યત્ન વિષે પરમેશ્વર કરશે સ્હાય, —વારે વારે.

સૌ. "દવી."

---

## ગરબો.

("કન્યા વિક્રય-બાળલગ્ન નિષેધક નાટક" માંનો.)

રંગમાં રૂજની જામતીરે, સખી! તેના શું વાત,
બાતરે તારાની શોભે આકાશમાં.
હાંરે જેનો પ્રિતમ છે બાળ, બાળરે યૌવન ખીલેલું તે નારનું રે.

સ્ફુરે કિરણ અર્મી હ્રદયમાં, શરદ પુનમની રાત;
બાળા રડતી બારણે, ઘરે ઘડી આપઘાત;

× × × ×

કળી રડે કદરૂપથી, પલ્લવ કરે પોકાર,
કાળી વિરહી થઇ પડી, આ રજની મોઝાર;

દ્રાક્ષદેરા માંડવારે સુકા સડે છે, ઝોલા જીવન એનું ખાય છે હોજીરે;
વિવિધ વેલીયો પ્રાવે એમ શાલતી, ઉદક વિના જીવ જાય છે હોજીરે—રંગમાં.

વિના મેઘની મેદની, વીજ કરે ચમકાર;
ઝુરે ચાતક તરસથી, તપોવન મોઝાર:
.પ્રિતમ ચંદ્ર અમો ચાંદની કહેવાઇએ, ભાનું વિના નવ ઝગીએજીરે;
શીલવંતાં શીલ સાચવીને રહીએ, આતસ અંગેઠી ધખીએજીરે.—રંગમાં.

સૌ. વીરમતી વિ. પંડયા.

## હીંદ દેવીનું પૂજન.

ચાલો સાહેલી! હીંદ દેવીનું, સર્વે મળી પૂજન કરીએ.

ગુલાબી રંગની સાડી પહેરી, કોરે વહે સરીતાની લહરી,
કાંચળી લીલી ચિતવિએ. ચાલો સાહેલી!

ગૌરવર્ણ ભુજ ચારે શોભે, ચહેરો ચિંતાગ્રસ્ત મન લોભે,
માતનું તેજ રૂડું ચળકે. ચાલો સાહેલી!

ચોટલે હીમાચળ ગિરિ ગાજે, કાસ્મિર મુખ પર મોહન રાજે;
ગંગા માળ ગળે ધરી છે. ચાલો સાહેલી!

ચરણુ તળે સીલોનને ચાંપ્યું, બંગાલા પડખામાં થાપ્યું;
કરમાં ગુર્જરી ફુલછડી છે. ચાલો સાહેલી!

રજપૂતાન હૈયામાં શોભે, માળવ કટિબંધે મન લોભે;
દક્ષિણુ નૂપુર પગ ઝળકે. ચાલો સાહેલી!

હીંદ દેવીનું પૂજન કરવું, સ્વરૂપ અંતરમાં આલખવું,
જનનિ સેવા વ્રત ધરીએ. ચાલો સાહેલી!

સૌ. સાકરબ્હેન વિઠ્ઠલજી દ્વિવેદી.

## આર્ય બ્હેનોને વિનંતિ.

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम्
यत्कृपा त्वमहं वंदे परमानंदमाधवम् ।

અત્યારે કાળના ફેરફારે આપણી બુદ્ધિમાં થયેલા જે કંઇ ફેરફાર આપણે જોઇએ છીએ તેમાં આપણે આપણું ગૌરવ ખોયું છે એમ લાગે છે. અત્યારે સહજ વાંચતાં આવડયું અથવા સહજ વકતાપણું પ્રાપ્ત થયું તો આપણે એમજ સમજીએ છીએ કે આપણે એક મહાવિદ્વાન અને દેશોન્નતિનો દાદર ચડનારાં થયા છીએ, અને સ્વભૂમિનાં બિરૂ થયા છીએ. તેથી લેખો આપી આપી અંતરના ઉદ્દગાર કહાડી, શબ્દોના પ્રહાર મોટા વિદ્વાનો સમક્ષ કરી દૈએ છીએ; પણ આપણામાં કેટલું ગૌરવ, કેટલી સત્તા અને કેટલા સદ્દગુણ છે અથવા કેટલું કામ આપણે આપણા દેશની દાઝનું કરી શકીશું તેનો સહજ પણ વીચાર કરતાં નથી.

આપણે આપણી ભૂલ સુધાર્યા પહેલાંજ સ્વદેશાભિમાનની ધ્વજા હાથમાં લઇ જોઓ સ્વાભાવિકરીતે ઉપકારી, વિચારશીલ કે દેશોદય ઇચ્છનારા જનો હશે, તેને નિંદવા તત્પર થઇએ છીએ.

થાય તેટલી નિંદા કરી. આ સાંભળી ભગવાને નારદજીને કહ્યું કે આ મરણનો દોષ આ સ્ત્રીનેજ લાગવો જોઇએ; કારણ કે તે નથી ઓળખતી તે દુધપાક ખવડાવનાર શેઠને કે નથી ઓળખતી મૃત્યુ પામેલા સાધુને, અને છતાંય ન થાય તેટલી નિંદા કરે છે !

બીજું એક એવું દૃષ્ટાંત છે કે, એક સ્ત્રી ઉંઘતી ત્યારે તેનું મ્હોં ઉઘાડું રહેતું ને તેમાં કીડા ખદબદતા હતા. જ્યારે જાગતી ત્યારે બધું મટી જતું. આ વિષે વિદ્વાન શાસ્ત્રીઓને પૂછતાં એમ જણાયું કે એ સ્ત્રીને નિંદા કરવાની બહુજ ટેવ છે. તે દોષને લીધે તેના મોંમાં કીડા ખદબદે છે માટે તેણે તે ટેવ છોડી દેવી. તે સ્ત્રીને ઉપરની હકીકત કહેવામાં આવી તેથી તેણે નિંદાની ટેવ છોડી દીધી, ને મ્હોંના કીડા દેખાતા બંધ થયા.

ઉપરના બે દાખલા કદાચ આ વખતમાં કોઇને ખોટા લાગશે, પણ તેની સ્થૂળ ભાવના મૂકી દઇ જો આપણે સૂક્ષ્મદૃષ્ટિથી જોઇશું તો તે વાત ખરીજ લાગશે. આપણામાં એક બહુજ પ્રચલિત કહેવત પણ છે કે, **“ નિંદા કરે છે તે સામાનું પાપ ધુવે છે. ”** એટલે નિન્દાથી સામાનું પાપ નિન્દા કરનારને વળગે છે. આનું પણ રહસ્ય એજ છે. માટે ખરી કેળવાયલી સ્ત્રીઓ તેનું નામ કે જે આ દોષથી દૂર રહે.

જેમ બને એમ સારાં પુસ્તકો વાંચવાથી તથા પોતાના કામમાં રોકાયલાં રહેવાથી અને સારા વિચારવાળી સ્ત્રીઓના સંબંધથી ઘણે ભાગે આ દોષ દુર થાય ને આપણા મનને શાંતિ વળે છે. જેમ સાપ, વાઘ, વિગેરે ક્રૂર પ્રાણીથી આપણે દૂર રહેવા યત્ન કરીયે છીયે, તેમજ નિંદારૂપી દોષથી આપણે દૂર રહેવા યત્ન કરવો. રહામાના વિચારોનું મળતાપણું ન થવાથી અથવા ઇર્ષ્યા આદિથી નિંદા કરવા તરફ આપણું વલણ થાય છે, પણ જો આપણે શાંતિ રાખી બધું સમાનદૃષ્ટિથી જોઇશું તો ઇશ્વર આપણું કલ્યાણ કરશે. રહવારમાં ઉઠી ઇશ્વરને આપણે દરરોજ એજ પ્રાર્થના કરવી કે, હે ઇશ્વર! આજનો દિવસ કૃપા કરી મને નિંદારૂપી દોષથી દૂર રાખજે. અસ્તુ !

**સૌ. અરવિન્દા.**

---

## વહેમનું પરીણામ !

ગામમાં ભારે તાવ અને મરકી શરૂ થયાં હતાં. અમારા ઘરમાં કીકી હવે મોટી થઇ હતી. પણ તેની જગ્યાએ તેનો ભાઇ નવીન નાનો હતો. બેસતા વર્ષને દીવસે નવીનને અતીશય તાવ આવ્યો. મેં મારાં વહેમી ડિયર ( પ્રિયપત્ની ) સુવદનાને કહ્યું કે,—નવીનને ડોક્ટરને ત્યાં લઇ જવો છે તેથી એને ટોપી આપજો.

ડીયર બોલ્યાંઃ આજ તો બેસતું વર્ષ છે એટલે નહિ. આખું વર્ષ એવું જાય.
મેં કહ્યુંઃ દવા ન કરવાથી આખું વર્ષ માંદગીમાં જાય.
ડીયરે જવાબ દીધોઃ સુકનમાં એમ ન બોલો.

મેં બહુ સમજાવ્યાં પણ ડીયરે તો નજ માન્યું. આખરે કંટાળી હું મ્હારા મિત્ર ચંદનને ત્યાં ગયો. રાત્રીના આઠ દશે ઘેર આવ્યો. ત્યારે તો નવીન જરા હીંગોળારીમાં હતો.

બીજે દીવસે મેં નવીનને દવાખાને મોકલવા બલાત્કાર કરી ને કહ્યું કે જો અરજી હોય તો દાક્તરને અહીં બોલાવું. પણ વળી બીજી હરકત નડી! ગઇ કાલ સાંજના ચારથી—શું તેનું નામ તો યાદ નથી પણ સુવદનાએ કહ્યું કે-પાંચ દિવસ સુધી દવા અપાય નહિ.

મેં પુછ્યું, જો આપી હોય તો શું થાય?

ડીયરઃ જો પંચકમાં દવા આપીએ તો ફરી પાંચ વખત માંદો થાય ને દવા લાવવી પડે. માટે પાંચ દીવસ પછી.

તે દીવસે તો નવીનને જરા આરામ લાગ્યો પણ બીજે દહાડે નવીનની સ્થીતી મને ખરાબ લાગી. મી. ચંદ્રકાન્ત આવ્યા તેમને મેં વાત કરી ડીયરને સમજાવવા કહ્યું. એમણે પણ બનતી કોશીષ કરી; તોએ જે જવાબ મને મળ્યો હતો તેજ એમને મળ્યો.

નવીનની પ્રકૃતીમાં હવે બહુ ફેર પડતો ગયો. તે હવે બોલતો કે ખાતો કાંઇ નથી. ફક્ત દર્દને સુચવનાર–ઉંહુ...ઉંહુ–શબ્દ કરતો હતો. ફીફી નવીનને બોલાવતી પણ જવાબ ન મળતો. ત્યારે તેની પાસે બેસી રડતી.

આજ ચાર દીવસ થયાં નવીન માંદો છે. આવતી કાલ ડીયરના વહેમનું કારણ મટનાર છે. તેથી આવતી કાલ દાક્તરને બોલાવીશું એમ ડીયરને આનંદ હતો.

પણ પ્રભુની ગતી ગહન છે. આજ 'ઉંહું' શબ્દ પણ થતો નથી. તેમ આંખ પણ ઉઘાડતો નથી. હું ચંદ્રકાન્તને ત્યાં ગયો. દાક્તરને બોલાવવા કહ્યું. દાક્તર આવ્યા. તેમણે નવીનને તપાસતાંજ કહ્યું કે દીલગીરીથી મારે જણાવવું પડે છે કે કેસ સુધરશે નહી; જો મને દીવસ પહેલાં બોલાવ્યો હોત તો કદાચ મટી શકત. 'સાહેબજી' કહી, ફી લઇ દાક્તર ગયા.

ડીયરે તથા ફીફીએ રડવાનું શરૂ કર્યું પણ તે હવે બધું ફોગટ હતું. સાંજના ચાર થયા. મી. ચંદ્રકાન્ત આજ મારી પાસેજ હતા. નવીનને બે આંચકી આવી ને નવીનનો પ્રાણ દેહ તજી ચાલ્યો ગયો. નવીન મારે એકજ લાડકવાયો પુત્ર હતો. પણ તે ડીયરના વહેમનો ભોગ થયો તેથી મને વધારે લાગ્યું અને સુવદનાના વહેમી સ્વભાવ પર ક્રોધ ચડયો. ને આખરે મેં જ્યોતિર્મય પ્રભુ પાસે એટલીજ પ્રાર્થના કરી કે **"આર્ય મહિલાને વહેમ વીનાની બનાવો ! "**

**—બ્હેન જ્યોતિર્મયી.**

---

## શ્રી નાથજીની યાત્રા.

શ્રીનાથજી (શ્રીજી અથવા **નાથદ્વાર**) જવાને અમે અમદાવાદથી નીકળ્યાં. પહેલાં અમારે ડાકોર ઉતરવાનું હતું. અમદાવાદથી ડાકોરનું ભાડું અગિઆર આના છે. **માણેકઠારી** પૂનમ ઉપર અમે ડાકોર રહ્યાં લોકોની બીડતો ઘણીજ હતી; પણ ડાકોરજીનાં દર્શન, જે મુશ્કેલીથી થઇ શકતાં હતાં તે પણ ખાસ કરવા જેવાં હતાં. ડાકોરમાં રણછોડરાયજી રાજા ઠાકોર કહેવાય છે એટલે એમને દરેક માણસથી, કોઇને કાંઇપણ દક્ષણા આપ્યા વગર, જે ધરાવવું હોય તે ધરાવી શકાય છે. ઘણું ખરૂં મગજ અને સાકર માખણના પડિયા તો ઠાકોરજીને ધરાતાજ હોય. અહિં દિવસમાં આઠ ભોગ આવે છે એટલે ડાકોરજીનાં જુદાં જુદાં વસ્ત્ર અને સામગ્રી સાથે આઠ વખત દર્શન થાય છે. શીયાળામાં સ્હવારે સાડાસાત વાગે **મંગળા**, પછી **સ્નાનનાં** દર્શન, સાડાઆઠ વાગે **શણગાર**, નવ વાગે ગોવાળ અને અગિયાર વાગે **રાજભોગનાં** દર્શન થાય છે. ત્યારબાદ અડધા કલાકે મોજડીનાં દર્શન થાય છે.

સાંજે સાડાચાર વાગે ઉથાપનની આરતી પહેલાં મેવો ધરાય છે. પાંચવાગે સેનભોગ, સાડાપાંચે ગોઆરતી અને ૭ વાગે સખડી ભોગ આવે છે આ વખત સુખસજ્યાનાં પણ ભીતર દર્શન થાય છે. તે પછી અડધા કલાકે મોજડીપાવડીનાં દર્શન થાય છે. ડાકોરમાં દર્શન કરવાની ગોઠવણ સારી છે. ભીડ તો ઘણી; કારણ પૂનમને લીધે અસંખ્ય લોક એકઠું થયું હતું. ચરણસ્પર્શ અથવા કેસરી સ્નાન અથવા મંદિરની અંદર જઇ ઠાકોરજીનાં દર્શન કરવાં હોયતો ટિકટ કરાવવી પડે છે. ડાકોરમાં બીજાં મંદિરો પણ છે. દર અઠવાડિએ એકવાર ઠાકોરજીનો વરઘોડો નીકળે છે અને લક્ષ્મીજીને મન્દિર જાય છે. એ મન્દિર ગોમતિ તળાવ ઉપર આવેલું છે. આ તળાવ બહુ મોટું છે. અને એની આસપાસ આરા બાંધેલા છે. પાણી ભરેલુંજ રહે છે. ડાકોરનાથના મન્દિરમાં ભોગ ધરાતા ન હોય ત્યારે પણ, કોઈ કિર્તન ભજન કરતું હોય, તો કોઇ કથા કહેતું હોયએટલે બહુ રમણીયલાગે છે.

ઉદેપુરઃ

ડાકોરથી અમે સવારે પુણાનવ વાગે ઉદેપુર જવા નીકળ્યાં. ભાડું સાડાત્રણ રૂપિયા થાય છે. રાતે આઠ વાગે રતલામ ઉતરીને ત્યાંથી નાની ગાડીમાં બેઠાં. આ વખત રતલામમાં પ્લેગ ચાલતો હતો તેથી રતલામ જોવા રહેવાનું બની શકે એમ નહોતું. સવારે ચાર વાગે અમે ચિતોડગઢ સ્ટેશને પહોચ્યાં. ત્યાં દાદરો ચઢીને ઉતરીને પાછાં બીજી ગાડી જે ઉદેપુર જતી હતી તેમાં બેઠાં. ટાઢ તો કહેશે મારૂં કામ! ચિતોડગઢનું સ્ટેશન મોટું છે; પણ ત્યાંના લોક બધા મારવાડી જેવા લાગતા હતા. રતલામમાં પણ એવા ઘણા હતા. ચિતોડગઢનો કિલ્લો બહુ વખણાય છે, અને જોવા જેવો છે. પણ અમે માણસ ઘણાં હતાં તેથી કેટલીક અગવડ પડે એમ હતું અને શ્રીજી પહોંચવાની ઉતાવળ હતી એટલે એ જોવાનો વિચાર માંડી વાળવો પડયો. ચિતોડગઢથી ઉદેપુર સુધીની સડક બધી પહાડમાં છે. ડુંગરો કાપીને રસ્તો કર્યો છે અને પહાડ તથા ઝાડી શિવાયબીજું કાંઇ નજરે પડતું નથી. એ ત્રણ જગોએ ગાડી ભોંયરાં (ટનલ) માં થઇને ગાડી ચાલે છે. અને એ ભાંયરાંમાં ચોરના ભયથી દીવા કરેલા હોય છે. ગાડીમાં બેઠાં બેઠાં ઝાડીમાં ફરતાં વાઘ, વરૂ અને હરણિયાં વગેરે જંગલી તથા હિંસક પ્રાણીઓ નજરે પડે છે. પહાડમાં પાણીના ધોધ પડે છે અને એ દેખાવ પણ બહુ સારો લાગે છે. શ્રીજી ત્રણ સ્ટેશનેથી જવાય છે,—માવલી, સનવાર અને ઉદેપુર. પણ ઉદેપુરથી સગવડ સારી હોવાથી અમે ત્યાં થઇને જવાની ગોઠવણ કરી હતી. બપોરે એક વાગે ઉદેપુર પહોંચ્યાં.

ઉદેપુરનું સ્ટેશન સારૂં છે, ત્યાં ઘોડાના ટાંગા મળે છે. તેમાં બેસીને ગુલચંદ શેઠની ધર્મશાળા જે ત્યાંથી એકાદ માઇલને છેટે આવી છે તેમાં ઉતર્યાં. ધર્મશાળામાં એક વાવ છે તેથી ત્યાં નાવા કરવાનું બહુ સુખ પડે તેમ છે. ઉદેપુરમાં મોંઘવારી બહુજ હતી. બીજે દિવસે અમે ઉદેપુર જોવા ગયાં. અહિં દેશી રાજ્ય છે. દરબાર રજપૂત છે અને મહારાણા કહેવાય છે. આ શહેર બહુ સુંદર અને જોવાજેવું છે. રાજમહેલ જોવા મુસાફરોને જવા દે છે. એ મકાન બહુ સારૂં અને ખરેખર જોવા લાયક છે. તેમાં જૂના હથિયારનો બહુ મોટો સંગ્રહ છે, અને સરમામાન પણ ઘણો સારો છે; રાજાનો મહેલ જોઇ અમે મોટું તળાવ છે તે જોવા ગયાં. તેમાં હોડીમાં બેસી વચમાં સજ્જનવિલાસ નામનો બંગલો આવેલો છે તે પણ જોઇ આવ્યાં. તળાવનું પાણી બહુ નિરોગી અને પૌષ્ટિક ગણાય છે. સજ્જનવિલાસમાં ઘણું મઝાનું મીનાકારી કામ છે. અને સાંજે ટાંગામાં

બેશી ગુલાબબાગ જોઈ આવ્યાં. આ બાગમાં હાથી, વાઘ, સિંહ, રીંછ, વગેરે જનાવરો રાખેલાં છે. બીજે દિવસે સવારે અમે શ્રીનાથજી જવાને ઘોડાના ટાંગામાં બેશીને નીકળ્યાં બપોરે બાર વાગ્યે એકલિંગી અથવા એકલિંગજી મહાદેવજીનું ધામ આવે છે ત્યાં ઉતર્યા. મહાદેવજીને ચાર મુખ છે, સુવર્ણનાં ગંગાજી અને સુવર્ણનો નાગ છે. સોમવારે સોનાનો નાગ ધરે છે. શૈવ અને વૈષ્ણવ ધર્મના લોકોની વચ્ચે ગમે તેટલા ઝગડા હોય પણ અહિં બંને ધર્મનાં માણસોને એકતા જણાય છે. એકલિંગજીને ભોગ ધરાય ત્યારે શ્રીનાથજી મહારાજને પહેલી બુમ પાડી આમંત્રણ કરવામાં આવે છે અને શ્રીનાથજીમાં એકલિંગી મહાદેવજીને આમંત્રણ કર્યા વિના ઠાકોરજીને ભોગ ધરાતો નથી. એટલે લોકો ગમે તેમ માને પણ બંને દેવ તો એકજ છે. એકલિંગજીનુંજ આખું ઉદેપુરનું રાજ્ય કહેવાય છે અને રાણાસાહેબ આ મંદિરમાં આવે છે ત્યારે છડી હાથમાં લઇ ચોબદારની પેઠે ઉભા રહે છે. એકલિંગીના ધામમાં બે કલાક રહી પછી અમે પાછાં નીકળ્યાં ને સાંજે સાત વાગે નાથદ્વારમાં પહોચ્યાં.

**શ્રીનાથજી:**

સેનનાં દર્શન થવાને થોડીવાર હતી. શ્રીનાથજીનું મંદિર પુરાતની અને મોટું છે. તેમાં ચાર ચોક છે. કમળચોક, રતનચોક, માણેકચોક, અને ગોરધનચોક; અને ધોળી પટી કરીને એક નાનો ચોક છે. મંદિર આગળ લોકો સવારે ફુલ તુલશી લઇને વેચવા બેસે છે અને સાંજે છબીઓ વેચાય છે. આવી છબીઓ ગુજરાતમાં કોઇ પણ જગોએ મળતી નથી. ડાકોરમાં મળતી છબીઓ તો આની આગળ કાંઇ હીસાબમાં નથી. મોટું અને ઝીણું ચિત્ર કામ તેમાં બહુ સારૂં થાય છે. એક આનાથી પુણોસો, સો રૂપિયા સુધીની કિંમતની અ-કેકી છબી અહિં મળી શકે છે. અમે પણ થોડી છબીઓ અહિંથી લીધી હતી. મંદિરની સામેજ અમે એક મેડી ઉપર ઉતારો રાખ્યો હતો શ્રીજીમાં ઘી અને તેલની વાવ છે. એમ કહેવાય છે કે એમાં ઘી તથા તેલ એની મેળેજ નીકળે છે; પણ એ લોકવાયકા છે. ઠાકોરજીના મંદિરનું ખર્ચ ઘણું મોટું છે. સવારથી રાત સુધીમાં હજાર બારસો રૂપિયા થાય છે. નાથદ્વારની પાસે થઇ બનાસ નદી વહે છે પણ તેમાં અહિં પાણી બહુજ થોડું રહે છે. શ્રીજીમાં હાલ મહારાજ ટિકાયત શ્રીગોવર્ધનલાલજી છે તે રહે છે એ વલ્લભકુળના મહારાજોમાં વડીલ ગણાય છે. મહારાજનો પોતાનો સ્વભાવ સુશીલ અને માયાળુ તથા પોતે સદ્વૃત્તિવાળા છે. એમને બે બેટીજી (પુત્રીઓ) અને એક લાલજી (પુત્ર) છે. એક બેટીજી પરણેલાં છે. વહુજી મહારાજનો સ્વભાવ પણ બહુ સારો અને સુજનતાવાળો છે.

પણ અહિં મંદિરમાં ઝાપટિયા કરીને નોકરો જેમને લોકો ભીડમાં હેરાન ન થાય તેટલા માટે રાખવામાં આવે છે તેમનો બહુજ જુલમ છે. એ લોકો ખાનગી પૈસા બહુ ખાય છે. અને પૈસા ન આપે અથવા એમનું પેટ ભરવા જેટલી જેમની શક્તિ ન હોય તેમને જાણી જોઇને કોરડા મારે છે. ઉદેપુરના મહારાણા અને શ્રી ટિકાયત મહારાજ બંનેના લક્ષ ઉપર આ વાત કોઇ ધર્મપ્રેમી માણસે લાવી આવો જુલમ બંધ કરાવવાની ખાસ જરૂર છે. આથી દર્શન કરવા આવેલાં માણસોને મંદિરમાં ઠાકોરજી પાસે તો મૂકવાના પૈસા હોય કે ન હોય તોપણ એ ઝાપટિયા લોકોનું મોં બાળવું પડે છે! શ્રીજીથી જાત્રાળુ પહેલાં નીકળતા ત્યારે કહેવાય છે કે બહુ જૂલમ કરીને તેમની પાસેથી ભેટ લેવાતી. પણ તેના કરતાંયે આ બહુ ખરાબ છે. પેલી ભેટ તો મહારાજના

ભંડારમાં જતી અને જાય છે: પણ ઝાપટિયા જેવાં હલકાં માણસોને આપવા રાજી કોણ થાય ? ગરીબ લોકોને તો એ હરામખોરો બહુજ પજવે છે. માટે તેનો બંદોબસ્ત થવાની ખાસ જરૂર છે.

શ્રીજીના મોટા મંદિરમાં બે મંદિર છે. એક નવનીતપ્રિયાજીનું અને બીજું વિઠ્ઠલનાથજીનું. વિઠ્ઠલનાથજીના મંદિરમાં શ્રીગોપેશ્વરલાલજી મહારાજ આરતી ઉતારે છે મંદિરની બહાર વનમાળીજીનું મંદિર અને મીરાંબાઇનું મંદિર આવેલાં છે. નવનીતપ્રિયાજીના મંદિરમાં શ્રી ગોવર્ધનલાલજી મહારાજ રહે છે. શ્રીજીના મંદિરમાં શેલગઢવાળા મહારાજ શ્રી ગિરધરલાલજી શણગાર ધરાવે છે અને આરતી ઉતારે છે. એ મહારાજ અમદાવાદના મોટા મંદિરવાળા શ્રી મધુસૂદનલાલજી મહારાજના ભાઇ થાય. એમને એક બેટીજી અને એક લાલજી છે. શ્રીજીમાં સવારે ચાર વાગે મંગળાનાં, સાતવાગે શણગારનાં, આઠવાગે ગોવાળનાં અને દસવાગે રાજભોગનાં દર્શન થાય છે. મંદિરને રૂપાનાં કમાડ છે અને કમળચોકમાં કાળાપથરના મોટા બે હાથી છે. અમે શ્રીનાથજીમાં હતાં તે વખત દીવાળી અને નવા વર્ષનો ઓછવ હતો એટલે અતિશય લોકની ગર્દી હતી: તેથી દિવસમાં ફક્ત એકવાર દર્શન કરી આવતાં. અન્નકૂટને દિવસે પાંચસો મણના ભાતનો ઢગલો મંદિરમાં કરવામાં આવે છે. રાતે આઠવાગે દર્શન ઉઘડે છે અને દસવાગે એ ઢગલો ભીલ લોકો લૂંટે છે. તે વખતે એટલી બધી ભીડ થાય છે કે નબળું પોચું માણસ તો કચરાઇજ જાય ! શ્રીજીમાં સાધારણ લોકોને ખાવા પીવાની બહુ અગવડ પડે તેમ નથી, કારણકે ઠાકોરજીનો પ્રસાદ ત્યાં દરરોજ વેચાતો મળી શકે છે.

નાથદ્વારમાં દસ દિવસ રહીને અમે કાંકરોલી ગયાં. કાંકરોલી ઘણુંજ પાસે છે. અહિં શ્રી બાળકૃષ્ણલાલજી મહારાજ જેમનું અમદાવાદમાં દ્વારકાંનાથજીનું મંદિર છે. તેઓ રહે છે. કાંકરોલીમાં પણ દ્વારકાંનાથજીનું મોટું મંદિર છે. મંદિર ઉંચી ટેકરી ઉપર છે અને તેની ત્રણ બાજુએ ફરતું રાયસાગર નામનું એક ગંજાવર તળાવ છે. તે ચોવીસ ગાઉ ફરતું કહેવાય છે. દેવદીવાળી ઉપર અમે કાંકરોલી ગયાં હતાં અને રાયસાગર ઉપરની એક ધર્મશાળામાં ઉતર્યાં હતાં. અહિં શ્રીજી કરતાં પણ ઘણીજ વધારે ટાઢ પડતી હતી. કારણ કે દરિયા જેવડા મોટા તળાવ પાસે આ ગામ આવેલું છે. અહિં ઉનાળામાં રહેવાનું બહુ ઠીક પડે. બીજે દિવસે નવચોકી કરીને જગો જ્યાં નવ ચોકીઓ છે તે જોવા ગયાં હતાં. તેમાં પથરનું કામ ઘણું સારૂં છે. શ્રી બાળકૃષ્ણજી મહારાજનો સ્વભાવ ઘણોજ ભલો અને ખરી મોટાઇવાળો છે. મંદિરમાં દર્શનની ગોઠવણ ઉત્તમ પ્રકારની હતી. શ્રીજી કરતાં અહિંની વ્યવસ્થા ઘણી સારી અને લોકોને દર્શન સારી રીતે થઇ શકે એવી હતી. અને મહારાજ પોતે પણ પોતાના ભક્તોને માટે બહુજ કાળજી રાખે છે. એટલે દર્શને આવનાર માણસોને કોઇ રીતની અગવડ પડતી નથી. બે દિવસ રહી અમે ત્યાંથી નીકળ્યાં.

**કાંકરોલી:**

કાંકરોલીથી બળદની ગાડીમાં બેસી સનવાડ ગયાં. રાતે દસવાગે પહોંચ્યાં. ધર્મશાળામાં કોઇને મહારાજની પરવાનગી વિના ઉતરવા દેતા નથી, માટે તેની પહેલેથી ગોઠવણ કરી રાખવી પડે છે અમે ધર્મશાળામાં ઉતર્યાં હતાં. સનવાડનો રસ્તો ઉદેપુરના કરતાં બહુ સારો છે. ઉદેપુરને રસ્તે ટેકરા ટેકરીઓ આવે છે અને વખતે બેસનારને ઉતરવું

**પાટાંડકોર અને અમદાવાદ:**

પણ પડે છે. શ્રીજીમાં એકાદ બે અને કાંકરોલીમાં કેટલાક ગુજરાતીઓ છે, જેથી થોડી વધારે સગવડ તેમની મારફત થઇ શકે છે. સનવાડમાં ગાડી બહુ થોડો વખત ઉભી રહે છે તેથી સામાન વધારે હોય છે તો બહુજ મુસ્કેલ પડે છે. અમે બપોરે એકવાગે ગાડીમાં બેશી સાંજે ચારવાગે ચિતોડગઢ સ્ટેશને આવ્યાં; અને ત્યાંથી ગતે અગિયાર વાગ્યે ગાડીમાં બેશી સવારે સાત વાગે રતલામ ઉતર્યા રતલામથી સવાનવે ગાડી ઉપડી તે સાંજે છવાગે અમે ડાકોર આવ્યાં. આ વખત પણ અહિં કાર્તિકી પૂનેમનો ઓછવ, તેથી ઘણીભીડ હતી. સાંજે મોજડી પાવડીનાં દર્શન કરી ઉતારે ગયાં; અને પાંચેક દિવસ રહી પાછાં અમદાવાદ આવી પહોંચ્યાં.

બ્હેન R.

---

# સ્ત્રીઓને ઉંચા પ્રકારની કેળવણીની અગત્ય અને તેને અંગે ઉદ્ભવેલા વિચારો.

( અમદાવાદના વનિતા વિશ્રામમાં વાંચેલો નિબંધ. )

મહાત્મા મનુએ કહ્યું છે કે કન્યાનું પાલન કરવું, અને પ્રયત્ન પૂર્વક શિક્ષણ આપીને વિદ્વાન વરની સાથે તેને પરણાવવી એ માતા પિતાનો ધર્મ છે. પરંતુ અત્યંત ખેદની વાત છે કે બાળલગ્ન વગેરે કેટલાક કુચાલને લીધે આપણે આપણું કર્તવ્ય કરી શકતાં નથી, સ્ત્રીઓને સુશિક્ષિત કરવાનું તો દૂર રહ્યું પણ તેમને કાંઇક સામાન્ય જ્ઞાન પ્રાપ્ત કરાવી શકાય તે પહેલાં તો તેઓને પરણાવીને સાસરે વિદાય કરીએ છીએ. એટલે શિક્ષણ સમાપ્ત થાય છે. શિક્ષણ વગર સ્ત્રી જાતિની સ્થિતિ દિન પરદિન અત્યંત શોચનીય થતી ગઇ છે, અને હજી થાય છે. આપણી સ્ત્રીઓ પશુવત્ જીવન સમાપ્ત કરેછે એમ કહીશું તો ખોટું નથી.

મહાત્મા મનુએ સ્ત્રીઓને **પ્રયત્ન પૂર્વક** શિક્ષણ આપવાનું કહ્યું છે. આપણે આપણી આસપાસ જોઇશું તો પ્રયત્ન પૂર્વક શિક્ષણ તો શું, પણ સમુળગું શિક્ષણ સ્ત્રીઓને અપાતું નથી પશુની પેઠે છોકરીઓને ઉછેરવામાં આવે છે. ખરે આ ઘણીજ ખેદયુક્ત વાત છે.

પ્રાચીન સમયમાં સ્ત્રીઓ કેળવાએલી હતી તેમને ઘણી ઉંચા પ્રકારની કેળવણી આપવામાં આવતી હતી, એમ આપણે વાંચીએ છીએ; પ્રાચીન વિભૂતિ વાંચીને આપણે આનંદ પામીએ છીએ. પણ તેથી આપણને લાભ શો ? આપણે તો કેટલાંક વર્ષોથી સર્વ છોડી દીધું છે નથી આપણે આપણી પ્રાચીન ભગિનીઓનું અનુકરણ કરતાં, કે નથી આપણી સમકાલિન અન્ય દેશની કેળવાએલી ભગિનીઓનું અનુકરણ કરતાં. એ સર્વેના ગુણોનું સંકીર્તન કર્યાથી આપણું કર્તવ્ય પૂર્ણ થતું નથી. એટલાથી આપણી ઉન્નતિ થવાની નથી આપણી ઉન્નતિ ક્યારે થાય કે તેમનાં દૃષ્ટાન્ત લઇને આપણે તે પ્રમાણે વર્તન કરીએ. આમ થાય તોજ લાભ થવા સંભવ છે.

આપણી દૃષ્ટી આગળજ જાપાન કેટલી ઉત્કૃષ્ઠ પદવીએ આવી ગયું છે ? અને હજી પણ એની વૃદ્ધિ થતીજ જાય છે એનું કારણ એ છે કે સ્ત્રીઓની કેળવણી માટે ત્યાં અત્યન્ત પ્રયાસ થાય છે સ્ત્રીનાં કર્તવ્યને અનુકૂલ ત્યાં કેળવણી અપાય છે, અને નિરંતર તેમાં સુધારા થતા જાય છે. ત્યાંના લોકો કહ્યા કરતાં વધારે કરી જાણે છે. સ્ત્રીઓના લાભ માટે ત્યાં મોટી પાઠશાળાઓ છે. ત્યાં અનેક સ્ત્રીઓ શિક્ષણ લે છે અને દેશોન્નતિમાં મદદ કરે છે.

આપણા દેશમાં જ્યારથી બ્રિટિશ રાજ્ય તરફથી કન્યાઓને શિક્ષણ અપાવવા માંડયું ત્યારથી તે આજ સુધીમાં આપણે કેટલાં આગળ વધી શક્યાં હોત. પરંતુ આપણા દેશમાં રૂઢીનું બળ એટલું જડમૂળ ઘાલીને પેઠું છે કે તેમાથી સમજુ માણસો પણ નીકળતાં બીહે છે પ્રથમ તો એજ વાંધો હતો કે કુળવાન કન્યાઓથી તે નિશાળે જવાય કે કેમ ? ધીમે ધીમે એ વાંધો તો જતો રહ્યો. કન્યાઓ બે ચાર ગુજરાતી ચોપડીઓ શીખતી થઈ. તે પણ જો આપણે ગણત્રી લઇએ તો બહુ થોડી. પછી વળી જ્યારે

પુરૂષોમાં કેળવણીનો પ્રચાર બહુજ થયો, પુરૂષ અને સ્ત્રીના જ્ઞાનમાં જમીન આસમાનનો તફાવત પડયો, ત્યારે યુવાન વર્ગને એમ લાગવા માંડયું કે આપણો સંસાર તો બહુજ શુષ્ક અને નિરસ છે. સ્ત્રી જે સહચરી કહેવાય તે કાંઈજ સમજી શકતી નથી. ત્યારે વળી જરા ઈંગ્રેજી સંસ્કૃતનું જુજ જ્ઞાન અપાતું થયું. પણ એટલા અલ્પ જ્ઞાનથી તો ઉલટું ફાયદાને બદલે નુકશાન થયું. છોકરીઓને વૃથા અહંકાર વધી ગયો ને કેળવણી બદલામ થઇ. તેનું કારણ શું કે, ઉપલકીઆ કેળવણીને લોકોએ કેળવણી નામ આપ્યું ! ખરી સંગીન કેળવણી જ્યારે અપાય ત્યારેજ બુદ્ધી ખીલે. મન જ્યારે સંપૂર્ણ કેળવાય ત્યારેજ સામાન્ય જ્ઞાન એટલે જેને ઈંગ્રેજીમાં Common Sense કહે છે તે આવે.

ઘણા લોકોનું કહેવું એમ છે કે કન્યાઓને શાળામાં શિક્ષણ આપવાની શી જરૂર છે ? ઘરગથ્થુ આવડે એટલે બસ; એનો વ્યવહાર એટલાથી નિભશે. પરંતુ આ માનવું ખોટું છે. શાળામાં શિક્ષણ આપ્યાથી અનેક લાભ થાય છે સામાન્ય હિસાબ, ઇતિહાસ, ભૂગોળ, વ્યાકરણ, ભૂતળ, રસાયન,—એ વિષયોનું સંક્ષિપ્ત જ્ઞાન સર્વને આવશ્યક છે. અને નિયમસર ક્રમપૂર્વક જયારે એ વિષયો શીખાય ત્યારેજ આવડે. છોકરીને સાસરામાં રસોઇ કરતાં, કે સાસુ નણંદની સાથે કજીઓ કરતાં, કે રોવા કુટવા જતાં તો એ વિષયો કાંઈજ ઉપયોગમાં આવતા નથી. પણ બ્હેનો, હજી વીસમી સદીમાંએ આપણે આ ખાડામાંથી નીકળવાનો વિચાર નથી શું ? રસોઈ કરવી એને કાંઇ હું નિરૂપયોગી ગણતી નથી. બેશક એ તો જરૂરનું છે. પરંતુ તેની સાથે આપણી દૃષ્ટિમર્યાદા બહુજ વિશાળ થવાની જરૂર છે. જગત્‌ના ક્રમમાં પ્રગતિ એજ નિયમ છે. જો એકની એક સ્થિતિ કાયમ રહે તો નિઃસંશય નાશ થવાનો.

પુરૂષો કેટકેટલા વિષયમાં માથું મારે છે. જગત્‌ના અન્ય દેશો સાથે સ્પર્ધા કરવાનો યત્ન કરે છે. પણ પાછા પડે છે. તેનું કારણ કે યત્ન એક તરફથીજ થાય છે. સ્ત્રીઓની સહાનુમતિ નથી. સ્ત્રીઓ એ વિષય ઉપર લક્ષ આપતી નથી, અને આપી શકતી નથી. આથી પુરૂષ વર્ગને પછાત રહેવું પડે છે. સ્ત્રીઓ જ્ઞાની થશે ત્યારેજ પુરૂષનો વ્યવહાર વિજયવાન થશે. સ્ત્રીઓને કાંઈ પાર્લામેંટમાં ભાષણો આપવાની જરૂર નથી. તેમજ રણસંગ્રામમા જવાની જરૂર નથી પરંતુ તેવી જગ્યાએ જાય એવા નરરત્ન ઉત્પન્ન કરવાનું કાર્ય સ્ત્રીઓનું છે, ને તે યોગ્ય કેળવણી વગર કદી થઇ શકવાનું નથી.

સંગીન કેળવણીથી વિચારશક્તિ સુધરે છે. સારાસારનો વિચાર કરી શકાય છે તે ઉપરાંત વાંચનનો વિસ્તાર થવાથી જ્ઞાનનો માર્ગ ખુલ્લો થાય છે. આજકાલ ચાલતી કેળવણીની પદ્ધતિમાં કાંઇક ખામીઓ તો હશેજ, પરંતુ સામાન્ય કેળવણી માટે એમાંનું ઘણું તો આવશ્યક છેજ. છોકરીઓની બુદ્ધીની ખીલવણી માટે આજ જેટલું મેટ્રીક્યુલેશનની પરિક્ષામાં જ્ઞાન અપાય છે તેટલું તો આવશ્યક છેજ યુનિવર્સીટીની પરીક્ષાઓ આપવાની કાંઇ અગત્ય નથી એ ખરૂં છે. પણ કાંઇપણ લક્ષ્ય હોય તો કાર્ય વધારે સારી રીતે થઈ શકે છે. તે ઉપરાંત નિયમિતપણે કાર્ય કર્યાથી સારૂં કાર્ય થાય છે. તો પછી જે માર્ગ ગ્રહણ કરી શકાય એવો હોય તે શા માટે ન લેવો ? ઈંગ્રેજી તેમજ સંસ્કૃત સાહિત્યનો ભંડાર અખુટ છે. તેમજ એતો સર્વે કબુલ કરશે કે વાચનથી જ્ઞાનમાં વધારો થાય છે એટલુંજ નહિં પણ નવરાશનો વખત ગાળવાનું સાધન વાંચન સમાન એક પણ નથી. વાંચનથી આપણો વખત વ્યર્થ ના જાય નકામી કુથલી કરવામાં કેટલોક કાળ વહી જાય છે. તે ઉપરાંત તેથી મનની શક્તિ નબળી અને જડ થઇ જાય છે. ઉપયોગી વિષય વિષે વાત કર્યાથી મન મજબૂત થાય છે. તેમજ વિચારશક્તિ વધે છે. બાઈબલમાં એક ઠેકાણે લખ્યું છે કે જેટલા અપશબ્દ અને નિરૂપયોગી વેણ ઉચ્ચારશો તે સર્વનો અંતની ઘડીએ ઈશ્વર જવાબ માગશે.

જો વિદ્યાનો સંગ નથી કર્યો હોતો તો નવરાશનો વખત કેવી રીતે ગાળવો તેની પણ સુઝ પડતી નથી. કોઈક ભરવા શીવવામાં કાળક્ષેપ કરે છે. પરંતુ તે છતાંએ ઘણાંને વખત રહે છે, ને તે નિરર્થક જાય છે જો તે વખતનો યોગ્ય ઉપયોગ કર્યો હોય તો નીતિ અને બુદ્ધિ બન્નેની ઉન્નતિ થાય. વખતનો જો યોગ્ય વ્યય કર્યો હોય તો કાંઇ નહિં તો દરરોજનાં ચાલીસ સાઠ પાનાં ઉપયોગી જ્ઞાનનાં પુસ્તકનાં વાંચી શકાય. આવી રીતે મન અને બુદ્ધિ બન્ને સુધરી શકે ! આ ગણત્રીએ એક વરસમાં પંદર હજાર પૃષ્ઠ વંચાય. આવી રીતે નવરાશના વખતમાં વાંચ્યું હોય તો એ કેટલું જ્ઞાન પ્રાપ્ત થાય ?

જો વાંચવામાં વખત ના ગાળે તો કાંઇ દયા ધર્મના કામ કરવામાં ગાળે. એમાં એ જો કે જ્ઞાનની જરૂર તો છેજ. નવરાશનો વખત નકામો ગાળવો એતો પાપ કર્યા બરોબર છે; દષ્ટાંત તરીકે ધારો કે "એક નાની હોડી સમુદ્રમાં ધીમે ધીમે ડુબતી ડુબતી જાય છે. તેમાં માત્ર એક યુવાન સ્ત્રી બેઠી છે. તે એકદમ ઊંઘમાંથી ઝબકી ઉઠી હોય એમ લાગે છે. તેના ગળામાંની મોતીની માળા ઉંઘમાં તુટી ગઇ, તેની તુટેલી સેર પકડવાને હાથ લંબાવતી તે જણાય છે. માળાનો એક છેડો તેના ગળામાંજ લટકયો છે. બીજો પાણીમાં પડી જાય એવો થઈ ગયો છે. એક પછી એક મોતી સમુદ્રમાં ડૂબી જાય છે. છેવટ થોડાં મોતી બાકી રહે છે. સ્ત્રીના ચહેરા ઉપર ઉપર શોક માલૂમ પડે છે. તેને પસ્તાવો થતો હોય અને પોતાને ઠપકો આપતી હોય એમ લાગે છે. જેમ જેમ મોતી પડે છે તેમ તેનો જીવ બળે છે. તેનાથી એકપણ મોતી પકડી શકાતું નથી."

આ દૃષ્ટાન્તનો ભાવાર્થ શો છે ? મન તથા બુદ્ધિ ખીલવવા માટે જે પ્રસંગ બાળપણમાં ખોયો હોય તે કદીપણ હાથ લાગતો નથી. જે પ્રસંગ ગુમાવ્યો તે જાણે ડૂબી ગએલાં મોતી બાળવયમાં બેદરકારીમાં વખત ગાળ્યો હોય તો વૃદ્ધાવસ્થામાં પસ્તાવો થયા વગર રહે નહિં.

'આપણી ગુર્જર બહિનીઓ તો કેળવણીની બાબતમાં છેકજ પછાત છે. દક્ષણી લોકોમાં સ્ત્રીકેળવણીની આવશ્યકતા સ્વીકારાઇ છે, અને તે પ્રમાણે વર્તન પણ કરવામાં આવે છે. એ લોકોમાં કેળવણીનો પ્રચાર વધતોજ જાય છે. ઇંગ્રેજી અને સંસ્કૃત બન્નેનું શિક્ષણ લેનારની સંખ્યા આપણા કરતાં ઘણીજ વધારે છે.

આ વર્ષની પરીક્ષાઓમાં માત્ર મુંબાઈ સેંટરમાં મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં દક્ષણી છોકરીઓ પંદર છે. ગુજરાતી બેજ છે. પૂના વિગેરેમાં હશે તેતો જુદી. બીજી યુનિવર્સીટીની પરીક્ષાઓમાં, દાક્તરની વિગેરેમાં પણ, દક્ષણી કન્યાઓની સંખ્યા બહુજ છે. પણ આપણી એક પણ ગુજરાતી. બહેનનું નામ વાંચવામાં આવતું નથી. ખરેખર આ બહુજ દીલગીરીની વાત છે. 'કોઇ કહેશે કે એતો આપણા લોકોને પરીક્ષાઓ અપાવવી ગમતી નથી તેથી. પણ તેમ નથી. આપણામાં કોઇ વિદ્યાભ્યાસ કરતુંજ નથી. કોઇનું લક્ષ કેળવણી તરફ છેજ નહિં. વળી કોઇ માબાપને પોતાની કન્યાને કેળવણી આપવાની હોંસ હોય તો રૂઢી નડે છે. કન્યાની કેળવણીમા આપણે પછાત છીએ તેનું કારણ બાળલગ્ન છે, એ નિઃસંશય છે. આપણી છોકરીઓને બાર વર્ષમાથી વરણાવી દઇએ એટલે એને શિક્ષણ લેવાનો અવકાશજ કયાંથી મળે ? બાળલગ્નનાં અનેક માઠાં પરિણામ આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ, તે છતાં આપણે બન્ધન તોડી શકતાં નથી. છોકરીઓ ચૌદ પંદર વર્ષની થાય તે પહેલાં તો માતા થાય છે. બિચારીને પોતાની તબીયત સાચવવાનું તો પૂરૂં ભાન હોતું નથી તે પહેલાં તો દુનીઆની બોઝામાં મોટી જવાબદારી એને માથે આવી પડેછે ! એ જવાબદારી એ સમજી શકતી નથી. ને કુદરતને આધીન બાળક ઉછરે છે, ને તેથી અનેક જીવ ઉછરવાને બદલે મૃત્યુવશ થાય છે. બાળલગ્નના ગેરલાભ માટે બોલતાં બોલતાં પચાશ સાઠ વર્ષ આવ્યાં પણ કાંઇજ ફેર માલૂમ પડતો નથી. કોઇ કોઈ વાર તો વિચાર કરતાં કંપારી છૂટે છે. શું આપણે કદી સુધરીશું નહિં ? આપણી પ્રજાનો નાશ થવા માંડયો છે. તેનું કારણકે તંદુરસ્ત પ્રજા ઉત્પન્ન થતી નથી. શૌર્યહીન, બુદ્ધિહીન, પ્રજા થવા માંડી છે. તેનું કારણ એજ છે.

બહેનો ! હવે તો જાગો તો સારૂં. બહુ વખત નિદ્રા લીધી.

આપણા દેશની હવા વિગેરે સ્થિતિનો વિચાર કરીશું તો માલૂમ પડશે કે કન્યાઓને પરણાવવાની વય અગઢથી વીસ વર્ષ યોગ્ય છે. છોકરી આપણી પાસે અરાઢ વર્ષ સુધી રહેશે તો આપણે એને સંપૂર્ણ રીતે કેળવી શકીશું. વ્યવહારિક કેળવણી પણ આપી શકીશું એટલે સ્ત્રી તરીકે તેમજ માતા તરીકેની ફરજ યોગ્ય રીતે બજાવી શકશે. નાગર, ક્ષત્રીની ઉચ્ચ ગણાતી જ્ઞાતીમાં પંદર વર્ષે પરણાવવાનો રીવાજ સામાન્ય થયો છે, પણ તે બસ નથી. કારણકે પછી તરતજ છોકરીને સાસરે મોકલે છે એટલે બાળ વયમાંજ છોકરી ધાસકામાં પડેછે ! એ ખરૂં કે અસલના વખતમાં એથી પણ ન્હાની છોકરી માતા થતી હશે પણ દિવસે દિવસે આપણો બાંધો નબળો થતો ગયો છે એટલે તે તરફ આપણે લક્ષ રાખવાની જરૂર છે. જો મોટી ઉમરે છોકરીઓને પરણાવશું તોજ આપણી અને આપણી પ્રજાની ઉન્નતિ થવાનો સંભવ છે.

આપણે એમ કહીએ કે સ્ત્રીકેળવણી આવશ્યક છે. સ્ત્રીઓને ઉંચા સંસ્કાર આપવા યોગ્ય છે. પણ તે આપવાં ક્યારે ? ચૌદ પંદર વર્ષમાંથી તો એને સંસારમાં નાખીએ છીએ. સંસાર, સાસરૂં એ બધાનો એને ત્રાસ થવાનું કારણ પણ એજ છે કે બાળક વયથી એ સર્વ જુમેદારી એનાથી ઉપાડી શકાય નહિં અને તેથી મુંઝવણમાં પડે. બાકી છોકરી અરાડ વીસ વર્ષની થાય પછી સાસરે જાય તો એને સંસાર ત્રાસદાયક લાગેજ નહિં અને સાસરાને નામે ટાઢીઓ તાવ આવેજ નહિં. તમે તમારી છોકરીને મોટી ઉમર સુધી તમારી પાસે રાખો ને યોગ્ય સંસ્કાર આપો ને પછી તેનાં પરિણામ જુવો. પરણ્યા પછી છોકરી શીખશે એ આશા રાખવી વ્યર્થ છે, ને ઇષ્ટ પણ નથી. જો પછી શિક્ષણ દેવાની આશા રાખશો તો કાંતો સમૂળગું શિક્ષણ લેવાશે નહિં, અને જો લેવાશે તો તબીયતનો બગાડ થશે. માટે જ્યાંસુધી આપણે હસ્તક વાત હોય ત્યાંસુધી તેનો લાભ લેવો જોઇએ. દક્ષણી છોકરીઓ વધારે શીખે છે તેનું કારણ એજ છે કે તેમનામાં બાળ વયમાં લગ્ન કરતાં નથી. શું એ બધી છોકરીઓ કુંવારીજ રહેશે, કે યોગ્ય વર નહિંજ મળે ? અલબત સોમાં નવાણું ટકા એ કન્યાઓનો સંસાર સુખી નીકળશે.

એક ઇંગ્રેજી ગ્રંથકર્તા કહે છે કે,

Good professors can make good scholars, but good mothers *alone* can make good men.

સારા શિક્ષકને લીધે સારા વિદ્યાર્થી થશે પણ પુરૂષ રત્ન તો સારી માતાજ કરી શકશે.

સ્ત્રીઓનાં મન અને બુદ્ધિ કેળવાએલાં હશે, તેમજ વ્યવહારિક નિપુણતા પ્રાપ્ત કરી હોય તો સંસાર સુખમય થવાનો ઘણો સંભવ છે. આપણી છોકરીનું મન અને બુદ્ધિ યોગ્ય પ્રમાણમાં કેળવાએલું હશે તો બેશક તેની આબરૂ સાસરે અને પીયર સર્વત્ર વધશે. વિદ્યાએ એક અમુલ્ય આભુષણ છે, એતો સર્વમાન્ય છે સર્વ તેની પ્રશંસા કરશે. કોઇ તેને વખોડશે નહિં સ્ત્રીના બે આભુષણ છે. એક સત્ય ભક્તિ, અને બીજું સદ્‌વિદ્યા. તે પોતાના તેજથીજ દીપી ઉઠશે બીજા બનાવટી પ્રકારની તેને જરૂર રહેતી નથી. જેને આ અમુલ્ય રત્ન પ્રાપ્ત થયું હોય તેને અન્ય અલંકારની શોભા કરવાની જરૂર નથી તેમજ અન્ય વશીકરણની પણ જરૂર નથી. સુસંસ્કારિત સ્ત્રીની અસર જનસમુદમા પણ ઘણીજ થાય છે. જે સમુદમાં એવી સ્ત્રી હોય ત્યાંથી અસદ્‌વિચાર દૂર ન્હાસે છે. અને સર્વત્ર સંતોષ પ્રસરેલો રહે છે જીવનપર્યંત તે શોભા આપે છે. અને મૃત્યુ પછી તેનું નામ અમર રહે છે. પ્રભુ ! એવા રત્નો ઘેર ઘેર થાઓ એટલી પ્રાર્થના છે. અસ્તુ ! સૌ. શારદા

---

## आनन्दाश्रम.

### સાસુ વહુનો વિવેક !

પરસન—જોને કોણ રડે છે ? આપણો વિશ્નુ તો નહિ એ !

કમળા—અરયા વિશ્નુ, કેમ રડે છે ? કોણે માર્યો તને ? ચાલ બા બોલાવે છે.

વિશ્નુ—જા મારે નથી આવવું. ઉઉઉ.........!

કમળા—છાનો રહે, જો તારા કાજે બાઉ કર્યો છે ને આપું. વહેલો વહેલો ગાય.

વિશ્નુ—મારે બાઉ નથી ખાવો, ઉઉઉ.........!

કમળા—તારે શું જોઇએ છે ? તને કોણે માર્યો, બાઇ !

વિશ્નુ—શારદાએ તમાચો માર્યો.

કમળા—રડા ! ચૂપ થા. એમ બોલાય ?

વિશ્નુ—ત્યારે કેમ બોલાય ! ઉઉઉ..

પરસન—અલ્યા વિશ્નુ ! હજુ માનતો નથી કે શું ? હું આવું કે ? કમળા તે ન માનતો હોય તો તેને ઘસડીને અહીં લાવ, એને પાંસરો નેતર જેવો કરી દઉં.

( વિશ્નુને કમળા ઘસડીને લાવે છે. )

કમળા—બા, લે. તારો છોકરો કંઇ સમજતો નથી.

પરસન—કેમ આજે નિશાળે નથી ગયો ?

વિશ્નુ—જા, મારે નિશાળે નથી જવું. ઉંઉંઉં.........!

પરસન—કેમ શું થયું છે ? માસ્તરને આવવા દે. પછી તારી વાત!

કમળા—હા. બા, ભાઇને નિશાળે જવાનું નહિ ગમતું. માસ્તર જ્યારે એક બે સોટીયો ચમકાવશે ત્યારે સીધો દોર જેવો થશે.

પરસન—આમ આવ, રડયા ! મસ્તીમાં તો ધરાતો જ નથી. લોકોનાં છોકરાંને અડપલાં કરે એટલે માર ખાયજતો ! આવવા દેને તારા બાપને, એટલે તારી વલે કરાવરાવું. કોઇનું કહ્યું તો માનવુંજ નહિં !

વિશ્નુ—ત્યારે મને શારદા શું કરવા મારે ? બાપા આવશે એટલે હું પણ શારદાને માર ખવડાવીશ તો !

પરસન—ચૂપ થા, નખોદીયા ! એમ બોલાય કે ? લગાર ડાહ્યો થા !

( શારદાનો પ્રવેશ. )

વિશ્નુ—જો આવી, આ તમાચો મારનારી લુચ્ચી, તું યાદ રાખજે. બાપાને આવવા દેને, બાપાને ! પછી તારી વાત.

પરસન—તું તે મોટી અહીં વહુ થઇને આવી છે કે વહુડો ?

શારદા—શું છે તે ?

પરસન—તારી માએ તે તને શું ખાઇને જનમ આપ્યો હતો, આકડો કે ધંતુરો ?

શારદા—મારી માએ તો ખાધો હતો શીરો અને મને કર્યો છે હીરો !—શું થયું છે તે આટલાં બધાં તપી ગયાં છો. ?

પરસન—લુચ્ચી ! તું મારા સામો જવાબ આપ્યા વિના બેસી રહે,—એમ કહી કહીને હું થાકી તો પણ તને કંઇ સાન છે ? તારાથી તો સાનવાળાં શ્વાન સારાં હોય છે

શારદા—સારૂં, સારૂં, બાઇજી ! અતીશે કકળાટ કરવાથી શું ફાયદો છે ? જરા તો જંપીને બેસો.

પરસન—શંખણી, પાછી બોલી કે ? હજુ ધરાતી નથી કેમ ? નફટ તુને લગીરે લાજ છે લાજ ?

શારદા—તમારામાં છે એટલે બસ છે.

પરસન—રાંડ રઝળતી ! ઘરમાં તો જરાપણ ડોળો ઠરતો નથી. ભમતી ગોરાણીની માફક ઘર ગણવામાં તો નવરી થતી નથી. ચપચપ બોલતાંજ આવડે છે. બીજું કંઇ આવડે છે ?

શારદા—શું કરૂં ? મારાં માબાપની આંખો ફુટી ગઇ હોશે એટલે આ કમજાત કુળમાં મને પરણાવી ! તેમાં જો સાસુ સસરો સારાં હોત તો ધુળ નાંખી. પણ તેતો વાઘની માફક ઘુઘવાટો કરીને સામાંજ થાય છે !

કમળા—ડાહ્યાં બા ! બેસો; એતો તમે બોલ્યાં કયારનાંએ ! કંઇ શરમ આવે છે, શરમ ?

શારદા—તમારૂં બાકી રહી જતું હતું તે તમે પણ બોલો ! વહુને સુખવારો તો આવેજ નહિ. આવા કજીઆખોર કુટુંબમાં ક્યાંથી મારૂં પાનું પડયું ?

કમળા—ધીક્કાર છે, તારી જાતને! ઊંટ જેવડી થઇ તોયે અકલ ન આવી! ઢોળવું, ફેડવું, ધણીને માર મારવો; એ સારી બાયડીનાં લક્ષણ છે કેમ?

શારદા—વધુ બોલ્યામાં કંઇ સાર નથી. એ તો મેં બધાંને જોયેલાં છે. ખાલી શું કરવાને સતાવો છો ?

પરસન—કમળા ! એ કળકળતી કાગડીનું શું કરવા નામ દેછે ?

શારદા—કાગડી કંઇ એમને એમ નથી આવી, તે મોંમાં જીભને ફુરસદ પણ નથી આપતાં ! નાહક શું કરવા ગાળોનો વરસાદ વરસાવી મૂકો છો ?

પરસન—કુભારજા કોઇ દિવસ સુધરવાની નથી. તને કંઇ ભાન છે ? નાનાં છોકરાંની સાથે લડાઇઓ કરે છે; કહ્યું પણ માનતી નથી અને વાળી વળ તીપણ નથી ! –ધિક્કાર છે તને ! અલ્યા મુળીયા ! જાને એવણને બોલાવને. જો નાગરની ધર્મશાળામાં બેઠા હોશે. આ મારા કર્મે હમેશની અભાગણી મળેલી છે તે લગીરે સુખવારો આપવાની નથી. તેનાથી એક પથ્થર વીંઢારવો સારો છે.

શારદા—તમારાથી બોલાય એટલું બોલી લ્યો. હવે શું બાકી રાખ્યું છે? ગાળોથી તો મારૂં આખું અંગ વીંધી નાંખ્યું છે અને વળી પાછાં એવણને બોલાવે છે !

પરસન—ન જોઇ હોય તો જોજો આ સારા ઘરની છોકરી. એના બોલ તો જાણે એક જંગલની વાંદરી કુદકા મારે તેમ ! એણે છબને તો છુટીજ મુકી દીધી છે !

અરજી સાંભળોને વ્રજરાય, ક્યારે વહુ મરે ને ટાઢું થાય!

વહેલી વત્રી આવીને વળગે, કરે નહિ કંઇ કામ;
રાંડનો ડોળો બહાર ભટકતો; ઠરી નહિ બેસે ઠામ. —અરજી.

મથી ઘશી, મુખ લાલ બનાવી, કરે બહુ હલકો ઠાઠ;
શણગાર સજ્યામાં ઊંચી ન આવે, રોકાઇ રહે પહોર આઠ. —અરજી.

ચંપક વરણાં ચીર લજાવે, મળી મુને કમજાત;
છોકરાને છણકા નાંખી છંછેડે, ઉપરથી મારે લાત ! —અરજી.

શારદા—ઘરડાં ટરચાં તો તમે થયાંછો, હવે શું કરવાને અળખાં થાઓ છો ? મરવાની નિશાનીયો હવે થઇ ગઇ છે, તે સિવાય આવો લવારો થાય નહિં તો !

કમળા—તું મેરને, કરકશા ! એટલે ઠંડુ હીમ જેવું થાય! બાપનું નખોદ જતું રાખવાને તું પેદા થયેલી છે, તે તને જોઇ હવે ! શું રણમાં રઝળવાનું છે, અને શું તારા વિના અટકવાનું છે ? મરે તો ગણત્રીમાંથી ઓછી થાય અને તારા નામનો ભવાડો પણ મરે.

શારદા—તમને બહુ બોલ્યાનું જોર છે !–પછી કાલે શું બોલશો, કાલે ? આ રૂપાળી સાસરે જઇને કામ કરી કરીને ઊંધાં વળી જતાં હશે તે ક્યારનાં શિખામણ દેઇ રહ્યાં છે. મરોને તમે, એટલે મારે પણ સુખવારો આવે.

કમળા—તારા છટકેલ વેડા તનેજ પુણ્યાના છે; યાદ રાખજે. આટ આટલા નવા નવા પોષાકો બદલી બદલી રખડવા જાય છે તે તારાં ચેન સૌ જાણે છે ! વગર કામે કોઇને ઘેર જવાની તને કોણે રજા આપી છે ?

શારદા—સાહેલીને ઘેર મળવા પણ ન જાય કે ! તમારા મનમાં કે ઘરમાં ને ઘરમાં ગોંધાઇ રહે તો ઠીક, કેમ ? હું તો બહાર જવાની અને જવાનીજ ! જાઓ થાય તે કરો !

પરસન—કમળા, એ નહિ થાકે. તું આમ આવ.-એ રખડાઉ ઢોરને શું ?

શારદા—કોણ કહે છે કે મારૂં નામ લ્યો ?

પરસન—બહુ થઇ, નફ્ટ ! જરા વિવેક રાખ. આખા નગરમાં કંકાસ કરી મારૂં ઘર વગોવ્યું. હવે તો જરા સુધર ! હદ થઇ આડો આંક વળ્યો !

શારદા—અતિશે ગાળો દેવામાં કંઇ સાર નથી. જ્યાં સુધી માઝા રાખું છું ત્યાં સુધીજ ઠીક છે. નહિ તો પછી ઉંદીયાનું કુટીયુજ તો !

અરજી સાંભળોને જગરાય, ક્યારે મારી સાસુ સમાપ્તિ થાય..

હરતાં ફરતાં મારા ખુંચો કાઢે, ને ગાળોની છે જપમાળ,
નણદી નાગણુ જરા ભભેરે તો, મારે મગદળનો માર. —અરજી.

ઘડપણ આવ્યું પણ ગત ન આવી, લવારો કરતી ઝાંઝો,
ઘડી જંપીને બેસી ન રહેતી, મારો સુકાવ્યો મલાઝો. —અરજી.

પ્રિતમ પીટ્યો જરા ન સમજે, બેસે બાજુએ જઇ,
પૂરવ જનમની કરણી મળી આ, હતી થવાની એ થઇ ! —અરજી.

**સૌ. વિરમતી વિ. પંડ્યા.**

---

## હું અને મારાં ડિયર સુવદના.

રાત્રીએ જમીને હું હીંચકાપર બેઠો અને પાન હાથમાં લીધું. તેવામાં રસોડામાંથી ડિયર (પ્રિય પત્ની) બોલ્યાં કેટલા વાગ્યા છે? ઘડીયાળ સામું જોઇ મેં કહ્યું, નવમાં પાંચ કમ.

ડીયર—હં, હજી તો બહુ વહેલું છે. શું તમે અત્યારથી સુઇ જવાના કે ?

મેં કહ્યું,-ના. કાંઇ કામ છે ?

ડીયર—હા, આજ મારો વિચાર અગાસીમાં બેસવાનો છે.

તેમાં મારૂં શું કામ છે ?-મેં પુછ્યું.

ડીયર સુવદના જરા કંટાળીને બોલ્યાં-તમે જાણોજ છો ને કે મને એકલાં તો બીક લાગે છે.

તેઓ જવાબની રાહ જોવા લાગ્યાં. પણ હું તો નિદ્રાશત્રુના સામાં યુદ્ધમાં પરાજય પામ્યો ને તેણે મને સ્વાધીન થઇ જવા કહ્યું. તેથી ડીયરના શબ્દ સાંભળતો હતો પણ જવાબ દેવા અશક્ત ! હું અર્ધનિદ્રામાં હીંચકા પર અઢેલી બેઠો હતો.

વળી જરા ઊંચા સ્વરે બોલ્યાં,-તમે અગાશીમાં આવશો કે ?

હવે હું ઉઠ્યો ને મેડીની અંદર આ છેડાથી પેલા છેડા સુધી ફેરા મારવા મંડ્યો. તો પણ નિદ્રાદેવી તો ચળીત થઇ સ્થાનભ્રષ્ટ થયાં નહિ. આખરે પરિણામ એ આવ્યું કે એક ખુરશીને અડકાતાં તે જાણે અપવિત્ર થતી હોય નહી, તેમ એણે પણ પૃથ્વીને અર્ઘ આપ્યો ને હું હીંચકાની સહાયતા લેવા ગયો તો તે પણ દુર ખશી ગયો. ને હું આખરે જમીનને શરણે ગયો. અડધી સેકંડમાંજ ઉંઘ જતી રહી ને હું ઉઠ્યો, મેં ધોઇ અગાશીમાં જઇ ખુરશી પર બેઠો. બેસતાંની સાથે વિચારવમળમાં ઉતરી પડ્યો. તરતજ પહેલો વિચાર એ આવ્યો કે–હાલની સ્ત્રીઓ! વળી બીજો વિચાર આવ્યો કે-મહીલાઓની મીજલસ કરૂં ને તેની માંહે આ વિષે લેકચર આપું!–એટલામાં કીકીનો બહુ રૂદવાનો સ્વર સંભળાયો.

મેં પુછ્યું– ડીયર, કીકી કેમ રડે છે ?

કાંઇ ઉત્તર નહીં મળવાથી હું ત્યાં ગયો. જઇને જોઉં છું તો ડીયર અને કીકી બન્ને રડે છે. ડાયર, શામાટે રડોછો ?

ડીયર હસકાં ખાતાં બોલ્યાં,—આપણા ઘરમાં કોઇ ચોર આવ્યો છે.

તે ક્યાં છે ?

ડીયર—અગાશીના બારણાની પાછળ.

કાંઇ ગભરાતાં નહિ. તમે કીકીને છાની રાખો. એટલું કહી હું હાથમાં જાડી ડાંગ લઇ અગાશી તરફ ધસ્યો અને પાસે જઇ પ્રહાર કરવા હાથ ઉંચો કરૂં, તે પહેલાં તો મારો એકદમ હાથ ઝાલ્યો ને જોઉંછું તો મ્હારા પ્રિય મિત્ર મીસ્ટર ચંદ્રકાંત હતા.

અહો, હો ! મી ચંદ્રકાન્ત !

હા, હા, હા ! ચંદ્રકાન્તે હસવામાંજ જવાબ ઉડાવ્યો ! તમે છુપાઇ ગયા તેથી ડીયર અને કીકી બીન્યાં. અંદર કેમ ન આવ્યા ?-

ચંદ્રકાન્ત,–આપના વિચારો સાંભળવા માટે. મેં રસોડા તરફ આવી જોયું તો ડીયર સુવદના તો નહતાં, ને કીકી એકલી રડયાં કરતી હતી. ચંદ્રકાન્તે કીકીને લીધી ને હું ડીયરને સોધવા દાદર તરફ ચાલ્યો. નીચે આવી જોઉં છું તો ડીયરે લોક ભેગા કર્યા હતા, ને હજી બુમ પાડતાં હતાં કે, ચોર છે રે ! ચોર છે !–દયાળુ ને પરોપકારી મનુષ્યો શઠ સાંભળતાંની સાથેજ ભેગા થયા હશે, એમ મેં ધાર્યું. કારણ હું ગયો ત્યારે લગભગ સો ઉપર માણસ એકઠાં થયાં હતાં ને તેમની મદદે હજી તો આવતાં હતાં ! પણ તે બધા શુરવીરોમાંનો એક પણ એવો ન હતો કે ઉપર આવે. હું આનંદથી એ નાટક જોઇ ઉપરથી ચદ્રકાન્તને બોલાવી હેઠળ આવ્યો. સર્વે લોક મને દેખી પુછવા લાગ્યા કે, ચોર ક્યાં છે?

મેં સમજાવ્યું કે, એતો ડીયરની ભૂલ હતી. ચોર નહોતો;પણ આ ઉભેલા મી ચદ્રકાન્ત હતા સઉ લોક તાળીઓ પાડતું ને માંહો માંહે વાત કરતું ઘેર ગયું. કેટલાક નવરા અને નીરૂદ્યમી છોકરાઓ દૂરીઓ બોલાવતા ને સીટી વગાડતા ઘેર ગયા. અમે પણ ઉપર ગયાં ને ચંદ્રકાન્તે ભજવેલા નાટક માટે તેમને મુબારકબાદી આપી વળી સંગાથે ડીયરને પણ એમની ધૈર્યતાનો ધન્યવાદ આપ્યો !

બ્હેન જ્યોતિર્મયી.

કલકત્તાવાલા

## ડાકટર હરમીટનું લોકપ્રિય

# કુસુમ માલતી તેલ.

( ૨૭૨૮૨ )




આ અપુર્વ સુગંધી કુસુમ માલતી તેલ નીયમસર માથે નાખવાથી બાલ કાળા, લાંબા, રેશમ જેવા સુવાળા, ગુચ્છાદાર, અને સુંદર થાય છે. બાલની જડ મજબુત થાય છે, ખરી પડતા અટકે છે ને ખરી પડેલી જગામા ફરીથી નવા બાલ ઉગે છે. કુસુમ માલતી તેલમા એવો એક ચમત્કારી ગુણ છે કે, માથે નાખતાને વારમાં ભુરા કે સફેદ થઇ ગયેલા બાલ કાળા થવા માંડે છે મગજની નબળાઇ, માથાનો દુઃખાવો, ચકરી, ચીતભ્રાંતી, મુર્છા હીસ્ટીરીઆ, આંખોમા તમ્મર અને કાનમા ધમધમાટ વગેરે તમામ તરેહના મગજ અને કેશના રોગવીકારો થોડા વખતમાં એકદમ જડમુળથી મટી જાય છે, યાદદાસ્ત વધે છે ચીત પ્રફુલિત થાય છે. કુસુમ માલતીની ખુશબોથી મન પ્રાણ મોહીત થઇ જાય છે. મગજના કામ કરનારાઓને માટે કુસુમ માલતી તેલ પરમ ઉપકારી છે. ડાકટર હરમીટનું કુસુમ માલતી તેલ માથે નાખો, કોઇ દહાડો તમારૂં માથું દુખશે નહી. તેમજ નુજલાથી કે ચીંતાથી જવાનીમા તમારા બાલ ભુરા કે સફેદ પણ થશે નહી.

**લોકપ્રિય પરમ દેશભક્ત શ્રીયુત બાળગંગાધર તીલક મહારાજ, પુના,** લખે છે—" હરમીટ કુપનીનુ તેલ મે જાતે વાપર્યું છે, ને મ્હને કહેતા ખુશી ઉપજે છે કે આ એક ખરેખર સ્વદેશી ઉત્તમ કેશતેલ છે. માથે લગાડવાથી તરત ઠંડક વળે છે, થાકેલા પાકેલા મગજને આરામ આપે છે. અને માથાનો દુખાવો તથા મનની બેચેની ને અનિદ્ર દોષને દૂર કરી ચીત્ત પ્રફુલીત કરી આપે છે. એની સુગંધ પણ બહુજ મોહક ને ટકાવ છે. "

કિમ્મત એક શીશીના રૂા. ૧-૦-૦ અને વિ. પી. ખર્ચ જુદું મોલ એજંટ.

કે. સી. બ્રધર્સ.

નં. ૪૦ કાલ્હેલ, મુંબઈ નં૦ ૨.

# ज्ञानसुगन्ध.

**स्त्रीओने सुबोधः** १

शिखरिणी—भगीनी ने भ्राता, सुखद पितु माता श्रम करी,
विचारी बाळाने, सुरस शिख आपो हित धरी
वहाली व्हेनोमां, सघन शुभ शो स्नेह धरजो,
वळी विद्यावंता, सुगुणि नरथी लग्न करजो.

सुनीती रीतोनी, सरल शुभ वातो शिखवची,
पछी बाळा प्रीते, उचित वरने दान करजो;
रहे एवी रीती, सकल जननी शुद्ध मननी,
टळे तापो पापो, त्रिविध विधना दुर्ग तनथी.

कडां-जोडां एवां, युवति वरनां जो सहु सजे,
पतीने संतोषी, अचळ मनथी ईश्वर भजे;
पिता माता तेना, हृदय परमानंद धरशे,
गुणी लोको तेना, गुणगण तणां गान करशे.

सहेजे पीडाओ, उचित वरकन्या लगनमां,
प्रसंगोने तेने, धिरज धरि रे'वुं मगनमां;
कुमारिकाओनी सुजन मन आशीष धरजो,
विनंती ए म्हारी, उर धरि सुमार्गे विचरजो.

सौ. कृष्णागौरी हि. रावळ.
( 'सद्गुणी हेमन्तकुमारी' )

२

हरिगीतः—ओ आर्य व्हेनो! उर धरी, कुसंप क्लेशो परहरो,
मद, क्रोध ने आळस गणो सहु दुःख, दुर्गुणनो सर्ग;
वाणी-असत्यज त्यागीने पतिभक्तिमां लीन थई रहो,
सखी! सद्गुणो अंतर धरी आनन्दमय जीवन करो

शान्ति, क्षमा ने स्वच्छता, विनय, विवेक न वीसरो,
पति साथ सर्व कुटुम्बने आनन्दथी रंजन करो;
निज धर्म उर धारी रही, प्रभुभक्तिमांहे दृढ बनो,
सखी! सद्गुणो अंतर धरी आनन्दमय जीवन करो.

सुयश शुभ जीवन करी, प्रियनाथने सुखी करी,
स्त्रीजातिनुं कल्याण करी, आशीष लेजो देशनी;
दृष्टान्तरूप जीवन करीने अमर कीर्ति मेळवो,
सखी! सद्गुणो अंतर धरी आनन्दमय जीवन करो.

—सौ. मनोरमा.

સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક. Registered No. B. 436

# સુન્દરી સુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता । मनु.
(પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી.)

પુસ્તક ૮ : અંક ૭.
માર્ચ ૧૯૧૨.

આધસપાદક
બન્ધુસમાજ, અમદાવાદ.
પ્રકાશક અને તંત્રી—રામમોહનરાય જસવંતરાય.

---

વિષયસૂચન

# काव्यकुंज.

## મારી શિષ્યાને.

મન્દાક્રાન્તા: –

મારી શિષ્યા વરસ નવની ભોળી કુમારિકા હો !
તારૂં કુંળું હૃદય જગમાં ના જડે અન્ય સ્થાને;
તારાં નેત્રો મહિંથી વરસે ધાર વ્હેની ! અમીની,
તારાં વેણો શુણીજ સમજું શાસ્ત્ર નિર્દોષતાનું.

હું શીખાવું કંઈક તુજને પાઠ લેખાં હિસાબો,
તું શીખાવે નવ ન મુજને વિશ્વના ગૂઢ મન્ત્રો;
શીખી લેછે તુરત પળમાં વસ્તુ જે જે શીખાવું,
મેધાવિની ! રસિક નવલાં સૂત્ર તું શોધી કાઢે.

તું ખેલેછે ચપળ હરિણી ખેલતી પેલી પેઠે,
જાણે ના તું જગત મહિં આ બન્ધનો શું હશે ને;
તું જાણે કે સરલ હૃદયે મ્હાલશું આમ આમ;
ચિન્તા વિના જીવન સઘળું શાન્ત વીતીજ જાશે.

ગાંડી ! ઘેલી ! ઘડી વિરમ તું મૂક વિચાર ઘેલા,
દેખાશે આ વરસ ત્રણમાં ફેરફારો નવીના;
તું બંધાશે લગન તણી એ સાંકળોથી પછી તો,
રૂઢી કેરા પ્રબલ કરના જૂલ્મ પ્રત્યક્ષ થાવે.

માતા થાશે સમય વહુતાં બાલુડાંની તું બાલે !
તે પ્રત્યેની કઠિન ફરજો આંખ તારી ઉઘાડે;
તેવા બીજા અગણિત ગઢો જીતીને શાન્ત થાવું,
એવી આજ્ઞા વખત વખતે શાસ્ત્ર જૂનાં ઉચારે.

રાખી તારા મગજ મહિં તે આશયો ઉચ્ચ ઉંચા,
પત્ની થાજે પ્રિય પતિ તણી કોડથી પ્રેમવાળી;
વ્હેની ! થાજે ગૃહિણી નમણી આર્યસંસાર દીપે,
માતા થાજે વીર તનયની દેશ ગીતે ગવાવા !

× × × × ×

આવું રૂડું કુસુમ વિકસે એકલું ને અજાણ્યું,
ભોક્તા તેનો જગત મહિં આ ભાગ્યશાળી હશે હો !
તેનાં પુણ્યો બળ બહુ કરી ઊગતાં પાસ આવે—
છાઈ દેવા જીવન રસને પ્રેમ સૌન્દર્યથી તે !!!

मद.

# સુન્દરી સુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઇના શબ્દોમાં કહીએ તેઃ "સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને ક્લેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઇ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર્-વિકાસોની ઉર્મિયોમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને અન્તે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૮ મું.] ઈ. સ. ૧૯૧૧, માર્ચઃ—ફાલ્ગુન, વિ. સં. ૧૯૬૭. [અંક ૭ મો.

## ઉદય ગુંજન.

મનુષ્યો કહે છે કે અમારી જિંદગી નિષ્ફળ ગઈ છે, અને અમે દુનિયાંમાં કાંઈજ કર્યું નથી; ફક્ત દુઃખ અને ચિન્તા અમે સહન કરતા આવ્યા છીએ, અને અમારો આત્મા પાપ તથા કલેશમાં વધારે વધારે પડતો જાય છે!

માણસ માત્ર દેખાવ ઉપરથીજ પોતાનાં અનુમાન બાંધે છે; પણ ઇશ્વર ત્હેના કરતાં ઘણે વધારે દૂર જોઈ શકે છે; અને ઇશ્વર જાણે છે કે પ્રયત્ન કરતા મનુષ્યને લોભ, લાગણી, આશા, નિર્બળતા-વગેરે અનેક ઉપાધિઓનાં પરસ્પર અથડાતાં મોજાઓની વચ્ચે ઉભા રહીને મહેનત કરવાની છે.

કામ અને ત્હેનાં પરિણામ ઉપરથી માણસ પોતાનો અભિપ્રાય બાંધે છે; પરન્તુ ઇશ્વર આત્માના દરેક છુપા પ્રયાસની પણ ગણના કરે છેઃ પ્રભુ જાણે છે કે ન્યાય અને સત્યની વૃત્તિ કરતાં પાપબુદ્ધિ ઘણી વાર વધી જાય છે ને સારાં કામની આડે આવે છે!

ઇશ્વર દરેક નિસાસો અને આંસુ જુવે છે, અને કોઈ જાણે નહિં એવા આપણા પ્રત્યેક પ્રયાસ અને નિરાશાની પણ નોંધ ત્હેની પાસે થાય છે; તો કોણ એમ કહી શકશે કે,—આપણે જેને અહિં 'પરાજય' માનીએ છીએ ત્હેનો અર્થ પ્રભુના પરમધામમાં 'વિજય' નહિં થતો હોય?

# काव्यकुंज.

## મારી શિષ્યાને.

મન્દાક્રાન્તાઃ—

મારી શિષ્યા વરસ નવની ભોળી કુમારિકા હો !
તારૂં કુંળું હૃદય જગમાં ના જડે અન્ય સ્થાને;
તારાં નેત્રો મહિંથી વરસે ધાર બ્હેની ! અમીની,
તારાં વેણો શુભુંજ સમજું શાસ્ત્ર નિર્દોષતાનું.

હું શીખાવું કંઈક તુજને પાઠ લેખાં હિસાબો,
તું શીખાવે નવ ન મુજને વિશ્વના ગૂઢ મન્ત્રો;
શીખી લેછે તુરત પળમાં વસ્તુ જે જે શીખાવું,
મેધાવિની ! રસિક નવલાં સૂત્ર તું શોધી કાઢે.

તું ખેલેછે ચપળ હરિણી ખેલતી પેલી પેઠે,
જાણે ના તું જગત મહિં આ બન્ધનો શું હશે ને;
તું જાણે કે સરલ હૃદયે મ્હાલશું આમ આમ;
ચિન્તા વિના જીવન સઘળું શાન્ત વીતીજ જાશે.

ગાંડી ! ઘેલી ! ઘડી વિરમ તું મૂક વિચાર ઘેલા,
દેખાશે આ વરસ ત્રણમાં ફેરફારો નવીના;
તું બંધાશે લગન તણી એ સાંકળોથી પછી તો,
રૂઢી કેરા પ્રબલ કરના જૂલ્મ પ્રત્યક્ષ થાવે.

માતા થાશે સમય વહતાં બાલુડાંની તું બાલે !
તે પ્રત્યેની કઠિન ફરજે આંખ તારી ઉઘાડે;
તેવા બીજા અગણિત ગઢો જીતીને શાન્ત થાવું,
એવી આજ્ઞા વખત વખતે શાસ્ત્ર જૂનાં ઉચારે.

રાખી તારા મગજ મહિં તે આશયો ઉંચ ઉંચા,
પત્ની થાજે પ્રિય પતિ તણી કોડથી પ્રેમવાળી;
બ્હેની ! થાજે ગૃહિણી નમણી આર્યસંસાર દીપે,
માતા થાજે વીર તનયની દેશ ગીતે ગવાયા !

× × × × ×

આવું રૂડું કુસુમ વિકસે એકલું ને અજાણ્યું,
લોકતા તેનો જગત મહિં આ ભાગ્યશાળી હશે હો !
તેનાં પુષ્પો બળ બહુ કરી ઊગતાં પાસ આવે—
છાઈ દેવાં જીવન રસને પ્રેમ સૌન્દર્યથી તે ! ! !

## પ્રભુશ્રીની પધરામણી.

ગરબી:— અજવાળ્યું આંગણીયું મ્હારૂં આજ શું !
મુજ અંતરના નાથ પ્રભુ પધરાય જો,
પાવન કીધી પર્ણકુટી આ દીનની,
મંગળ ચરણ-કમળની રજ છવરાય જો—અજવાળ્યું.

અંતર-દ્વારો આ ઉઘાડયાં આજ મેં,
અંદર આવો, વાસ વસો ચિરકાળ જો,
શાન્તિ, સુખ, સધૃતિ રહો વાસો વસી,
નાથ તણા શુદ્ધ-મંગળ સ્વરૂપ સાથ જો—અજવાળ્યું.

નેણ ભરી ભરી નિરખું નાથ નિરંજન,
તૃપ્ત કરૂં ઇંદ્રિય-અંતરનો તંત્ર જો,
વારૂં આતમ-સર્વસ્વ ઓવારણે,
તત્વમસિ અપરોક્ષ અનુભવ મંત્ર જો—અજવાળ્યું.

ઉરઉદધિના ઉર્મિ અનહદ ઉછળે,
આતમનો અમૃત-રસ આ રેલાય જો,
અંતરના સ્વામીને શું અભિષેકતાં,
ભેદતણી આ જડ ભેખડ ભેદાય જો—અજવાળ્યું.

વણ વાદળ વરસ્યા મેહુલા માંહડા!
વણ આદિત અજવાળ્યાં આ ત્રિપૂર જો,
હૃદય-નાથની પરમ પ્રભા પ્રકટી રહી,
ચિદાનંદ રસ અદ્દભુત રેલે ઉર જો—અજવાળ્યું.

રસિક.

## " માના લ્હાવ. "

માનાં બાળક કાલું બોલે; બોલે બોલે માતો ડોલે !
માનાં બાળક ખૂંદે ખોળે; માનાં હૈયાં ચ્હડે હિંડોળે !
માનાં બાળક ફરતાં નાચે; માને મ્હોંયે મેલ ન લાધે !
માનાં બાળક હેરી હસાવે; માને ઘેલાંતૂર બનાવે !
"મા ! મા" કહી બાળક બોલાવે; મા ચૂમી વ્હાલે ન્હવરાવે !
માનાં બાળક સ્હોડે સૂવે; મા બાળકમાં પ્રભુને જૂવે !
માનાં બાળક ઘૂમે ને મ્હાલે; માને બાળક જેવાં બનાવે !
બાળલીલા ને માની માયા; ધન્ય જન્મ જેણે એતો જોયાં !

લલિત.

# वार्तालहरी.

## પોસ્ટ માસ્તર.

નોકરીએ રહેતાં વેંતજ પોસ્ટ માસ્તરને ઉલાપુર આવવું પડયું હતું. ઉલાપુર ન્હાનું ગામડું હતું. ત્યાં એક ગળી બનાવવાનું કારખાનું હતું. કારખાનાના સાહેબે મહા મુશ્કીબતે અહીંયા પોસ્ટ ઓફીસની સ્થાપના કરાવી હતી.

આપણો પોસ્ટ માસ્તર શહેરનિવાસી હતો. આ પોસ્ટ ઓફિસમાં તેની સ્થિતિ જળથી વિખૂટી પડેલી માછલી સમાન હતી. માટી અને ઘાસથી છાજેલા પ્રકાશ રહીત એક ઘરની પોસ્ટ ઓફીસ બનાવી હતી. ત્યાંથી થોડે દુર બરૂ અને નિરૂપયોગી ઘાસથી ઢંકાયલું એક તળાવ હતું. તેના કીનારા ઉપર ઘીચ ઝાડી આવેલી હતી. કારખાનાના સેવકોને અવકાશ મુદલ મળતો નહોતો; તેમજ તેઓ સદ્‌ગૃહસ્થોની સંગતને લાયક પણ નહોતા.

માસ્તર સ્વભાવે શરમાળ હતો. અપરિચિત મનુષ્યો સાથે છુટથી ભળી જવાની તેને ટેવ નહોતી, અને તેથી ત્યાંના રહેવાસીઓ સાથે તેણે ઝાઝો પરિચય કર્યો નહોતો. પોસ્ટ ઓફીસમાં કામ પણ ઝાઝું નહોતું. તેથી અન્ય કાર્યના અભાવે કોઇ કોઇ સમયે તે કાવ્યમાં પણ માથું મારતો હતો. "પવનથી ડોલતાં વૃક્ષ અને કોમળ લતા ઉપર, અને મેઘમંડળમાં ગમન કરતાં વાદળાં તરફ દ્રષ્ટી કરતાં જીવન સુખમય બની જાય છે" એવો મનોભાવ તે પોતાની કવિતાઓમાં પ્રગટ કરતો. કદાચ "અરેબિઅન નાઇટ" માંનો એકાદ જીન આવી એકજ રાત્રીમાં વૃક્ષોને જડમુળથી ઉખેડી જમિનદોસ્ત કરી નાંખત, ભુમી ઉપર પથ્થરથી જડેલા માર્ગો બનાવત, અને ભવ્ય હવેલીઓની હારની હાર બનાવી ગગનમંડળના વાદળાઓ તેની દ્રષ્ટીથી છુપાવત, તો આ સદ્‌ગૃહસ્થ નવું જીવન ધારણ કરત કે નહીં તે તો પરમાત્મા જાણે !

પોસ્ટ માસ્તરનો પગાર બહુજ થોડો હતો.-પોતાને માટે રસોઇ તેને પોતાનેજ કરવી પડતી. તે ગામની એક ઘરબાર રહીત અનાથ બાળા તેનું ગૃહકાર્ય કરતી, જેના બદલામાં તેને ત્યાં ખાવાનું મળતું. તે બાળાનું નામ રતન હતું. વયમાં તે બારતેર વર્ષની હતી. તેના લગ્ન થવાનો સંભવ થોડો હતો. માંબાપ વગરની રઝળતી બાળાને પરણવા કોણ તત્પર થાય ? ઇશ્વર કૃપા કરે અને તેનું દુઃખ દીલે ધરે, તોજ બીચારી નીરાધાર, અનાથ બાળાને સુખનો સમય આવે.

સંધ્યાકાળે જ્યારે તે ગામની ગૌશાળાઓમાંથી ધુમાડાના ગોટગોટ નીકળી ચોપાસ પ્રસરી જતા, જ્યારે આખો દીવસ એકજ સ્થળે પડાવ નાંખી પડી રહીને સંધ્યાસમયની સમીર લહરીઓનો ઉપભોગ કરતાં ક્ષુધાતુર થયેલા મચ્છરો મનુષ્ય નીવાસ તરફ આગમન કરતા હતા; જ્યારે ગીચ ઝાડીમાંથી તમરાનો અવાજ નીકળતો હતો, જ્યારે ગવૈયાઓના ઝાંઝ અને મૃદંગનો તીવ્રનાદ કર્ણેન્દ્રિયમાં પ્રવેશતો. અને જ્યારે માટીના ઘરની અંધારી પરસાળમાં તે બેસતો તે વખતે વૃક્ષોના કમ્પવાથી તે કવીના હૃદયમાં પણ કંપારી ઉત્પન્ન થતી, ત્યારે પોસ્ટમાસ્તર પોતાના ઓરડાના ખુણામાં ઝાંખો દીવો પ્રકટાવતો, અને હાંક મારતો, "રતન !" બારણા આગળ બેઠીબેઠી રતન આ હાંકની રાહ જોતી હતી, પરંતુ પહેલીજ હાંકે અંદર આવવાને બદલે તે પુછતી "ભાઇ ! તમે મને બોલાવો છો ?"

પોસ્ટ માસ્તર—કેમ તું હમણાં કંઇ કામમાં છું ?

રતન—મારે હમણાંજ ચુલો સળગાવવો છે.

પોસ્ટ માસ્તર—કંઇ નહીં ચુલાની હાયવોય કર માં. તે પછી થઇ રહેશે. પણ પહેલાં મને ચલમ પીવી છે તે ભરી આપ.

હમેશાં આવી રીતે વખત વીતતો હતો. આજે પણ પોસ્ટ માસ્તરે ચલમ ભરી લાવવાનો હુકમ આપ્યો. થોડીજવારમાં રતન ચલમને ફુંકતી ફુંકતી ગાલ ફુલાવતી અંદર આવી. તેના હાથમાંથી પોસ્ટ માસ્તરે ચલમ લઇ લીધી અને સહજ પ્રશ્ન પુછ્યો, "રતન! તને તારી મા યાદ આવે છે ? "

ખરે ! એ બહુ લાંબી વાત હતી. કોઇ કોઇ બાબત તેને યાદ હતી અને ઘણી બાબતો તેના સ્મરણમાંથી સરી ગઇ હતી. કેટલીક બાબતોનું તેને વિસ્મરણ થયું હતું. પોતાની માતાના કરતાં પીતા પોતાને વધારે ચ્હાતો હતો, એ બાબતનું તેને ઝાંખું સ્મરણ હતું. તે આખા દીવસનો પરિશ્રમ વેઠીને સંધ્યાકાળે ઘરે આવતો હતો વિગેરે; એવા બેચાર પ્રસંગો તેના સ્મરણમાં ચિત્રરૂપે અંકિત થયા હતા. આવી રીતે વાતો કરતી કરતી રતન પોસ્ટ માસ્તરના પગ આગળ જમીન ઉપર બેસતી. તેને પોતાનો એક નાનો ભાઇ યાદ હતો. લાંબા વખત ઉપર તેની સાથે ચોમાસાની ઋતુમાં એક વૃક્ષપરથી તુટી પડેલી ડાળીની માછલી પકડવાની સોટી બનાવી તળાવમાં માછલીઓ સાથે ગમ્મત કરવા તે ગઇ હતી. આ વાત અન્ય ગંભીર વાતો કરતાં પણ વધારે વાર તેના મસ્તકમાં ઉપસ્થિત થતી. આમ વાર્તાવિનોદ કરતાં રાત બહુ વીતતી, અને માત્ર પ્રમાદ-આળસને લીધે પોસ્ટ માસ્તરને રસોઇ કરવાનું મન થતું નહીં. હમેશાં સવારની રસોઇમાંથી થોડી દાળ કે ખીચડી પડી રહેતી, અને રતન તરતજ ચુલો સળગાવીને થોડાક રોટલા ઘડી નાંખતી. ટાઢી દાળ કે ખીચડી અને રોટલા કે ભાખરી એજ તેઓનો સાયંકાળનો ખોરાક હતો.

કોઇ કોઇ વખતે તે માટીના ઘરના એકાદ ખુણામાં પોતાની ઓફીસના લાકડાના બાંકડા ઉપર બેસી, પોસ્ટ માસ્તર પોતાના ઘરની વાતો કરતો હતો; અને પોતાના ન્હાના બંધુ, માતા, મ્હોટી બ્હેન વીગેરે જેને માટે પોતાના વતનથી બહુ દુર આવેલી આ અજાણી ભુમીમાં પોતાનું હૃદય દુભાતું હતું તેની વાતો કહેતો. પોતાના મનમાં દ્રઢ વાસ કરી રહેલી બાબતો જે ગળીના કારખાનાના ગુમાસ્તાઓ પાસે પ્રકટ કરી શકાતી નહોતી, તે બાબતો આ અશિક્ષિત ગ્રામ્યવાસી છોકરી પાસે જરા પણ અયોગ્યતા કે અનૌચિત્યનો વિચાર કર્યા વગર તે કહેતો. અંતે તેઓ વચ્ચે એટલો દ્રઢ સુપરિચય થયો કે તે બાળા, તેના ઘરના માણસોની વાત કરતી વખતે તેઓને " મા-બ્હેન-ભાઇ વીગેરે શબ્દોથી સંબોધતી. કાં જાણે તે તેઓને નાનપણથીજ ઓળખતી ન હોય ? પોસ્ટ માસ્તરે કરેલા તેઓના વર્ણન ઉપરથી પોતાના હૃદયની સુક્ષ્મ સ્મરણપોથી ઉપર પોતાની કલ્પનામાં તેઓની આકૃતી દોરવાનો પણ તેણે યત્ન કર્યો હતો.

વર્ષાઋતુ ચાલતી હતી. સમય બપોરનો હતો. આકાશ નિર્મળ હતું. મંદ ઉષ્ણ સમીરલહરીઓ વહતી હતી. ભીના ઘાસ અને વૃક્ષોમાંથી વિચિત્ર સુવાસ નીકળતી હતી. કંટાળેલી પૃથ્વીનો ઉષ્ણ શ્વાસ મનુષ્યોના શરીર ઉપર આવી પડતો હોય તેમ જણાતું હતું.

એક હડીલું પક્ષી કુદરતના ન્યાયમન્દિર પાસે કંટાળો ઉપજાવે એવા ખેદદર્શક અવાજથી, દુરાગ્રહથી ફરિયાદની પરંપરા ચલાવતું હતું. પોસ્ટ માસ્તરને અત્યારે કંઇ કામ નહોતું. પવનથી ધ્રુજતાં, સુંવાળાં, સૂર્યથી પ્રકાશીત બનેલાં વૃક્ષના પાંદડાઓ અને મેઘજળમાં સ્નાન કરી સ્વચ્છ બનેલાં કુંપળીઓ–અને વર્ષાઋતુના અંતનાં છુટાં છવાયાં સ્વચ્છ વાદળાંઓ–આ સર્વનો દેખાવ બહુ રમણીય બન્યો હતો.

પોસ્ટ માસ્તર આ સર્વ જોઇ રહ્યો અને તેના મનમાં વિચારો આવવા લાગ્યા, "અત્યારે મારા હૃદયને વહાલું લાગતું એકાદ જણ મારી પાસે હોય તો કેવું સારૂં ! મારા હૃદયમાં વાસ કરી રહેલી પ્રેમ અને સ્નેહની મુર્તિ મારી સમક્ષ હોય તો કેવો આનંદ, અહાહા ! " વિચારના વમળમાં અટવાતાં તેને જણાયું કે તે દુરાગ્રહી પક્ષી પણ એજ વાત વારંવાર ઉચ્ચારતું હતું, અને ત્યાં આવેલાં વૃક્ષોના ફડફડાટથી પણ એજ વીચાર ઉત્પન્ન થતો હતો. આ વાત કોઇ નહીં માને–કોઇ નહીં જાણે–છતાં પણ એક નાના ગામડામાં થોડા પગાર ઉપર રહેલા પોસ્ટ માસ્તરના હૃદયમાં તે રજાના દીવસના શાંત બપોરે આવી લાગણીઓ ઉદ્દભવી હતી.

પોસ્ટ માસ્તરે એક દીર્ઘ વિશ્વાસ નાંખ્યો, અને હાંક મારી "રતન !" રતન તે વખતે નીરાંતે જમીન ઉપર બેઠી બેઠી જામફળ ખાતી હતી. પોતાના શેઠનો અવાજ કાને પડતાંજ તે સત્વર ત્યાં દોડતી આવી અને પુછ્યું, " મોટાભાઇ, તમે મને બોલાવી ?"

" હા. અહીં બેસ. જો હું તને એક વાત કહું. તને વાંચતાં લખતાં આવડતું નથી એ બહુ ખોટું છે. વાંચતાં લખતાં શીખવાથી અનેક ફાયદા થાય છે. તને શીખવાનું મન થાય છે કે નહીં ? "

" ભાઇ ! જેનાથી ફાયદો હોય તેવું કામ કોને ન ગમે ? પણ મારાથી શીખી કેમ શકાય ? મને કોણ શીખવે ? "

" તે બાબત તારે કંઇ ચીંતા કરવી નહીં. હું પોતે તને આજથી બરાબર શીખવવાનો પ્રારંભ કરીશ. રોજ હું તને થોડા ટુંકાટુંકા પાઠો વાંચવાનું કહીશ. ચાલ અત્યારથીજ તને શીખવવાનું કામ શરૂ કરીએ. " બપોરનો સઘળો વખત તેણે રતનને મૂળાક્ષર શીખવવામાં ગાળ્યો. આવી રીતે થોડાજ દીવસમાં જોડાક્ષર પણ તેને આવડી ગયા.

શ્રાવણ માસ ચાલતો હતો. મેઘરાજા મુસળધાર જળવૃષ્ટી કરી રહ્યા હતા. ખાડા, ખાબોચીઆં, તળાવો, વગેરે પાણીથી ઉભરાઇ જવા લાગ્યાં. દીવસ અને રાત વરસાદનો ધ્વની અને દેડકાંનો ડ્રાંઉં ડ્રાંઉં અવાજ કર્ણેન્દ્રિયમાં પ્રવેશ કરી રહ્યો હતો. ગામડાનો માર્ગ આવજાને માટે બંધ થઇ પડયો હતો. માત્ર મછવામાં બેસીને બજારમાં જઇ શકાતું.

એક દીવસે સવારથીજ ધમધોકાર વરસાદ વરસતો હતો. પોસ્ટ માસ્તરની શીષ્યા–ગામડીયણ રતન દ્વાર પાસે બહુવાર બેઠી થઇ. છતાં પણ રોજ પ્રમાણે હાંક નહીં સાંભળવાથી તે પોતાના પુસ્તક અને કાગળીઆ સાથે લઇને ઓરડામાં દાખલ થઇ. તેણે પોસ્ટ માસ્તરને બીછાના ઉપર પડેલો જોયો. તે સ્હેજ ઉંઘી ગયો હશે એમ ધારી તે

ઓરડામાંથી બહાર આવવાની તૈયારી કરતી હતી, એટલામાં તરતજ "રતન!" એ શબ્દ તેના કાને પડયો. એકદમ તેણે પાછળ જોયું અને પ્રશ્ન કર્યો, "મોટાભાઇ, તમે સુતા હતા ?"

પોસ્ટ માસ્તરે ફરીયાદસુચક અવાજે કહ્યું, "આજ મને ઠીક નથી. રતન, મારૂં દીલ તો જો."

મુસળધાર વરસાદમાં તદન અજાણ્યા સ્થળમાં એકલો અને માંદો પડેલો મનુષ્ય પોતાની સારવારને માટે વલખાં મારે છે. પોતાના કપાળ ઉપર કંકણથી સુશોભીત કોમળ હસ્તનો મધુર સ્પર્શ તેને યાદ આવે છે. માંદગીના બીછાના આગળ માતા અથવા ભગીની સમાન સ્નેહથી સારવાર કરનારની હાજરીની તે જીજ્ઞાસા ધરાવે છે. આ પ્રવાસીની આવી ઇચ્છા તૃપ્ત થયા વગર રહી નહીં. રતન હવે નાની છોકરી નહોતી. તરતજ તેની સુશ્રુષા કરવાનું કાર્ય પોતે ઉપાડી લીધું. તે વૈદને બોલાવી આવી અને ગોળીઓ નિયમસર ખવરાવવા લાગી. તે આખી રાત તેના બીછાના આગળ બેસી રહી તેને વાસ્તે રૂચતું ખાવાનું બનાવ્યા કરતી, અને વારંવાર "કેમ ભાઇ! હવે તમને કંઇક આરામ જણાય છે કે નહીં ?" એવા પ્રશ્નો પુછયા કરતી.

ઘણા દીવસો પછી પોસ્ટ માસ્તર મંદવાડમાંથી ઉઠયો. તેનું શરીર કૃશ, દુર્બળ બની ગયું હતું. તેણે નીશ્ચય કર્યો કે ગમે તેમ થાય પણ અહીં વધારે વાર ન રોકાવું અને કોઇ બીજે સ્થળે પોતાની બદલી કરાવવી. તે સ્થળની અનારોગ્યતાના બ્હાને તેણે કલકત્તાના પોસ્ટ ખાતાના વડાને પોતાની બદલી માટે અરજી કરી.

માંદા માણસની સુશ્રુષા કરવાના કાર્યથી મુક્ત થયા પછી રતન દ્વાર બહાર બેસવા લાગી. પરંતુ હવે તે આગળની માફક હાંક સાંભળતી નહોતી. કોઇ કોઇ વેળા તે ઓરડામાં ડોકીયું કરતી, તો પોસ્ટ માસ્તર શૂન્ય સ્થિતિમાં બાંકડા ઉપર બેઠેલો અથવા બીછાનામાં સુતેલો જણાતો હતો. રતન દ્વાર આગળ તેના હુકમની રાહ જોઇ બેસી રહેતી, ત્યારે પોસ્ટ માસ્તર ઉત્સુક હૃદયથી પોતે કરેલી અરજીના ઉત્તરની વાટ જોતો હતો.

દ્વાર આગળ બેઠાં બેઠાં રતન પોતાના પાઠો વારંવાર વાંચતી. પોતાની પરીક્ષા લેવાનો વખત આવે ત્યારે કદાચ જોડાક્ષરમાં પોતે ગુંચવાઇ જાય એવી તેને ભીતિ હતી. ઘણો વખત વીત્યો, પરંતુ તેની ધારણા પાર પડી નહીં. અંતે એક અઠવાડીઆ પછી એક દિવસ સાંજે રતને હાંક સાંભળી. રતન સહર્ષ ઓરડામાં આવી અને પુછ્યું "મોટાભાઇ! તમે મને બોલાવી ?"

પોસ્ટમાસ્તરે કહ્યું, "રતન, હું આવતી કાલે અહીંથી ચાલ્યો જવાનો છું."

પોસ્ટમાસ્તરના આજના અવાજમાં રતનને કંઇક વીચીત્રતા લાગી. તેની જીજ્ઞાસા વધી અને ત્વરાથી તેણે પુછ્યું "તમે ક્યાં જવાના છો, મોટાભાઈ ?"

"હું ઘરે જનાર છું."

"તમે પાછા ક્યારે આવશો ?"

"હું અહીં પાછો આવવાનો નથી."

રતનને તો આ સર્વ આશ્ચર્ય લાગ્યું. તેણે વધારે સવાલ પુછયા નહીં. પોસ્ટમાસ્તરે પોતેજ સર્વ વાત કરી, "રતન! મેં પોતે મારી બદલી માટે અરજી કરી હતી, પરંતુ

તે નામંજુર થઇ. તેટલા માટે આ નોકરીનું મેં રાજીનામું આપ્યું છે, અને હું હવે મારે ઘરે જાઉં છું."

થોડો વખત સુધી તે બેમાંથી કોઇ એક શબ્દ પણ બોલ્યું નહીં. દીવો ઝાંખો બળતો હતો, અને જુનાખખ થઇ ગયેલા છાપરામાંની એક તડમાંથી જમીન ઉપર મુકી રાખેલા એક માટીનાં વાસણમાં 'ટપટપ' કરતાં વરસાદનાં ટીપાં પડતાં હતાં.

થોડો સમય વીત્યા પછી રતન ધીમેથી ઉઠી ને ભાખરી બનાવવાને માટે રસોડામાં ગઇ. પરંતુ અન્ય દીવસોની માફક ત્વરાથી તે બનાવી શકી નહીં. તેના મનમાં અનેક વીચાર તરંગો ઉત્પન્ન થયાં. પોસ્ટ માસ્તર જમી રહ્યા ત્યારે રતને તેને પુછ્યું "મોટાભાઇ! તમે મને તમારી સાથે તમારે ઘરે લઇ જશો ?"

પોસ્ટમાસ્તર વીચારમાં પડી ગયો. તે હસ્યો અને બોલ્યો, "રતન! એમ કેમ બને ? મારાથી તને સાથે તેડી જવાય નહીં." શા માટે તેને સાથે ન લઇ જવાય એવું કારણ સમજાવવાની તેને જરૂર જણાઇ નહીં.

આખી રાત ઉંઘમાં કે જાગ્રતાવસ્થામાં રતનના કાનમાં પોસ્ટમાસ્તરના 'એમ કેમ બને ?' એ હાસ્યપુર્ણ શબ્દોના ભણકારા વાગ્યા કરતા હતા.

સવારના પહોરમાં પથારીનો ત્યાગ કરતાંજ, પોસ્ટમાસ્તરને જણાયું કે પોતાને ન્હાવાને માટે પાણી તૈયાર હતું. નાનપણથીજ તેને નદીના નિર્મળ જળથી ન્હાવાની ટેવ પડી હતી, અને અહીં પણ તે ઠંડા પાણીથીજ ન્હાતો. ગમે તે કારણ હોય, પરંતુ રતન પોસ્ટ માસ્તર ક્યારે જવાનો છે તે પુછી શકી નહીં. કદાચ સવારના પહોરમાં એને સ્નાન કરવું હોય એવો વિચાર કરી, રતન મોડી રાત્રીએ નદીએથી પાણી ભરી આવી હતી. સ્નાન કરી રહ્યા પછી પોસ્ટમાસ્તરે રતનને પોતાની પાસે બોલાવી. ધીમે પગલે તે ત્યાં આવી, અને તેના હુકમની રાહ જોતી શાંતિથી તેની મુખમુદ્રા તરફ તાકી રહી. તેનો શેઠ-પોસ્ટમાસ્તર બોલ્યો, "રતન! હું જાઉં છું. પરંતુ હું જઇશ તે પહેલાં મારી જગ્યાએ જે માણસ આવનાર છે તેને હું ભલામણ કરી જઇશ, જેથી મેં તારી સંભાળ લીધી છે તેવીજ રીતે તે પણ તારી સંભાળ લેશે. હું જાઉં છું તેથી તારે કોઇ જાતનો ઉચાટ કરવો નહીં."

ખરે! આ શબ્દો માયાળુ અને સ્નેહી હૃદયમાંથી ઉપસ્થીત થયા હતા—શુદ્ધ અંતઃકરણની લાગણીઓ દર્શાવનારા હતા. છતાં તે શું કામના ? સ્ત્રીનું હૃદય કોણ પારખી શકે ! તેના મનની વાત કોણ જાણી શકે ? અનેક વખતે રતને પોતાના શેઠનાં ઠપકાભર્યાં વચનો શાંત ચિત્તે સાંભળ્યાં હતાં, અને સહન પણ કર્યા હતા. પરંતુ આજે અત્યારે આ સભ્ય વચનો તેનાથી સહન થયાં નહીં. તેનું હૃદય ભરાઇ આવ્યું; તે ખુબ રડી, અને બોલી "નહીં, નહીં, મોટાભાઇ, તમારે મારે માટે કોઇને ભલામણ કરવી નહીં. હું અહીં રહેવાની નથી."

રતનને આવું વર્તન ચલાવતાં પોસ્ટમાસ્તરે કદી પણ જોઇ નહોતી. આજે તેને આવો જવાબ આપતી જોઇ તે આશ્ચર્યચકિત બની ગયો.

નવો પોસ્ટમાસ્તર આવ્યો. પોતાનું કામ તેને બતાવીને-સઘળો ચાર્જ તેને સોંપીને, આપણો પોસ્ટમાસ્તર જવાને તત્પર બન્યો. છુટા પડતી વખતે તેણે રતનને હાંક મારી

અને કહ્યું " રતન ! આજ સુધી હું તને કંઇ આપી શક્યો નથી.. અત્યારે ર઼ વખતે-તારાથી છુટા પડતી વખતે હું તને કંઇક આપું છું, જેનાથી થોડા દિવસ તારો નિર્વાહ ચાલશે." પોતે અહીં જે પૈસા કમાયો હતો તે તેણે કોથળીમાંથી કાઢ્યા, અને માત્ર મુસાફરીમાં ખરચવા જેટલા પૈસા પોતાની પાસે રાખી બાકીન નને આપવા માંડ્યાં. રતન તેના પગે પડી, અને તેના ચરણ પકડીને બોલી, " ભાઇ ! હું નમ્રતાથી તમારી પાસે યાચના કરૂં છું કે કૃપા કરી મને કંઇ પણ આ વીચાર ન કરો. હું હતભાગીની છું. મારે માટે કાળજી કરવાની કોઇને જરૂર ન આટલાં વચન ઉચ્ચારીને તે તે સ્થળેથી દોડી ગઇ-અદ્રશ્ય થઇ !

આપણા પોસ્ટમાસ્તરે દીર્ઘ નીશ્વાસ નાંખ્યો. તેણે હાથમાં પોટકું લીધું, ખભ છત્રી ધરી, આશમાની અને સફેદ રંગના પટ્ટાવાળો વીચીત્ર ટ્રંક મજુરને માથે અને ધીમે ડગલે મછવા તરફ તેણે પ્રયાણ કર્યું.

જ્યારે તે મછવામાં બેઠો અને મછવો ઉપડયો, વર્ષાઋતુના પાણીના પુરથી છ અને વીસ્તૃત સરિતાનું જળ ચોતરફ અથડાવા અને પૃથ્વીમાતાનાં અશ્રુસમાન ર મારવા લાગ્યું; ત્યારે તેના હૃદયમાં તીવ્ર વેદના થવા લાગી. નિર્દોષ ગ્રામ્યબાળાના હૃદયદ્રાવક ચીત્ર અગાધ અને અવર્ણ્ય હૃદયભાર અને દુઃખ દર્શાવતું હતું. એક વ તેને એમજ થયું કે " હું ત્યાં પાછો જાઉં-તે એકલી, અટુલી, માબાપ રહિત, ની બાળાને મારી સાથે તેડી આવું." પરંતુ પવન સઢમાં ભરાઇ પેસી જળનૌકાને જતો હતો; વર્ષાઋતુનો ઉછળતો જળપ્રવાહ વિદ્યુતવેગે વહેતો હતો ગામ બહુ પાછળ ગયું હતું. સરીતાપટ પર નૃત્ય કરતી જળનૌકામાં બેઠેલા મુસાફરના હૃદયમાં : પ્રકાશ પડયો. તે વીચારવા લાગ્યો " આ જીવનમાં આવી રીતે જુદા પડવાના પ્રસંગો આવે છે-અસંખ્ય મનુષ્યો મૃત્યુશરણ થાય છેઃ તો પછી તે બાળાને ખાતર ફરવામાં શું લાભ ? "

પરંતુ રતનના મનમાં આવા સત્યનો પ્રકાશ પડયો નહોતો. હમેશાં તે અ નેત્ર મહીત પોસ્ટ ઓફીસની આસપાસ ભમ્યાં કરતી હતી. તે હમેશાં ત્યાં ચ અને નીરાશ થઇને ત્યાંથી પાછી જતી હતી. તેના હૃદયમાં આશાનો ઝાંખો તણખ કરી રહ્યા હતો કે કદાચ મોટાભાઇ-પોસ્ટમાસ્તર ત્યાં પાછો આવશે. આ વીચા બંધન સમાન થઇ પડયો હતો, અને એ સ્થળનો-પોસ્ટ ઓફીસનો તે ત્યાગ કરી શકતી ન

અહાહા ! અજ્ઞાન હૃદય મોહજાળ ભેદી શકતું નથી. ખરો વખત વીત્યા પ મનુષ્યને સાન અને ભાન આવે છે. સત્યને અળગું કરી અસત્ય આશાના ધુમાડાના બ ભરવા માટે મનુષ્યો પોતાનો પ્રાણ પણ આપી દેછે. પરંતુ છેવટે દુઃખાનુભવ થા હૃદયનું લોહી શોશાઇ જાય છે, આશા ઉડી જાય છે, ચોમેર નીરાશા નીરાશા નજરે છે, અને તે વખતે મનુષ્ય શુદ્ધિમાં આવે છે, તેને સત્યનું ભાન થાય છે છતાં હૃદય શાંત થતું નથી; અને પુનઃ બીજી ઇંદ્રજાળમાં-મોહજાળમાં ફસાવા માટે તેનું ઉત્સુક બને છે-વગર વિચારે વૃથા વલખાં મારે છે !*

તારાચન્દ્ર.

## " સુભા. "

( " મૉડર્ન રિવ્યુ " ઉપરથી. )

૧

તે કન્યકાનુ અભિધાન સુભાષીણી હતું. પરંતુ ભવિષ્યમાં તે અવાચક રહેશે એમ કોણ જાણતું હતું? હેની મ્હોટી બ્હેનોનું નામ સુકેશીણી ને સુહાસીની હતું. લોકો સુભાષીણીને સુભા કહેતા હતા.

સુભાની મ્હોટી બ્હેનોનાં લગ્ન ઘણા ભપકાથી કરવામાં આવ્યાં હતાં. પરંતુ સુભા અવાચક હતી તેથી હેના લગ્ન વિષે હેના પિતાને બહુ ચિંતા થતી.

સુભા હેના જન્મથી હેના માતપિતાને દુઃખરૂપ હતી. બીજા માણસોથી દૂર રહેવા તે ઇચ્છતી અને જો હેના પિતા હેને ભૂલી જાય તો કેવું સારૂં એમ ધારતી, પરંતુ હેના પિતાના હૃદયમાં તે સર્વદા વિદ્યમાન હતી.

હેનો પિતા બનીકંથ હેને બહુ વ્હાલો હતો, પરંતુ હેની માતા હેને ધિક્કારતી અને શોકથી કહેતી કે મ્હારે પેટે આ પથરો ક્યાંથી પેદા થયો?

સુભા અવાચક હતી પરંતુ લાંબી શ્યામ આંખો હેનું સૌંદર્ય હતી અને જ્યારે હેને કંઇ લાગણી થતી ત્યારે તે હેના મૃદુ ઓષ્ઠો ફફડાવતી.

૨

સુભાના પિતાનું ગૃહ ચંદીપુરમાં હતું. હેની પાસે એક ન્હાની સરિતા વહેતી હતી. સરિતાની જમણી બાજુએ બનીકંથનું ગૃહ હતું. જ્યારે જ્યારે સુભા નવરી પડતી ત્યારે તે સરિતા તીરે આવતી હતી.

સુભાને ઘણા મિત્રો હતા. આ મિત્રો તે હેની વાડામાંની ગાયો હતી. આ ગાયોનું નામ શર્વશી અને પંગુલી હતું સુભા હેમને બોલાવવાને અશક્તિ હતી પરંતુ તેઓ હેમની ન્હાની શેઠાણીના પગલાં ઓળખતી હતી. સુભાના પ્રેમના અને પ્રાર્થનાના, ગુસ્સાના ને શોકના ચાળા તેઓ સમજતી હતી. સુભા વારંવાર વાડામાં જતી. હેમની ગરદન આસપાસ હેના હાથ વીંટતી. હેમના કર્ણ પાસે પોતાના ગાલ ઘસતી. પંગુલી હેના સામું ટગર ટગર જોતી અને હેનું શરીર પ્રેમથી ચાટતી. સુભા વાડામાં ત્રણ વખત જતી અને કોઇ કોઇવાર કામ પ્રસંગે પણ જતી. જ્યારે હેની માતા હેને સખ્ત ઠપકો આપતી ત્યારે તે હેના અવાચક મિત્રો આગળ આવતી. હેના શોકમય અને નમ્ર ચહેરાપરથી તેઓ હેના હૃદયનું દુઃખ સમજતાં હતાં. આ બન્ને ગાયો સંકટ સમયે હેના હાથ સાથે શીંગડાં ઘસતી અને હેમની ન્હાની શેઠાણીને શાંતિ આપતી.

૩

સુભાને પ્રતાપ નામે એક મિત્ર હતો. તે માછીમારનો ધંધો કરતો હતો. મધ્યાન્હે તે સર્વદા નદી તીરે આવતો. આ વખતે તેઓ બન્ને મળતાં હતાં. જ્યારે જ્યારે પ્રતાપ કંઇ કામ કરતો ત્યારે ત્યારે તે હેની સાથે એક મિત્ર રાખતો અને માછલી પકડતી વખતે શાંત માણસની જરૂર હોવાથી તે સુભાને વ્હાલો હતો.

પ્રતાપ પ્રેમથી સર્વદા સુભાને "સુ" કહેતો હતો. સુભા એક વૃક્ષ નીચે બેઠી છે, પ્રતાપ ત્હેની સામે ટગર ટગર જોતો હતો. સુભા સર્વદા સ્વહસ્તથી બનાવેલી પાનપટ્ટી ત્હેને આપતી. સુભા પ્રતાપ સામે જોતી અને વિચાર કરતી કે હું ત્હેને શી રીતે ઉપયોગી થઇશ અને ક્યારે ખાત્રી કરી આપીશ કે મ્હારામાં સ્ફુરતા જુસ્સો ને ચાંચલ્ય છે ? તે મહાન્ જગન્નિયંતા પ્રત્યે પ્રેમથી પ્રાર્થના કરતી. મ્હારામાં વિચિત્ર અને મહાન્ કામ કરવાની શક્તિ આપ કે જેથી પ્રતાપ આશ્ચર્ય પામી મ્હને પૂછે કે "સુ! સુ! ત્હારામાં આટલી બધી શક્તિ ક્યારે આવી ! "

સુભા હવે ઉમ્મર લાયક થઇ. ત્હેના પિતાને ત્હેના લગ્ન વિષે ચિંતા થવા માંડી. લોકો પણ આ વિષે વાતો કરવા લાગ્યા. ત્હેના પિતાને જ્ઞાતિબહાર મૂકવાને તૈયારી થવા માંડી. બનીકંથની સ્થિતિ સારી હોવાથી લોકો ત્હેની અદેખાઇ કરતા અને ત્હેના ઉપર વેર લેવા પ્રયત્ન કરતા.

બનીકંથ બહાર ગામ ગયો. ત્યાંથી આવ્યા પછી ત્હેણે કહ્યું " આપણે હવે કલકત્તા જવું છે. "

મુસાફરી માટે તૈયારી થવા લાગી. સુભા અતીશય દીલગીર થઇ. તે કંઇ સમજતી નહિ.

આજે પ્રતાપ માછલાં મારવા આવ્યો છે. સુભા નદી તીરે બેઠી છે. ત્હેણે કહ્યું "હે સુ! ત્હારા પિતાએ ત્હારે માટે પતિ શોધ્યો. તું તો હવે પરણવાની. મ્હને ભૂલતી નહીં હો."

સુભા હવે વધુ સમજી. ત્હેને થયું કે મ્હારે પરણવું પડશે. પરણવાના વિચારથી ત્હેનું હૃદય ચીરાઇ ગયું અને હરિણ જેમ શીકારી સામું જોઇ કહે "શામાટે ત્હેં મ્હને મારી નાંખ્યું ? તેમ સુભા પણ મનમાં વિચારતી. પિતાજી ? શામાટે ત્હમે મ્હને પરણાવો છો? સુભા ઝાડ તળેથી ઉઠી ગઇ–ત્હેનો પિતા ઘરે હોકો પીતા હતા ત્યાં ગઇ. ત્હેમને નમન કર્યું અને ત્હેમના સામું ટગર ટગર જોયું. અશ્રુઓ ત્હેની આંખમાંથી વહેવા લાગ્યાં. પિતાએ ત્હેને શાંત કરી પરંતુ તેનું હૃદય શાંત થયું નહિ.

બીજે દિવસે કલકત્તા જવાનું હતું. સ્વહસ્તથી સુભાએ ગાયોને ખડ નાંખ્યું અને પંપાળ્યું, ત્હેની ડોકે ત્હેના હાથ નાંખ્યા અને ત્હેના મિત્રોથી સદા માટે અશ્રુ સહિત જુદી પડી.

કલકત્તામાં એક દિવસે સુભાને સારાં વસ્ત્ર પહેરાવવામાં આવ્યાં ત્હેનું માથું ઓળવામાં આવ્યું. અમૂલ્ય ને અસંખ્ય ઘરેણાંઓ ત્હેને પહેરાવ્યાં. સુભાનાં ચક્ષુઓમાંથી અશ્રુ વહેતાં હતાં.

સુભાને માટે પસંદ કરેલો પતિ ત્હેના મિત્ર સહિત આવ્યો અને થોડીવાર પછી કહ્યું ઠીક છે, ઠીક છે.

થોડાએક દિવસ પછી લગ્ન થયાં અને સુભા ત્હેને સાસરે ગઇ. સર્વને તરત માલુમ પડ્યું કે તે અવાચક છે. સુભાનો ત્હેમાં કંઈ વાંક નહતો. ત્હેણે કોઇને છેતર્યાં નહતા. ઇશ્વર શિવાય કોઇપણ તેનું દુઃખ સમજતાં નહિ.

ત્હેના દુષ્ટ પતિએ દુષ્ટ બની બીજી કન્યા સામે પાણિગ્રહણ કર્યું.

બીજાને છેતરીને જ્ઞાતીની બીકને લીધે પાપી પિતાએ પોતાની અવાચક કન્યાને પરણાવી ત્હેનું પરિણામ શું આવ્યું? સુભા! તું અવિવાહીત રહી હોત તો ?

રમણીક ત્રિવેદી.

એ સિવાય ગળોનું સત્વ તથા ગળોના ભુકાનું સેવન કરવાથી પણ તાવમાં ઘણો ફાયદો થાય છે.

૧૦ સુદર્શન ચુરણ વૈદોને ત્યાં તથા જાણીતા ગાંધીઓને ત્યાં તૈયાર મળે છે, તે વાપરવાથી પણ તાવમાં સારો ફાયદો થાય છે.

૧૧ કરીઆતું, લીમડો, મામેજવો, કાળીજીરી, ફીડામારી, અને કડુ તથા સુંચળની ફાકીનું સેવન કરવાથી પણ તાવ ઉતરી જાય છે. અને ગામડાઓમાં તો ઘણે ભાગે તાવ ઉપર આવી સાદી, ઘરગતુ દવાઓજ વાપરવામાં આવે છે. અને એમાંથી કોઇ એકાદી ચીજનું સેવન કર્યું હોય, તો તેથી તાવ ઉતરી જાય છે. એ બધી ચીજો કેટલી વાપરવી તે ઘણી બૈરાંઓ જાણે છે, એટલે એની ખાસ વીગત આપી લંબાણ કરવાની જરૂર નથી, કારણ કે ઉમર, રોગીની પ્રકૃતિ, દવાની જાત વગેરે બધું તપાસીને કેટલી દવા આપવી તે નક્કી કરી શકાય છે. અને આ બધી દવાઓ એવી જાણીતી છે અને એવી ઘરગતુ છે તથા એવી નિર્દોષ છે કે તે જો થોડા વધારે પ્રમાણમાં લેવાણી હોય તો પણ તેથી કાંઇ બહુ નુકશાન થતું નથી, તેમજ ઓછા પ્રમાણમાં લીધી હોય તો તેથી પણ કાંઇ તેનો ગુણ જતો રહેતો નથી.

૧૨ ટાઢીઓ, એકાંતરો, તરીઓ, અને ચોથીઓ એ તાવને માટે એક ખાસ ઉપાય એ છે કે, અડધો તોલો ફટકડી બે તોલા સાકર અને એક તોલો લીંબુનો રસ તેનું સરબત બનાવી, તેમાં પાંચ તોલા પાણી નાંખી તાવ આવવાની ચાર કલાક અગાઉ પી જવું એટલે તેજ દહાડે તાવ આવતો અટકી જાય છે, અને કદી આવે તો પણ બહુજ થોડો આવે છે, એ દવા તાવ આવવાના દિવસે પાવી, પણ ચાર વાર લેવાથી એ જાતના લાંબા વખતના હઠીલા તાવો પણ ઉતરી જાય છે.

૧૩ આ સિવાય તાવને માટે બીજા ઘણી જાતના જ્વરાંકુશો બને છે, અને તેથી ઘણી જાતના તાવોને બહુ ફાયદો થાય છે. પણ એ જ્વરાંકુશોમાં હીંગળો, વછનાગ, સોમલ, ધંતુરો, હડતાળ વગેરે ઝેરી દવાઓ આવે છે. માટે તેની ઉપર પરહેજી ન પળાય, અથવા વધારે પ્રમાણમાં લેવાય, અથવા તે પ્રકૃતિને માફક ન આવે તો તેમાંથી બહુ ગંભીર નુકશાન થાય છે. માટે એવી આકરી દવાઓ કોઈ ખાસ હુશીઆર વૈદના હાથ સિવાય લેવી નહિં.

બ્હેનો તાવનું પ્રકરણ બહુ મોટું છે. કારણકે તાવ એ આપણા દેશમાં મુખ્ય રોગ છે. અને તાવના ભેદો ઘણા છે, અને એ બધા ભેદોમાં જુદી જુદી જાતની દવાઓ અપાય છે. એટલે એ બધી બારિક વિગતો સૌના કામની નથી. પણ જે એના ખાસ અભ્યાસી હોય તેનાજ કામની છે. માટે આ ઠેકાણે તો તની ઉપર ફક્ત સામાન્ય સુચનાઓ આપેલી છે અને ઘરગતુ નિર્દોષ દવાઓજ બતાવેલી છે અને જો એટલું પણ આપણી ઘણી બ્હેનો સમજે તો એ કાંઇ નાની વાત નથી. અને એટલું જાણવામાંથી પણ તે પોતાના કુટુંબને કોઇ વખત બહુ મોટો ફાયદો કરી શકે છે. માટે આવા સામાન્ય નિયમો અને સાદા સાદા ઘરગતુ દેશી ઉપાયો જાણવાની સૌ બ્હેનોએ ખાસ કાળજી રાખવી જોઇએ.

બ્હેનો તાવ પછી જે મુખ્ય દરદ આપણી બ્હેનોને નડે છે, ઉધરસ છે, માટે હવે એ બાબત ઉપર આવીએ. (અપૂર્ણ.)

વૈદ્ય અમૃતલાલ સુન્દરજી પઢિયાર.

## विविधविहार·

### ત્હારી પૂજા.

રતિ મૂર્તિ !
પ્રીતિ મૂર્તિ !
વિશુદ્ધિની વિમલ મૂર્તિ
દયા મૂર્તિ !
ક્ષમા મૂર્તિ !
ગૃહરાજ્યની સુકુમાર યુવરાણી !
પ્રિયં વદા,
કલેશ હર્તા,
શાંતિ કર્તા,
હૃદય મંદિર સ્થાપિત વિદેહી દેવી !
નિત્ય સ્મરાય છે
નિત્ય પૂજાય છે,
સ્મૃતિના ધૂપ દીપે,
પ્રીતિના સૂક્ષ્મ પુષ્પે.
આર્યે' પ્રણય પૂજા રમાની જ્યાં થાય છે.
પ્રસન્ન દેવોનો ત્યાં પતિત પાવન વાસ છે.

**પ્રણયનંદન.**

### " રૂપથી ગુણ વ્હાલારે. "

શીખવું સખી એક વશીકરણની વાતજો,
આજ અચરત મેં દીઠું, કે રૂપથી ગુણ વ્હાલારે.
ધોળી સ્ફટક તજી બગલાની જાતજો,
કોયલ બોલે જગ રીઝે, કે રૂપથી ગુણ વ્હાલારે.
ફૂલ અતીશે કેશુડાંનાં શોભે જો,
છોડી ગુલાબે મન લોભે, કે રૂપથી ગુણ વ્હાલારે.
સોળસેં ગોપી તજી રાધા સરખી કાનેજો,
કુબજાથી મન માને, કે રૂપથી ગુણ વ્હાલારે.
રૂપ જોબનની ચટકી દહાડા ચારજો,
ગુણ અખંડ શણગાર, કે રૂપથી ગુણ વ્હાલારે.
પ્રભુ આરોગ્યા ભીલડી કેરાં બોરજો,
શબરી વરસી ઢોર, કે રૂપથી ગુણ વ્હાલારે.

આમ વિચારી સખી રૂપ અભીમાન છોડોજો,
રંગીન ગુણે ચીત્ત જોડો, કે રૂપથી ગુણ વ્હાલારે.

'રૂપથી ગુણ વ્હાલારે'—એ મથાળાનું કાવ્ય ગયા ડિસેમ્બરના સુન્દરી સુબોધમાં પ્રકટ થયું હતું; ત્હેને માટે રા. નવલશંકર પ્રીતમલાલ માંકડ જામનગરથી જણાવે છે કે, તે શુદ્ધ નથી. ત્હેમના કાકા રા. રંગીલદાસ શિવશંકરનું રચેલું છે. ઉપર પ્રકટ કરેલું કાવ્ય અસલ મુજબ છે. રા. રંગીલદાસનાં બીજાં કાવ્યો રા. નવલશંકરનાં બ્હેન સૌ. ગંગાગૌરી પાસે છે.

તન્ત્રી.

---

## "સરસ્વતિચંદ્ર" ની સેવિકાઓ.

લેખકઃ–ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિયા, બી. એ; (સુબન્ધુ, બન્ધુસમાજ.)

'If a man say, I love God and hateth his brothers, he is a liar; for he that loveth not his brother whom he hath seen, cannot love God whom he hath not seen.

(I. Epistle, St. John, IV, 30.)

જો કોઇ માણસ 'હું ઇશ્વરને ચ્હાઉં છું' એમ કહે અને પોતાના બન્ધુ (અન્ય મનુષ્યો) ને ધિક્કારે, તો તે જૂઠુંજ બોલે છે; કારણકે પોતાનો બન્ધુ જેને તે જૂવે છે ત્હેને જો તે ચ્હાતો નથી તો પ્રભુ જેને ત્હેણે જોયો નથી ત્હેને તે ચ્હાઇ શકે નહિ. પવિત્ર બાઇબલ.

આ વિષય મુંબાઇમાં 'યુનિયન' સભાની સમક્ષ વંચાયો હતો, ચર્ચાયો હતો. એ વાતને વર્ષ થયું. ઇચ્છા અને માંગણી છતાં માસિકમાં હજી પ્રસિદ્ધ થઇ શકયો નથી પ્રસિદ્ધ થાય, તે પહેલાં આપણી (અમદાવાદની ગુજરાત) સાહિત્ય સભા સમક્ષ વાંચવાનો પ્રસંગ મળ્યો છે. મુંબાઇમાં વંચાયા પછી કાંઇક સુધારો વધારો થયો છે; એટલે અને અહીંના ગૃહસ્થોમાંથી ભાગ્યે એકાદે એ વિષય ત્યાં સાંભળ્યો હશે તેથી વિષયને જૂનો ન લેખીએ તો હરકત નહિ આવે.

હાલમાં એક માસિક માટે "સરસ્વતિચંદ્રનાં સ્ત્રીપાત્રો" એ વિષય ઉપર લેખ લખાય છે અને એ નિમિત્ત સરસ્વતીચંદ્ર વાંચતાં કાંઇ નવાજ વિચાર ઉપજ્યા. વિશેષમાં 'સેવાસદન' ના સંબંધથી જનસમાજની સેવા સ્ત્રીઓ કેટલે દરજ્જે કરી શકે એમ છે, એના વિચારો થતાં રા. ગોવર્ધનરામે સ્ત્રીઓનાં કર્તવ્ય ઉપર સારૂં વિવેચન કર્યું છે એમ લાગ્યું અને એના પરિણામે એ નિબંધ લખાયો. 'સરસ્વતીચન્દ્ર' ની યુવાનવર્ગ ઉપર કેટલીકવાર સારી અસર થતી નથી એમ માનવાનાં કેટલાંક કારણ છે, પરંતુ તે વિષે વિવેચન કરવાનું અત્યારે પ્રયોજન નથી. 'સરસ્વતીચંદ્ર'માં આલેખાયેલી સેવિકાઓ બે જાતનાં કર્તવ્યો બજાવે છે. એકનો એ સેવિકાઓએ પોતાની સૃષ્ટિમાં સેવા બજાવી પોતાનું જીવન સફળ કર્યું છે અને બીજું આ સેવિકાઓ હજી પણ પરોક્ષ રીતે જનસમાજમાં અનેક તરેહની સેવા બજાવે જાય છે. Sisters of Mercy—સેવિકાઓની પદ્ધતિ ક્રિશ્ચિયન ધર્મમાંજ છે એમ સામાન્ય રીતે મનાય છે. એમ ન હોત તો આપણા દેશમાં સેવાસદન જેવી અનેક સંસ્થાઓ ક્યા-રનીયે ઉભી થઇ હોત અને તે દ્વારા અસંખ્ય સેવિકાઓ બ્હાર પડી હોત. આ ઉપરથી

આપણે શું એમ સ્હમજવાનું છે કે હિંદુ ધર્મમાં પર-સેવાનું નામજ નહોતું અને સ્ત્રીઓને જન-સેવા કરવાનીજ નહોતી ? જે ધર્મમાં પોતે જમતા પહેલાં-અતિથિ-અભ્યાગત-ગાય કુતરા માટે અન્ન કાઢવાનું ફરમાન છે, જે દેશમાં अनाथप्रेतसंस्कारादश्वमेधफलं भवेत् ( અનાથના શબને અગ્નિસંસ્કારાદિ કરનારને અશ્વમેધ યજ્ઞ કર્યા જેટલું પુણ્ય થાય છે.) એમ માન્યતા છે તે દેશમાં-તે ધર્મમાં સેવા કરવાની ન હોય એ બનેજ કેમ ? યુરોપ અને એશિયાના આદર્શોજ જૂદા છે. યુરોપમાં ગમે ત્હેવી રીતે ઐહિક સુખ ભોગવવું એ પ્રથમ મનાયું છે અને તેથી સાયન્સ (વિદ્યાકલા) વગેરેની શોધોથી જીવનમાં વધારે સુખ, વધારે સરળતા કેમ થાય ત્હેને માટે મારામારી ! આથી બીજાનો વિચાર કર્યો પહેલાં પોતાનો વિચાર પ્રથમ,-વ્યક્તિત્વ ભાવના વધારે. આ સ્થિતિમાં પ્રભુપરાયણ મહાત્માઓ પર-સેવાના ગુણો ગાવા લાગ્યા અને સેવિકા ધર્મ દાખલ થયો અને જૂદી જૂદી સંસ્થાઓ ઉદ્ભવી. આથી ઉલટું આપણે ત્યાં ઈશ્વરપ્રીતિ-મોક્ષની ઇચ્છાથી જીવન ગાળવામાં આવતું હોવાથી, પોતાના ઉપર-આત્મહિત ઉપર જરા પણ લક્ષ અપાતું નથી, નહોતું. પ્રાણી માત્રના શ્રેયમાંજ આપણું શ્રેય મનાયું છે. અને પરના સુખ માટે—

" જાતને સ્વદેશ કાજ કાં ન હોમીયે. "

ત્હેની માફક આત્મભોગ ઉત્તમ લેખાયો છે. વસ્તુ સ્થિતિ આવી છે ત્યાં પર-સેવા માટે કાંઈ જૂદીજ સંસ્થા ઉભી કરવાની આવશ્યકતા રહેતી નથી; અને 'સરસ્વતીચંદ્ર'માં એટલુંજ નહિં પણ આપણા સંસારનું નીરીક્ષણ કરતાં સહજ જણાશે કે એક નહિ પણ અનેક સ્ત્રીઓ સેવિકાનો યથાર્થ ધર્મ પાળે છે. અને—

" પોતા વીતિ કહી સ્વજનનું દુઃખ ભૂલાવી દેજે,
" લુછાવંતા તું પણ લુછજે સ્નેહીનાં આંસુડાને. "

એ સૂત્રનું પાલન કરે છે. માત્ર અણુસમજમાં યંત્રની માફક કાર્ય થાય છે તેને બદલે સ્હમજીને નિયમિત રીત્યે કરવાની જરૂર છે.

જેવી રીતે લોકસેવાના માર્ગ અસંખ્ય છે, તેવીજ રીતે આપણા સંસારમાં સેવિકાઓ પણ અસંખ્ય છે. પશ્ચિમના દેશોની માફક આપણે ત્યાં ત્હેને મોટું પદ અપાતું ન હોવાથી અને ગુપ્ત સત્કાર્યોનું પુણ્ય વિશેષ મનાતું હોવાથી, આપણા દેશમાં જે સેવાઓ થાય છે તે અરણ્યમાં વિકસેલા ગુલાબની માફક કોઇની નજરે પડતી નથી.

'સરસ્વતી ચંદ્ર' ની સેવિકાઓ પોત પોતાના ક્ષેત્રમાં કાર્ય બજાવ્યે જાય છે અને એ સેવાનું અવલોકન કરતાં સહજજ જણાશે કે એમણે કરેલી સેવાનું સહજ પણ અનુકરણ થાય તો સેવિકાઓ માટે ઘેર ઘેર માગણી કરવાની, જાહેર નોટીસો આપવાની અને સેવિકાઓ મળતી નથી એવી 'બુમ' રહેવાનો સંભવજ નથી.

" સરસ્વતીચંદ્રનાં સ્ત્રી પાત્રો "—એ બીજો વિષય હોવાથી અત્રે માત્ર પ્રત્યેક સ્ત્રીને સેવિકાની દૃષ્ટિએજ જોવાની છે અને અમૂક સેવિકાને પહેલી કેમ મૂકી, એ વિવાદમાં ન પડતાં ત્હેમના કાર્ય તરફજ લક્ષ રાખીશું.

Life a Trust—" જીવન એ ન્યાસ છે " અને " One at Core, if not

in Creed"—"મતાંતરમાં પણ અંતર એક" આ બે સૂત્રો સેવિકાઓને હૃદયમાં કોતરી રાખવાનાં છે. સેવાના માર્ગોમાં 'વૈદકસેવા' 'શિક્ષણસેવા' અને 'લોકસેવા' એ ત્રણ પ્રકાર છે. Social servic-'લોક સેવા' થાય તો અન્ય સેવાઓ એની મેળે થવાની.

ગુણસુંદરી—'સરસ્વતીચંદ્ર'ના વાચકના હૃદયને-જેના જીવને કોમળ બનાવ્યું છે એવી કુમુદની માતા ગુણસુંદરી જેવી સેવિકા ગૃહે ગૃહે કોણ નહિ ઇચ્છે ?

Her life was—

Not marked by noise, but by useful deeds; Quiet and gentle, clear and fair as light; Yet full of its all-penetrating power, it's silent but resistless influence making no needless sound, yet ever working.

(ત્હેની જીંદગી ધામધૂમથી નહિં પણ ઉપયોગી સત્કાર્યોથી વિભૂષિત હતી; તે શાન્ત, મૃદુ, અને પ્રકાશના જેવી નિર્મળ અને સુન્દર હતી; છતાં પ્રકાશની પેઠે સર્વવ્યાપક બળ અને મૌન પરંતુ નિર્બાધ શક્તિ જે નકામો અવાજ નહિ કરતાં નિરંતર કર્તવ્યશીલ રહે છે, તેથી તે ભરપૂર હતી.)

ગુણસુંદરી પોતાના સુખ માટે જેટલી આતુર હતી ત્હેના કરતાં પોતાનાં સ્નેહીનાં-પરનાં-સુખ માટે વિશેષ આતુર હતી. સ્નેહીનો અર્થ સંકુચિત ન કરતાં વિશાળજ રાખવાનો છે

"નીકો ન્હાની મ્હોટી જે જીવો તણી
"એમાં વહુ તું એક અખંડિત વહેનજો,-"

એમ માનતી. સ્વ-પરનો ભેદ ગુણસુંદરીના એક પણ વર્તનમાંથી જડી આવતો નથી.

"પતિના સુખ દુઃખમાં ભાગ લેવાય નહિ, વ્હાલામાં વ્હાલાનું અંતઃકરણ ભેદાઇ જતું હોય અને પોતે લાચાર બનીને જોયા કરે,"—એ ગુણસુંદરીને સારૂં ન લાગતું.

"અડોઅડ કપોલ લાગી રહેલ-"

એનો અર્થ ન સમજાતાં પોતાનામાં ન્યૂનતા લાગી.

"ત્હમારા મનની વાતો સ્હમજાય, ત્હમારૂં મન સ્હમજાય, અને આ ત્હમારા સુખ દુઃખમાં અને ત્હમારા આવા આવા વખતમાં મ્હારે ત્હમારા સ્હામુંજ જોઇ રહેવું ન પડે, એવું શું કરૂં જે થાય ?"—સામાન્ય રીતે એમ લાગે કે ગુણસુંદરી પોતાના અથવા પતિનાજ આનંદ—સુખ અર્થે આતુર હતી; પણ સેવાની દૃષ્ટિએ એ આતુરતા ઓછી મહત્વની નથી! સેવાના માર્ગોમાં પરનાં દુઃખ જાણવાં, ત્હેના હૃદયને શાંતિ આપવી, એ લોકસેવા કરવાનું સાધન છે. હવે જે સ્ત્રી પોતાના પતિનું સ્નેહીનું હૃદય સ્હમજી શકતી ન હોય, જે સ્ત્રી પોતાના વ્હાલાંનાં દુઃખમાં ભાગ લેવા ઉત્સુક ન હોય, પોતાના—સ્વજન પ્રત્યે જેનું હૃદય આકર્ષાતું ન હોય, તે સેવિકા ગરીબોના આવાસમાં જઇ-અથવા ઇસ્પિતાલમાં જઇ પીડિતજનને શું આશ્વાસન દઇ શકશે ? એમને શી શાન્તિ આપી શકશે ?—ન જ આપી શકે.

આવી સ્ત્રીઓ ગરીબોનાં ઘરમાં કે ધર્મ સંસ્થાઓમાં સેવિકા કહેવડાવવા ફુટ્સ (મેવો) કે દવા લઇ ફરે પણ એ સેવિકા સેવિકા નથી. આવી સેવિકાનો પતિ એમ માને કેઃ—

"I cannot think that a man of high culture could regard his marriage

as altogether a successful one so long as his wife remained shut out from his mental life."

( જ્યાં સુધી પોતાના આંતર્ જીવનમાં પત્ની ઉતરી શકી નથી, ત્યાં સુધી પોતાનું લગ્ન સંપૂર્ણ રીતે સફળ થયું છે, એમ કોઈપણ ઉંચી કેળવણી પામેલો પુરૂષ માની શકે એવું મ્હારૂં ધારવું નથી.) તો શું ખોટું ? પોતાના કુટુમ્બના-પતિના આનન્દનું સ્થાન ન થાય ને પછી સેવિકા ગૃહસ્થસેવિકા ગણાવા બ્હાર પડવા માગે .અને પતિ રોકે કે લોક નિંદે તો વાંક કોનો ? ગુણસુંદરીએ પતિના કુટુમ્બમાં-પતિના સુખ દુઃખમાં ભાગ લેવો એ જનસેવાનું પ્રથમ પગથીયું માન્યું હતું; અને પોતે લીધેલા શિક્ષણનો લાભ પોતાની કન્યાને અને તે દ્વારા પરોક્ષરીતે જનસમાજને આપ્યો.

" Since each has his trials and troubles to bear,
" while as pilgrims we journey along the same road;

" when we meet with a brother with more man his share,
" 'Tis humanity bids us to lighten his load;

" 'Tis a pleasure that selfishness can never know,
" A joy that no language, no pen can express;

" Ah, who can forget that has once felt the glow,
" Which the heart feels, while helping a friend in distress."

( આપણી સાથે જીવનયાત્રામાં પ્રયાણ કરતાં દરેક મનુષ્યને પોતપોતાની મુશ્કેલીઓ તથા દુઃખ સહન કરવાનાં છે; અને તેથી જ્યારે પોતાના ગજા ઉપરાંતનો ભાર ધારણ કરેલ બ્હેન અથવા બન્ધુ આપણી નજરે પડે ત્યારે ત્હેના ઉપરનો બોજો ઓછો કરવાની આપણું મનુષ્યત્વ આપણને પ્રેરણા કરે છેઃ આવા સત્કાર્યની મઝા સ્વાર્થીપણું કદિ જાણી શકેથી નહિં, અને એ આનન્દનું વર્ણન કરવા વાણિ તથા કલમ શક્તિવાન નથી; ખરેખર, મિત્રને સંકટ સમયે સહાય થઈ શકવાથી થઇ આવતો હૃદયનો ઉલ્લાસ જેણે તે અનુભવ્યો હોય તે કદિય કેમ વીસરશે ? )

ગુણસુંદરીના હૃદયમાં ગરીબ તેમજ તવંગર, ઉચ્ચ તેમજ નીચને સમાન સ્થાન હતું અને ત્હેને લીધેજ " ગરીબ અને ધર્મિષ્ટ બ્રાહ્મણીયો, ઉદાર ગરાસણીયો, કરકસરથી ઘર ચલાવવાની આવડ ત્રેવડ વાળી વાણીયણો અને ઉદ્યોગી કણબણો ગુણસુંદરી આવ્યાની ખબર પડતાંજ નિત્ય પેઠે ત્હેના ઉતારા ભણી ચોમાસાની નદિના પ્રવાહ પેઠે વળવા લાગી. બિચારી ભંગીયણો પણ ઉતારાની પછીતની બારી પાછળ છેટે ઉભી ઉભી કાંઇકાંઇ કોલાહલ કરવા લાગી. " પોતાનાથી પદવીએ હલકા, જ્ઞાતિએ હલકા-ગુણકર્મમાં હલકા, એવા લોકોની સાથે વાત કરતાં સુગ લાવનાર, દ્રવ્ય-સત્તાને અભિમાને તણાનારાં-ગરીબોને પોતાની પાસે બેસાડવામાં નાનમ ગણનાર, એકજ પિતાનો પુત્ર અને કોઇકવાર પોતાથી પણ શુદ્ધ હૃદયનો, ભંગી સ્હામો મળે ત્હેને અપશુકન માનનાર જનસેવા શી રીતે કરી શકે ?

એક ગામમાં એક ધર્માદા-**કેવળ ગરીબોને માટે** ઉઘાડેલા દવાખાનામાં એક સેવિકા દવા આપતી હતી. આ બાઇએ સેવિકાનું કામ માથે લીધું હતું. દવાખાનાની સ્હામે દવાખાનામાં રહેતા દરદીઓના ઉપયોગ માટે રાખવામાં આવેલો ભંગી પોતાની ઓરડી બ્હાર બેઠો હતો. ભંગીનાં કાળાં છોકરાં-નગ્નાવસ્થામાં ચૂપકીથી રમતાં હતાં. ભંગીનાં સગાં વ્હાલાં ગુપચુપ વાતો કરતાં હતાં. પેલી સેવિકાની નજર આ ભંગીના ટોળા ઉપર પડી, ને સંસ્થાના મંત્રી ઉપર નોટ (ચીઠી) આવી—

"Please to ask Bhangis to go away. I cannot bear the sight of such dirty people here."

(મહેરબાની કરીને ભંગીઓને ચાલ્યા જવાનું કહો. અહિં એવા ગંદા લોકો જોવાથી રહને ઘણો કંટાળો ઉપજે છે.)

આવી સૂગ અને ઇશ્વરપ્રેમ-જનસેવાના ધર્મ સાથે હોઇ શકે કે કેમ ?

"Instead of complaining that people are ignorant and frivolous, we ought to go amongst them and lead them to a higher life."

(લોકો અજ્ઞાન અને મૂર્ખ છે એમ ફરિયાદ કરવા કરતાં, આપણે હેમનામાં ભળી જઇને હેમને ઉચ્ચ જીવનમાર્ગે ચ્હડાવવા જોઇએ.)

" અશિક્ષિત પણ બુદ્ધિશાળી સ્ત્રીઓની બુદ્ધિ જેવી રીતે ઘર કામમાં અને સંસાર વ્યવહારમાં આગળ પડી આવે છે તેમજ આખી મનહરપુરીને પોતાના ઘર જેવું માનતી ગુણસુંદરી ન્હાના સરખા ગામડામાં વારે ઘડીયે આવી જતી અને ત્યાંની ગરીબ, અજ્ઞાની વસ્તીને પોતાના ગજા પ્રમાણે સુખી કરવા પ્રયત્ન કરતી." આજ પ્રમાણે ચાલીમાં, પોળમાં, મહેલામાં કામ કરતી ગૃહસ્થસેવિકાઓ (Lay-Sisters) નિકળે તો પછી સેવિકાઓ તૈયાર કરવાની જરૂર રહેશે નહિ.

**સેવાના માર્ગોમાં નિરાશ્રિત-નિરાધાર-દુઃખીને આશ્રય આપવાનું સૂચવ્યું છે.**

---

## મારી ટુવાની મુસાફરી.

બી. બી. એન્ડ. સી. આઇ રેલ્વેની આણંદ ગોધરા બ્રાંચની લાઇનના ટુવાના સ્ટેશનની અમદાવાદ સીટી ઓફીસમાંથી મેં ટીકીટ ખરીદ કરી અને સવારમાં ઉપડતી લોકલ ટ્રેનમાં નીકળ્યો. ગોધરા લાઇન તરફ જનારા ઉતારૂઓને સવારની ટ્રેનમાં મુસાફરી કરતાં આણંદ સ્ટેશન ઉપર ભોંયરામાં ઉતરવું પડે છે. તે પ્રમાણે ટ્રેન ૮—૩૦ આણંદ આવી પહોંચતાં ભોંયરામાં થઇ, બીજી સાઇડ ઉપરની ટ્રેનમાં બેઠો. ટુવાના સ્ટેશને ૧૧—૦ વાગે ગાડી આવી પહોંચી. આ સ્ટેશન ઘણું નાનું છે. ટુવા ગામ ત્યાંથી નજીક છે. અમારી સાથે ડાકોર પુનમ ઉપર ગયેલા યાત્રાળુઓ પૈકી લગભગ ૫૦ માણસો ઉતર્યા હતા. અમે સ્ટેશનપરથી રેલ્વે લાઇન ઓળંગી ધર્મશાળા તરફ ગયા. ધર્મશાળા સ્ટેશનથી આથમણી દીશાએ રેલ્વ. ક્રોસીંગની સામેની બાજુપર આશરે બે ફર્લોન્ગ વેગળી છે. આ ધર્મશાળા લોકલફંડ ખાતા તરફની છે. તેમાં એક વિધવા બાઇ સાચવવા સારૂ પગાર કરી રાખવામાં આવી છે. તેમાં ડાબી બાજુએ ચાર ઓરડા છે અને મધ્યમાં ત્રણ ઓરડીઓ છે તેના ઉપર માળ કરેલો છે. માળ ઉપરનો આગલો ભાગ ખુલ્લો છે. ધર્મશાળામાં એક બાવો પણ રહે છે. યાત્રાળુઓને ડાબી બાજુના ઓરડા તથા માળ ઉપરનો ભાગ મુકામ સારૂ આપે છે. ધર્મશાળામાં પાંચેક દેહેરાં છે. તેમાં ફક્ત બેમાંજ શંકરનાં બાણ છે. તેની પુજા બાવો કરે છે. બીજાની અંદર લાકડાં માટીનાં કુંડાં વિગેરે સામાન ભરેલો છે. કુંડ ધર્મશાળાની જમણી બાજુએ આશરે ૧૨ ફુટની નીચાણમાં આવેલા છે. પગથીઆં કરેલાં છે તે ઉપરથી ઉતરીને તેમાં જવાય છે. કુંડમાં દક્ષિણ બાજુના કુંડાઓમાં ઠંડું પાણી રહે છે અને ઉત્તર બાજુના કુંડાઓમાં ગરમ પાણી રહે છે. એકંદર આશરે ૧૦૦ કુંડાઓ છે. આના મહાત્મ્ય વિષે પુછતાં બાવાએ નીચે પ્રમાણે હકીકત દર્શાવી હતી.

" અત્રે શરભંગ નામના એક ઋષીનો આશ્રમ હતો. તેમણે રામચંદ્રજી ત્યાંથી પાસેના વનમાં આવ્યાની ખબર મળવાથી પોતાને ત્યાં તેમને પધરાવી આતિથ્યપણું કરવાનો સંકલ્પ કર્યો. તેમના શરીર ઉપર ઘણો ખરાબ વ્યાધી હતો તેના પરિણામે ઘણી દુર્ગંધ મારતી હતી. ઋષીએ તપના તેજવડે કરીને વ્યાધીને શરીરપરથી ઉતારી એકબાજુ તરફ મૂક્યો. અને રામચંદ્રજીને સીતા તથા લક્ષ્મણ સાથે આદરપૂર્વક પોતાના આશ્રમમાં પધરાવી શોડશોપચારથી પુજા કરી. એવામાં સીતાજીની નજર પેલાં વ્યાધી ઉપર પડી. તે વિષે પુછતાં ઋષિએ યથાસ્થિત હકીકત નિવેદન કરી. તે સાંભળી, રામચંદ્રજી પ્રસન્ન થયા ને રૂપીને વર માગવાનું કહ્યું. ત્યારે ઉષ્ણ જળથી સ્નાન કરવા ઇચ્છા જણાવી. રામચંદ્રજીએ અગ્નીનો મંત્ર ભણીને ત્યાં આગળ બાણ મુક્યું. તેણે કરીને કુંડનું પાણી ગરમ થયું. તેમાં સ્નાન કરતાં રૂપીનો રોગ નાશ પામ્યો. અને તેમનું તેજ બ્રહ્મરંધ્ર ભેદીને બહાર નીકળી રામચંદ્રજીને વિષે લય પામ્યું. ઋષિ સદ્દગતિ પામ્યા. તેમને અગ્નિસંસ્કાર કરવા સારૂ સર્વે તિર્થનાં પાણી સમુદ્રને વિષે હોય છે તેથી સમગ્ર તિર્થનું સ્થાપન કરવા માટે સમુદ્રનું ત્યાં આકર્ષણ કર્યું. તેથી કુંડનું પાણી તથા આસપાસની થોડીક જમીન ખારી છે." અડધા ઉના અને અડધા ટાઢા વિષે પુછતાં તેણે જણાવ્યું કે " દશરથ રાજાને દેહ મુક્યાને બાર માસ પુરા થયા નહતા તેથી રૂપીને અગ્નિ સંસ્કાર કરી પીતૃશ્રાદ્ધ ત્યાં કરવા તેમણે વિચાર કર્યો. શ્રાધમાં અંજળી આપવા સારૂ ઠંડું જળ જોઇએ અને તે કીયા પણ દક્ષિણાભિમુખે થાય તેથી કુંડની દક્ષિણ બાજુનું પાણી ઠંડુ રાખ્યું " કુંડ પથ્થર કે માંડીથી બંધાવેલો નથી. પણ જમીન જેવી જમીન છે, અને તેમાંથી ઝરણની માફક પાણી વહ્યાં કરે છે. તેમાં તે કાળે ખાડા ખોદી પાણી લેવામાં આવ્યું હશે. તેમાં યાત્રાળુ લોકોએ કુંડીઓ ન્‌ંખાવેલી હોય એમ લાગે છે. કુંડની ઉત્તર બાજુએ એક વિશ્રામ સ્થાન મુંબાઇના એક ગૃહસ્થ શા. નીધીલાલ પીતાંબરદાસે તા. ૭-૮-૧૯૦૮ ના રોજ બંધાવ્યું છે. કુંડની આથમણી બાજુએ દક્ષિણદિશા તરફ ટેકરા ઊપર એક શિવાલય છે. શિવાલયની ચારે બાજુએ કોટ હશે. એમ ત્યાંના પડી ગએલા ખડીએરપરથી જણાય છે. શિવાલયમ પેસતાં જમણી બાજુએ એક નાની પથ્થરની ગુફા છે. શિવાલયની અંદરનું બાણ સ્વયંભુ રામચંદ્રજીએ સ્થાપન કર્યાનું ત્યાંનો બાવો કહે છે. તે વિષે દેવાલય આગળ કાંઇપણ લેખ દષ્ટિગોચર થતો નથી. શિવાલય તેની બાંધણી અને હાલની સ્થિતિ જોતાં આશરે બસો વર્ષ ઉપર બંધાવલું હોય એમ જણાય છે. શિવાલયની પાછળ હનુમાનજીની પ્રતિમા છે. તે પ્રતિમા પણ રામચંદ્રજીએ પધરાવ્યાનું બાવો કહે છે. પણ તે ઉપર ઝાઝું વજન રાખી શકાતું નથી કારણ હનુમાનનો મેળાપ વનમાં પંચવટીમાં રહ્યા અને સીતાનું હરણ થયું તે પછી રૂપી મુખ ઉપર થયો છે, અને પ્રથમની હકીકત બાવાના કહેવા પ્રમાણે દશરથ રાજાને બાર માસ થયા પહેલાં બનેલી હતી. હનુમાનની પ્રતિમાની જમણી બાજુએ અને શિવાલયની પાછળ એક નાની સરખી નદી વહે છે. તેના કીનારા ઉપર આસપાસના ગામના લોકો મુડદાં બાળે છે. કુંડમાં નહાવા બદલ બાવો યાત્રાળુઓ પાસેથી બે પૈસા લે છે. વાસણ વાપરવા ભાડું લેઇને આપે છે. અહિં આવતા યાત્રાળુઓને પડતી કેટલીક હાડમારી દૂર કરવા તથા તેમને યોગ્ય અનુકૂળતા કરી

## ભારત મહિલા.

" તરુલતા ! તમે અહીં જુઓ ને એની સાથે હિન્દની દશા સરખાવો. શું તમને તેજોમય ભવિષ્ય લાગે છે ? રાજદ્વારી સ્વાતંત્ર્ય હોય ને સામાજીક-પુરાતન સામાજીક કાદવમાંથી મુક્ત થવાનું ન હોય તો એ બાહ્ય સ્વાતંત્ર્ય શું કામનું ? રાજદ્વારી સ્વાતંત્ર્ય એટલે એક વર્ગ, જેને તમે શિક્ષિત વર્ગ કહોછો, તેનાં માન વધવાનાં-આ પ્રજાકીય સ્વાતંત્ર્ય નહિ, ને આવા નિર્બળ પાયા ઉપર લટકતી અભિલાષા કદાપિ પણ પૂરી થવાની ? "

વસંત ! હિન્દ એક સ્વતંત્ર પ્રજા થશે-અલ્પ સમયમાં વિદેશી રાજ્ય નિયંત્રણમાંથી છુટશે, એ આપણા જીવનકાલમાં તો માત્ર સ્વપ્ન જ રહેવાનાં. આપણી ભાષાઓની સંખ્યા લ્યો-સામાજીક સ્થિતિ જુઓ-આપણા શિક્ષિતવર્ગની વ્યવહાર કાર્યમાં બીરૂતા જુઓ-આવા આવા અનેક વિચારો આવતાં મન કહીં કહીં મુસાફરી કરી આવે છે. " તરુલતાએ ઉભા થતાં થતાં કહ્યું.

" કેમ જશો કે ? હજી તો સાત જ વાગ્યા છે. "

" મોડું મ્હારાથી વંચાતું નથી. કેમ વિનોદ ? તમેય આવો છોને ?—ઠીક, નમસ્કાર ! "

વસન્તની વિચારમાળા ચાલી. " શિક્ષિત સ્ત્રી હિન્દની કે અહીંની ?-સીતા, દમયંતી ! કુટુંબની આર્યમહિલાના જ્ઞાનનું તેજ તો કાંઈ અનુપમ જ ! પ્રત્યેક દિવસના ન્હાનપણમાં માથે પડેલ પરિણીત સંસારના અનેક દુઃખો-ક્ષુદ્ર અનુભવોમાંથી બાલપતિની અનેક જાતની નીચતામાંથી મુક્ત થયેલી આ રમણીમાં જ્ઞાનની રસિકતા, હિન્દુ સંસારની રહી ગયેલી કાંઈ મીઠી રસિક શરમાળતા, મૃદુતા, વદન ઉપર વિકાસતી કાંઇ અવનવી ગંભીરતા, આવી અનેક સુરભિથી સુવાસિત થયેલી આ નવીન યુગની ભારતીય રમણી-આ યુરોપીય દેશોની ગમે તેટલી ભણેલી કન્યાઓ, બાળાઓ હોય, પણ યુગો પછી વિકસતાં, પુરાતન આભિજાત્ય અંતે પ્રકટાવતાં આ કુસુમની કોમળતા, મુગ્ધ મોહક મૃદુતા તો તેમાં નથીજ. સેંકડો વર્ષ સુધીની ક્ષુદ્ર શૃંખલામાંથી ધીમે ધીમે પણ અંતે છુટતી આર્યકુમારિકાનું કાંઇ નવીન જ તેજ છે. અનેક દુષ્ટ બંધનોથી દુભાયેલ, કસાયેલ ચિત્તની સહનશીલતા આ નવીન સ્વાતંત્ર્યનો બુદ્ધિમાન્ ઉપયોગ કરશે જ, દુષ્ટ રૂઢિના, અવનત થયેલા હિન્દુ સંસારના ઉગ્ર તાપમાં શોષાતી, તેજહીન ઉછરતી ભારતની નવીન સષ્ટિને આજ માતાઓ તારશે. મ્હારા રંક દેશનું કલ્યાણ તો આ જ માતાઓ કરશે. અમે સ્વાતંત્ર્ય માગીએ છીએ ! અમારી બેનો, માતાઓ, ભાર્યાઓને માત્ર બ્હાર જવા જેટલી પણ છુટ અમે આપી શકતા નથી, અમારા મુખકમલમાંથી જે કાંઇ વચનો ખર્યા, તે અમારી ભાર્યાઓ મારે તો જાણે સાક્ષાત્ દેવતાવાણી ! કોઇ દિવસ વિચાર સરખો પણ કર્યો છે કે આપણા વચનનું તોલ, આપણી બુદ્ધિનું પ્રમાણ આપણું જ મિત્રમંડલ શું કરે છે ? ખરેખર ! વિચાર કરશું તો કાંઇ નવાજ તરંગો ઉડશે, માટે એ વિચાર કરવા જેવો જ નથી.

કોઇ કૉલેજના વિદ્યાર્થી જોડે વાત કરતાં કાંઇ કાંઇ ઉચ્ચ વિચારો, સ્વાર્થત્યાગ, દેશાભિમાનની વાતો સાંભળશો. ઘેર જતાં બિચારી અજ્ઞાત ભાર્યા જોતાં તદન 'Hopeless'

(નિરાશામય) ધારી આ અનુભવહીન બાળાની મુગ્ધ અભિલાષાઓનું, આ યુવાન્ હૃદયમાં વિકસતા બાળરસોનું મૂળથીજ છેદન કરનાર આ જ શિક્ષિત વર્ગ—સ્વાર્થત્યાગની વાતો કરનારજ ! હિંદુસમાજમાં શિક્ષિત કન્યાઓનો અભાવ, એટલે શિક્ષિતજનોનું જીવન દુઃખકર ! અરર ! દોષ કોનો ? આ કન્યાઓનો—અરે ! અમારી બ્હેનોનું—પુરાતન રૂઢિઓના છિન્નભિન્ન, અજ્ઞાત જનોનાં—અજ્ઞાત જ્ઞાતિના દોષથી દૂષિત થયેલાં બંડોને લાત મારી આ માની કુખની બ્હેનનું કલ્યાણ કરવા હિમ્મત છે ? કે પછી વિદ્યાચતુરની પેઠે Conventional Widowhood ![1] (રૂઢિમાન્ય વૈધવ્ય) જેવા સુંદર શબ્દોમાં માત્ર સંભાળુજ ! પોતાનાજ કલ્યાણ આગળ તમે બીઓ છો ? "મીઠલડું મહીયર મેલીને, પરનું પ્રિય કરવાને" જતી કુમારીકાને શુદ્ધ અપત્ય સ્નેહથીજ અરે ! સેવો, ને તમેં જોશો કે આ પુષ્પ તો કાંઇ અવનવી સુરભીથી બ્હેકે છે; દેશાભિમાનની ને સ્વાતંત્ર્યની વાતો કરતારા 'શિક્ષિત' મહાત્માઓ કરતાં હિન્દુ સંસારમાં સ્નેહમાં, સ્વાતંત્ર્યના આનંદમાં સમયાનુકૂલ વિકસેલી એક સહસ્ત્ર બાળાઓ આ રંક દેશની જ્યોતિ સત્યતઃ ઝળકાવશે, ભાંગી ગયેલ પુરાતન ભારત મંડપને નવા રંગથી રંગશે, ને ઉછરતી નવીન સૃષ્ટિના વદન ઉપર નવુંજ તેજ લાવશે.

શિક્ષણ આપવું એટલે ઇંગ્રેજી ભણાવવી એમ નહિ, પણ આધુનિક કેળવણીમાં ઇંગ્રેજી આવશ્યકજ છે. હિન્દમાં બોલાતી ભાષાઓનું કે સંસ્કૃતનું સાહિત્ય શું આધુનિક સૃષ્ટિના વિચારો માટે અલ્પ નથી ! ક્યાં ઇતિહાસ, વિજ્ઞાન ? જો કેળવણી એટલે કલ્પનાઓ સમજવી, અથવા કવિતાઓ વાંચી શકાય એમજ હોય તો તો કાંઇજ આવશ્યક નથી. ભણ્યા વગર ઘેર બૈરાં નજર બાંધે છે, દાણા ઉતારે છે ને કંઇ કંઇ ભવાડાઓ કરે છે. અરેરે ! સ્વદેશની શૃંખલામાંથી મુક્ત થવા જેટલાં વર્ષ લાગશે, તેટલાં પરદેશની શૃંખલામાંથી મુક્ત થવા નહિ લાગે. સ્વદેશ શૃંખલામંથી છુટતાં છુટતાં સહસ્ત્ર વર્ષો વીત્યાં ને હજીયે કોણ જાણે કેટલાંયે વીતશે.

તરુલતા ! તમને જોઇ મ્હારા દેશને માટે મથતાં મને હિમ્મત આવે છે, પતિત થયેલી પ્રજાનો ઉદ્ધાર કરતાં નવુંજ માન પ્રગટે છે, આત્મભાનની નવીજ પરીપૂર્ણતા હૃદયમાં પ્રસરે છે.

મ્હારા દેશનો શિક્ષિતવર્ગ આત્મજ્ઞાનનો અનુભવનાર, વિચારને તજ્જનિત કાર્યમં સ્વતંત્ર થશે, ને તરુલતા જેવી અનેક રમણીય જ્ઞાનરસપ્રભાથી ઝળકતી મહિલાઓ સ્વબંધુઓ સાથે ઉભી રહી હિન્દનો જયકાર પોકારશે, ત્યારે હિન્દનો જયકાર સર્વસ્થળે ગાજતાં વાર લાગશે નહિ, ને એ ઘોષનો પડઘો મંગલસૂચક—વિજયસૂચકજ થશે. તરુલતા ! હું ને તું એક દેશનાં બાંધવ—એક માતનાં છોરૂ—ને એ પ્રેમમૈયાને સંતોષ આપવો એ આપણું પ્રથમ કર્તવ્ય.

કેમ્બ્રીજ, ( ઇંગ્લંડ ). ન્હાનાલાલ ચમનલાલ મ્હેતા.

## સ્વર્ગ.

શિવમાર્ગીઓ જેને કૈલાસ કહે છે, વૈષ્ણુપંથીઓ જેને વૈકુંઠ કહે છે. ઇસ્લામીઓ જેને જીન્નત કહે છે, અગ્નિપૂજક જરથોસ્થીઓ જેને બ્હેસ્ત કહે છે. સનાતન વેદધર્મિ જેને સ્વર્ગ કહે છે, અને એવા બીજા ઘણા મત અને સંપ્રદાયના અનુયાયીઓ જુદા જુદા નામોથી ઓળખે છે. જે પ્રાપ્ત કરવાનો તેમનો ઉદ્દેશ હોય છે, તે સ્વર્ગ કેવું હશે,!! સ્વર્ગમાં હરેક પ્રકારનાં દુઃખો દુર જતાં, સર્વ પ્રકારનાં સુખો અને સંપૂર્ણ શાંતિ સમાયાં છે તેમ સર્વની માન્યતા છે.—

સંસારમાં પ્રાણીમાત્ર જ્ઞાની અગર મૂર્ખ નિર્બળ–કે બળવાન-અમીર કે ફકીર સર્વ કોઇનો ઉદ્દેશ " સુખ મેળવવાનોજ છે." એજ સનાતન ધર્મિઓનું સ્વર્ગ છે. આર્ય બાળકોનું ત્રિવિધ તાપોથી ઉગરી વિશ્રાંતિ લેવાનું મોક્ષ છે. એ સ્વર્ગ મેળવવાને માટે ભાવિક હૃદયોએ શું શું નથી સહન કર્યું ? શી શી મુશીબતો અને કષ્ટો સહન નથી કર્યાં ? તેનો પળભર વિચાર આપણને જણાવે છે કે પ્રાણીમાત્રના આ ભગીરથ પ્રયત્ને હજુ તેમના ઉદ્દેશો પરિપૂર્ણ કર્યા નથી.

સ્વર્ગ મેળવવાને માટે કાશીએ કરવત ધાર્યાં—હિમાલયમાં ગાત્રો ગાળ્યાં—ભડભડ બળતી આગમાં જીવતાં શરીરને બાળી ખાક કર્યાં—અનેકો જવાળાગ્રથી થયા, અપ્સરા અને હુરમ મૃત્યુ બાદ સ્વર્ગમાં મેળવવા ઉત્સાહભેર અનેક રણવિર યોદ્ધાઓ કપાઇ મુઆ. જીવતા શરીરને જમીનમાં દાટી દીધા–ગાત્રોને દિવાલોમાં ઘાલી દીધાં-અનેક દેવ દેવીઓના બળીદાન થયાં-અનેક જાતનાં દાન પુન્યોમાં દગાયા--સુખ આપનાર ધર્મને અનેક સ્વરૂપોમાં ગૃહણુ કર્યાં--કોઇયે પાપને પુન્ય માન્યું. કોઇયે પુન્યને પાપ માન્યું-કોઇયે શરીરે ખાક સારી-કોઇયે યોગ સાધ્યો-કોઇયે ફકીરી આદરી, કોઇયે અલાહેક ઉચાર્યો-કોઇયે બાંગ પોકારી-વિશ્વમાં છેલ્લી આંખો મીચાતાં પ્રાણીમાત્રનો આ ઉદ્દેશ હૃદયમાં અટકી રહ્યો.

પરંતુ, આટલા આટલા પ્રયત્ન કર્યા છતાં, અંત વખતે કોની તૃષ્ણા અને આશાઓ પૂર્ણ થઇ છે ? મરનારે ક્યાં મૃત્યુને ખુશીથી આદરસત્કાર કર્યો છે ? સંસારમાં કોણે પોતાને સંપૂર્ણ રીતે સુખી માન્યો છે ? સ્વર્ગ મળ્યાની કોને ખાત્રી થઇ છે.? અમુલુ સ્વર્ગ તો નાજ મળ્યું. તેનો તો અનુભવ નાજ થયો--

અફસોસ ! આ સ્વર્ગની કલ્પના ઉંધી કરવાથીજ આપણું ખરૂં સ્વર્ગ આપણે મેળવી શક્યા નથી. આપણું તે અમુલું સ્વર્ગ અહિંજ સંસારમાંજ છે. તે સંસારમાંજ મેળવી શકાય છે. તેનું સ્થાન શોધવાની કાંઇ જરૂર નથી.

મોટા મ્હેલ હોય અગર ગરીબ ઝુંપડી હોય, પરંતુ સ્વચ્છ અને સુંદર આંગણું હોય, ગૃહની વ્યવસ્થા ઉત્તમ હોય, જ્યાં વિદ્વાન અતિથીનો આદર સત્કાર થતો હોય, લોક નિંદા અને નકામી કુથલી ન સંભળાતાં જ્ઞાન અને જનસમાજના લાભની કથાઓ શ્રવણ થતી હોય, જ્યાં ઉત્તમ ઉપદેશ મળતો હોય, સુધર્મી, સંસ્કારી અને શીલગુણ યુક્ત સાક્ષાત ગૃહલક્ષ્મી સમાન પત્નીનાં મધુર વચનો પતિનું મન રીઝવતા હોય. તંદુરસ્ત અને સુંદર બાર્યા. પોતાના પતિની પ્રસન્નતા મેળવવા–સુખ દુઃખની સાથીહોય. ત્યાંઆગળ તમારી કલ્પનાનાં

સ્વર્ગનાં સુખો હિસાબમાં છે ? અરસપરસ યોગ્ય ગુણવાળાં દંપતી (યુગલ) ના સુખની અદેખાઈ સ્વર્ગમાં વસનાર દેવતાઓને પણ પળભર થવી જોઇયે.

મધુર શબ્દો બોલતાં-નિર્દોષ આનંદમાં કલ્લોલ કરતાં-સ્વચ્છ અને સંસ્કારી સુંદર બાળકોને આંગણામાં રમતાં જોઇ, સભ્ય વર્તનથી અન્યને સભ્ય થવાનો ઉપદેશ આપતા જોઇ કોની આંખો ઠરતી નથી? કોનો અંતરાત્મા પ્રસન્ન થતો નથી? કોના હૃદયમાંથી પ્રેમના ધબકારા થઇ સ્નેહમૂર્તિ-બાલકોના ઉપર આર્શીવાદ ઢળતો નથી? કોણુ પિતા અને માતાનાં નેત્રો-કોણુ સ્નેહી અને સ્વજનના નેત્રો, નિર્દોષ-ભવિષ્યની પ્રજાને સંસ્કારી જોતાં છુપી રીતે પ્રેમ સુચવતાં નથી ?

જ્યાં ઉત્તમ રીતે શણુગારાયલા ગૃહમાં પ્રેમ દેવતાનાં દર્શન થાય છે, દુ:ખીઆનાં દુ:ખ દૂર જાય છે અનાથોની યથાશક્તિ રક્ષા થાય છે, પરોપકાર જીવનમંત્ર ગણાય છે, ઇશ્વરને પ્રસક્ષ મનાય છે, અજ્ઞાનતા દુર જાય છે તે ગૃહ શું સ્વર્ગ નથી ? જ્યાં પૂર્ણુ પ્રેમ વસે છે ત્યાં સાક્ષાત્ સ્વર્ગની જ લીલા થઇ રહે છે.

આ સંસારને સુખધામ કરવાનો પ્રતાપ કોનો છે ? જેનાં ખોળામાં રામ, કૃષ્ણુ, અર્જુન, અને ભિષ્મ રમ્યા હતા. વાલ્મિક, વિશ્વામીત્ર, વ્યાસ, કણુાદ, પતંજલી, અને મનુ સમાન બુદ્ધિમાન્ અને પરોપકારી રૂષિ મહર્ષિઓએ નિર્દોષતાથી બાળપણુમાંજ સંસ્કારી માતાના સંસ્કારો ગૃહણુ કર્યા હતા.

મહાત્મા બુદ્ધ, શંકર, જીસસક્રાઇસ્ટ, મહમદ પેગમ્બર, સ્વામી દયાનંદ, કબીર, નાનક આદિ ધર્મવિરો કે જેમણે તમને સ્વર્ગ પ્રાપ્ત કરવાનો ઉપદેશ કર્યો તેમને સ્ત્રીઓએજ જન્મ આપ્યો હતો:—

આ સુખધામના ચિત્રોનો સઘળો પ્રતાપ સ્ત્રિયોનોજ છે. જે કુટુંબ અગર ગૃહમાં સ્ત્રિઓ હમેશાં આંસુ સારી, શ્રાપ વરસાવે છે ત્યાં ઇશ્વરની અવકૃપા ઉતરે છે. જ્યાં સ્ત્રીઓ પ્રેમમયી અને સુખી હોય છે ત્યાંજ સ્વર્ગનો આનંદ છે.

આપણું સ્વર્ગ આપણુા સંસારમાંજ છે. સ્ત્રિયો પ્રત્યે પ્રેમ અને માનની દૃષ્ટિથી જોઇ તેમના પ્રત્યેના હલકા વિચારોને દૂર કરો. જેના ઉદરમાંથી જ્ઞાની પ્રજા ઉત્પન્ન કરવી છે તે માતાઓને અજ્ઞાન રાખવાનો આંધળો વ્હેમ ભૂલી જાઓ. કડવાં મૂળમાંથી મીઠાં ફળ કવચિતજ થશે. કેળવણીથી ઉદ્ધત થઇ ગૃહસંસારમાં નિરૂપયોગી થશે તેમ ન માનતાં—ગૃહોને સુખધામ બનાવવાં હોય, તો સ્ત્રિયોના સંકુચીત જીવનોને ખીલવો તેજ તમને સંપૂર્ણુ શાંતિ અને સ્વર્ગ આપશે.

સ્ત્રિયોનાં શરીર જીતવા કરતાં, તેમનાં હૃદયો જીતવા પ્રયત્ન કરો. અખૂટ પ્રેમનો ઝરો વહન કરશે, જેમાં અમૃતનાં પાન સમાશે. એક વિદ્વાન જણાવે છે જે " સ્ત્રિયો નિરંતર પ્રેમદ્વારા શિક્ષણુ આપે છે. પુરૂષ એ જનમંડળનું બુદ્ધિસ્થાન મન છે, પણુ સ્ત્રિ તેનું પ્રેમસ્થાન હૃદય છે. પુરૂષ જનમંડળનું બળ છે, પણુ સ્ત્રિ તેનું લાવણ્ય, આભૂષણુ, તથા સુખ છે. "

સુશિલ માતાઓ અને ચારિત્રમાન ઉત્તમ ગૃહિણીઓ ઉત્પન્ન કરશો તો સ્વર્ગ શોધવાની પીડા પતિ જશે. દેશ નંદનવન થશે. પ્રજા વિહાર કરનારા દેવતા થશે અને અસાર મનાતો સંસાર પુનઃ સુખ ધામ થશે. **इति शाम्.**

**વિનય.**

## બાળકનું નિરોગીપણું.

સૌ જાણે છે કે " પહેલું સુખ તે જાતે નર્યા; " શરીર તન્દુરસ્ત હશે તો બધાં સુખ મેળવી શકાશે. ત્યારે શંકા એ ઉઠે છે કે શરીર સારૂં હોવું એ નિયમ છે કે અપવાદ છે ? આપણી આસપાસ નજર કરશું તો જણાશે કે રોગીનો વધારો છે અને તદન તન્દુરસ્ત માણસો ઓછાં જોવામાં આવે છે, તેથી કદાચ કોઇ એમ માને કે સામાન્ય નિયમ તરીકે તો માણસ રોગીજ હોય-કોઈ અપવાદ રૂપે તન્દુરસ્ત નીકળે પરતુ તેમ નથી. તન્દુરસ્તી એ કુદરતી નિયમ છે અને રોગ એ અપવાદ છે. કુદરતને અનુકૂળ રીતે વર્તી તેના નિયમો પાળીએ તો તન્દુરસ્ત રહેવાય; અને તેનો કોઇપણ કાયદો તોડીએ તો તરતમાં નહી તો કોઇક દિવસ પણ તેની શિક્ષા તો ખમવાનીજ. તેથી રોગ-એ તન્દુરસ્તના નિયમનું ઉલ્લંઘન (ભંગ) કરવાની શિક્ષા છે.

આવું ઉલ્લંઘન આપણે એકવાર તો શું પરંતુ હજારો વાર કરીએ છીએ તેથી અત્યારના આપણા રોગો તો આપણા ઉલ્લંઘન માટેની બહુજ થોડી શિક્ષા દયાળુ પ્રભુએ કરી છે એમ કહ્યાવિના નહિજ ચાલે. બધાં ઉલ્લંઘનોનું તો એક બહુ મોટું પુસ્તક થાય. આંહી તો માત્ર તેમાંનાં થોડાંક ગણાવીને જ બંધ રાખવું પડશે.

હવા, પાણી, ખોરાક એ ત્રણે સબંધે પૂરતી સ્વચ્છતા રાખી હોય તો ઘણા રોગોનો સંભવ જ નથી; તે ઉપરાંત પ્રભુએ આપેલ અવયવોનો સારો ઉપયોગ, નિયમિતપણું, મિતાહાર, કસરત, વગેરે અનેક બાબતોની ખામીને લીધેજ રોગો થવા પામે છે. જમાનાને લીધે આપણા બાપદાદા રોજ ન ખાતા તેવું આપણે ખાઇએ છીએ અને પીએ છીએ તો તેના પ્રમાણમાં ફેરફાર ન થવા પામે તો પણ રોગ વધે. બ્રહ્મચર્યની ખામી, વિદ્યાર્થી અને ગૃહસ્થ એ બે આશ્રમોનું ભેગા થવું, સ્ત્રીઓની અમુક જાતની શરમમાંને શરમમાં રહેવાની પ્રકૃતિ વગેરે વગેરે અનેક અસંખ્ય વિચારી જોઇ શકાય એવાં કારણોથી આપણે -પુરૂષો તેમજ સ્ત્રીઓ આખી જીંદગીભર રોગમાં ને રોગમાં દવાની શીશીઓ ઉપર જ રહેવા લાગ્યાં છીએ એ જેટલું શોચનીય છે તેટલુંજ દયાપાત્ર છે, કેમકે અમુક બાબતો જાણતાં છતાં કરીએ તેથી તો પછી હદજ આવી ગઇ; પછી ગ્રહનો કે પનોતીનો દોષ કહાડવાથી શું વળે ? કે શું માનતા લીધાથી વળે ? કે શું દવા કર્યાથી વળે ? એક વખત બગડયા પછી તો **नाथ बिन बिगरी कौन सुधारे !**

એ **बीगरी**-બગાડ-રોગ થાય તેને માટે મોટી ઉમરે પહોંચેલાં માણસો તો કંઇક બોલીને સમજાવીને બતાવી શકે કે પોતાને કયાં દુઃખ થાય છે, શું થાય છે વગેરે; સ્ત્રીઓ પણ સાસુ નણંદની ટીકાથી બીહીને તેમને વાત ન કરે તો તેમના પતિઓને, અથવા બેહેનપણીઓને વાત કરી શકે છે અને તેનો કંઇક ઉપાય કરી શકે છે. મોટામાં મોટી મુશ્કેલી માત્ર બચ્ચાંઓ-મુગાં-નિર્દોષ-પ્રભુ સ્વરૂપ બચ્ચાંઓ સંબધેજ છે. નથી કહી શકતાં તેઓ કે કયાં દુઃખ થાય છે કે શું દુઃખ થાય છે, કે ભૂખ લાગી છે કે તરસ લાગી છે કે શું થાય છે. ડાકટર પણ તેની ચિકિત્સા (ઉપાય) કેટલીક કરી શકે ? આવી હકીકત છે તેથી માંબાપોની પવિત્ર ફરજ એ છે કે બચ્ચાંઓની સંભાળ કેમ લેવાય-તેઓ માંદા પડવા જ ન પામે એવા ઉપાયો કરવા જોઇએ. એ ઉપાયો જો રોગ અટકાવવા માટે વખતસર ન લેવાય તો પછી કે-

કાણે આવવું બહુ મુશ્કેલ. એવા ઉપાયો લેવામાં આવે તો માવરૂઓને પોતાને " મરો એટલે છૂટીએ તમારી ટાયમાંથી " એમ કહેવાનો વખત નહિ આવે અને પોતાને અને બચ્ચાંને હમેશાં સુખજ રહેશે, જરાં મહેનત પડશે, કામ અધુરૂં મૂકવું પડશે, આખો દિવસ એમાંજ જાય છે એમ લાગશે પણ તે પ્રમાણે કરવાથી આખો દિવસ ગંદકી, ઓસડીયાં, પાણી પાંદવડી વગેરેથી મુક્ત (છૂટું) રહેવાશે અને સંભાળ તો માત્ર બચ્ચું હોય ત્યાં સુધી જ લેવાએલ હોય તો પછી ભવિષ્યમાં (આગળ ઉપર) પણ છોકરાંઓને રોગ નામે નહિ થાય. છોકરાં જણ્યાં જવાં અને પછી કહેવું કે છોકરાં તો એમજ મોટાં થાય એમ રાખશો તો તો તે મરી પણ જશે અને વળી " ટાય " પણ કરાવશે તે જૂદું. માટે માવરૂઓ અને છોકરાંનું બન્નેનું ભલું થાય, દવામાં પૈસા ન ખરચવા પડે એવું કરવું. ટૂંકામાં જેમને સુખી થવું હોય તેમણે બાળકો નિરોગી રહે એવા ઉપાયો લેતાં શીખવું.

નટવરલાલ કે. ટાઈપિસ્ટ.

# आनन्दाश्रम.

## પોલકા પચ્ચીસી.

પ્હેરો વરણાગિયણ પોલકાં, છોરે સજ્જો સુહાગણ પોલકાં. (ટેક).
કાંચળી સાપની કાંચળી જ કહિયે; ખાલી તે ખાલની ખોલ કાં? છોરે સજ્જો. ૧
ચોળો ભલો, પણ ચોળી ન જોઇયે; ભૂંડી એ હઇયા હોળ કાં ? છોરે સજ્જો. ૨
કંચુઆના કોડ કરી જાનકી ઠગાયાં; કંચુઓ ક્યાં ? ક્યાં પોલકાં ? છોરે સજ્જો. ૩
ઘેલી ગોવાળણી, ઘેલા ગોપાળે—પ્હેર્યાં ચોર્યાં શું ચીરચોળકાં ? છોરે સજ્જો. ૪
નવસૈનવ્વાણુએ દ્રૌપદી પટાવી વીંટ્યાં શાં હરિએ ધોળકાં ? છોરે સજ્જો. ૫
કેવા શામળશા ? કરી મામેરૂં નાગરણને ન આપ્યાં પોલકાં ? છોરે સજ્જો. ૬
નીદરકાંચળીની જાળને શું જોઇ પરણ્યાની રીત ભણે ભોળકાં ? છોરે સજ્જો. ૭
પ્લેટ ન કટની ચમકમટકમાં સમજે ન ગમાર ગોલકાં. છોરે સજ્જો. ૮
રંગભરી રીબન ! લેસ લટકાળી ! તાઇની તોઇ તે તોલ ક્યાં ? છોરે સજ્જો. ૯
મોળિયાંનાં ઓળિયાંનાં ખોળિયાં એ મોહે માછિયા કાછિયા કોળકાં. છોરે સજ્જો. ૧૦
કાયાએ કપડાંનાં તાપડાં ન જોઇયે, સોહિયે ફુલફુલાં પોલકાં. છોરે સજ્જો. ૧૧
ભાળે લજામણી દામણી ન જોઇયે, સોહિયે ગુચ્છા ડોલકા. છોરે સજ્જો. ૧૨
કાને અકોટીનાં કાટલાં ન જોઇયે, સોહિયે એરિંગનાં લોલકાં. છોરે સજ્જો ૧૩
હાથે હાથીદાંતનાં શેંખલાં ન જોઇયે, સોહિયે બાંગડીનાં જોડકાં. છોરે સજ્જો. ૧૪
પાયે પાયસાંકળાંની સાંકળો ન જોઇયે, સોહિયે બુટ બેશ બોલકાં. છોરે સજ્જો. ૧૫
કંઠનો કંઠો એ, હઇયાનો હાર એ; ઘરેણાં ઘણાંય એની ઓળ ક્યાં ? છોરે સજ્જો. ૧૬
હરિ નારી થઈ નાચિયા અમીંના ઉભરાજ કાજ અતોલ આ. છોરે સજ્જો. ૧૭
પુરુષ પુરાણ વસી તરુણીના તનમાં આજ સજે પોલકાં; એ ઓળખ્યા. છોરે સજ્જો. ૧૮
કાપડાં તો બાપડાં, પોલકાં અમોલકાં; ધીંગા વજાવ્યાં ઘટે ઢોલકાં. છોરે સજ્જો. ૧૯
લાડીની લેડી બનાવે તે પોલકાં; વેણુ વનમાળીનાં અમોલકાં. છોરે સજ્જો. ૨૦

વનમાળી.

## ચ્હાનું સામ્રાજ્ય.

વસંતપંચમીને દિવસે અમારે ત્યાં રાજકોટથી મ્હેમાન આવ્યા હતા. તેમને કાંઇ શહેરમાં કામ હતું તે તેજ દિવસે પરવારી બીજે દિવસે સ્હવારની ટ્રેનમાં ત્હેમણે પાછા રાજકોટ જવાનો વિચાર રાખ્યો હતો. તેથી રાત્રી વીત્યા બાદ ત્હેમને સ્હવારમાં વહેલાં ચોપડાં અને શાક જમાડી વિદાય કરવાના હતા. પરંતુ અમારા મ્હેમાન લગભગ સ્હવારના ૭ વાગ્યા અને છેવટે સ્હાડા ૭ થયા પરંતુ પથારીમાંથી ઉઠયા જ નહીં. ઘરમાંથી ચાકરે આવી ત્હેમને જગાડતાં કહ્યું કે " ભાઇ ! ઉઠોને સાત થવા આવ્યા છે. જમશો ક્યારે અને ગાડી ઉપર પહોંચાશે ક્યારે ? " પથારીમાંથી ઉઠી આંખ તો ચોળવા માંડી, પરંતુ કેમે કરી ઉંઘ ન ઉડે. એટલામાં એક અમારી નાના ભાઇની છોકરી દોડતી દોડતી આવી તેને ઉભી રાખી મ્હેમાને પાસે બોલાવી અને પૂછ્યું "બ્હેન ! ચ્હા થઇ છે? ચ્હા થઇ હોય તો હું પથારીમાથી ઉઠી દાતણ કરૂં. " છોકરી બોલી " ચ્હા તો લગાર મોડી થશે કારણ કે હજી દૂધ આવ્યું નથી. " આ જવાબ સાંભળી મ્હેમાન ગભરાઇ ગયા પરંતુ જેમ તેમ પથારીમાંથી ઉઠી દાતણ કરવા ઓરડાની બ્હાર ગયા. હું પાસેજ હતો તેથી મ્હેં સ્હેજ વિવેકથી કહ્યું " ખાસ ઉતાવળ ન કરશો. અત્યારની ટ્રેનમાં નહીં જવાય તો બપોરની ટ્રેનમાં જવાશે. આ ઘર આપનું જ છે. " પરંતુ મ્હેમાન ઉતાવળ તે કેવી રીતે કરે ! કારણ કે આ બધી મુશ્કેલીનું કારણ બીજું કાંઇ નહીં પણ ચ્હા હતું. ત્હેમને એવી ટેવ પડી ગઇ હતી જે પથારીમાંથી ઉઠયા પછી દાતણનો ઠોઇઓ વેગળો ફેંકયો કે તુરત ચ્હા જોઇએ. અને ચ્હાને પેટમાં ગયે પાંચ દસ મિનીટ થયા પછી દસ્ત ઉતરે, માટે ચ્હા થયો એમ ખબર પડે ત્યારેજ પથારીનો ત્યાગ કરે. આ વાતનો ખુલાસો સ્હેજ અચકાતાં અચકાતાં મ્હારા મ્હેમાનેજ કર્યો. " જાઓ મ્હારા ભાઇ ! બોલતા કેમ નથી ? એવું જાણતો હોત તો રાત્રીએ દૂધ મંગાવી રાખત. આ પારકું ઘર છે ? " એવું અમારા ઘરમાંથી કોઇકે કહી ચ્હાની ઝપાટામાં તૈયારી કરી. ખાવું ખાવાને ઠેકાણે રહ્યું પરંતુ ચ્હાની પધરામણી પ્રથમ થઇ. પરિણામ એ આવ્યું જે મ્હેમાન બરોબર નવ વાગ્યે પરવાર્યા અને પછી જમી બપોરની ટ્રેનમાં વિદાય થયા.

આવા બનાવથી અજાયબ થવાનું કાંઇપણ કારણ છે જ નહીં, કારણ કે મ્હેં તો ઘણાને એવું કહેતાં સાંભળ્યા છે જે " બધા વગર ચાલે પરંતુ ચ્હા શિવાય તો ચાલે જ નહીં. ભાઇ ચ્હા તે ચ્હા અને બીજા તો વનના વા. " તે કાંઇ ખોટું નથી. આપણે પ્રાતઃકાળે દરેક ઘરમાં જોઇશું તો ચ્હાનો સરંજામ કેવો ચાલી રહ્યો હોય છે તે દરેકને માલુમ હશેજ. અસલના સમયમાં પ્રાતઃકાળે ઉઠી પંચપાત્ર અને સંધ્યાનાં પાનાંથી ઇશ્વર સ્મરણ થતું હતું ત્યારે આ વખતે આપણે જોઇશું તો તેજ છે. કાંઈ પણ ફેરફાર નથી. આચમની, ત્રાંબડ અને પવાલાને સ્થળે ચમચો રકાબી અને પ્યાલા વિરાજી રહ્યા છે. પવિત્ર જળને સ્થળે મધુરી ઉન્હી ઉન્હી ચ્હા ! અને સંધ્યાનાં પાનાને બદલે ન્યુસપેપરનાં પાનાં ! ! ! બેસવાને આસનની ખોટ આપણી ખુરશી ટેબલ પુરી પાડે છે. એટલે તેમાં કાંઇ પણ નવાઇ જેવું તો છે જ નહીં, કારણ કે પંદર દિવસનું બચ્ચું હોય તેને પવિત્ર ચ્હાની અંજળી પાવા તેનાં વ્હાલા માબાપ ચુકતાં નથી, તો મ્હોટાં મનુષ્યની શી વાત

કરતી ! આપણે કોઇ સ્થળે મળવા જઇએ તો ચ્હા તો તુરતજ થવાની. કારણ કે ચ્હાથીજ બધી મહેમાનગતી કરી તેમ સમજાય છે. જો ભોગયોગે ના કહીએ તો " જોઓ મ્હરા ભાઇ ! ચ્હાની તે ના હોય ! આ હું તો દહાડામાં દશ વખત પીઉં તો પણ મ્હને તો કંટાળો આવેજ નહીં. " આટલુંજ નહીં પરંતુ ટ્રેનમાં કે ગમે ત્યાં મુસાફરી કરનારાઓને ચ્હાની તો ઘણીજ જરૂર પડે છે. તેમાં હિન્દુ મુસલમાનની ગણના કે તફાવત નથી ગણાતો. પરંતુ ચ્હાનો ' કોપ ' મ્હોટો ફળદાઇ ગણાય છે. તેમાં હોય શું પાણી, છાંટો દૂધ અને ચ્હાનો કુચો. કદાચ થોડી ખાંડ નાંખી હોય તે. પરંતુ ચ્હા તો મળી ? આવો સંતોષ મુસાફરો અને પ્રવાસીઓના મનમાં ચ્હા ઉત્પન્ન કરે છે. અમારા એક મિત્ર બિચારા બહુ બળાપો કરે છે કે " ચ્હાથી બધો દેશ ખરાબ થયો. બધાએ ગરાડી થઇ ગયા.

લગન અને વિઘન બધામાં ચ્હા પેશી ગઇ. લગનમાં જમાડવા કરવાની વાત નહી ! આ ચ્હાનો પ્યાલો પાઇ વિદાય કર્યા. એટલે બધી પરોણાગત થઇ" પરંતુ તેને બિચારાને ખબર નથી કે જ્યારે ચ્હા પિવાને મંડળ એકઠું થઇને શિયાળામાં કે એવે કોઈ સમયે બેસે છે ત્યારે કેવો ભવ્ય દેખાવ થાય છે ? ગામડાની અંદર આવા દેખાવ મ્હારી નજરે બહુ પડયા છે. ગામડીઆ ધારાળા, કોળીઓ ' સા ' પી પોતાનો દિવસ આનંદમાં નિર્ગમન કરે છે. વળી જ્યારે પાંચ પચીસ માણસોનો ડાયરો જામે ત્યારે તો ચ્હાના સામ્રાજ્યની વાત શી કહેવી ? ધીરે ધીરે ચ્હા પીવાતી જાય, ફુંકાઇ જાય, કોઇ કોઇ પીતાં પીતાં સુસવાટ બોલાવતું જાય અને વચ્ચે વચ્ચે વળી વાતોના તડાકા તાપણું ભડભડ બળતું હોય તેની આસપાસ ચાલતા હોય. આ દેખાવ ચ્હા ગામડામાં આપે છે. એટલુંજ નહીં પરંતુ નીચી વર્ણને સ્હાંજ સ્હવાર ચ્હા પીધા વગર ચાલતુંજ નથી. વળી કેટલાંક સુધરેલાં મંડળોમાં તો ચ્હાદેવી ફેન્સી ચીનાઇ કપમાં આનંદમાં ઝૂલે છે. તે વખતે સર્વ મનુષ્યોથી આખા દિવસનો શ્રમ ભૂલી જવાય છે. ચીનાઇ કપ મંજાવા કરવાના નહીં હોં કે ! એ તો ચ્હાએ પોતેજ પવિત્ર કરેલા એટલે કોઇનો વટાળ રહેજ નહીં. માટે ભાઇઓ ! ચ્હા આગળ રાય અને રંક, હિન્દુ અને મુસલમાન, બાળ કે વૃદ્ધ, ઉચ્ચ કે નીચ બધાં સરખાંજ છે. તેને શોક તો પદ્મપત્રને પાણી ન લાગે તેમ લાગતોજ નથી. ચ્હા દેવીએ પોતાનું સામ્રાજ્ય ભૂચર, ખેચર, જળચર પ્રાણીમાં સર્વત્ર સ્થળે ફેલાવવા માંડયું છે તે સમયે સ્વર્ગ મૃત્યુ અને પાતાળ ચ્હા મયજ થશે. કારણ કે ક્યાં ચ્હાના પ્યાલાનો મધુર રવ ! તે સ્વર કોઇ ક્ષુદ્ર જન્તુનાં કર્ણમાં પડે તે પણ પવિત્ર થઇ જાય તો આ લખાણ-પરમ પવિત્ર ચ્હાના કથા વાંચવાથી પ્રાણીમાત્ર પાવન થશે તેમાં શી નવાઇ ?

આધ્યાત્મિક.

## पत्रमंजूषा.

[આ વિભાગમાં—સાંસારિક, સામાજિક, શારીરિક, વિદ્યા અને હુન્નરની, વૈદક અને વિજ્ઞાનની, કાયદાની, સાહિત્ય અને સામાન્ય જ્ઞાનની તથા હૃદયની વૃત્તિ અને લાગણીની,—અર્થાત્ સર્વ પ્રકારની મુશ્કેલીઓમાં અમારાં વાચક બ્હેનો તથા બન્ધુઓને સલાહ અને માહિતી આપવા અમે યથાશક્તિ પ્રયાસ કરીશું. અમારી ખાનગી ઓળખાણ માટે સલાહ લેનારે પોતાનું ખરૂં નામ ઠામ આપવું પડશે. આ વિભાગને લગતા કાગળોના " ઉપર મથાળે " પત્રમંજૂષાને લગતુ ", એમ લખવું.

પત્રમંજૂષાની યોજના અમે ડિસેમ્બરના સુન્દરીસુબોધમાં પ્રકટ કરી હતી; પત્રો પણ થોડાક જાન્યુઆરી પ્હેલાં મળ્યાં હતા; પરન્તુ અનિવાર્ય અગવડોને લીધે આટલો વિલંબ થવા પામ્યો છે. અને જાન્યુઆરીના અંકના પ્રકાશનમાં પણ અણધારી વાર થઇ હતી, તે માટે અમે દિલગીર છીએ. અમારા ગ્રાહક મહાશયો જોઇ શકશે કે આ માસિકને નિયમિત અને વધારે ઉપયોગી કરવાને બનતો સર્વ પ્રયાસ કરવામાં આવે છે. આશા છે કે ફેબ્રુઆરીનો બમણો મ્હોટો સ્ત્રીલેખનો ખાસ અંક અમારાં વાચક બ્હેનો અને બન્ધુઓને પસંદ પડયો હશે. ચોસઠ પાનાનો એક આખો અંક સ્ત્રીલેખકોનાં સારાં લખાણથી શણગારાય એ આપણી સ્ત્રીકેળવણીના વિકાસ માટે બહુ શોભાભર્યું અને આશાજનક છે.

અમને મળેલા ઘણા કાગળોમાં અને ખાસ કરીને પત્રમંજૂષાને લગતા દરેક પત્રમાં સુન્દરીસુબોધ તરફ જે અસાધારણ પ્રીતિ અને શુભેચ્છા દર્શાવવામાં આવ્યાં છે ત્હેને માટે અન્તઃકરણ પૂર્વક ઉપકાર માનવામાં આવે છે. સુન્દરીસુબોધ દેશોદયના એક મહાન રાજમાર્ગનો ન્હાનકડો ભાગ બની શકતા પ્રયત્ને સાફ કરતું રહ્યું છે તે ખરૂં છે પણ સન્તોષકારક નથી; અને એ સત્ય ત્હેના સંપાદકથી પણ અજ્ઞાત નથી. પરન્તુ શ્રદ્ધા છે કે ટૂંક સમયમાં ત્હેના કર્મક્ષેત્રની મર્યાદા ઘણી વધારે વિશાળ અને ફળપ્રદ થશે. અને વાચક બ્હેનો તથા બંધુઓ પણ આ માસિકપત્રનો પોતાના મિત્રમંડળમાં જેમ બને તેમ વધારે ફેલાવો કરી ત્હેની ઉપયોગિતા વધારવામાં સહાય કરશે એમ આશા છે. તન્ત્રી. ]

ચં. ગ. ( મુંબાઇ ): 'ત્હમારાં બ્હેનનું લગ્ન કાઠિયાવાડમાં થયું છે અને ત્હેમને સાસરે જવાનો સમય પાસે આવ્યો છે. ઇંગ્રેજી ત્રીજું ધોરણ ત્હેમણે પૂરૂં કર્યું છે અને વધુ ભણવાની ઈચ્છા છે. વડીલ અનુકૂળ છે. પણ સાસરે તો જવાનુંજ, એમ તેઓ જણાવે છે. તો કરવું શું?'–બન્ધુ, ત્હમારાં બ્હેનના જેવી મુસીબતો ઘણી બાલિકાઓને નડે છે; તે દૂર કરવાનો એકજ ઉપાય છે; બાળલગ્ન અટકાવવાનો. પરન્તુ તે વિચાર હાલ ત્હમારે માટે નકામો છે. કેળવણી ખાસ જરૂરની છે અને ત્હમારાં બ્હેનનો અભ્યાસ ધીમે ધીમે વધારવાનાં સાધન કરી આપવાં જોઇએ. પણ હાલની વસ્તુસ્થિતિમાં એજ યોગ્ય છે કે, ત્હેમના શ્રેયને અર્થે ત્હેમને સાસરે મોકલવાં અને ત્હેમણે પ્રસન્ન મનથી અને પૂર્ણ ઉલ્લાસથી જવું. શાળામાં કેળવણી મેળવવાની સુગમતા વધારે હોય છે, પણ તેથી કાંઇ ઘેર અભ્યાસ થઈ ન જ શકે એમ નથી. સાસરે જે થોડો વખત મળે તે અભ્યાસમાં ગાળવા ત્હેમને ભલામણ કરવી અને થોડાં સારાં ગુજરાતી તથા સ્હેલાં ઇંગ્રેજી પુસ્તકો સાથે આપવાં. ત્યાં પ્હેલાં વાંચવાની અનુકૂળતા નહિં હોય તો પછી પણ થશેજ. કદાચ ત્હેમના પતિ સહાય કરી શકશે અને તેમ કરવું એ ત્હેમનું પ્રથમ કર્તવ્ય છે. પણ ત્હમારી બ્હેનના મન ઉપર ખાસ ઠસાવવાની જરૂર છે કે, ખરી કેળવણી શાળામાં અને પુસ્તક વાંચવાથીજ સંપૂર્ણ થાય છે એમ નથી; કેળવણી એટલે તન, મન અને બુદ્ધિની ખિલવણી. આપણે જે કામ કરવાનું હોય તે સારૂં કરવા ખરા દિલથી મહેનત કરવી અને જે મનુષ્યોમાં રહેવાનું હોય ત્હેમને ખુશી રાખવા અન્તઃકરણપૂર્વક પ્રયાસ કરવો, એ પણ કેળવણીની એક ઉંચા પ્રકારની કસોટી છે. આ બાબતમાં એમણે સ્વ.સાક્ષરવર્ય ગોવર્ધનરામકૃત 'લીલાવતી જીવનકલા' વાંચવી એમ અમારી ખાસ ભલામણ છે.

ક. ( જંબુસર )–બ્હેન, ત્હમને ખાનગી પત્રથી આપેલો ઉત્તર પ્હોંચ્યો અને કાંઈક ઉપયોગી થયો, જાણી આનન્દ થાય છે. અનેક બ્હેનો શરીરને ક્ષીણ કરી નાંખતાં ક્રૂર દર્દોથી પીડાય છે અને છતાં શરમના ખોટા ખ્યાલથી અવાચક પ્રાણીઓના જેવી હાલતમાં મૂંગો માર સહન કર્યા કરે છે ! પ્રદર, હિસ્ટીરિયા' વગેરે સ્ત્રીઓનાં દર્દો શરૂ થવાનાં ખાસ કારણ હોય છે ને તે શરૂઆતમાંજ અટકાવવામાં આવે તો બહુ ફાયદો થાય. પણ ત્હેને માટે શરમની ખોટી લાગણી આડે આવે છે તે ખાસ કરીને દૂર થવાની જરૂર છે. હજુ પણ બિલકુલ સંકોચ વિના લખજો. સુન્દરીસુબોધના સંપાદકનો આવી મુશ્કેલીમાં સહાય કરવી એ પરમધર્મ છે.

'લલિતા' (કાનપુર), તથા મ. છ. જો. (ગોધરા)-બ્હેન તથા બન્ધુ, સ્ત્રીઓને માટે ઉત્તમ અને વાંચવા લાયક પુસ્તકોની યાદી થાય છે; તે બેએક માસમાં પ્રકટ કરી શકીશું. હાલને માટે 'સુન્દરીસુબોધ' મન્દિરમાં મળતાં પુસ્તકોની વાંચવા લાયક તરીકે ભલામણ કરવા રજા લઇએ છીએ. અને સુન્દરીસુબોધને અંગે રા. ચિતલિયાએ ઇનામ આપી લખાવેલો મિસિસ જિ. કે. ઉપાધ્યાયનો નિબન્ધ, જે હાલ ગુજરાતી પત્રમાં પ્રકટ થાય છે અને જેને પુસ્તકરૂપે મુંબાઇનું-સસ્તુ સાહિત્ય વર્ધક મિત્રમંડળ પ્રસિદ્ધ કરવાનું છે તે નિબન્ધ-"આપણી અબળાઓની આધુનિક શોચનીય સ્થિતિ અને તેમની ઉન્નતિના વ્યાવહારિક ઉપાયો"-માંથી નીચેનો ફકરો આપના હાલના ઉપયોગને માટે રજુ કરીએ છીએઃ—

"સ્ત્રીઓને વાંચવા લાયક જુજ પુસ્તકો આપણે જોઇએ તો-સતીમંડળ, ભામિનીભૂષણ (પાંચ ભાગ,) સાવિત્રી ચરિત્ર, મણિભાઈ નભુભાઇ દ્વિવેદી કૃત ઉત્તરરામ ચરિત, અસ્તોદય, વહુને શીખામણ, માને શીખામણ, સ્ત્રીમન્દિર, સુન્દરી, સુન્દરીગુણમન્દિર, ગૃહવ્યવસ્થા, સુકન્યા ચરિત્ર, સ્ત્રી ધર્મનીતિ, લીલાવતી જીવનકલા, સરસ્વતિચન્દ્ર(ચાર ભાગ), યોગિની (સુમન્ત કૃત), સ્ત્રીઓનું સ્વર્ગ, કુસુમાવલી, ભર્તૃહરી નીતિશતક, યોગવાસિષ્ઠ, પંચીકરણ, મણિરત્નમાલા, ચન્દ્રકાન્ત (ત્રણ ભાગ), સંસારમાં સ્વર્ગ, બાળસ્વભાવ, ગોમંડળ પરિક્રમણ (ગોંડળનાં મહારાણી નંદકુંવરબાકૃત), સુધાહાસિની (વિદ્વાન ગ્રેજ્યુએટ ભગિનીઓ સૌ. વિદ્યાગૌરી તથા સૌ. શારદાગૌરીકૃત ભાષાંતર), સુન્દરી સુબોધ, સ્ત્રીબોધ, નૂતન પ્રકટ થતું વનિતા વિજ્ઞાન, ભારતભગિની, વૈદ્યકલ્પતરૂ, મહાકાળ અને વસંત, વગેરે."

C. K. P.-બન્ધુ, દરેક યુવાન જેને પૈસાની અનુકૂળતા છે ત્હેણે અભ્યાસની અભિવૃદ્ધિ અર્થે વિદેશગમન ઘણું લાભકારક છે. અભ્યાસક્રમમાં હુન્નર, કલા, કૌશલ અને વ્યાપાર, તથા વિજ્ઞાનને પ્રથમ સ્થાન અને સિવિલસર્વિસ વગેરે તથા દાક્તરી ધંધાને તે પછી સ્થાન આપવું એમ આપણા દેશની જરૂરિયાતો માગે છે. બેરિસ્ટર થવાને માટે હવે ગ્રેજ્યુએટ થવું ફરજિયાત થયું છે અને પરદેશ જવાને સ્થાનિક રાજ્યપ્રતિનિધિનું ખાત્રિપત્ર (સર્ટિફિકેટ) પણ આવશ્યક મનાવા લાગ્યું છે. વિલાયતમાં સરકાર તરફથી ડા. આર્નોલ્ડને હિન્દી અભ્યાસકોના ખાસ સલાહકાર નીમવામાં આવ્યા છે. વિદ્યાવૃદ્ધિ માટે ઇંગ્લંડ, જર્મની, યુનાઇટેડ સ્ટેટ્સ અને જાપાનની પાઠશાળાઓ બહુ ઉપયોગની અને ઉત્તમ ગણાય છે. વિશેષ માહિતી ખાનગી ઉત્તર આપને આપ્યો છે તે ઉપરથી મળી હશે.

રૂ. મો (પોરબંદર)-બ્હેન, સુન્દરીસુબોધમાં સ્ત્રીઓની સહીનાં લખાણ આવે છે તે ત્હેમનાં હોવા વિશે આપ અશ્રદ્ધા બતાવો છો; પરન્તુ તેમ માનવાનું કાંઇજ કારણ નથી. લેખક બ્હેનોમાંની કેટલીક વિશે અમને જાતમાહિતી છે અને કેટલીક તો સુજ્ઞાત લેખક તરીકે સર્વત્ર માન પામેલ છે. મુશ્કેલ હોવા છતાં લખવાનું એકવાર શરૂ કર્યાં પછી ત્હેની મોહિની એવી છે કે આપણને વધુ વધુ પ્રયાસ કરવા વૃત્તિ થઇ આવે છે; અને ત્હેની સાથે આપણો અભ્યાસ પણ આગળ વધે છે; કારણ, લખવા માટે વાંચવું, વિચારવું જોઇએ. અમારા ફેબ્રુઆરીના અંકમાં પ્રકટ થયેલાં પૈકી કેટલાંક લખાણમાં થોડા વધુ સુધારા અગર ફેરફાર કરવા પડયા હતા; પરન્તુ તે બાદ કરતાં બીજું સઘળું સ્ત્રીલેખકોનાજ પ્રયાસનું પરિણામ છે. કેટલીક બ્હેનો પુરુષો કરતાં પણ વધારે સારૂં લખી શકે છે, એ હવે સાબીત કરવાની જરૂર રહી નથી.

જ. (પુના) તથા બા. વ. જા. (પીજ)—બ્હેન તથા બન્ધુ, હરકોઇ વિષય ઉપર કોઈપણ માણસ આ પત્રમાં લેખ મોકલી શકે છે, પછી તે ગ્રાહક હોય અગર ન હોય; અને તે લખાણ સ્ત્રીઉપયોગી અથવા સામાન્ય જનસમાજને લાભકારક હોય તો પ્રકટ કરવામાં આવે છે.—બ્હેન જ., વીજળી (ઇલેક્ટ્રિસિટી) વિશે ત્હમે લખશો તો તે અમે ઘણી ખુશીથી પત્રમાં લઇશું. વિદ્યા હુન્નર અને વૈદકના તથા ગુંથણકળા અને પાકશાસ્ત્રના વિષયોને અમે ખાસ ઉપયોગી માનીએ છીએ.

પ્રે. ( કોડીનાર )–બન્ધુ, અમારા નમ્ર મત મુજબ, કંઠી બાંધે કિંવા ટીલું કરે એનેજ પરમ વૈષ્ણવ ગણાવાનો હક છે એમ કોઈ માનતું નથી. એક મહાન વૈષ્ણવભક્તરાજે 'વૈષ્ણવજનતો ત્હેને કહીએ '–કરીને એક પદમાં વૈષ્ણવનાં સર્વ મુખ્ય લક્ષણ બતાવી ગયા છે, ત્હેમાં એ બેમાંથી એકની પણ ગણના કરતા નથી. કંઠી અને ટીલું એ માત્ર બાહ્યોપચાર છે; જ્ઞાન અથવા ભક્તિની પક્વ અવસ્થા નથી થતી ત્યાંસુધી એવાં સાધનોને ઘણા ધર્મોપદેશકોએ ઉપયોગી માન્યાં છે. પણ સત્યતઃ શ્રદ્ધા અને ભક્તિ, સદાચાર અને સદ્વિચાર વિના બીજું કોઈજ વધારે અગત્યનું, વધારે લાભદાયી સાધન નથી.

T. ( અકયાબ )—બન્ધુ, સ્ત્રીના નામ પાછળ ત્હેના પતિનું નામ મૂકવાનો રિવાજ આપણા દેશનો નથી પણ યુરોપિયન છે; એટલે તે સ્વીકારવો તો સંપૂર્ણ રીતે એમ અમે માનીએ છીએ. દાખલા તરીકે મિસિસ ગોદાવરી પ્રાણશંકર પંડિતનો અર્થ પ્રાણશંકરનાં પત્ની ગોદાવરી એમ થાય છે. હવે સૌ. ગોદાવરી પ્રાણશંકર લખીએ તોપણ સામાન્ય રીતે બીજો અર્થ સમજવો મુશ્કેલ છે. વચલો રસ્તો એ છે કે,–સૌ. ગોદાવરી, પ્રાણશંકરનાં પત્ની, અથવા ધનશંકરનાં પુત્રી, એમ લખવું.

સા. મો. ( મુંબાઈ ), ર. મ ત્રિ. ( નડિયાદ ), ક. પ્રા. પં. ( ધોળકા ), વિગેરે,–બન્ધુઓ, સુન્દરીસુબોધનો પ્રત્યેક અંક દરેક ગ્રાહક તરફ મોકલવામાં આવે છે; તેથી આ ઓફિસથી મોકલવામાં આવ્યો નથી એમ ન માનવા વિનતિ છે. ટપાલ ખાતાની ગફલતને લીધે કદાપિ આપને કોઇ અંક ન પ્હોંચે તો વેળાસર ખબર આપ્યેથી બીજી નકલ મોકલવામાં આવશે. આવા પ્રકારના કેટલાક પત્રો અમને દરમાસે મળે છે પરન્તુ તે સર્વનો નિરાળા કાગળથી જવાબ આપવો મુશ્કેલ થઈ પડે છે. પણ તે અંકની બીજી નકલ તો તરત મોકલવામાં આવે છેજ. તન્ત્રી.

## ઉપકાર સાથે સ્વીકાર.

રાજા ટોડરમલઃ (નવલકથા) પ્રકાશક, રા. ડાહ્યાભાઇ ધનસુખરામ, તંત્રી, "નાગરવિજય" અમદાવાદ,

કાવ્ય કલિકાઃ ( કાવ્યસંગ્રહ ) રચનાર, રા. 'અંબુજ' તથા રા. 'ભ્રમર,' વડોદરા.

**સારી સંતતિઃ** ભાગ ૧-૨-(સારાં સંતાન ઉત્પન્ન કરવાનું શાસ્ત્ર). રચનાર, વૈદ્ય જટાશંકર લીલાધર ત્રિવેદી, 'વૈદ્યકલ્પતરૂ'ના તન્ત્રી; અમદાવાદ.

Shreemad Vallabhacharya ( કલકત્તાની સર્વધર્મ પરિષદ્ આગળ વાંચેલો નિબન્ધ): રા. બા. લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ પારેખ, નડિયાદ.

હિન્દુસંસાર ચિત્રઃ ( નિબન્ધ ) રચનાર, રા. રા. વલ્લભજી ભાણજી મહેતા. સૌ. ગોદાવરી લાલચંદ કાલીદાસ મેઘાણી, કલકત્તા,—તરફથી.

અબળાહિતદર્પણ—( અથવા આપણી અબળાઓની આધુનિક શોચનીય સ્થિતિ અને તેમની ઉન્નતિના વ્યાવહારિક ઉપાયો ) રચનાર, મિસિસ. જી. કે. ઉપાધ્યાય. પ્રકાશક, રા. રા. કરશનદાસ જે. શીતળિયા, મુંબઇ,—તરફથી.

Calendar (1911) મેસર્સ સિ. કે સેન અને કંપની ( કલકત્તા ) નું, મેસર્સ પંડિત, શાહ અને કંપની, અમદાવાદ, તરફથી.

Calendar (1911), with a coloured Map of the British Empire: મેન્યુફેક્ચરિંગ લાઇફ એસ્યુરન્સ કંપનીનું, અમદાવાદના એજન્ટો મેસર્સ ચમનલાલ પોપટલાલ અને કંપની તરફથી, મેસર્સ યશવંતરાય એન. મેઃ અને કંપની જનરલ એજન્ટસ, અમદાવાદ,–મારફત.

# સુન્દરી સુબોધનાં ચાલુ વર્ષમાં આવેલાં લવાજમની પહોંચ.

## વર્ષ ૬-૭-૮ પેટે.

| | |
|---|---|
| રા ડાકટર કેશવરાવ બાબારાવ(૫,૬,૭,૮) | રાજકોટ |
| મે ટી બી કથારીયા | કંપલી |
| રા નરોત્તમદાસ ભાણજી | મુંબઇ |
| મેં ખટાઉ વલ્લભજી જોશી | ,, |
| રા ઈશ્વરલાલ કે દેશાઇ | ,, |
| રા જીવણલાલ વરજરાય | અમદાવાદ |
| રા માર્તંડરાવ રતનલાલ | ગોધરા |
| રા ચન્દ્રશંકર ગીરજાશંકર (૫ ૬-૭) | પ્રાંતિજ |
| રા હિરાલાલ ઉમિયારામ | મુંબાઈ |

## વર્ષ ૭ પેટે.

| | |
|---|---|
| રા નાગરદાસ જેભાઇ રાવળ | કરાચી |
| રા જેઠાલાલ હરજીવન મ્હેતા | પાલીતાણા |
| વૈદ્યશાસ્ત્રી દામોદર કાનજી | મુંબઇ |
| રા જગન્નાથ જેઠાભાઈ રાવળ | ,, |
| રા ફકીરચંદ કેવળદાસ | બારેજા |
| રા શીવલાલ છગનલાલ | નડીયાદ |
| મીસીસ પરસોત્તમ રણછોડ | મુંબાઈ |

## વર્ષ ૭-૮ પેટે.

| | |
|---|---|
| રા ભાસ્કરરાવ વિઠ્ઠલરાય | મુંબઇ |
| ભુલેશ્વર લાયબ્રેરીના સે | ,, |
| રા કરશનદાસ પિતાંબર | ,, |
| રા લીલાધર સુંદરજી | ,, |
| રા એલ વસન્તરાય નરભેરામ | ,, |
| રા નારાયણ હરિભાઇ દેવસી | ,, |
| રા ચિમનલાલ હરિલાલ સેતલવાડ | ,, |
| રા જીવણદાસ નારણદાસ | ,, |
| રા રેવાશંકર જગજીવન | ,, |
| રા માધવદાસ મોરારજી | ,, |
| વૈદ્ય શાસ્ત્રી રતનસિંહ ગોવિંદજી | ,, |
| રા લલ્લુભાઈ ઝવેરદાસ | ,, |
| અ સૌ રતનબાઇ એ આચાર્ય | ,, |
| રા મૂળજી દુર્લભજી વેદ | ,, |
| ઠક્કર દામોદર લીલાધર | ,, |
| રા રેવનંદનરામ કરપુરરામ | ,, |
| રા હરજીવન મોતીચંદ | ,, |
| રા ભવાનીદાસ એન | ,, |
| રા ખંડુભાઇ ભીમભાઇ દેશાઇ | ,, |
| રા વલ્લભદાસ રામજી | મુંબાઇ |
| સૌ ધનગવરી | ,, |
| સૌ રમણલક્ષ્મી ઇચ્છારામ | ,, |
| રા જેઠાભાઇ મૂળજી | ,, |
| રા ધરમદાસ ભગવાનદાસ | ,, |
| રા મૂળશંકર દેવજી | ,, |
| સૌ સૂરજગૌરી | ,, |
| રા ચુનીલાલ ગુલાબચંદ | ,, |
| શે । મેન્યુ ફેકચરીંગ કંપનીના એજન્ટ | ,, |
| રા સાંકરલાલ હરિલાલ | ,, |
| રા ડાહ્યરશી દયાળ | ,, |
| રા ટી કે ઠાકોર | ,, |
| મીસીસ ગવરીબ્હેન બાપુલાલ | ,, |
| રા ઇશ્વરલાલ ધીરજરામ | ,, |
| રા મન સુખરામ સૂર્યરામ | ,, |
| રા ભોગીલાલ રતનરામ | ,, |
| રા હિરાલાલ રણછોડદાસ | ,, |
| રા રંગીલદાસ નરભેરામ | ,, |
| રા ગોવિંદલાલ એન | ,, |
| રા કેશવલાલ મૂળચંદ લગડી | ,, |
| રા પોપટલાલ ધારશી | ,, |
| રા ગીરજાશંકર ભગવાનજી | ,, |
| બાઇ પરશનકુંવર | ,, |
| રા મનસુખરામ કે મ્હેતા | ,, |
| રા ડાહ્યરલાલ વેલાભાઇ | ,, |
| અ. સૌ લીલાબ્હેન | ,, |
| સૌ મોતીબાઈ ધનજી લક્ષ્મીદાસ | ,, |
| મીસીસ ઈચ્છાગવરી કુંવરરાય | ,, |
| રા ઝીણુભાઈ ભીમજીભાઇ | ,, |
| મીસીસ માણેકબાઈ ડોક્ટર | ,, |
| રા મોતીલાલ નાનચંદ | ,, |
| રા મનસુખલાલ આત્મારામ | ,, |
| રા જુગલપ્રસાદ રાજપ્રસાદ | ,, |
| રા ભુલાભાઇ જી દેશાઈ | ,, |
| રા હીમતરામ કેશવરામ | ,, |
| રા ખીમજી આસર ખિરજી | ,, |
| રા નરોત્તમ ભગવાનદાસ | ,, |
| દેશાઇ માધવલાલ સંતોકરામ | ,, |
| રા રણછોડ વિ મોરારજી | કલકત્તા |
| બાઇ મીઠીબાઈ નારણદાસ | ,, |

| | |
|---|---|
| મીસીસ એચ. વી. ત્રીવેદી | ભાવનગર |
| રા. હીમ્મતલાલ ગણેશજી અંજારિયા. | મુંબઈ |
| રા. રતિલાલ કાળીદાસ | ભાવનગર |
| રા. મણિશંકર રતનજી ભટ | ,, |
| રા. ચુનીલાલ ત્રીભુવનદાસ | ,, |
| રા. રાયચંદ ફતેચંદ | ,, |
| દશાશ્રીમાળી હિતેચ્છુ સભા | ,, |
| સૌ. કુસુમકુમારી | ,, |
| મે. બી. એ. એન્ડી સાહેબ | ,, |
| રા. મોતીચંદ ગીરધર | ,, |
| રા. વિઠલદાસ વિસનજી | ,, |
| રા. ગુલાબચંદ આનંદજી | ,, |
| સૌ. કુંદનવિધા અંબાલાલ | મુંબાઈ |
| રા. ખેલશંકર લક્ષ્મીશંકર | ,, |
| રા. મનસુખરામ પી. પટેલ | ભાવનગર |
| રા. કુંવરજી આનંદજી | ,, |
| રા. સુખલાલ જીવરાજ | ઘાટકુપર |
| રા. ભીજલાલ વાલજી | કરાંચી |
| રા. ભાણજી ગુલાબચંદ | ભાવનગર |
| રા. ઝીણાભાઈ મૂલજીભાઈ | કરાંચી |
| રા. લાલજી હરજીવન | ,, |
| રા. હીપ્પુપ્રસાદ સવાઈલાલ | ભાવનગર |
| રા. હરિદાસ લાલજી | કરાંચી |
| રા. રૂપચંદ ગોરધનદાસ | ,, |
| રા. મોરારજી વલ્લભદાસ | ,, |
| રા. મોરારજી આણંદજી | ભાવનગર |
| રા. હાજીમહમદ અલારખીયા | મુંબાઇ |
| રા. ઉધ રામ તારાચંદ | કરાંચી |
| શેઠ ભગવાનદાસ માધવદાસ | મુંબઈ |
| રા. ભીમજી નારણજી દલાલ | ,, |
| રા. છગનભાઇ નાથાભાઇ | ,, |
| સૌ. ડાહીગૌરી C/o ઇચ્છાપોરીયા | ,, |
| રા. મણિલાલ અંબારામ | ઘાટકુપર |
| રા લક્ષ્મીદાસ જીવરાજ | મુંબઇ |
| રા. પ્રેમજી દેવજી | ,, |
| મીસીસ હીરાબાઇ | ,, |
| રા. હરિપ્રસાદ હેતમરામ | ,, |
| મીસ્ત્રી કેશવજી દયાળ | ,, |
| સૌ. ઇચ્છાગવરી નાગરજી | ,, |
| ભાવસાર સુતાર પેથાભાઈ પુરાલદાસ | જંગબાર |
| રા. ડાહ્યાભાઇ રેવાશંકર | અમદાવાદ |
| રા. મોતીલાલ વલ્લભજી | મુંબઈ |
| લીલાવતી જીવનદાસ | ,, |
| મિસિસ. ગુણવન્તલક્ષ્મી ઉત્તમલાલ | ,, |
| રા. ખટાઉ લાલજી | ઝાંઝીબાર |
| સૌ. સુમતિબ્હેન (વ. ૪ ના) | અધેરી |
| રા. ભોગીલાલ મોહનલાલ, | મુંબઇ |
| રા. ઠાકોરલાલ જમનાદાસ | ,, |
| રા. અમુલખરાય વેણીશંકર | ,, |
| રા. હરગોવિંદ નારણદાસ | ,, |
| રા. ઇશ્વરલાલ ડાહ્યાભાઇ | ,, |
| ચતુરલક્ષ્મી બાળકૃષ્ણ | ,, |
| રા. ચન્દ્રશંકર નર્મદાશંકર | ,, |
| રા. ગોવિંદજી વસનજી | ,, |
| રા. જીવાભાઈ બી. એ. | ,, |
| રા. ત્રીકમલાલ કબાભાઇ | ભાવનગર |
| રા. બાઈ જમના | કરાંચી |
| રા. ચિન્તામણી જયંતિલાલ | અમદાવાદ |
| રા. કૃષ્ણલાલ નરસીલાલ | ,, |
| રા. શિવશંકર નરશી | મુંબાઈ |
| રા. દામોદરદાસ લક્ષ્મીદાસ | ,, |
| રા. ગોકળદાસ ભગવાનદાસ | વેરાવળ |
| ડૉ. મણીલાલ ગંગાદાસ દેસાઇ | અમદાવાદ |
| રા. રતિલાલ જેઠાલાલ | દામનગર |
| સદ્‌ગુણી હેમન્તકુમારી | નડીયાદ |
| શા. એ. ડી. ધરમશી | કજગામ |
| મે. બી. લક્ષ્મીદાસ પંડ્યા | આમા |
| મુકુટગૌરી હરગોવિન્દ શામજી | ચલાલા |
| રા. મુળજી ત્રીભોવનદાસ | ધોરાજી |
| રા. હરિલાલ એમ ભટ | જુનાગઢ |
| શેઠ કોરશીભાઇ મજલાલ | આશંબીઆ મોટા |
| રા. મગનલાલ જમિયેતરામ | જલગામ |
| રા. ડાહ્યાભાઇ સાંકળાભાઈ | નડીયાદ |
| રા. રમણિકલાલ વકેરીધ | જેતપુર |
| રા. મણિશંકર આનંદજી | પોરબંદર |
| રા. કરીમ મહમદ માસ્તર | જુનાગઢ |
| રા. કલ્યાણજી જીવણદાસ | પોરબંદર |
| રા, ઇચ્છાશંકર દુરગાશંકર | બમસરા |
| શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય જૈન પુસ્તકાલય. | પાટણ |
| બાઈ જયકુંવર માણેકભાઇ | બાલાગામ |
| રા. વૈદરાજ નરસિંહપ્રસાદ ગીરજાશંકર | અમરેલી |
| ધી નેટીવ જનરલ લાયબ્રેરી | કમરેલ |

| | |
|---|---|
| રા. જસવંતરાય મયાશંકર | જુનાગઢ |
| રા. મહાશંકર છગનલાલ | ગોધરા |
| ા. છગનલાલ હ. પંડયા | જુનાગઢ |
| રા. શિવલાલ શંકરલાલ | આબુ |
| રા ઠક્કર ધનજી જાદવજી | અકોલા |
| રા. મણિલાલ નાગરદાસ | આબુ |
| રા. વલભદાસ કાનજી | અકોલા |
| શેઠ ત્રીભોવનદાસ હીરાચંદ | અથીબાગ |
| રા. પરમાણંદદાસ રણછોડદાસ | પાલણપુર |
| રા. નટવરલાલ કે. ટાઇપીસ્ટ | જુનાગઢ |
| રા. રામપ્રસાદ એમ. મહેતા | જેતલસર |
| સૌ. હિરાલક્ષ્મી | આમોદ |
| રા. ચીમનલાલ હીરપારામ | આણંદ |
| રા. ભગવાનલાલ બાપાલાલ | સિદ્ધપુર |
| રા મોહનલાલ બાપુલાલ | શાલોગ |
| રા નારણદાસ મેઘજી ભાટિયા | મુંબાઇ |
| રા. મોહનલાલ નાગજી | ધોરાજી |
| રા. રામપ્રસાદ જયકૃષ્ણ | કાલોલ |
| રા આનંદજી નાનચંદ | કાનપોર |
| સૌ. લીલમગૌરી C/o કનૈયાલાલ | જંબુસર |
| રા. છોટાલાલ સદાશીવદાસ | નવાપુર |
| રા. પુરૂશોત્તમ ગોવિંદદાસ | દહાણુ |
| રા રણછોડલાલ ડાહ્યાભાઈ - | પાલનપુર |
| રા યશવંતરાય નથુરામ | જસદણ |
| રા હીંમતસિંગજી રાયસિંગજી | ગાજણા |
| રા. ભગવતરાય ગુલાબરાય | જણીઆદરા |
| સરક્યુલેટીંગ લાયબ્રેરીના સે | દરાપુરા |
| બ્હેન છતાબા | નાપાડ |
| રા. પ્રાણલાલ હરિપ્રસાદ દિવાન | કલ્યાણ |
| રા રણછોડલાલ મનસુખરામ | મુબાઇ |
| રા. ભોગીલાલ એમ બક્ષી | રાજકોટ |
| મે જાડેજા શિવસિંહજી | રીબડા |
| રા આનંદરાવ હરિવલ્લભદાસ | નાગપુર |
| રા દેવચંદ રામજી | ધારી |
| રા. પ્રહલાદજી સેવકરામ | સિધપુર |
| રા કેશવલાલ વદ્રિજદાસ | રાજકોટ |
| રા છગનલાલ પ્રેમચંદ | પાદરા |
| રા. લક્ષ્મીદાસ ભીખાભાઈ | પારડી |
| રા. રામપ્રસાદ નૃસિંહપ્રસાદ | જુનાગઢ |
| રા. રવજી ધરમસી રૂખા | અોરીસા |
| રા. મોતીલાલ રતનજી કોઠારી | રાધનપુર |

| | |
|---|---|
| રા. જસરાજ હીરાચંદ | કાનાનાર |
| રા. મોતીચંદ મકનજી | ટંકુ |

## વર્ષ ૮ પેટે.

| | |
|---|---|
| રા યુ. પી. પટેલ | શેરબાન |
| રા. એન. આર. મ્હેતા | અલાહબાદ |
| સ. ગુ કન્યાશાળા | બાલક |
| રા. અરજન કરનસી | કલકત્તા |
| સ. ગુ. કન્યાશાળા | લાડોલ |
| સ ગુ કન્યાશાળા | ગવાડા |
| રા મટુલાલ રતીલાલ | અમદાવાદ |
| રા. ધીરજલાલ છબીલદાસ | મુંબાઈ |
| રા ચુનીલાલ ભીખારીદાસ | ,, |
| શ્રી કલોલ જૈન હરિયાપુરી લાયબ્રેરી | કલોલ |
| રા હરિદાસ ત્રીભોવનદાસ | રંગુન |
| રા. સાંકળચંદ અમરતલાલ | મુંબાઈ |
| સૌ બખીબ્હેન | ,, |
| સૌ. હિરાલક્ષ્મી છોટાલાલ | નડીઆદ |
| રા પરશુલાલ મૂળચંદ | પેટલાદ |
| રા. છગનલાલ કાનજી | મુંબાઇ |
| રા યુસફઅલી એ બાકરભાઇ | ,, |
| અ સૌ. વિરમતિ | અમદાવાદ |
| રા. છગનલાલ કાળિદાસ | મસકત બંદર |
| સૌ હિરાકુંવર | મુંબાઇ |
| રા હરખચંદ એલ. | ,, |
| બાઈ ગુલાબ હરિભાઈ | ,, |
| રા. મણિલાલ પ્રેમાનંદ | જંબુસર |
| રા કૃષ્ણલાલ મોહનલાલ | મુંબાઇ |
| રા હેમચંદ અમરચંદ | ,, |
| સૌ. તાપીબાઇ શીવગર | ,, |
| રા. નંદલાલ નાથાલાલ | અમદાવાદ |
| મીસીસ જી. કે ઉપાધ્યાય | ધોરાજી |
| હિન્દુ કન્યાશાળા | રાજકોટ |
| સૌ. પુષ્પાવતી C/o. જગન્નાથ | મુંબાઇ |
| રા છોટાલાલ ચકુભાઇ | ભીમોરા |
| રા. મોહનલાલ મુળચંદ | ભરૂચ |
| રા વીરજી પ્રાગજી | ઘાટકુપર |
| રા કેશવલાલ જંબાદાસ | એનાનબાડ |
| રા મોતીભાઈ દખાભાઇ | આણંદ |
| રા. મોહનલાલ બાલુભાઇ | મુંબઈ |
| મીસીસ શિવગૌરી | |
| સરકારી લાઈબ્રેરીના | |

| | |
|---|---|
| ખત્રી કાનજી હંસરાજ | મુંબઇ |
| રા લીલાધર કાળીદાસ | ,, |
| શેઠ પુરૂષોત્તમ રતનસી | ,, |
| છોટુભાઇ અનોપરામ વકીલ | ,, |
| સૌ. કુમુદાબાઈ C/o જયસુખલાલ | શાન્તાક્રુઝ |
| રા. નરસીદાસ ભીમજી | મુંબઇ |
| ડૉ. રજબઅલી વી. પટેલ | ,, |
| રા. હરિવલ્લભ જગજીવન | સોલાપુર |
| બ્હેન મંજુ મોતીલાલ | અમદાવાદ |
| રા. પુરશોત્તમદાસ જેઠાલાલ | ,, |
| સૌ. જમનાબ્હેન ન. | મુંબાઈ |
| રા. ભોગીલાલ રણછોડલાલ | અમદાવાદ |
| લખમીદાસ દેવજી ભટ | મુંબાઇ |
| કેશવલાલ વાડીલાલ | ,, |
| બાઇ ચુનીગવરી કેશવલાલ | ,, |
| રા. છગનલાલ શિવશંકર પંડયા | મ્હેસાણા |
| નાથીબ્હેન લજ્જાશંકર | કપડવંજ |
| રા. નરોત્તમ હરજીવનદાસ | મુંબાઇ |
| અમરતલાલ મોહનલાલ | ,, |
| હરિલાલ જી. પંડયા | ,, |
| મેનેજર કૃષ્ણ પ્રીન્ટીન્ગ પ્રેસ | ,, |
| રા. ભગવાનદાસ વિઠલદાસ | મુંબાઇ |
| રા. ચુનીલાલ ડી. દેસાઈ | ,, |
| ડૉ. જમનાબાઇ એમ. કવિના | જુનાગઢ |
| રા. રતિલાલ ભગવાનદાસ | મુંબાઈ |
| શેઠ કોરજી મૂલજી | ,, |
| રા. બાલકરામ એસ. દવે | કાનપુર |
| રા. માણેકલાલ પુરસોત્તમ | મુંબાઇ |
| રા. લક્ષ્મીદાસ કેશવજી | ,, |
| રા. લલ્લુભાઇ જે. દેસાઈ | ,, |
| રા. પી. હરજીવનદાસ | ,, |
| સૌ. અચરતબ્હેન | ,, |
| રા. નટવરલાલ કરસનદાસ | ,, |
| સૌ. સવિતાગૌરી નારણદાસ | ,, |
| રા. વ્રીજલાલ ખીમજી | ,, |
| રા. માધવજી કેશવજી | ,, |
| સૌ. કીષ્ણાબાઇ | ,, |
| રા. માધવજી પીતાંબર | ,, |
| રા. એમ. એમ. વકીલ | ,, |
| રા. કેશવલાલ ગોકળદાસ | ,, |
| રા. તુલસીદાસ વલ્લભદાસ | ,, |

| | |
|---|---|
| સૌ. ચુનીગવરી વરજદાસ | મુંબાઇ |
| રા. અરજુનરાવ નાગરજી | ,, |
| રા. હરિદાસ કૃષ્ણદાસ | ,, |
| રા. મારકંડરાય વિ. ગીરજાપ્રસાદ | ,, |
| રા. કેશવલાલ ચંદુલાલ | ,, |
| ડૉ. જેઠાલાલ વનમાળીદાસ | ,, |
| સૌ. નર્મદાગૌરી | ,, |
| રા. દામોદર કલ્યાણજી | કલકત્તા |
| રા. મગનભાઇ હરિભાઈ | ધરમજ |
| મે. ધર્મજ લાયબ્રેરીના સે. | ,, |
| બ્હેન જયાકુંવર | ભાવનગર |
| ગાંધી મૂલચંદ લાલજી | મુંબાઈ |
| રા. મૂળજી રણછોડ ભાટિયા | ,, |
| રા. કંચનરાય વિ. નવનીધરાય | ભાવનગર |
| રા. પ્રભાશંકર દલપતરામ | ,, |
| રા. સારાભાઈ વજેશંકર | ,, |
| રા. રતિશંકર ગીરજાશંકર | ,, |
| સૌ. કુન્તાલક્ષ્મી એમ. દેશાઇ | ,, |
| સૌ. હિરાલક્ષ્મી વિહારીદાસ | મુંબાઇ |
| સ. ગ્ર. કન્યાશાળા; | ચરાડા |
| સ. ગ્ર. કન્યાશાળા | માલોસણ |
| રા. જમનાદાસ મનોરદાસ | મુંબાઈ |
| રા. મનચેરજી કે. રબાડી | કરાંચી |
| મ્હેતા છોટમલાલ પરમાનંદદાસ | સણોસરા |
| રા. નારાયણ લક્ષ્મીદાસ | કરાંચી |
| રા. ઠાકરશી હંસરાજ | ,, |
| રા. ગોરધનદાસ કહાનદાસ | સીનોર |
| ન્યુ ગુજરાતી કન્યાશાળા | કરાંચી |
| બોમ્બે બન્ધુસમાજના સે. | કલકત્તા |
| મે. રામદાસ મોરારજી લાયબ્રેરીના સે. | કરાંચી |
| મીસીસ ત્રીવેણી દામોદર | કલકત્તા |
| રા ઉધનમલ સતરામદાસ | કરાંચી |
| ખંભાત લાયબ્રેરી | ખંભાત |
| રા. સુતાર રણછોડ અખઇ | કરાંચી |
| સૌ. હિરાલક્ષ્મી c/o ભોગીલાલ | અમદાવાદ |
| રા. વૈકુંઠલાલ શ્રીપત | |
| રા. કેશવલાલ મગન | |
| સૌ. ગંગાગૌરી | |
| રા. ગોરધનદાસ હરિ | |
| રા. હિરાભાઇ મણિ | |
| રા. મહીપતરાય ના | |

બાકીની પ્હોંચ હવે પછી.

સુન્દરીસુબોધના સાતમા વર્ષની ભેટ

# ગીતમાળા ભાગ ૨ જો.

ગાવા લાયક ગીતો અને ગરબીઓનો આનન્દદ, રસીલો, ઉત્તમ સંગ્રહ. આ પુસ્તકમાં ગુજરાતી સાહિત્યના સારા લેખકોની આકર્ષક કૃતિઓ એકઠી કરવામાં આવી છે.

સંગ્રહ કર્તા--રા. રા. શંકરરાય અમૃતરાય પ્રાન્થ, બન્ધુસમાજ.

પ્રકાશક ,, કૃષ્ણલાલ હરગોવિન્દ પંડીત, પ્રતિનીધિ, બન્ધુસમાજ.

મૂલ્ય રૂ. ૦–૬–૦ ગ્રાહકોને ૦–૪–૦ ( ટપાલ ખર્ચ જુદું ).

---

## સુન્દરીસુબોધના ગ્રાહકોને ખાસ લાભ.

# પ્રિયકાન્ત.

### ( એક બોધદાયક સાંસારિક નવલકથા ).

કર્તા—રા. રા. રણજીતભાઈ વજુભાઈ બી. એ.

| | | | | |
|---|---|---|---|---|
| મૂલ્ય | કાચું પુઠું. | રૂ. ૧–૦–૦ | ગ્રાહકોને | ૦–૮–૦ |
| | પાકું પુઠું. | રૂ. ૧–૦–૨ | ,, | ૦–૧૦–૦ |

---

## ગુજરાતી પંચ.

ગુજરાત, કાઠિયાવાડ, હિન્દુસ્થાનના બીજા વિભાગ, બર્મા આદિ દૂરના પ્રદેશોમાં બહોળો ફેલાવો પામેલું, સાહિત્ય, સમાજ, રાજ્ય, ધર્મ આદિને લગતા વિવિધ વિષય ચર્ચાવતું દેશવિદેશની અનેક ખબરો આપનાર ! સસ્તામાં સસ્તું અને મ્હોટું, ઉત્તમ અઠવાડીક પત્ર. વાર્ષિક લવાજમ-માત્ર રૂપિઓ દોઢ. દેશાવરના ગ્રાહકો માટે માત્ર રૂપિઆ અઢી દર વર્ષે ગ્રાહકોને સુંદર વાર્તાના પુસ્તકોની અને તે ઉપરાંત દિવાળીમાં સચિત્ર મ્હોટા ખાસ અંકની ભેટ આપવામાં આવે છે.

મેનેજર "ગુજરાતી પંચ"—અમદાવાદ.

---

સુન્દરીસુબોધની બાંધી ફાઇલો ( વર્ષ ૪ તથા વર્ષ ૬. ) મૂલ્ય: ભેટ સાથે રૂ. ૧—૪—૦ ( ટપાલ ખર્ચ માફ ).

સુન્દરીસુબોધનાં પાછલાં વર્ષોના અંકોની છુટક ફાઇલો મૂલ્ય દરેક અંકના સવા આના પ્રમાણે. ( ટપાલ ખર્ચ માફ. )

# ज्ञानसुगन्ध.

एक महान माताः

म्हारां मातुश्रीना मरणने लीधे म्हारा कुटुम्बनी एक महान स्त्री म्हें खोई छे. म्हेज पण गोटाळा वगरनो, चोख्खी बुद्धि, पाको समजणवाळो विचारशक्ति; चंचळ तथा सर्वग्राही याददास्ती; खरी स्थितिनो आबेहूब ख्याल करी शके एवी प्रबळ कल्पनाशक्ति; घरेघरी अर्णोने वसते पण निष्फळ न थाय एवुं डहापण तथा समजण; जिंदगीनी व्यावहारिक मुश्केलीओने व्यवहारी विचार तथा व्यवहारी रीतथी हठावी काढवानी वृत्ति तथा शक्ति, आसपासना बनावो तथा मनुष्योने अनुकूळ थवानी शक्ति, जे जेटली सावचेती भरेली हती तेटलीज विवेकबुद्धिवाळी तथा उदारताथ ळा हती, मुश्केलीना उपायो खोळवामां कुशळता; अने समजुपणुं—आवां आवां अनेक तत्त्वो एमनी समर्थ बुद्धिना बन्धारणमां प्रवश पाम्यां हतां. खरेखर, एवा अनेक गुण म्हें अनुभव्या छे ज्यारे आवी महान माताने पेटे म्हें जन्म लीधो छे ए विचारथी म्हने अभिमान थयुं छे ! एमने जो केळवणी मळी होत तो शुं न थयां होत

कान्तिलाल छ पंड्या कृत.—" श्रीयुत् गोवर्धनराम "

एक उत्तम माताः

बेटा, म्हारा करतां त्हारी मातानुं तप वधारे उग्र छे ने म्हें जे देवोनी पूजा करी छे तेना करतां त्हारी माताए करेली पूजानो ईश्वर अनेकधा वधारे सूक्ष्म अने शाश्वत सत्कार करेलो छे तेनो प्रभाव तुं जुवे छे. एणे मात्र म्हारा जेवानां आशीर्वाद-रूपण चित्तोने तृप्त करवाना, अने पतिनां मातापितानी मूर्त वासनाओने पतिनी पेठेज तृप्त करवाना, 'कर्ममां (पण)' ईश्वरने प्रत्यक्ष करेलो छे अने ईश्वरनी पूजा गणी छे ते महापूजानुं कल्याण फळ ते आज भोगवे छे ने भोगवशे म्हारा पुत्रे आरंभेला पितृयज्ञमां त्हारी माता अद्भुतरसथी जोडाइने पतिनो भार पोताने माथे लीधो, पोतानी निन्दा करनारना उपर क्रोध भराइ नथी, स्तुतिथी प्रफुल्ल थइ नथी, दुःखकाळे शोकमां कळी गई नथी, विद्याथी के संपत्तिथी गर्वित थइ नथी, ने जे सात्विक प्रकाशमां रमे छे तेणे सहचार कर्यो तेजोज सात्विक प्रकाश ए महा पतिव्रताना निष्काम प्रीतियज्ञ उपर सळग्यो छे ने सळगे छे.

स्व. सा. गोवर्धनरामकृत " सरस्वतीचन्द्रः भाग ४."

ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં શા. શોભાલાલ મગનલાલે છાપ્યું.

સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક. Registered No. B. 436

# સુન્દરી સુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता । मनु.

( પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી. )

પુસ્તક ૮, અંક ૮.
એપ્રીલ, ૧૯૧૧.

આધસંપાદક
બન્ધુસમાજ, અમદાવાદ.
પ્રકાશક અને તન્ત્રી—રામમોહનરાય જસવંતરાય.

---

વિષયસૂચન,



વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે સવા રૂપિયો. હિન્દુસ્થાનની બહાર દોઢ રૂપિયો

# સુન્દરી સુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઇના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને ક્લેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઇ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર્-વિલાસોની ઉર્મિયોમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને અન્તે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૮ મું.] ઈ. સ. ૧૯૧૧, એપ્રિલ:—ચૈત્ર, વિ. સં. ૧૯૬૭. [અંક ૮ મો.

## उदयगुंजन.

વૈર પ્રેમથીજ નાશ પામે છે:—આપણે જેવા વિચાર કરીએ છીએ ત્હેવાજ થઇએ છીએ; આપણી જિંદગી આપણા વિચારને અનુસરે છે, આપણા અન્તઃકરણની ભાવનામય બની રહે છે.

જો કોઈ મનુષ્ય ખોટા વિચારથી બોલે અને વર્તે છે, તો ગાડાનું પૈડું ગાડું ખેંચનાર બળદને પગલે પગલે જાય છે તેમ દુઃખ ત્હેની પાછળ પાછળ ફરે છે. જો કોઈ મનુષ્ય સારા વિચારથી બોલે અને વર્તે છે તો કદિય વિખુટી પડી ન શકતી પોતાની છાયાની પેઠે સુખ ત્હેનાથી આઘું ખસી શકતું નથી.

"એણે મ્હને ગાળો દીધી, એણે મ્હને માર્યો, એણે મ્હને હરાવ્યો, એણે મ્હને લૂંટયો,"—એવા એવા વિચાર નિરંતર કર્યાં કરનારનાં હૃદયમાંથી વૈરભાવ કદિ ખસવાનો નથી; "એણે મ્હને ગાળો દીધી, એણે મ્હને માર્યો, એણે મ્હને હરાવ્યો, એણે મ્હને લૂંટયો"—એવા એવા વિચાર પોતાનાં મનમાં ન આવવા દેનારનો વૈરભાવ નિ:સંશય નાશ પામશે.

કારણ વૈરભાવ કદિ પણ વૈરભાવથી ઘટતો નથી;વૈરભાવ પ્રીતિથ જ નાશ પામે છ આ પુરાણ સિદ્ધાંત છે.

ધમ્મપાદ ઉપરથી.

# काव्यकुंज.

## પ્રભુની આરતી.

મારે જન્મ જન્મનાં કોડ જુના, જીવે જડ્યા, હો રાજ!
પ્રભુની આરતી મહારાજ!
લલાટે લખ્યા પુરાણા લેખ, નવનિત હૈયે ચડ્યા, હો રાજ!
પ્રભુની આરતી મહારાજ!
મારે મન્દિરિએ નભઘેરઘુમ્મટ છાઈ રહ્યા, હો રાજ!
પ્રભુની આરતી મહારાજ!
સાગર નાચે ધરનો થાળ મણિ મોતી ભર્યા, હો રાજ!
પ્રભુની આરતી મહારાજ!
મારી હથેલીઓમાં ઝળકે શશિ રવિ દીવડા, હો રાજ!
પ્રભુની આરતી મહારાજ!
મારી મીટ મીટ ઠરતી ઝરતા અમીરસ ઘુંટડા, હો રાજ!
પ્રભુની આરતી મહારાજ!
મારી હીંચ ઝૂલે ને ખૂલે ભૂતળનાં બારણાં, હો રાજ!
પ્રભુની આરતી મહારાજ!
મારા મન્દિરીઆના મુળ શિખર પર નમે રમે, હો રાજ!
પ્રભુની આરતી મહારાજ!
નીરખું નયણે નયણે બ્રહ્મ દૃગે બ્રહ્માંડ રમે, હો રાજ!
પ્રભુની આરતી મહારાજ!
જીવને—જીવને, જોણે—જોણે હરીની આરતી, હો રાજ!
હરીની આરતી હો રાજ!—હરીની આરતી, હો રાજ!
પ્રભુની આરતી મહારાજ!

મૂળજી દુર્લભજી વેદ.

---

## પ્રેમ.

ઉર ઉર જગાવે કોણ પ્રેમ રે?
કરી કરી ઝીણો રણકાર, ઉર ઉર જગાવે કોણ પ્રેમ રે?
રસ રસ રેલાવે કોણ પ્રેમ રે?
વદી વદી મીઠા ઉદ્‌ગાર, ઉર ઉર જગાવે

ડગ મગ ડોલાવે કોણ પ્રેમ રે
કરી કરી મધુરજ હાસ[1], ઉર ઉર જગાવે કોણ પ્રેમ રે ?
પળ પળ ઉછાળે કોણ પ્રેમ રે ?
થઈ થઈ અતી શરમાળ, ઉર ઉર જગાવે કોણ પ્રેમ રે ?
ઝટ ઝટ ઝુંટાવે કોણ પ્રેમ રે ?
મુકી મુકી નયનનાં બાણુ, ઉર ઉર જગાવે કોણ પ્રેમ રે ?
થનગન રમાડે કોણ પ્રેમ રે ?
દઈ દઈ સુકોમળ હાથ, ઉર ઉર જગાવે કોણ પ્રેમ રે ?
નસ નસ નચાવે કોણ પ્રેમ રે ?
કરી કરી ઝાંઝર ઝમકાર, ઉર ઉર જગાવે કોણ પ્રેમ રે ?
જગ જગ ઝુલાવે કોણ પ્રેમ રે ?
દઈ દઈ ચુંબન પ્રેમાળ, ઉર ઉર જગાવે કોણ પ્રેમ રે ?

ઇન્ડસ્ટ્રીઅલ લાઇબ્રેરી, કલકત્તા. } ચાંપસી વીઠલદાસ ઉદેશી.
(નિવાસી ગોંડળ.)

---

## સ્નેહસ્ફોટન.

[સોના ઇંઢોણી રૂપા બેડલું રે, પાણીડાં ગઇતી તળાવ—મ્હારા વ્હાલમા !—એ રાગ.]

મુગ્ધ બની તુજ પ્રેમમાં રે, (૨)
પ્રેમ તણો રસ મ્હને પાઓ—મ્હારા વ્હાલમા.
સાચો સંબંધી ત્હને ગણું રે, (૨)
જુઠી જાણું જગત જંજાળ—મ્હારા વ્હાલમા.
આવી મળી મ્હને પ્રીતડી રે, (૨)
હતી બાકી ગયે ભવ જેહ—મ્હારા વ્હાલમા.
હવે ન મુકું અળગી કદી રે, (૨)
હરખું જોઈ હૈયા તણાં હેત—મ્હારા વ્હાલમા.
સાચું કહો મ્હારા સમ છે રે, (૨)
સંભારો કે નહીં મ્હને નાથ—મ્હારા વ્હાલમા.
પ્રેમઘેલી બની તાહરી રે, (૨)
અહો નિશ રટું તુજ નામ—મ્હારા વ્હાલમા.
રાખું હૃદે તુજ રૂપને રે, (૨)
ગુણોએ તો શું વાળ્યો આડો આંક—મ્હારા વ્હાલમા.

# वार्तालहरी.

## શારદાચરણનું ભોપાળું.

લેખક:—શિવપ્રસાદ દલપતરામ પંડિત.

૧

સ્ટીમરમાં બેસીને હું ખુલના ( બંગા.. પ્રાંતનું એક શહેર ) મ્હારી સ્ત્રી હતી. કેબિન રીઝર્વ ( ખાસ ઓરડ. જુદી ) કરાવી રાખી બન્ને જણાંએ સાથે બેસીને વાતચિતમાં ગાળ્યો. સંધ્યા ગઇ. મ્હેં વિચાર કર્યો, કે ફુરસદ છે, તો ' ડેક ' ( તુતક )ની થોડીવાર વાયુનું સેવન કરૂં.

એજ વખતે સ્ટીમર ( આગબોટ ) ' માણિકદાહ ' ઘાટ છોડી અંદર બેઠે બેઠે એમ લાગતું હતું કે દહાડો આથમી ચુકયો છે, પણ તો જણાયું કે સૂર્યાસ્ત થવાને હજુ ઘણી વાર છે એટલે ' ડેક ' આળસમાં ને આળસમાં ખાલી આમતેમ આંટા મારવા લાગ્યો. યુવકે મ્હારી પાસે આવી મ્હારે પગે પડીને સાષ્ટાંગ દંડવત પ્રણામ

દૂર જોવાને માટે કેબીનમાંથી નીકળતી વખતે મ્હેં ચશ્મા બન્ધ ખોલીને યુવકના મ્હોં તરફ હું તાકી રહ્યો. અગાઉ કોઇ દિવસ સાંભર્યું નહી.

એ આદમીની ઉમર ૨૫ વર્ષની હશે. શરીર એકવડું હતું, માથાના વાળ મ્હોટા હતા, કપડા ઉપરથી એ સાધારણ જણાઇ આવતું હતું.

મવાં સંકોચાઇને મ્હેં ત્હેને પુછ્યું:-" તમે કોણ છો ? "

' સાહેબ, મ્હારૂં નામ શ્રી શારદાચરણ ચટ્ટોપાધ્યાય. મ્હારૂં

' મ્હને ક્યહાંથી ઓળખ્યો ? '

યુવકે વિનયપૂર્વક જરાક હસીને કહ્યું ' મહાશયને બંગાળ ઓળખતું ? આપના જેવા સ્વદેશહિતેચ્છુવક્તા-'

મ્હેં ત્હેને બોલતાં અટકાવીને કહ્યું. ' તમારે શું જોઇએ છે

' હું શું માગુ છું તે ધીમે ધીમે નિવેદન કરીશ. એ લાંબી કૃપા કરીને સાંભળશો તો કૃતાર્થ થઇશ. ' એમ કહીને એ ડેકના તાકીને જોવા લાગ્યો.

મ્હારા સમજવામાં ન આવ્યું કે આ વાત શી છે. વિ સંબંધી મદદ જોઇતી હશે. એટલા માટે એના સ્હામું જોઇને ' હું સાંભળું '

' મહાશય ! એકાંત સ્થળની જરૂર છે. જરા આ તરફ

'ચાલો' કહીને હું આગળ થયો. એ મ્હારી પછાડી પછાડી ચાલ્યો આવ્યો. હું સ્ટીમરનો કઠેરો ઝાલીને ઉભો રહ્યા. એ મ્હારી પડખે ઉભો રહીને મ્હારા મ્હોં તરફ કેટલીક વાર સુધી જોતો રહ્યો.

ત્હેનો આવભાવ જોતાં એમ લાગતું હતું કે એ પહેલાં સારી દશામાં હશે, અને હવે નબળી સ્થિતિમાં આવી પડયો છે. તેથી માંગવાની વાત કહાડતાં એની જીભ ઉપડતી નથી.

'આપને મ્હેં શામાટે પ્રણામ કર્યા તે સમજ્યા ?'

'ના, શા માટે, કહો જોઇએ.'

'આપ મ્હારા પિતા છો.'

'આ સાંભળીને હું ખડખડ હસી પડયો અને પુછ્યું 'કેવી રીતે ?

મ્હારા હસવાથી એણે જરાક સંકોચાઇને કહ્યું 'આપ મ્હારા પિતા છો કે નહીં તે તો બરાબર કહી શકતો નથી. પણ આપની સ્ત્રી મ્હારી માતા છે, એમ કહીને આકાશ તરફ જોઇ હાથ જોડીને એણે પ્રણામ કર્યા.

હું સમજ્યો કે આ કોઇ ભેજાનો ખસેલો આદમી છે. પહેલાં જે અણવિશ્વાસ ઉત્પન્ન થયો હતો તે જતો રહ્યો અને દયા ઉપજી.

'આપને વિશ્વાસ નથી આવતો ? આપ એમ સમજો છો કે આ કોઇ ગાંડો છે ? એ મ્હારી માતા છે એ વાત ખરી, પણ આ જન્મની નહી. અસલી વાત આપને કહેવી પડશે. આજ પાંચ વર્ષથી હું ક્ષયરોગથી ઘણો પીડાઉં છું. ઘણીએ જાતના ઇલાજ કર્યા પણ કાંઇ વળ્યું નહિ. મેટ્રોપોલિટન ઇન્સ્ટીટયુટ (કૉલેજ)માં બી.એ. ક્લાસમાં ભણતો હતો, તે બંધ કરવું પડયું. જુઓને મ્હારો ચહેરો ! ! હાડકાં ને ચામડુંજ રહ્યું છે ! હવે વધારે જીવવાનું નથી. સાતેક દિવસ ઉપર ગામની બહાર માતાજીના મન્દિરમાં જઇને આખી રાત રોતો રોતો પડી રહ્યો,–' માતાજી, માતાજી ' કહીને ઘણુંએ રોયો. કેટલીએ પ્રાર્થના કરી. આખરે જરા રાત બાકી રહી એટલે ઘેર પાછો ગયો, અને સુઇ ગયો. ઉંઘમાં સ્વપ્ન જોયું કે માતાજી મ્હારા માથા આગળ આવીને ઉભાં છે, અને આપનું નામ દઇને કહે છે કે એમની સ્ત્રી, ગયા જન્મમાં ત્હારી મા હતી. ત્હેં એક દિવસ દારૂ પીને એને ગાળો દીધી હતી. ત્હેના પાપેજ તું આ ભયંકર રોગ ભોગવે છે. એની પાસે જા, અને તેનું ચરણામૃત પી. સાજો થઈ જઇશ." આટલું કહીને માતાજી અંતર્ધાન થઇ ગયાં.

આટલી વાત કહીને એ ચૂપ રહી ગયો.

મ્હેં પુછ્યું 'આપ ક્યહાં જાઓ છો ?'

બે હાથ જોડીને તે બોલ્યો,–" આ બધું વૃત્તાંત સાંભળી ચુક્યા પછી આ અધમને 'આપ' કહીને શા માટે સંબોધન કરો છો ? 'તમે' કહો અથવા 'તું' જ કહો." એમ કહી નીચો વળી ત્હેણે મ્હારા બન્ને બુટને અડકીને પોતાના લલાટને સ્પર્શ કર્યો.

'તમે હમણાં ક્યહાં જાઓ છો '

હું દોલતપુર જાઉં છું. ત્યહાં મ્હારૂં મોસાળ છે. ત્યહાંથી આપની શોધમાં 'કલકત્તા જાત.'

"હું કલકત્તા જાઉં છું એ સમાચાર આપને કોણે કહ્યું ?"

"વળી 'આપને' બોલ્યા કે ?"

'ત્હમને કોણે કહ્યું ?'

"કોઇએ કહ્યું નથી. હું શું જાણતો નથી કે કલકત્તામાં આણુની સાલ કોંગ્રેસની બેઠક છે ? હું શું જાણતો નથી કે બેરિસ્ટર શ્રેષ્ટ શ્રીયુત અતુલ બેનરજીની ગેરહાજરીમાં સ્વદેશીભક્તનું કોઇ પણ કામ થતું નથી. દેશની અંદર એવું કોણ છે જે......"

"એ ઠીક થયું. એથી આપનો—ત્હમારો ઘણો શ્રમ બચી ગયો."

ઘણા આગ્રહથી શારદાચરણે જાણવા માગ્યું કે 'મ્હારી માતા હમણાં આપની સાથે છે કે ?'

'છે. આજેજ ચરણામૃત જોઇએ છે ?'

'આજે મળતું હોય તો કાલની વાટ શા માટે જોઉં ?'

'તો અહિં ઉભા રહો" એમ કહી હું કેબીન તરફ ચાલ્યો.

કેબીન છોડ્યે મ્હને અડધો કલાક કરતાં વધારે વખત થઇ ગયો હતો. અંદર જઇને જોઉં છું તો મ્હારી સ્ત્રીની ઉંઘ ઉડી ગઇ છે. મ્હને જોતાંજ તે આળસ મરડીને ઉભી થઇ, અને પુછ્યું 'આટલીવાર લગી ક્હાં હતા ?' મ્હેં ત્હેની શય્યાની પાસે જઇને ત્હેના સુંદર કેશમાં આંગળી ઘાલીને ખુજવાળતાં ખુજવાળતાં કહ્યું, 'એક મ્હોટી રમુજ થઇછે.'

'શું છે ?'

'ત્હારો છોકરો આવ્યો.' બોલતાં વારજ હું પસ્તાવામાં પડી ગયો. હમારે બે વર્ષનું એક સંતાન હતું, એ આ વાતથી બે વર્ષ અગાઉ ગુજરી ગયું હતું. મ્હેં એક અસાવધાનતા કરીને મ્હારી સ્ત્રીના મનમાં કેવા મ્હોટા શોકનું સ્મરણ તાજું કર્યું ?'

તે એક દીર્ઘ નિઃશ્વાસ નાંખીને બેઠી થઇ મ્હારા મ્હોં તરફ જોઇને પુછ્યું, "શું કહો છો ?"

મ્હેં ત્હેને મ્હારી પડખે ખેંચીને કહ્યું, 'સ્ટીમરમાં એક સન્યાસીનાં દર્શન થયાં. ત્હેમણે મ્હારો હાથ જોઇને કહ્યું કે 'આપણે ત્હાં થોડા વખતમાં છોકરો આવશે.' એ વખતે ઉતાવળમાં મ્હને બીજો કાંઇ હાજર જવાબ સુઝી નહીં. પણ એથી કાંઇ વળ્યું નહીં. ત્હેની બન્ને આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. મ્હેં ત્હેને છાતી સરસી દાબી મ્હારી પોતાની આંખો પણ લુછી. કેવી રીતે ચિન્તાનો સ્રોત બીજી દિશામાં વાળવો ત્હેના વિચારમાં પડયો.

જાળીમાંથી જોયું તો સુર્યાસ્તકાળ આવી પહોંચ્યો છે. મ્હેં કહ્યું 'ચાલ્ય અગાશીમાં જઇને સુર્યાસ્ત જોઇએ. પદ્માના વક્ષઃસ્થળ ઉપર સૂર્યને અસ્ત પામતો ત્હેં કદાપિ નહીં જોયો હોય.

એ ઉઠી પાસેની ઓરડીમાં જઇ હાથ મ્હોં ધોઇ, માથું ઓળી, વસ્ત્રાભુષણ સજીને જવાને માટે તૈયાર થઇ.

બન્ને જ્યાં ડેક ઉપર જઇ ફરવા લાગ્યાં. સૂર્ય અસ્ત પામ્યો. સંધ્યા થઇ. આગબોટ 'હૂ-હૂ' કરતી જળમાં પોતાનો રસ્તો કાપતી હતી. ધીમે ધીમે 'નાગર કાન્દી' સ્ટેશનનો ઘાટ પાસે જણાયો. હમે અગાશી ઉપરથી નીચે ઉતર્યાં.

સીડીની પાસે શારદા ઉભો હતો. મ્હને જોઇને ત્હેણે પ્રશ્ન પુછ્યો 'આ મ્હારી મા?' ઉત્તરની રાહ ન જોતાં એણે નીચે પડીને મ્હારી સ્ત્રીને પ્રણામ કર્યાં.

આ આશ્ચર્યકારક બનાવ જોઇને મ્હારી સ્ત્રી તો એક તરફ જઇને ઉભી રહી અને મ્હારા મ્હોં તરફ જોવા લાગી. મ્હેં કહ્યું, એક વાત છે,-' કેબીનમાં જઇને કહીશ.' શારદાચરણની તરફ મનમાં કંટાળો ઉપજ્યો. ક્યહાંથી આ આફત વળગી? ત્હેને કહ્યું કે 'ઉભા રહો,' ત્હમે શા માટે આટલા બધા ગભરાઓ છો?' મ્હારી સ્ત્રીએ પૂછ્યું.

શારદા જલ્દી ત્યહાંથી હટી ગયો અને કહ્યું 'હું આ ઇનજીનની પાસે ઉભો રહીશ.'

સ્ત્રીને લઇને હું કેબીનમાં ગયો અને ત્હેને સઘળી વાત કહી. એ સાંભળીને ત્હેણે કહ્યું, 'હું મ્હારા પગ ધોયાનું પાણી કોઇને કદિ પણ પીવાને માટે આપીશ નહીં.'

મ્હેં કહ્યું 'એમાં અડચણ શી છે?'

'શું ત્હમે એ ગંજેરીની વાત ઉપર ભરોસો રાખો છો?'

'વિશ્વાસ તો નથી રાખતો. પણ એના મનમાં જો એવી ખાત્રી હોય તો એથી એને લાભ થશે તો!-એમ ઘણાકના પ્રસંગમાં બનેલું સાંભળ્યું છે'

' સાંભળ્યું છે? ગયા જન્મનાં માબાપને સ્વપ્નમાં જોઇને, ડાકટરને ભીખ મંગાવીને, તેમનું પાદોદક પીવા કોઇ જાય છે!

'નહીં, એમ નહીં. કોઇ પણ ઇલાજ ઉપર દૃઢ વિશ્વાસ હોવાથી રોગને ઘણીવાર ફાયદો થાય છે.'

આ વાત સાંભળીને મ્હારી સ્ત્રી ચૂપ રહી. કેટલીક વાર પછી બોલી, 'તો ફક્ત ચોખ્ખું પાણીજ આપી દોને. વિશ્વાસ હોવાથીજ કામ થતું હોય તો કહી દેજો કે એ ચરણામૃત છે.'

'એવું જૂઠ કપટ કરવાની જરૂર શી! એમ કહી મ્હાના પ્યાલામાં થોડું જળ રેડ્યું.'

મ્હારી સ્ત્રીએ હસ્તે હસ્તે મોજાં કહાડ્યાં અને કહ્યું 'વાહરે વાહ! એણે ત્હમને કોણ જાણે કેવાએ ભોળાભટ સમજ્યા! ત્હમને આટલા ભોળા જોઇને વિલાયતમાં કોઇ મડમ ત્હમારી સાથે પરણી કેમ ન ગઇ, એજ મ્હને તો નવાઇ લાગે છે!

મ્હેં હસીને કહ્યું, 'તો પછી ત્હારા નસીબમાં આટલું દુઃખ ભોગવવાનું ક્યહાંથી રહેત? આટલા દિવસમાં તું તો થઇ હોત કોઇ ડિસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટની ધણીઆણી!'

મ્હારી સ્ત્રી મશ્કરી કરવામાં ઘણી હોશીયાર હતી. પણ એની કોઇ મશ્કરી કરતું તો ઝટ મ્હીડાઇ જતી. મજાક એ સાંખી નહોતી શકતી. એ બોલી ઉઠી,-'જાઓ જાઓ, જાણ્યું બહુ ડાહ્યા છો તે.' મ્હેં એનો કાંઇ પણ ઉત્તર ન આપતાં ત્હેનો કોમળ પદ પલ્લવ પકડ્યો એકદમ મ્હારા હાથમાંથી પગને છટકાવીને ગુસ્સા સાથે એ બોલી, 'પગને

શા માટે અડકો છો ?' મ્હારા ઉત્તરની રાહ ન જોતાં મ્હારા હાથમાંથી પ્યાલો લઇ લઇને એમાં પોતાના પગનો અંગુઠો બોળીને, પાસેના મેજ ઉપર મુકીને મ્હને કહ્યું, 'નોકરને કહો કે પ્યાલો ઉઠાવી જાય.'

મ્હેં ઉભા થઇને કહ્યું, એમાં નોકર આદમી શું સમજે ? હુંજ જઇને આપી આવીશ. એમ કહીને મ્હેં પ્યાલો ઉઠાવી લીધો. એ કહેવા લાગી 'આ શું કરો છો ? કહું છું તે શા માટે નથી સાંભળતા !' મ્હેં જરા ગંભીર થઇને કહ્યું-' જો, સ્ત્રીઓને ભણતાં ગણતાં શીખવવું એ બળતામાં ઘી હોમવા સરખું છે. તું આટલું ભણી ગણી તોએ ત્હારો આ પ્રેજુડીસ હજુ ગયો નહીં. આટલું કહીને હું બ્હાર નીકળી ગયો.

૨

કોન્ગ્રેસ થઇ ચુકી. હું ઢાકા પાછો ફર્યો. એક દિવસે સાંઝની વખતે દરવાન હાથમાં સ્લેટ લઇને મ્હારી આગળ ઉપસ્થિત થયો. મળવા આવનાર લોકોમાંથી જેમની પાસે વિઝિટિંગ કાર્ડ ન હોય ત્હેમને માટે મ્હેં દરવાનને એક સ્લેટ આપી મુકી હતી. સ્લેટ ઉપર અંગ્રેજીમાં લખ્યું હતું, 'શારદાચરણ ચેટરજી.'

એ મહિનાની જુની વાત એકદમ સાંભરી આવી નહીં. જાણ્યું કે કોઇ નવો અસીલ આવ્યો હશે.

ત્હેને બોલાવી મંગાવ્યો. ચ્હેરો જોતાં વારજ શારદાચરણને હું અવસ્ય ઓળખી શકયો. આવતાંવારજ ત્હેણે ભૂમિ ઉપર પડીને મ્હને પ્રણામ કર્યા.

'કેમ ? કહો હવે કેમ છે ? કાંઇ ફાયદો બાયદો જણાયો કે ?'

શારદાએ પહેલાં તો મ્હારી વાતનો કાંઇ પણ જવાબ ન આપ્યો. છાતીએ હાથ મુકીને કેટલીકવાર સુધી ત્હેણે રોયા કર્યું. આખરે બોલ્યો કે, કેટલાક દિવસ સારી રીતે ગયા —ખાં. ખાં—હમણાં પાંચ સાત દિવસ–ખાં ખાં ખાં—ઉધરશથી હવે એ વધારે બોલી શકયો નહીં. ખાંસતે ખાંસતે એ પાસેની ખુરસીમાં બેસી ગયો.

ત્હેની ખાંસી રોકાઇ ત્યારે મ્હેં કહ્યું. 'ચરણામૃતથી તો કાંઇ નહી વળે. દવા પીઓ.'

' પાસે પાઇ પણ ક્યહાં છે ?' એમ બોલી એ ફરીથી ખાંસવા લાગ્યો.

સાડા સાત વાગ્યા. મ્હારે ઘેર એ દિવસે એક ડિનર પાર્ટી હતી. લોકોનું આવવું હમણાં શરૂ થશે. એવે સમયે આ બલા ક્યહાંથી આવી ? ત્હેને જલદી વિદાય કરી દેવાના અભિપ્રાયથી ગજવામાંથી પાંચ રૂપિયા બહાર કહાડયા, અને શારદાચરણના હાથમાં મુકીને કહ્યું 'જાઓ, આ લઇને કોઇને સારા ડાકટરની સલાહ લઇને દવા ખાજો. પાદોદક પીધે તે કોઇ દિવસ રોગ મટયો જાણ્યો છે ?'

એટલામાં મિસ્ટર બોસની ગાડી આવી પહોંચી. મ્હેં શારદાચરણને ઝટપટ કહી દીધું કે, 'આજ હું ઘણા કામમાં છું. જાઓ.'

રૂપિયાને ગજવામાં મુકીને શારદા ગયો.

બીજે દિવસે જ્યહારે મ્હારી ઉંઘ ઉડી ત્યહારે દહાડો ઘણો ચ્હડી ગયો હતો. પથારીમાંથી ઉઠીને, બ્હારીમાંથી મ્હોં કહાડીને બગીચા તરફ જોઉં છું તો કાળો બેસ ઓઢીને

કાંઇ ફરી રહ્યું છે. મ્હારી તરફ ત્હેની પીઠ હતી, એટલે એ વખતે એને હું ઓળખી શકયો નહીં, પણ સ્હામો આવ્યો ત્હારે જોયું કે શારદાચરણ છે. મ્હારો પીત્તો ખસી ગયો. વ્હાણું વાતાંજ આવી પહોંચ્યો ! હમણાં દરવાન સ્લેટ લઇને આવતો હશે !'

મ્હાના ટેબલ ઉપર સ્હવારનાં પેપરો ભેગું ત્હેનું કાર્ડ હાજર હતું. મ્હારી સ્ત્રી ત્હાર સુધી ઉઠી નહોતી. શારદાએ આવીને ભક્તિપૂર્વક મ્હને પ્રણામ કર્યા પછી કહ્યું, કાલ આખી રાત ઉંઘ આવી નહીં. મ્હારી તરફ આપનો આટલો બધો નિઃસ્વાર્થ સ્નેહ જોઇને હું તો દીંગજ થઇ ગયો,છું. હું કોણ છું, કોણ નહીં,–તે પુછયા વગર મ્હારી દવા માટે પાંચ પાંચ રૂપિયા ! 'એ રૂપિયા પાછા લ્યો, સાહેબ',–એમ કહી રૂપિયા ટેબલપર મુકી દીધા.

શારદાચરણનું આચરણ જોઇને મ્હને ત્હેના ઉપર શ્રદ્ધા ઉપજી. મ્હેં કહ્યું 'ના ના, એ રૂપિયા હવે પાછા લેવાનો નથી. ત્હમારા દર્દની ચિકિત્સા માટે આપ્યા છે.'

શારદાચરણે કેટલીએવાર ખાંસતાં ખાંસતાં કહ્યું 'જુઓ સાહેબ, દૈવી શક્તિમાંજ મ્હને ઘણો વિશ્વાસ છે. ડાકટર કે વૈદ્ય ઉપર મ્હને ભરોસો નથી. એ દશામાં નકામું ખર્ચ કરવાથી શું વળશે?'

મ્હેં કાંઈ વિચાર કરીને કહ્યું, હા, 'જો ખીલકુલ વિશ્વાસ ન હોય તો કાંઇપણ ફાયદો નહીં થાય.'

ત્હેણે કહ્યુ 'મ્હારો અંતઃકરણનો વિશ્વાસ છે, દ્દઢ વિશ્વાસ છે કે, જો માતુશ્રી, (મ્હારી સ્ત્રીને ઉદ્દેશીને એણે બે હાથ જોડીને પ્રણામ કર્યા) નું પાદોદક દહાડામાં બે વખત પીઉ, અને બે વાર એમને પ્રણામ કરૂં તો તેથી મ્હારો રોગ સમુળગો મટી જશે. નહીં તો આ ઉથલામાંથી હું બચવાનો નથી.' એની આંખોમાંથી ખળખળ આંસુ વહેવા લાગ્યાં.

થોડીકવાર હું વિચારમાં પડયો. બેવાર પાદોદક આપવા અને પ્રણામ સ્વીકારવાનું મ્હારી સ્ત્રી મંજુર કરશે? આ વખતે એ આદમી વધારે ખાંસવા લાગ્યો. ત્હેનું સુકાઇ ગએલું ફીકું મ્હોં જોઇને મ્હારા મનમાં ઘણી દયા ઉપજી. વિચાર્યું કે ગમે તેમ કરીને એની પાસે મંજુર કરાવવું ઉચિત છે. હુંજ એને મનાવીશ. લોકો કેટલીએ મહેનત અને કેટલે ખર્ચે પરોપકાર કરે છે. આ સાધારણ ઉપાયથી જો એનો ઉપકાર થતો હોય, એનો પ્રાણ બચતો હોય તો એ ઉપાય કરવો જોઇએ.

શારદાચરણને કહ્યું, 'ત્હમે નીચે જઇને મ્હારા ગુમાસ્તાઓના ઓરડામાં બેસો. હું ત્હમને થોડીવાર પછી બોલાવી મંગાવીશ.'

હું સ્ત્રીને મળવા ગયો. ખબર પડી કે એ ન્હાવાની ઓરડીમાં છે. અડધા કલાક પછી એનાં દર્શન થયાં.

વરંડામાં (ઓશરીમાં) એક ખુરશી ઉપર બેસી એ વાળ હોળતી હતી. મ્હેં કહ્યું શારદા આવ્યો છે.

'પેલોજા સ્ટીમરવાળો શારદા? મ્હારી પાસે આવ્યો છે?

અહા !! મ્હારી સ્ત્રીની સ્મરણશક્તિ કેવી તીવ્ર ! હું તો સ્લેટ ઉપર શારદાચરણનું નામ વાંચીને પહેલાં તો એને ઓળખી પણ શકયો નહોતો.

ત્હેની પાસે જઇને જોયું તો એ કેદ પકડાયો હતો. તે તીજોરીમાં એક ખાસ કળ લગાડેલી હતી, ત્હેનો એક ઇતિહાસ છે. વિલાયતમાં જ્યહારે હું અભ્યાસ કરવા રહેતો હતો ત્યારે હરાજીમાંથી ઘણું મ્હોટું મૂલ્ય આપીને મ્હેં એ તીજોરી ખરીદી હતી. કોઇ બેંકે દેવાળું કહાડયું હતું ત્હેની એ તીજોરી હતી. એની કળમાં એક તાળું હતું, પણ ત્હેને ચાવી નહોતી. કળમાં ફરતી કેટલીક ધાતુની ચીપો હતી. એ ચીપોને એક સીધી લીટીમાં લાવીને અમુક અંગ્રેજી નામ ગોઠવવું પડતું. ત્યારપછી તાળું ઉઘડી જતું. પણ ઉઘડતાં પ્હેલાં એ કળમાં ખોસેલી એક ટાંકણી ખસેડી લેવી જરૂરની હતી. એમ કર્યા વગર ઉઘાડવાનો પ્રયત્ન કરનાર કળ ઉઘડતાંની સાથેજ કેદી થઇ જતો. બે તરફથી લોઢાની બે કમાનો જોરથી છુટી ને ત્હેના હાથને સજ્જડ પકડી લેતી. મ્હારી સ્ત્રીની બેદરકારીથી શારદાચરણે કોઇ દિવસ તાળું ઉઘાડવાનું નામ જોઇ લીધું હતું પણ એની અંદર જે બીજી કારીગરી હતી ત્હેની એને ખબર નહોતી.

દુનિયામાં કોઇના પણ ઉપર વિશ્વાસ કરવામાં સુખ નથી. શારદાચરણ દેખીતો ઘણો ભલો માણસ લાગતો હતો. જે લોકો કહે છે કે માણસનું મ્હોં જોઇને સ્વભાવ પારખી શકાય છે તે લોકો તદન મૂર્ખ છે. બેરીસ્ટરનો ધંધો કરતાં કરતાં એ સિદ્ધાન્ત ઉપરથી મ્હારી શ્રદ્ધા ઉડી ગઇ હતી. શારદાચરણના આચરણે મ્હારા એ મતને મજબુત કર્યો.

ત્હેની પાસે જઇને લાલચોળ આંખો કરીને કહ્યું, 'બહુ સારૂં કામ કર્યું! સપુત છોકરાને છાજતું કામ કર્યું!!'

ગુસ્સાથી મ્હારૂં બધું અંગ બળી જતું હતું. શારદાચરણે ગણુગણુતે સ્વરે કહ્યું,–બાપા, મ્હારો વાંક નથી.'

ઇચ્છા તો થઇ કે એના મ્હોં ઉપર એક તમાચો ચ્હોડી દઉં. પણ મનને દબાવી દીધું.

એટલામાં મ્હારી સ્ત્રીએ પ્રવેશ કર્યો. શારદાચરણને એવી દશામાં જોઇને એતો બાબીજ બની ગઇ અને કાંપતે કાંપતે મ્હારા સ્હામું જોઇને પુછવા લાગી, 'આ શો તમાશો છે વળી!'

'મ્હારી સ્ત્રીને જોઇને શારદાચરણે બમણા વેગથી રોવું શરૂ કર્યું. મ્હેં ગુસ્સે થઇને કહ્યું 'ચૂપ રહે, સુઅર! મારી મારીને હાડકાં સીધાં કરી નાંખીશ.'

મ્હારી સ્ત્રીએ કહ્યું 'ચાલો પેલા ઓરડામાં.' એમ કહી એ મ્હારો હાથ પકડીને મ્હને સાંથી ખેંચી ગઇ.

એક પલંગ ઉપર બેસી જઇને પુછ્યું 'હવે શું થશે?'

'વળી બીજું શું થાય? પોલીસમાં સોંપાવવામાં આવશે.'

થોડીવાર ચૂપ રહ્યા પછી ત્હેણે કહ્યું, 'પોલીસમાં સોંપવાની કાંઈ જરૂર નથી. છોડી દો. લોભને વશ થઇને એણે આ કામ કર્યું છે. પહેલો અપરાધ માફ કરવો વ્યાજબી છે. એ જો પશ્ચાતાપ કરીને પોતાની ટેવ સુધારવા માગતો હોય તો એને એક પ્રસંગ આપવો જોઇએ. પોલીસને સોંપ્યાથી એનું જીવન ધૂળધાણી થઇ જશે'

શારદાચરણ જો ચોરી કરીને પલાયન કરી ગયો હોત તો તો એને ક્ષમા કરવું અસંભવિત થઇ પડત, એ વાત ખરી. પણ હવે એ પોતાના મનોરથમાં નિષ્ફળ નીવડયો એટલે એના ઉપર થોડીક દયા આવી. પણ આમ કરવાથી શું જનસમાજ પ્રતિના કર્તવ્યમાં ખામિ નથી આવતી ? મ્હારી સ્ત્રીને મેં એ વાત સૂચવી.

ત્હેણે કહ્યું, 'ના. પોલીસને સોંપવાથીજ સામાજીક કર્તવ્યમાં ખામિ પડે છે. વ્યક્તિના કર્તવ્ય ઉપરજ સામાજીક કર્તવ્યનો આધાર રાખે છે. એક જીવનને હમેશાંને માટે નાશ કરી દેશો નહીં.'

શારદાચરણને છોડી દીધો. કલકત્તામાં કયારે કોન્ગ્રેસ થઇ હતી ? ૧૮૯૬ માં. ત્રણ વર્ષ બાદ શારદાચરણ તરફથી એક પત્ર મળ્યો. એ હમણાં 'જાલાલપુર' મ્યુનીસીપેલીટીમાં વેરો ઉઘરાવનાર દરોગો થયો છે. ત્હેમના મામાએ ત્હેને માટે પાંચસો રૂપિયાની જામીનગીરી આપીને આ જગ્યા અપાવી છે. ૯ દિવસ ત્હેને દુઃખ વેઠવું પડયું હતું; અને ભીખ માગીને ગુજરાન ચલાવવું પડયું હતું. ત્હેના ઉપરના મ્હારા 'નિઃસ્વાર્થ સ્નેહ' સંબંધી કૃતજ્ઞતાના ઘણા શબ્દો લખ્યા હતા. લખ્યું હતું કે મ્હારી ખાંસી ઘણી વધી પડી છે, આ વખતે મને એમ લાગતું નથી કે હું બચીશ. ત્યાં થોડા દિવસ આવી જવાની ઇચ્છા થાય છે, પણ એ સૂચના કરવાની હિંમત ચાલતી નથી. એ પત્રની છેવટની લીટીઓ આ હતી.

'જો આપની પાસે આવી શકત, જો આ વખતે જનનીનું પાદોદક પાન કરી શકત, તો આરોગ્ય મેળવી શકત. પણ કયું મ્હોં લઇને હવે એ વિનંતી કરી શકું? મ્હારૂં જો મૃત્યુ થાય તો, એ શાન્તિનેજ હું લાયક છું.'

મ્હારી સ્ત્રી એ પત્ર જોઇને બોલી, 'મ્હારી એક વાત માનશો ?'

'શી વાત'?

'એને અહિં આવવા માટે લખો.'

ચાકરી કરે છે ત્હાંથી અહીં આવીને શું કરશે ?'

'રજા લઇને આવે.'

'કેમ ચરણામૃત પાવું છે ? એમજ છે તો એક શીશી લઇને એમાં ચારેક આઉંસ પાદોદક ભરીને પારસલ કરીને મોકલી આપીએ.'

'ના ના, એને જોવાની મ્હને ઘણી ઇચ્છા છે. તમે જાણો છો કે એ પોતાની જીન્દગીને માટે મ્હને આભારી છે ! જે કોઇ મ્હારો આભારી હોય છે ત્હેના ઉપર મ્હારી ઘણી મમતા બંધાય છે. એજ મ્હારી એક નબળાઇ છે.'

મ્હેં ગંભીર ચ્હેરે કહ્યું, 'મ્હને પણ ધન્ય છે કે મ્હને એવી સ્ત્રી મળી છે કે જેનું ચરણામૃત પીને લોકો જીવન મેળવે છે.'

'અહા, પાછી મશ્કરી કરવા માંડી કેમ ? મ્હેં એવું ક્યારે કહ્યું કે મ્હારૂં ચરણામૃત પીને એણે જીંદગી બચાવી છે ! જીવન એટલે ત્હેના નૈતિક જીવનને ઉદ્દેશીને મેં કહ્યું હતું. તમે ત્હેને એ દિવસે પોલીસમાં સોંપ્યો હોત તો એનું સત્યાનાશ વળી જાતને ! !'

મ્હેં કહ્યું ' નૈતિક જીવન ઉપરાંત ત્હેને ભૌતિક જીવન પણ ત્હેંજ આપ્યું છે–તું પાદોદક ન આપત આટલા દિવસ એ જીવી શકત નહીં.'

મ્હારી સ્ત્રી આ વાત સાંભળી હસવા લાગી. હસવાનો અર્થ બરોબર ન સમજ્યાથી હું મૂઢ જેવો ત્હેના ચ્હેરા તરફ જોઈ રહ્યો. હાસ્ય બંધ થયા પછી મ્હેં પુછ્યું, આટલું બધું હસે છે શા માટે ?'

'ત્હમે પણ એમ માનો છો કે, શારદાચરણ મ્હારૂં ચરણામૃત પીને સાજો થયો હતો !'

'ત્હારે શું ? ત્હને પ્રણામ કરવાથી ?'

'નારે ના, એમ પણ નહીં. એમાં એક છુપોભેદ છે.'

અત્યંત ઉત્સુક થઇને મ્હેં પુછ્યું, ' એ શું ? એ શું કહે છે ?'

'પહેલા બે ત્રણ દિવસ જ્યારે જોયું કે ત્હેની ખાંસી ઓછી થતી નથી ત્હારે જલને પગનો સ્પર્શ કરવાને બદલે બે વખત એક હોમીઓપેથિક દવાનાં થોડાંક ટીપાં નાંખવા માંડયાં. એક પ્યાલામાં ઔષધ તૈયાર કરી રાખીને ટેબલ ઉપર કાગળ ઢાંકીને મુકી રાખતી. શારદાચરણ આવતો ત્હારે કહેતી કે:—

'એ રહ્યું લઇ જાઓ.'

'સ્ત્રીની બુદ્ધિ જોઇને હું તો દીંગજ થઇ ગયો.'

શારદાચરણને આવવા માટે લખ્યું; એણે જવાબ આપ્યો કે ' આ કાળુ મ્હોડું ફરીથી આપને બતાવવાની ઇચ્છા નથી ' લાચાર થઇને બે એક હોમિયોપેથિક દવાઓ ખરીદ કરીને ત્હેને મોકલી આપી.

એક અઠવાડીઆ પછી પાર્સલ પાછું આવ્યું. જે સ્હવારે પાર્સલ પાછું આવ્યું, તેજ સ્હાંજે એક પોલીસ અમલદારે આવીને મ્હારી મુલાકાત લીધી. એ સાહેબ મ્હારો પહેલાંનો પરિચિત હતો. શારદાચરણને લખેલો મ્હારો પત્ર બહાર કહાડીને એણે પુછ્યું 'આ શખ્સનો કહીં પત્તો બતાવી શકશો ?'

મામલો શો છે તે સંબંધી જીજ્ઞાસા કરતાં જણાયું કે શારદાચરણ મ્યુનીસીપાલેટીના બાર હજાર રૂપિયા ઉચાપત કરીને પલાયન કરી ગયો છે! મ્હારી સ્ત્રી આ વાત સાંભળીને અત્યન્ત વિસ્મિત થઇ.*

---

સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે:—કોઈપણ પ્રજાનો, કોઈપણ દેશનો ખરો ઉદય, ખરી ઉન્નતિ,—સ્ત્રીઓના ઉદય કે ઉન્નતિપર આધાર રાખે છે; કારણ કે જેવી માતા તેવાં સંતાન-પ્રજા થાય છે. દેશની પ્રજાને વિદ્વાન કે મૂર્ખ, તન્દુરસ્ત કે નાદુરસ્ત, કાયર કે હિંમતવાન, આસ્તિક કે નાસ્તિક, નિર્બળ કે બળવાન, જેવી [illegible] હોય તેવી ઉન્નતિ કે અવનતિ કરવી હોય, તે સઘળી સત્તા સ્ત્રીઓનીજ પાસે છે. જેવી પોતે હોય છે તેવીજ તે પોતાની પ્રજાને બનાવે છે, માટે સ્ત્રીઓની ઉન્નતિ કરવાની પ્રથમ જરૂર છે.

[નિવાસ. જી. કે. ઉપાધ્યાય કૃત "અમૃતભાષિતદર્પણ."

---

* સુપ્રસિદ્ધ બંગાળી લેખક બાબુ પ્રભાતકુમાર મુખોપાધ્યાયના બંગાળી વાર્તાનો અનુવાદ.

# विद्याकला·

## " પ્રદર " રોગ.

### ( LEUCORRHŒA. )

આજકાલ સુધરેલી પ્રજામાં અને તેમાં પણ મુખ્યત્વે કરીને ઉંચી કોમોમાં,–કે જે કોમોની અંદર સ્ત્રીઓને ખાસ કાંઇ કામ કરવાનું હોતું નથી તેવી કોમની સ્ત્રીઓમાં,–એશઆરામી સ્ત્રીઓમાં આ રોગ ઓછા વધતા પ્રમાણમાં હોય છે; સ્ત્રીઓ આને " નબળાઈ જવી " એ નામથી ઓળખે છે. નાની જુવાન છોકરીઓ શરમની ખાતર, એસમજમાં અથવા શરીર છે તે એવું રગડ દગડ તો ચાલ્યાજ કરે !–એવા તેમના મગજમાં લાંબા વખતથી ભરાઇ બેઠેલા વિચારને લીધે આ ભયંકર દુષ્ટ રોગને છાનો રાખે છે ને તેથી કરીને તે રોગ આગળ જતાં વધીને સ્ત્રીઓને અત્યંત નબળી પાડી તેમનો ભોગ લેછે. આજકાલ સ્ત્રીઓના વધતા જતા મરણ પ્રમાણનાં આ મુખ્ય કારણોમાંનું એક છે એમ મ્હારૂં ધારવું છે. આ દરદ જો શરૂઆતથી અટકાવવામાં ન આવે તો તેમાંથી બીજાં અનેક દરદો પેદા થાય છે. આટલું જણાવી આ રોગની ઓળખાણ નીચે પ્રમાણે આપું છું:—

કેટલાક આને " ધોળું પાણી " White " કહે છે. દેશી વૈદકશાસ્ત્રમાં એને " શ્વેત " કહે છે. પણ સ્ત્રીઓ તો ઘણું કરીને ઉપર કહી ગયા તે નામથી તેને ઓળખે છે. આ દરદ સૌથી પહેલવહેલું શરૂઆતમાં તો પીશાબને માર્ગે થોડો પાતળો પાણી જેવો પ્રવાહી પદાર્થ વહેતો હોય તેવા રૂપમાં દેખા દેછે. પણ પછીથી વખત જતાં તે પ્રવાહી પદાર્થ જાડો અને ચીકણો થતો જાય છે; તેનો રંગ ધોળો દુધ જેવો હોય છે અને તે પુષ્કળ વહે છે. કોઈ કોઇ વાર તો દુધની તર (મલાઇ) જેવા લોચા પણ નીકળતા માલુમ પડે છે; અને વધી ગયેલા દરદમાં તો તેનો રંગ લીલો, પીળો, બદામી અથવા દુધીઆ હોય છે. ઘણીવાર એકજ દરદીમાં તે પ્રવાહ વખતો વખત ફક્ત રંગમાંજ નહિ, પણ પ્રમાણ તથા ઘટતામાં પણ બદલાતો જાય છે.

**ચિન્હ:**—આ દરદની સાથે દરદીને હમેશાં સ્હવારમાં પુષ્કળ થાક લાગે છે, માથું દુખે છે, ફેર આવે છે, ભુખ લાગતી નથી, હૃદયમાં ધબકારા થતા હોય તેમ લાગે છે; શ્વાસ રૂંધાય છે, ચ્હેરો ફીક્કો થતો જાય છે, ધીમે ધીમે આંખની આસપાસ આછાં ભુરાં કુંડાળાં માલુમ પડે છે; કમ્મર અને વાંસામાં દુખાવો થાય છે; અને વળી કેટલીકવાર તો પીશાબમાં બળતરા પણ થાય છે.

પ્રદર એ એક એવું ભયંકર દરદ છે કે જેથી દરદીનું શરીર છેક નંખાઇ જાય છે ને તે અતિશય દુર્બળ પડી જવાથી મહા ભયંકર દરદ (wasting disease)નું રૂપ તરત લે છે. કેટલીક વખત દરદી દેખીતી રીતે સારો તંદુરસ્ત જણાય છે પણ ઉપર મુજબ તેને થોડા પ્રમાણમાં **નબળાઇ** જતી હોય છે તેથી તે વખતે કોઇને માલુમ પડતું નથી. પણ જેમ જેમ દરદ વધતું જાય છે તેમ તેમ શરીર નબળું પડતું જાય છે. મ્હોં ઉપરની રતાશ ઉડી જઇ ચ્હેરો નિસ્તેજ બને છે. શરીર પણ પીળું થઇ જાય છે. કામ કરતાં થાક લાગેછે, છાતીમાં ધબકારા થાય છે, શ્વાસ ચઢે છે અને હાથ પગમાં જોર ન હોય અને તેમાં

ચુંથારા થતા હોય તેવું લાગે છે. અટકાવ-આવવાનો હોય તે પહેલાંએકાદ દિવસ અગાઉ પેડુમાં દરદ થાય છે.

જો **નબળાઈ** હમેશાં આ પ્રમાણે જતી રહે ને તેને અટકાવવાનો ઇલાજ તુર્ત કરવામાં ન આવે તો આગળ ઉપર ગર્ભાશયનો સોજો ( inflammation of the uterus ) વીગેરે તેને લગતાં દરદો થવાનો ઘણો સંભવ રહે છે. તેવા દરદીનો સ્વભાવ પછી ઘણો ચ્હીડીયો થતો જાય છે, જરા જરામાં ગભરાઇ જાય છે. હિસ્ટીરિયા, તાણ, વગેરે દરદોની પણ આમાંથી શરૂવાત થઇ આવે છે; અને ઉપર કહી ગયા તે પ્રમાણે શરીર ક્ષીણ થતું જાય છે; તેથી આ દરદ ઘણું જીવલેણ ને ભયંકર ગણાય છે. જો આવા એકાદ દરદીનું મડદું ચીર્યું હોય તો ગર્ભાશયની ઉપરની બાજુ લોહી વગરની ફીક્કી, ઢીલી, અને પોચી માલુમ પડે છે. આ દરદ પુરૂષોના " ધાતુક્ષય " ( spermatorrhœa ) ને મળતું આવે છે; ને તે સ્ત્રીઓના શરીરના બાંધાને પોકળ કરી નાંખે છે.

*કારણ:—આ દુષ્ટ રોગના કારણ તરીકે નીચેનાં મુખ્ય જણાય છે. કેટલાંક કુટુમ્બોમાં* તો તે પેઢી દર પેઢી ચાલ્યુંજ આવે છે, પણ મુખ્યત્વે કરીને આ રોગ રહેણી કરણી ( social circumstances ) તથા ચેપ ( infection )ને લીધેજ થાય છે. આમાંથી મગજ નબળું પડી જાય છે ને કેટલીકવાર દરદીનું મગજ ખસી પણ જાય છે.

પરણેલી સ્ત્રીઓમાં આ દરદનાં કારણ—અતિશય કામવાસના, છોકરાં થતાં અટકાવવા ( ને કસુવાવડ કરાવવા )ની ખરાબ ટેવ, કજોડાં, એકાન્ત—કામકાજ વગરની જીંદગી ગુજારવાથી, અને અટકાવ વખતે જો થોડો ભાગ રહી ગયો હોય ને તે બરોબર સાફ ન થયો હોય તો પણ ઉપલું દરદ થવા પામે છે.

*ઈલાજ:*—જો સ્વચ્છતા ને ચોખ્ખાઇ સારૂ બરોબર કાળજી રાખવામાં આવે તો ઉપલું દરદ ભાગ્યેજ થવા પામે અથવા જો થાય તો તે ઘણુંજ ઓછા પ્રમાણ અને દરજામાં થાય.

પુખ્ત ઉમ્મરે પહોચેલી સ્ત્રીઓએ હમેશાં સ્હવારે ( ફક્ત અટકાવ વખતે નહિં ) ચોખ્ખા પાણીની પીચકારી ગુહ્ય ભાગમાં મારવી જોઇએ; અને આજુબાજુના ભાગને સાબુથી સાફ કરવો જોઇએ. પીશાબના સ્થાન પાસેના ભાગમાં એવી કુદરતી કરામત છે કે જેમાંથી તે ભાગને સુંવાળો તથા ભીનો રાખવા માટે એક અમુક જાતનો ચીકણો તેલ જેવો પદાર્થ નીકળ્યા કરે છે; તે જો બહુ લાંબા વખત સુધી એકની એક જગ્યાએ રહે તો તેમાં બિગાડ (decomposition) થઇ ખરાબ ગંધ મારે છે અને ખુજલી વીગેરે થઇ આવે છે એવો તે ચેપી છે. દરેક ચીકણો પદાર્થ, જો લાંબો વખત રહે તો ચીંદાણી થઇ જાય છે, અને આ પદાર્થ પણ તેવીજ જાતનો હોવાથી જો તે લાંબો વખત રહે તો તે ચીંદાણી થઇ જાય, ખરાબ વાસ મારે ને તેમાંથી બીજા રોગ ઉત્પન્ન થાય માટે હમેશાં સ્વચ્છતાને સારૂ ખાસ કાળજી રાખવાની જરૂર છે. અટકાવ બંધ થયા પછી બે દિવસ ગુહ્ય ભાગ સાબુના પાણીથી પીચકારી વડે બરોબર સાફ કરવો જોઇએ, કારણ કે જો તેમાંનો થોડોક ભાગ અંદર રહી જવા પામે તો તેમાંથી ઉપરનું ભયંકર દરદ પેદા થાય છે. આ દરદ અટકાવવા શક્તીવર્ધક દવાઓ લેવી ને તે સાથે ઉપર કહ્યા પ્રમાણે સ્વચ્છતા રાખવી ખાસ જરૂરની છે. આને સારૂ નીચેની દેશી દવા ફાયદાકારક માલુમ પડી છે.

| | | |
|---|---|---|
| આસોપાલવની અંતર છાલ. | ૧ | તોલો |
| ગાયનું દુધ. | ૮ | ,, |
| પાણી. | ૩૨ | ,, |

ઉપરની સર્વે વસ્તુઓ એકઠી કરી તેને ખૂબ ઉકાળવી. પાણી બધું બળી રહે ને ફક્ત દુધ રહે, ત્યારે તેને ઉતારી કપડાં વતી ગળી જરા ઠંડી થાય ત્યારે પીવી.

દર વખત કેટલી પીવી ?— ૪ થી ૮ તોલા.

આની સાથે સારા વૈદ્ય અગર દાકતરની દવાની જરૂર નથી એમ ન સમજવું. શરૂઆતનું દરદ હોય તો તો ઉપર મુજબ જો દરદી ચાલે તો વૈદ્ય દાકતરની જરૂર બનતા સુધી રહેશે નહિ. સાધારણ નબળાઇ જતી હોય તો ફટકડીના પાણીની પીચકારી લેવાથી પણ આરામ થઇ જાય છે.

**અગત્યની સૂચના:—**"પ્રદર" (નબળાઇ)ના દર્દથી પીડાતી બ્હેનોએ આ લેખ વાંચી તુરત ત્હેના ઉપાય લેવા અમારી સલાહ છે. રોગ થવાનાં કારણો ઓછાં કરવા પ્રયત્ન કરવા અને તેટલાં માટે ખોટી શરમમાં નાહક હેરાન થયા કરતાં પોતાના ઘરની વડીલ સ્ત્રીને અગર પોતાના પતિને ખરી હકીકત જણાવવી. ગમે તેટલું જામેલું દર્દ પણ ઓસડ અને અનુપાન તરફ યોગ્ય લક્ષ આપ્યેથી મટયા વિના રૂહેતું નથી એ યાદ રાખવું. દરેક બન્ધુએ પોતાની સ્ત્રી આ અગર આવા કોઈ ગુપ્ત રોગથી પીડાય છે કે કેમ તે વિષે તપાસ રાખી દર્દને શરૂ થતાંજ છેદવું બહુ જરૂરનું છે. ખાવાપીવામાં બેકાળજી તથા વિષયવાસના અને કામધંધામાં થતો અત્યાચાર "પ્રદર" રોગને ખાસ પેદા કરનાર છે. માસિક અટકાવ પછી તથા સુવાવડ પછી ગર્ભાશયના અને ત્હેની નજીકના ભાગો સાફ રાખવાની પણ ખાસ અગત્ય છે. ભોજનમાં સાત્વિક પદાર્થો લેવા. અને માદક તથા બહુ ગરમ ચીજો ખાવા પીવામાં વાપરવી નહિં. **સ્વચ્છતા અને મધ્યમતા** (એટલે કોઈપણ વાતમાં 'અતિ' થવા દેવું નહિં અને આહાર વિહારમાં સાવચેતી) રાખવી એ આવાં દર્દો નિર્મૂળ કરવાનો એક સબળ ઉપાય છે.

લાડુ તીરમલ.

---

## विविधविहार.

### શ્રી કૃષ્ણની રાસલીલા.

શરદ પુર્ણિમાની સંધ્યા સાધુના હૃદય સમ નિર્મળ અને શાંન્ત હતી. સમાધિસ્થ મહાત્માની માફક જગત માત્ર પ્રવૃત્તિમાંથી નિવૃત્ત થઇ સર્વત્ર શાન્તિ ફેલાઇ રહી હતી. પીછાંવાળાં આપણાં કનિષ્ઠ ભાઇ બ્હેન પોતપોતાના માળાઓમાં વિરામ્યાં હતાં. ફક્ત મધુકંઠી કોકીલનો અવાજ કોઇ કોઇ વખત સંભળાતો હતો. મનુષ્યો આખા દિવસની પ્રવૃત્તિ પછી કોઇકોઇ આરામ લેતાં હતાં, તો કોઇકોઇ મલિન હૃદયને પણ શુદ્ધ કરી પરમાત્મામાં જોડે એવી આજની અદ્દભૂત સંધ્યાનો લાભ લઇ ઇશ્વર સ્મરણમાં રોકાયાં હતાં. ફુલોની ધીમી મધુરી સુગંધ સંધ્યાની મધુરતામાં ઘણોજ વધારો કરતી હતી. પતિત

પાવનની યમુનામત્ત હાથીની માફક ગંભીર ધીમે ધીમે વહેતી હતી. તેના વિસ્તીર્ણ કિનારાની સ્વચ્છ સફેદ રેતી ઉપર ઉદયાચળપરથી ડોકીયાં કરતો ચંદ્ર આછાં અમૃત રેડતો હતો. આવા રમણીય સમયે મુરલીધર ભગવાન કૃષ્ણ ગોપીઓની સાથે પોતાનાં પગલાંથી પવિત્ર થએલી યમુનાની રેતીમાં રમણ કરવા પધાર્યા. ચમત્કારિક મોરલી અધરપર આવી અડી. જગદ્ ઉદ્ધારક નાદ તેમાંથી નીકળવા લાગ્યા. આહા શી તેની મધુરતા, શો તેનો પ્રભાવ ? ઝબકતી તારલીયોના સંગમાં ચંદ્ર આદી ઉડુગણોએ ગોપીઓની અગાઉજ રાસ શરૂ કર્યો, મોરલીના અલૌકિક સુરના તાલમાં નચવા લાગ્યા ! પરંતુ મોરલીનું આવું મધુર ગાન લાંબો સમય ચાલ્યું નહીં, તે એકાએક બંધ પડ્યું. સર્વ કોઇની દૃષ્ટિ શ્રીકૃષ્ણ તરફ ફરી; તો કપટ—નાટક—સૂત્રધાર ગોપાલ થોડેજ છેટે કંઇ સફેદ ઢગલા જેવું હતું તે તરફ તાકીને જોતા જણાયા. ગોપીઓ પાસે જઇ જુએ છે તો ગોપાલનું પ્રીય વાછરડું શબવત પડેલું નજરે પડ્યું ! રંગમાં ભંગ પડ્યો ' સર્વનાં હૃદય ...કથી ખિન્ન થયાં. ભગવાન પોતે ક્ષણભર ઉંડા વિચારમાં હોય તેવી મુખમુદ્રા કરી ...પીઓ પ્રત્યે બોલ્યા, " આને સજીવન કરવાનો એક ઉપાય છે. આજની રમણીય ...ધ્યા તથા સૃષ્ટિની હૃદયદ્રાવક શોભાથી તમારા દરેકના મનમાં કયા પ્રકારની તીવ્ર ઇચ્છા ...દા થઇ છે—અત્યારે તમને શું મળે તો સારૂં લાગે—તે જો તમે નિખાલસપણે સાચેસાચું કહો તો આ વાછરડું સજીવન થાય ! સત્યનો મહિમાજ એવો છે. "

હૃદયવલ્લભ કનૈયા આગળ હૃદયને ખુલ્લું મુકવા શું ગોપીઓ ના પાડી શકે તેમ હતું ? સર્વ ગોપીઓ સાચેસાચું કહેવા તત્પર થઇ. એક બોલી, " મારા કૃષ્ણની મોરલીના કામણગારા નાદ નિર્વિઘ્ને સાંભળ્યાજ કરૂં, બસ બીજું કંઇ માગુંજ નહીં." બીજી બોલી, "મોરલીના નાદ ના ઠીક, એતો નીત્ય સાંભળીએ છીએ. મને તો આવી મઝાની ચંદનીમાં પ્રવાહી ચાંદી માફક ચમકતા ઠંડા જમનાના જળમાં મારા પ્રભુ સાથે રમવાનું બહુ મન છે." ત્રીજી કહે, "મને તો રૂપી થવાનું બહુ ગમે. આજના જેવી પવિત્ર સંધ્યા સમયે ગંગાના મૂળમાં સ્નાન કરી બરાબર શુદ્ધ થઇ હીમાલયની છેક ટોચપર ચઢી સંધ્યા વંદન કરૂં." ચોથી ગોપી કહે, " એતો બધી સ્વાર્થની વાતો થઇ. દુઃખમય સંસારમાં સ્વાર્થ સુખ શોધવાને બદલે ગરીબ ગરબાંને મદદ કરવાનું, બિમાર તથા ઘવાયલાઓની સારવાર કરવાનું તેમજ નખોદ જવાથી નિરાધાર થઇ ગયેલા ગૃહોમાં આશ્વાસન તથા શાન્તિ આપવાનું કામ મને તો બહુ પસંદ છે." પાંચમી બોલી, " મને એમાંનું તો કંઇ ગમ્યું નહીં. સર્વ ઉપાધિમાંથી મુક્ત થઇ આવી હૃદયોદ્દીપક સંધ્યા સમયે સૃષ્ટિમાં જે અંતઃશાન્તિ પ્રવર્તે છે તે શાન્તિરૂપજ બની જવાની મને ઇચ્છા છે. " આ પ્રમાણે કોઇએ રૂપ માગ્યું, કોઇને વસ્ત્રાલંકાર ગમ્યા; કોઇએ વાહનો, તો કોઇએ રાજ્ય માગ્યું. ગોપી સરસ્વતિ જેમને તેમના પિતાશ્રીએ વિદ્યાકળામાં સારો અભ્યાસ કરાવ્યો હતો તે બોલ્યાં, "લુખી લુખી વિદ્યાકળાથી મને તો સંતોષ મળ્યો નહીં. સાથે ધન દોલત ને માલ ખજાના હોય તો ઠીક પડે. બસ કુબેરનો ભંડાર હાથ લાગે નો બીજું કશુંએ માગું નહીં." લક્ષ્મીજી કહે, "હે ભગવન ! તમારી કૃપાથી પૈસે ટકે તો જે કંઇ જોઇએ તે છે. પરંતુ દીલગીરીની વાત એટલીજ છે કે મેં કંઇ વિદ્યા સંપાદન કરી નથી, નહીં તો જગતમાં પરોપદેશી પાંડિત્યવાળા પંડીતો બહુ વધી પડ્યા છે તેમનાં સઘળાં પાખંડ ઉઘાડાં પાડત. " ગોપી

માનવંતી કહે, "જો વક્તાની શક્તિ મારામાં આવે તો આજના જેવી ખુશનુમા સાંજે 'સમાજનો સુધારો,' 'કેળવણીનો વધારો', ઇત્યાદિ મહત્વના વિષયો ઉપર ચિત્તાકર્ષક તથા મનોવેધક મોટાં ભાષણો આપી જગજાહેર થાઉં." એટલામાં ત્રેણુવિકીના ગોપી ઉચ્છૃંખલાની વારી આવી. તે બોલી, "હું બાલ્યાવસ્થામાં હતી ત્યારથીજ હમારી સ્ત્રી જાતીની અધમ સ્થિતિ માટે મને બહુજ અફસોસ થયા કરે છે. આજ સુધી મારી ઇચ્છાને મેં શરમને લીધે દાબી રાખી હતી પરંતુ હવે તે એટલી બધી તીવ્ર થઇ છે કે બોલ્યા સિવાય ચાલતું નથી. 'સ્ત્રીજાતી અબળા છે તેથી તેણે વિનયશાળી થઇ નમ્રતા ધારણ કરવી જોઇએ તથા પુરુષના શરણ નીચે હમેશાં રહેવું જોઇએ' એ બધા વચનો, શું પુરુષોનું સ્વાર્થીપણું સુચવતા નથી? એવા એકતરફી ઘડેલા સામાજીક રીવાજોને ઉથલાવી પાડી, બંસ, કોટ પાટલુન અને ઉપર પાઘડી પેહેરી હાથમાં મજેની સોટી લઇ પુરૂષનીજ માફક સ્વતંત્રતાથી યથેચ્છ ફરવું મને તો બહુ ગમે છે. પુરૂષોનેજ આધારે જીવી તેમની ગુલામગીરી શામાટે કરવી જોઇએ? સ્વતંત્રતા શિવાય જીવતર નકામું છે"

આ છેલ્લી ગોપીના શબ્દોથી પ્રેમમૂર્તિ રાધિકાનું મગજ તપી આવ્યું. તે બોલી; 'હે ભગવન! મનુષ્ય જાતીના ભવિષ્ય માટે મને ઘણોજ ખેદ થાય છે. જગતની ઉત્પત્તિમાં મનુષ્ય પ્રાણી પેદા કરી તમે ઘણીજ ઉપાધિ માથે વોહોરી છે. મનુષ્ય શિવાયની સમગ્ર સૃષ્ટિ ઉત્પત્તિ સમયથી તમારા ઘડેલા નિયમોનું યથાસ્થિત પાલન કરતી સુખેથી જીંદગી ગુજારે છે, અને તેથીજ તે એવી કઢંગી સ્થિતીમાં કદી નથી આવી. પડતી કે જેના ઉદ્ધારને માટે તમારે અવતાર લેવો પડે. પરંતુ મનુષ્ય જાતીનું ચાપલ્ય તો કંઇ વિચિત્રજ પ્રકારનું છે. તેને પેદા કરવામાં જેટલું બુદ્ધિબળ તમે વાપર્યું છે તેટલીજ તીવ્ર દૃષ્ટિથી તેઓ તરફ સતત ધ્યાન રાખવા છતાં કીલોલમાટક વાનરની માફક પોતાની જાત સુદ્ધાંત આખા જગતને તે વારંવાર કઢંગી સ્થિતીમાં નાખે છે. મારી છેલ્લી સખીની ઇચ્છા આવા ચાપલ્યનો એક નમુનો છે. તે ભુલીજ ગઇ છે કે સ્ત્રી ને પુરૂષની અર્ધાંગના રૂપે ઉત્પન્ન થઇ છે, અને તેટલા માટેજ કર્તવ્યભાર અરધોઅરધ વેહેંચાયલો હોવાથી તેના હક પુરૂષના હકની સમાનજ છે. પુરૂષના હક તેજ સ્ત્રીના હક સંભવી શકે નહીં. ભિન્નરૂપ ગુણવાળાં સ્ત્રી પુરૂષરૂપી એક વ્યક્તિ તમે ઉત્પન્ન કરી અને રૂપ ગુણની ભિન્નતાને લીધે કર્તવ્યમાં યથોચિત્ ભેદ પાડયો. હવે જો સ્ત્રીઓનો એવો દુરાગ્રહ થાય કે કર્તવ્ય ભેદ યથોચિત નથી તથા પુરૂષોનો કર્તવ્ય ભાગ બહુ સરસ અને ઇચ્છવા યોગ્ય છે અને સ્ત્રીઓને કનિષ્ટ સ્થિતીમાં પુરૂષોના સ્વાર્થેજ હડસેલી મુકી છે માટે પુરૂષોનો કર્તવ્ય ભાગ હમને જોઇએ, તો પછી પુરૂષો શું કરે છે એ જોવાનું છે. શું તેઓ શાણપણ ધારણ કરી પોતાનો ભાગ સ્ત્રીઓને સમર્પણ કરી તેઓનો કર્તવ્ય ભાગ પોતે સ્વીકારી લેશે? આટલે દરજ્જે વાત આવે ત્યારે તો સંસારરથને જમીન દોસ્ત થતો અટકાવવા માટે ઉપાય ફક્ત એટલોજ છે કે બન્ને ચક્ર શાન્તિથી પાસાફેર થઈ જાય; પરિણામે ઘસારો તો લાગવાનોજ. અરે! પણ એટલુંજ શાણપણ પહેલેથી ધારણ કરે તો આવી સ્થિતિ થાયજ નહિં. માટે મારી સખી! વિચિત્ર ઇચ્છાનું કારણ ઉભયપક્ષના અનુચિત વર્તનમાંજ હોવું જોઇએ. પુરૂષોના ભાગમાં તેમની પ્રકૃતિ અનુસાર, આજીવિકાનું મુખ્ય સાધન આવ્યું અને તેટલા માટે તે જો પોતાની સ્વયંકલ્પિત મહત્તાના તોરમાં પોતાના અર્ધાંગને

પોતે એકલો રહે છે. બાહારની ક્ષણભંગુર વસ્તુઓ તેને જોઇતી નથી. તેમના ખરા સ્વરૂપના જ્ઞાનની તેને ઇચ્છા રહેતી નથી. દરેક ક્ષણે બદલાતી દુનિઆમાં પોતેજ એકલો બદલાતો નથી, પોતે એકલોજ સાક્ષિરૂપ હોઇ સતચિત્ આનંદરૂપ છે એમ તેને ત્યારેજ સમજાય છે. આ પ્રમાણે મને હવે ખબર પડી છે. એટલે હે ભગવન ! માહારી ઇચ્છા ફક્ત એટલીજ છે કે બાહારની કોઇ પણ ચીજની મને ઇચ્છા થાય નહીં અને આનંદમય આત્મરૂપ જ રહું."

જાનકીના મુખમાંથી આ છેલ્લા શબ્દો નીકળતા વાંતજ વાછરડું ઉઠી ઉભું થયું અને આનંદથી કુદકા મારવા લાગ્યું.

"આહા ! કેવી મજાની સંધ્યા આજે ગાળી છે," સ્નેહમૂર્તિ રાધાજી બોલી ઉઠયાં. "ખરેખર ! દુનિઆમાં વસ્તુમાત્ર જાણે અજાણે પણ સુખનીજ શોધમાં મચી રહે છે. પરંતુ અરે રે ! એમાંનો ઘણો ભાગ તો જગતના પદાર્થોમાંથી સુખ મેળવવાની આશા રાખી નિરર્થક ફાંફાં મારે છે અને પરિણામમાં ઉત્સાહ અને નિરાશા, આનંદ અને શોક રૂપી મોજાંમાં અથડાયા કરે છે. બાહ્ય પદાર્થોનો વ્યાપાર કરતા મનની પેઢી બંધ થાય તોજ સાચું સુખ જડે. સાચું સુખ દુનિઆના પદાર્થોમાં નથી, શરીરમાં નથી, મનમાં નથી, બુદ્ધિની બતાવેલી સારી વસ્તુ તરફ પ્રવૃત્તિ કરાવનાર ચિત્ત અથવા ઇચ્છાશક્તિમાં નથી, મન-બુદ્ધિ તથા ચિત્ત એ ત્રણેનો સ્વયંભુ અધિષ્ઠાતા 'માહરૂં-તાહરૂં' કહેનાર અહંકારમાં નથી; પરંતુ તે સર્વની પાછળ રહી ઉપલી બધી વસ્તુઓનો ઉપયોગ કરનાર, અનાદિ, અનંત, સર્વજ્ઞ, સર્વસાક્ષિરૂપે વિશ્વમાં વ્યાપી રહેલો જે આત્મા—એ માહારા મીઠડા, મોંઘા, વાહાલા, લુચ્ચા કૃષ્ણ ! સાચા સુખરૂપ તો તુંજ છે !" આમ કહી રાધાજી ગોપાલને ગળે વળગી પડયાં. નયનમાંથી હેતનાં અશ્રુ આપોઆપજ વેહેવા લાગ્યાં. કવિ નાટકસૂત્રધાર ભગવાન જે આજનો ખેલ ભજવવાનું ઘેરથી નક્કી કરી આવેલા તે પૂર્ણ થયેલો જોઇ બોલી ઉઠયા, "ઓહો ! આજતો કંઇ બધાંએ માહારી મશ્કરી કરવાનો વિચાર કર્યો જણાય છે. હું તો અહીં આવ્યો રાસ રમવા અને આનો બધાં જ્ઞાની મહાત્માઓ થઇ પડયાં ! ચાલ જીવ ! આજે કંઇ રમવાનું મજે તેમ નથી." આમ કહેતા કહેતા પુરૂષોત્તમ પુર તરફ પાછા જવા માટે રેતીમાંથી ઉઠી ઉભા થયા. મોરલી હોઠપર મુકી ગાવા માંડયું—

"હુંતો કંઇ ના જાણું, ગાયોનો ગોવાળ;
હુંતો કંઇ ના સમજું, નાનેરો બાળ."

બાળકૃષ્ણ છોટાલાલ કંથારીઆ.

## "સરસ્વતિચંદ્રની સેવિકાઓ"

(અનુસંધાન ગયા અંકના ૨૫૪ માં પાનેથી)

"ગુણસુન્દરી ચોધાર રોતી નિરાધાર જેહાણીને પોતાને ઘેર લાવી," ગાનચતુર છોકરાં સાથે ગુણસુંદરીનો અતિથિ થયો, આ ઉપરાંત દુઃખના આદિ પણ ગુણસુંદરીને ઘેર પડયાં." આ સર્વના જુદાજુદા સ્વભાવની સાથે પાલવતું કરવું અને સહુની ટહેલ વેઠવી—આ ચિંતા ઉપાડનાં શુદ્ધ યુવાવસ્થામાં ખિલવા લાગેલી ગુણસુંદરીને ભોગવિલાસનો ત્યાગ કરવો પડયો.

Love is sweet in any guise,
But is best in sacrifice

( પ્રેમ કોઈપણ રૂપમાં મધુર લાગે છે, પરન્તુ ત્હેની સર્વોત્તમ માધુરીનું દર્શન તો આત્મભોગમાંજ થાય છે. )

એ સૂત્ર ગુણસુંદરીએ સફળ કર્યું. અનાથ વિધવાઓ, નિરાધાર બાલકોને અન્ન ફળફુલાદિ વ્હેંચવા જનારી ગૃહસ્થસેવિકાઓ પોતાનાજ કુટુમ્બની નિરાશ્રિત નણંદો કે, ભોજાઇઓ, વૃદ્ધ માબાપ કે માસુ સમરાની સેવા કરી શકે છે ? કુટુમ્બમાં વિધવા નણંદ કે ભોજાઇનું–અશક્ત માતા પિતાનું મ્હોં ન ગમતું હોય–ત્હેમને સંતોષી ન શકાતું હોય તો પછી ગરીબોના આવાસોમાં ભટકવાનો ઢોંગ શા માટે રાખવો !

" ન્હાના ઘરમા સર્વની વ્યવસ્થા કરવા માટે પોતાના વ્હાલામાં વ્હાલા- પતિનાં દર્શન પણ વખતોવખત થતાં બંધ કરવાનું પગલું લે છે. અને પોતાથી ખડકીની મ્હેડીમાં નહિ અવાય ત્હેનો અસંતોષ ગુણસુંદરીને થતો નથી."

પત્નીની સ્વાર્થત્યાગની આ વૃત્તિ જોઇ 'બહુ સારૂં કર્યું. મ્હારી ગુણીયલ ! એમ કહી. પતિએ ફરી હૃદયદાન દીધું. આ હૃદયદાન ગુણસુંદરીને નિત્ય સ્મરણમાં રહેતું. સેવિકાનો આ ઓછો ત્યાગ છે ? આપણા હિંદુ સંસારમાં નિરક્ષણ પણ સ્નેહવાળી તૈયાર થયેલી નહિ. પણ જન્મથીજ સેવિકા બનેલી કેટલીય સ્ત્રીયો કુટુમ્બમાં આત્મભોગ–અમૂક સમય માટે નહિ, પણ જીવનપર્યન્તનો આત્મભોગ આપે છે; પણ વિદ્યાચતુર જેવા કેટલા પતિએ સ્નેહથી "બહુ સારૂં કર્યું. મ્હારી ગુણીયલ ! " એમ કહી હૃદયદાન દઇ સેવિકાવૃત્તિ જગવી, ઉત્તેજીત કરી ! આ વૃત્તિ સતેજ ન થાય અને પછી બ્હાર પડતી અન્ય સેવિકાઓને જોઇ પત્નીથી અસંતુષ્ટ રહેવું એ કયો ન્યાય !

" ચાકર બિચારો બાર વાગ્યે સુવા પામે છે ત્હેને ઉંઘમાંથી ઉઠાડવાનું પાપ વ્હોરવું એ મ્હારૂં બીજું કામ. કોઇ વખત દયા આવે છે એટલે સુવા દઉં છું. " પોતાનાજ નોકરો પરિજનોને તાંવ આવે, અસ્વસ્થ થતાં, હાથે કામ કરવું પડશે, એમની ઉઠવેઠ કરવી પડશે, એ બ્હીકે, અથવા પ્લેગાદિથી ઝડપાતાં નોકરોને તૃણવત્ દૂર કરતી કેટલી સ્ત્રીઓ બ્હાર દયાની નિધિમાં ખપતી સ્ત્રીઓ તરીકે નજરે પડે છે ? પોતાના પરિજનો–નોકરો જેઓ ઘરબાર, દેશ, કુટુમ્બ તજી ત્હમારે આધીન પડ્યા છે ત્હેમના ઉપર દયા નથી, વત્સલતાનો ભાવ નથી, એવી સેવિકા રસ્તામાં પડેલા દુઃખીઓ–ગરીબની સારવાર શી રીતે કરવાની ! દયાવૃત્તિ, અનુકંપા સેવિકાના ગુણોમાં આવશ્યક નથી ? અને આવશ્યક હોય તો તેનું વહન સર્વ સ્થળે અને સર્વકાસે થવું જોઇએ. અને આપણી સેવિકા ગુણસુંદરીના હૃદયમાંથી આ વહન સતત વહેતું હતું.

**પતિત પાવન સીતારામન** ઘોષ કરીએ છીએ ખરા. પરંતુ પતિતને જોતાં આપણે જાણે પૂણ્યશ્લોકી હોઇએ તેમ ત્હેની તરફ તિરસ્કાર કરીયે છીએ અને ક્ષુદ્ર લેખીએ છીએ; અને પછી એ સુધરતાં નથી એમ બડબડીયે છીએ ! નવું મંદિર બંધાવવા કરતાં છર્ણોદ્ધાર કરાવવામાં મહાન પુણ્ય માન્યું છે. તેમ સારાને સન્માર્ગે લઇ જવા કરતાં પતિતને ઉદ્ધારવા એ વિકટ પુણ્યકાર્ય છે. જેમણે સેવા ધર્મ લીધો છે, જેઓ સેવા કરવા તત્પર થયા છે,ત્હેણે અંતરના સ્નેહથી પતિતનો ઉદ્ધાર કરવો જોઇએ, પડતાં બચાવવાં જોઇએ.

યાજ્ઞિકી મહા વિદ્યાલયની સંસ્થા સ્થાપવાની જાહેરાત વાંચી, તે આશાનાં કીર્ણ ફુટવા સંભવ જોઇ, ગુજરાતી વાચનાર આલમને ઉદ્દેશ સમજાવવો ઇષ્ટ લાગ્યો, જેથી અત્રેના કોઇ સાહસિક વિદ્વાન્ ભિક્ષુક મંડળને પ્રકાશ મળે અને એવી સંસ્થા ઉભી થઇ દેશનું કલ્યાણ થાય તેવી ઇચ્છાથી તે સંસ્થાના ઉદ્દેશાદિની સવિસ્તર હકીકત નીચે આપુંછું. સ્ત્રીઓજ સંસાર સુધારાનું અને તે માર્ગે રાજ્યકીય સુધારાનું ખાસ, મુખ્ય, પ્રધાન સાધન આ જમાનામાં સિંહ ગર્જનાઓથી ગણાયું છે અને ગુજરાતમાં તો ખાસ કથા, પુરાણો, દેવદર્શન, તીર્થયાત્રા, બાધા, ધર્મસંસ્કાર, જોશ, વૈદુ, વીગેરેનાં તેઓ અધિકારી ગણાયાથી તેમને વિશેષ ઉપયોગનો વિષય તેમના જ માટે ખાસ લખાતા આ માસિક માટે ઉચિત ગણી મોકલ્યોછે.

---

## નવીન ભિક્ષુકીશાળા.

અને

### યાજ્ઞિકી મહા વિદ્યાલય.

**ઉદ્દેશ.** હાલની શિક્ષણ પદ્ધતિ દોષ પૂર્ણ છે, અને તેમાં સુધારો થવો જોઇએ એવી બુમ ચારે તરફથી એક સરખી ચાલુ છે. આ સુધારો કઇ દિશામાં થવો જરૂરનો છે એ બાબતમાં નિરનિરાળા પક્ષાભિમાની આગેવાન લોકોના મત ભિન્ન ભિન્ન છે; પરંતુ શાળાઓમાં ધર્મ શિક્ષણ આપવાની શરૂઆત કરવાની બાબતમાં સર્વ એકમત છે. પણ હિંદુ ધર્મના આજ કાલના ખરેખરા ધર્મ પ્રચારક જે ભિક્ષુકો, તેમની થતી જતી અધોગતિ સર્વની નજર આગળ હોઇને, તેમની સ્થિતિ સુધારવા માટે કોઇ પણ પ્રયત્ન કરતું નથી એ હિંદુસ્તાનનું દુર્દૈવજ છે. આજકાલ ભિક્ષુક લોકનું સુશિક્ષિત સમાજમાં મુદ્દલ માન નથી, ત્યારે તેમની સ્થિતિ સુધારવાના હેતુથી અમે ઉપર જણાવેલી બે સંસ્થાઓ કાઢી છે. અમારો એવો મત છે કે ભિક્ષુક લોકનું મહત્વ સમાજમાં વૃદ્ધિ પામ્યું એટલે લોકોના મનમાં ધર્મ શ્રદ્ધાનું અજવાળું આપો આપજ સતેજ થશે અને પછી નિશાળોમાં ધર્મ શિક્ષણ આપવાની ખાસ આવશ્યકતા પણ રહેશે નહિ.

આ સંસ્થાઓ રાષ્ટ્રિય પદ્ધતિ પ્રમાણે કાઢયાથી સમાજનો અમને પૂર્ણ આશ્રય મળશે, એવી અમારી ખાત્રી છે. આ સંસ્થાઓને લોક તરફથી યોગ્ય ઉત્તેજન મળશે તો તેની શાખા ઠેકઠેકાણે સ્થાપિને એક મોહોટું "ભિક્ષુકી વિશ્વ વિદ્યાલય" ઉભું કરવાનો અમારો વિચાર છે. પણ આ કાર્ય સર્વ રીતે લોક આશ્રય ઉપર અવલંબી રહેલ છે.

**આશ્રય.** મોહોટી ખુશીની વાત એ છે કે અહીં ઘણા શ્રીમંત ગૃહસ્થોએ આ સંસ્થાને મદદ કરવાનું કબુલ કર્યું છે. અહીંના સેંકડે સાઠ બ્રાહ્મણ કુટુંબોએ અમારી શાળાના વિદ્યાર્થીઓનેજ પ્રત્યેક તેહેવાર તથા તિથી પર્વણી ઉપર જમાડવાનું વચન આપ્યું છે. એક ઉદાર ભિક્ષુકે પોતાની ચાર ગામમાં ભિક્ષાવૃત્તિની વતનદારી પણ આ સંસ્થાને સ્વાધીન કરી છે. આ સિવાય બીજા સદ્‌ગૃહસ્થો તરફની નાની મોહોટી મદદ સંસ્થાને મળી છે.

અહિંના ભિક્ષુક વર્ગની વિદ્વાન મંડળીએ પોતાનો અમૂલ્ય વખત ખર્ચી આ સંસ્થામાં શિખવવાનું માથે લીધું છે. પ્રસિદ્ધ મહામૂર્ખ શિરોમણી ધર્મખદ્યોત વેદશાસ્ત્રશલ્ય ગામભટ્ટજી ગુંદકરને આ સંસ્થાના મુખ્ય અધ્યાપક નિમવામાં આવ્યા છે. આવા અધ્યાપકના હાથ નીચે શીખેલા વિદ્યાર્થી ઉત્તમ ભિક્ષુક બનશે એમાં જરાય સંશય નથી.

**શિક્ષક વર્ગ.**

## ભિક્ષુકીશાળા.

આ શાળામાં અભ્યાસક્રમ ફક્ત દસ માસનો રાખ્યો છે. કાર્તિક વદ ૧ થી શાળા શરૂ થશે, અને ભાદ્રપદ શુદ ૧૦ ના રોજ બંધ કરવામાં આવશે. ભાદ્રપદ શુદ ૧ થી ૮ સુધી વિદ્યાર્થીઓની પરીક્ષા લેવાશે; અને પાસ થએલાઓને દાખલો આપવામાં આવશે. ભાદ્રપદ સુદ ૧૦ થી રજા પાળવામાં આવશે. કારણ આગળ પિતૃપક્ષ—શ્રાદ્ધપક્ષ આવ્યાથી વિદ્યાર્થીઓના વાલીઓની ઇચ્છા પોતાનાં બાળકો ઘેર હોવાં જોઇએ એવી હોય. કારણકે તેમના પ્રમુખ ઉપાર્જનના આ જ દિવસો છે. શાળામાં વિદ્યાર્થીઓને શિક્ષણ મફત અપાશે. ફક્ત શાળામાં હોય તે દરમ્યાન મળેલી દક્ષિણા શાળાના અધ્યાપકોને હવાલે કરવી પડશે.

**સાધારણ માહિતિ.**

શાળાના અભ્યાસના વિષયોમાં, વેદશાસ્ત્ર, તથા પુરાણને તદન બહિષ્કાર આપવામાં આવ્યો છે. કારણ વ્યવહારમાં તેમની કાંઇ જરૂર પડતી નથી. કર્મકાંડ પૈકી અમુક તેમ નિત્ય ઉપયોગી થનાર એવા રૂઢી શાસ્ત્રના પ્રખર મંત્રોને અગ્રસ્થાન આપ્યું છે. વિદ્યાર્થી શાળામાં દાખલ થતાંજ તેને પ્રથમ પૂજન તેમ ભોજન સંકલ્પ એ વિષયોનો લોકોપયોગી, સર્વકાલોપકારક મંત્ર શીખવવામાં આવશે. એકંદર વર્ષમાં યજ્ઞોપવિત તથા લગ્ન સિવાય બાકીની સર્વે વ્યવહારોપયોગી ભિક્ષુકી કામગીરી શીખવવામાં આવશે. આ શાળા નવીન ધોરણપર રચેલી હોવાથી પુસ્તકીય જ્ઞાન કરતાં અનુભવી જ્ઞાન ઉપર વધારે લક્ષ આપવામાં આવશે. તેટલા માટે જુદા જુદા તહેવારોને પ્રસંગે શાળાના અધ્યાપક ઠેકઠેકાણેનાં આમંત્રણ સ્વીકારી વિદ્યાર્થીઓને ભિક્ષુકીની ક્રિયાની સાંગોપાંગ માહિતી આપતા રહેશે. આથી બાળકોને મીઠુંમીઠું ખાવાનું મળવા સાથે, સારૂં શિક્ષણ, સત્વર અને સહજ પ્રાપ્ત થશે. તેમ શાળાને પણ ઉત્પન્ન થશે. કારણ વિદ્યાર્થીઓ શાળામાં હોય તે દરમ્યાનની મળેલી દક્ષિણા શાળાની ગણવામાં આવશે.

**શિક્ષણ.**

## યાજ્ઞકી મહા વિદ્યાલય

આ વિદ્યાલયમાં અભ્યાસક્રમ બે વર્ષનો છે, વર્ષ કાર્તિક વદ ૧ થી ભાદ્રપદ સુદ ૧૦ સુધી. શાળાની માફક વિદ્યાલય પણ ભાદ્રપદ સુદ ૧૦ થી કાર્તિક વદ ૧ સુધી બંધ રહેશે.

આ વિદ્યાલયમાં આવવા ઇચ્છનારે નીચે લખ્યા પ્રમાણેનો દાખલો આપવો જોઇએ.—

(અ) ભિક્ષુકી શાળામાં પાસ થયાનો દાખલો.

(બ) વિદ્યાર્થી જે ગામનો રહીશ હશે ત્યાંના બે વિદ્વાન ભિક્ષુકોની સહીનો, સાધારણ ભિક્ષુકવૃત્તિનું કામ આવડે છે એ બાબતનો દાખલો.

ઉપરના બે પૈકી એકપણ પ્રકારનો દાખલો નહીં રજુ કરનારને વિદ્યાલયમાં દાખલ કરવામાં નહિં આવે.

# સુન્દરી સુબોધનાં ચાલુ વર્ષમાં આવેલા લવાજમની પહોંચ.

| | |
|---|---|
| બાઈ કુસુમ જગજીવન | અમરેલી |
| આર. જી દેશાઇ | સોલાપુર |
| રૂગનાથ દાજીભાઇ | મુંબાઇ |
| રા. ચુનીભાઈ મણીભાઇ | ખંભાત |
| રા કચનરાય વસન્તરાય | મુંબાઇ |
| રા. ચંદુલાલ | દીલ્હી |
| રા મગનલાલ છગનલાલ | ઉણાવાડા |
| રા ચંદુલાલ પરસોત્તમ | દાહોદ |
| રા નરભેરામ જસરાજ | જુનાગઢ |
| રા ચુનીલાલ લલ્લુભાઇ | ધોળકા |
| રા. મણિભાઇ | મુંબાઈ |
| સ ગુ. કન્યાશાળા | ભાન્ડુ |
| પ્રતાપ બાશ્રી સરવડવાળા | ગાગડ |
| રા. જી. જી પરીખ | ખંભાત |
| રા. મગનલાલ દોલતરામ | જસદણ |
| રા છગનલાલ પરમાણુ દાસ | જુનાગઢ |
| ડૉ. દુલભરામ ચુનીલાલ | કલ્યાણ |
| રા. નાથાલાલ શીવલાલ | નડીયાદ |
| ,, કરસનદાસ રાજારામ મહેતાજી સ ગુ ક | ખેરવા |
| ,, ધનજી ખેતશી | માડવી |
| ,, આર કે. દનામતિ | એનીઝેરી |
| ,, ચુનીલાલ ભુલાભાઇ | કઠલાલ |
| સ. ગુ. કન્યાશાળાના મ્હેતાજી | ચાણસ્મા |
| રા શંકર હરીભાઈ | પુના |
| રા. ભોગીલાલ અંબાલાલ | નાગપુર |
| રા. વિષ્ણુપ્રસાદ જુગટરામ | જામનગર |
| રા શિવભદ્ર હરિભદ્ર | પુના |
| રા રમણિકલાલ બાલાજી | પાલીતાણા |
| રા ગજાનન બાલાજી | પેટલાદ |
| ,, મહેશરાય નટવરરાય | ,, |
| ,, મણિલાલ નાગરદાસ | ધંધુકા |
| ,, પ્રાણલાલ એમ. દેશાઈ | ડાસરા |
| સેક્રેટરી ગોંડલ લાયબ્રેરી | ગોંડલ |
| હીરાબ્હેન ગોકળભાઈ | આણંદ |
| રા દામોદર ત્રીકમદાસ | વાવાસીધ |
| રા. ઘનશ્યામલાલ ધરમદાસ | ,, |
| રા. ધમનલાલ ગગારામ | ,, |
| રા ભીમજી વલ્લભદાસ | વીરપુર |
| રા મગનલાલ છગનલાલ | ગોધરા |
| બ્હેન મણી ઝવેર | અમદાવાદ |
| વકીલ કાશીદાસ જસકરણ | ,, |
| રા હરિદાસ વિશ્રામ | ડોઈમા |
| સરક્યુલેટીંગ લાયબ્રેરી | સોજા |
| રા. શંકરલાલ ઘેલાભાઈ | મુંબાઇ |
| રા હરગોવીંદ હર | બાજવા |
| રા ત્રંબકલાલ વી | |

( વર્ષ ૮ )

| | |
|---|---|
| બ્હેન કનુબ્હેન | પેટલાદ |
| સૌ. હરિસુતગૌરી C/o વામનરાવ | ભાવનગર |
| રા. જયેન્દ્રરાવ બાબારામ | અમદાવાદ |
| રા. સાકરલાલ મોતીલાલ | વાંકાનેર |
| રા. આઈ. વિ. પટેલ | ઉંઝા |
| રા. નૃસિંહપ્રસાદ ત્ર્યંબકલાલ વૈદ | મુંબાઈ |
| ઓન. સે. માંગરોળ લાયબ્રેરી | માંગરોળ |
| બ્હેન મણીબ્હેન | વીરમગામ |
| રા. જમનાદાસ રાવજી | પોરબંદર |
| રા. બિહારીલાલ મનસુખલાલ | મુંબાઈ |
| ઓનરરી સે. બધરહુડ | મોડાસા |
| રા. ચુનીલાલ ઉજમસી | કરાંચી |
| રા. સી. એન. ટના | દહાણું |
| રા. કેશવલાલ ત્રીભોવનદાસ | દામનગર |
| મે. દેલવાડા જ્ઞાનવર્ધક મીત્રસમાજ | દેલવાડા |
| રા. છોટાલાલ છગનલાલ | મુંબાઇ |
| રા. મણિલાલ મૂળશંકર | ,, |
| રા. નગીનદાસ ડાહ્યાભાઇ | સુરત |
| રા. અભેચંદ કપુરચંદ | પોરબંદર |
| અ. સૌ. દુર્ગાલક્ષ્મી જુગટરામ | આણંદ |
| રા છોટાલાલ મોહનલાલ | રાજકોટ |
| મે. એન. ઇ. તવાડીયા | મુંબાઇ |
| રા. માણેકભાઇ દયારામ | અજમેર |
| મીસીસ જડાવબા | કેકડ઼ |
| મરોલી સરક્યુલેટીંગ લાયબ્રેરી | મરોલી |
| મોઢ યુવક લાયબ્રેરીના સે. હરિલાલ | નડીયાદ |
| મીસીસ કાસમઅલી દાદુભાઇ | કચ્છ-ભુજ |

( વ ૭-૮ )

| | |
|---|---|
| રા મેઘજી રામજી | કચ્છ-મોટાલાયની |
| રા. જટાશંકર પેલાભાઇ | બાંટવા |
| રા. ચીમનલાલ દામોદરદાસ | મોડાસા |
| અ. સૌ. પ્રભાવતી | ધોરાજી |
| રા. રમણિકલાલ ઉદેરિખ | જેતપુર |
| રા. મણિશંકર આનંદજી | પોરબંદર |
| રા. કરીમમહમદ માસ્તર | જુનાગઢ |
| રા. કલ્યાણજી જીવણદાસ | પોરબંદર |
| રા. ઇચ્છાશંકર દુરગાશંકર | બગસરા |
| શ્રીમદ હેમચંદ્રાચાર્ય જૈન પુસ્તકાલય | પાટણ |
| બાઇ જયકુંવર માણેકબાઇ | બાલાગામ. |
| રા. ઠાકોરલાલ પરમોદરાય. (૬-૭-૮) | અમદાવાદ |

બાકીની પહોંચ આવતા અંકમાં.

---

## નિજકુંજ.

મુલજી દુર્લભજી વેદ કૃત.

નવા રાસડાઓ, નવાં ભજનો, નવાં કાવ્યો, પાનાં ૧૫૦; ઉત્તમ છપાઇ ને બાંધણી.

મૂલ્ય: ૦-૧૨-૦.

મળવાનાં ઠેકાણાં—અ. સૌ. જમનાબ્હેન નગીનદાસ સંકઈ,
બાણગંગા વાલકેશ્વર—મુંબઇ.
એન. એમ. ત્રિપાઠીની કંપની, કાલબાદેવી રોડ—મુંબાઈ.
જીવનલાલ અમરશી મ્હેતા, સ્વામિનારાયણના મંદિર પાસે—અમદાવાદ.

---

## તૈયાર છે.

"સરસ્વતીચન્દ્ર" ના કર્તા

## શ્રીયુત ગોવર્ધનરામ.

એમના જીવનની ટુંકી કથા અને તેની તુલના.

લેખકઃ કાન્તિલાલ છગનલાલ પંડ્યા, બી. એ.

૩૦૦ પૃષ્ઠનો સચિત્ર ગ્રન્થ.

કિંમત માત્ર ૦-૧૨-૦ પોષ્ટેજ જુદું.

એન. એમ. ત્રીપાઠી એન્ડ કંપની, કાલકાદેવીરોડ—મુંબાઇ.

---

## અમુલ્ય ભેટ.

## "વૈદ્ય વિદ્યા"

આ નામનું અનેક વૈદ્યક વિષયોથી ભરપુર અને સર્વ લોકોપયોગી ૧૨૮ પાનાંનું પુસ્તક એક પોષ્ટ કાર્ડ ઉપર નામ ઠામ લખી મોકલનારને કીંમત કે ટપાલ ખર્ચ કંઇ પણ લીધા વગર મફત મોકલી આપવામાં આવે છે.

રાજવૈદ્ય નારાયણજી કેશવજી.

જામનગર—કાઠીયાવાડ.

## લેખકોને વિજ્ઞપ્તિ.

૧. 'સુન્દરી સુબોધ' માં પ્રકટ થયેલા લેખકના નામવાળા લખાણને માટે ત્હેના લખનાર અને નામ વિનાના લેખને માટે તન્ત્રી જવાબદાર છે સેક્રેટરીની સહી વિનાના અથવા સભાસદોના કોઇપણ લખાણને માટે બન્ધુસમાજ જવાબદાર નથી

૨. લેખ ચોખ્ખા અક્ષરે, કાગળની એકજ બાજુ ઉપર લખવા તથા લખાણ સાથે પ્રકટ કરવાની પોતાની સંજ્ઞા (તખલ્લુસ) હોય તો તે સાથે પોતાનું નામ ઠામ, અમારી ખાનગી માહીતિ માટે, મોકલવા ખાસ વિનતિ છે

૩. પ્રકટ થવાને આવેલા લેખ સુન્દરી સુબોધમા ક્રમવાર લેવામા આવે છે, મળેલા લખાણ પૈકી આ પત્રમા ન લઇ શકાય એવા જો સાથ ટપાલની ટિકિટો બીડવામા આવી હશે તો પાછા મોકલવા બનશે ત્યા સુધી ગોઠવણ કરવામા આવશે પરન્તુ કોઇપણ કારણથી ગેરવલ્લે પડેલા લખાણને માટે, તેમજ તે પ્રકટ થવામા અગર પાછા મળવામાં થતા વિલમ્બને માટે તન્ત્રી જવાબદાર નથી લેખકો પોતાના લખાણની નકલ રાખીને મોકલે એમ ખાસ સૂચના છે.

---

# ज्ञानसुगन्ध.

## देशोदय माटे स्त्रीओनी उन्नतिनी खास जरूर.

कोइपण प्रजानो, कोइपण देशनो खरो उदय, खरी उन्नति-स्त्रीओना उदय के उन्नतिपर आधार राखे छे, कारण के जेवी माता तेवां संतान—प्रजा थाय छे. देशनी प्रजाने विद्वान के मूर्ख, तन्दुरस्त के नादुरस्त, कायर के हिंमतवान, आस्तिक के नास्तिक, निर्बळ के बळवान, जेवी बनाववी होय, तेनी उन्नति के अवनति करवी होय, ते सघळी सत्ता स्त्रीओनीज पासे छे. जेवी पोते छे तेवीज ते पोतानी प्रजाने बनावे छे. माटे स्त्रीओनी उन्नति करवानी प्रथम जरुर छे.

ज्यांसुधी स्त्रीओने पुरुष करतां हलकी-अधम लेखवामां आवे छे, तेमने केळवणीनो—सुशिक्षणनो संपूर्ण लाभ आपवामां आवतो नथी, तेमनापर वधारे पडतां दबाण मूकी—तेमनी स्वतंत्रता छीनवी लई-परतंत्रतामां राखवामां आवे छे, नुकशानकर्ता रूढी बंधननी सांकळमां तेमने बांधी राखवामां आवे छे, अने विधवाओने खरा कल्याणना मार्गपर चडाववामां आवतां नथी त्यांसुधी स्त्रीओनी उन्नतिनी आशा व्यर्थ-सर्वदा अशक्य छे, अने तेज साथे स्त्रीनी उन्नति विना देशनी उन्नति पण अशक्य छे.

स्त्रीओने योग्य केळवणी आपवाथी, तेमनी तंदुरस्ती पर पुरतुं लक्ष आपवाथी, पुत्र पुत्रीओ वच्चे रखाना भेद दूर करवाथी, अयोग्य-वधारे पडता अंकुशनी परतंत्रतामांथी मुक्त करी स्वतंत्रता बक्षवाथी, बाळलग्न, कजोडा कन्याविक्रय, वगेरे रूढी प्रथाना जुलमथी बचावी लेवाथी, तेमने संसारमां तेमज समाजमां उच्च पद पर मूकवाथी, तेमनुं सन्मान राखवाथी, विधवाओनी स्थिति सुधारवाथी, पुत्री-भगिनी—पत्नी-जननि-सासु के विधवा, सर्व स्थितिमां तेमनुं योग्य रक्षण करवाथी...विगेरे इलाजो यथायोग्य रीते अमलमां मूकवाथी तेमनी शारीरिक, मानसिक, तेमज अध्यात्मिक उन्नति थशे. संसार-सुखमय-रसमय-आनन्दमय बनशे! सर्वत्र ज्ञान-बुद्धिनो प्रकाश-प्रकाशी नीकळशे. मनुष्य जीवनो, गृहसंसार अने गृहमन्दिरो, पवित्र—प्रकाशमान उजळां अने आनन्दमय बनशे! पुत्री. पत्नी अने विधवा त्रणेना जीवनमां उत्साह-आनन्द-शान्ति अने-सन्तोषनुं दर्शन थशे! संसार, क्षणिक सुख माटे, मोज मजाह माटे, के केवळ दुःख भोगववा माटे नथी, परन्तु दिन प्रतिदिन उत्तरोत्तर जन्ममां आत्मानां उडडयनो ब्रह्मांडनी विशालतामां वधारे उन्नत उर्ध्वदिशामां—प्रसरवानां छे,—तेनी सत्यता समजाशे, स्त्रेमना आत्महृदयनी उन्नति थश! ज्ञान बुद्धिनो प्रकाश थशे! शरीर सुदृढ, तंदुरस्त अने सुन्दर थशे! आर्य संसारनां गृहमन्दिरो, निवासस्थानो, सुखशान्ति अने आनन्दमय बने, सर्वत्र पवित्र वासनाओ फेलाई, पवित्र-सुखमय-वातावरण प्रसरशे! अने तेनी सुन्दर असर आर्यसंसारमां—आर्यजीवनमां-प्रत्यक्ष अनुभवाशे.

मिसिस जी. के. उपाध्यायकृत "अबलाहितदर्पण."

श्री गुजरात प्रिन्टींग प्रेसमां शा. शोभालाल मंगळदासे छाप्युं.

શ્રીઓ માટે પ્રકટ થતું માસિક. *Registered No. B. 436*

# સુન્દરી સુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता। मनु.

( પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી )

પુસ્તક ૮, અંક ૯.
મે, ૧૯૧૧.

આદ્યસંપાદક
બન્ધુસમાજ, અમદાવાદ.
પ્રકાશક અને તંત્રી—રામમોહનરાય જસવંતરાય.

---

વિષયસૂચન



વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે મળી રૂપિયો હિન્દુસ્થાનની બહાર દોઢ રૂપિયો

મનીઑરડર મોકલનારને સુચના:—તા ૧૬ મીથી તા. ૨૫ મી સુધીમાં રૂ.૧ાનો મનીઓરડર નામ વગરનો આવેલ છે. તે જમા કરવામાં આવ્યો નથી નામ લખેથી જમા થશે.

---

# આયોનિક ફાર્મસી

માં

## બનતી સાધારણ ઉપયોગની દવાઓ.

**ફીવર ડ્રોપ્સ.**—જવર બિન્દુ. દરેક જાતના તાવ ઉપર લાગુ પડે છે. ઘણીજ સસ્તી અને અસરકારક દવા છે. રૂ. ૦-૪-૦

**જર્માસાઈડ:**—જંતુવિનાશક. ચેપી કે ઝેરી જંતુના વિષને કાપી નાંખે છે. રૂ. ૦-૮-૦

**બ્લડ પ્યુરિફાઇંગ સોલ્યુશન:**—રક્તશોધક. લોહીવિકાર ઉપર ઘણીજ અસરકારક દવા. રૂ. ૧-૦-૦

**લીવર સોલ્યુશન:**—ઝાડાની કબજીઆત વગેરે દુર કરે છે. પેટ સાફ આણે છે.

# સુન્દરી સુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઇના શબ્દોમાં કહીએ તો
"સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને
"સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી
"અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને ક્લેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા
"શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની
"કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઇ પતિનું જીવન ઉન્નત કરે અને તેના અંતર-
વિલાસોની ઉર્મિયોમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને
અન્તે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્ય સુન્દરીઓના
જીવનની સફલતા છે. "સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી...
"સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૮ મું.] ઈ. સ. ૧૯૧૧, મે:—વૈશાખ, વિ. સં. ૧૯૬૭. [અંક ૯ મો.

## ઉદયગુંજન.

### સ્ત્રીઓના હાથથી બનેલી ચીજોનું ટ્રાન્સવાલમાં ભરવામાં આવનારૂં પ્રદર્શન.

### હિંદી બ્હેનોને પ્રાર્થના.

દક્ષિણ આફ્રિકામાં આવેલા જોહાન્સબર્ગથી 'ટ્રાન્સવાલ ઇન્ડિયન વીમેન્સ એસોસિએશન'નાં બાનુ સેક્રેટરી પત્ર મારફતે નીચે પ્રમાણે લખી જણાવે છે:—

અત્રે હિંદી સ્ત્રીઓ અને કન્યાઓના શિક્ષણ માટે મિસિસ વોગલના હાથ નીચે ભરત, ગુંથણ અને શીવણ કામનો એક કલાસ ચલાવવામાં આવે છે. કલાસના ઉત્તેજન અર્થે તેમાં બનતી ચીજો અને બનેલી ચીજોનું એક પ્રદર્શન, આ ચાલુ સાલના અકટોબર મહિનામાં ભરવામાં આવનાર છે. આ પ્રસંગે અમો અત્રે વસતી હિન્દી સ્ત્રીઓ તરફથી, હિંદમાં વસતી અમારી દરેક દયાળુ બ્હેનપણીને, નમ્રતા પૂર્વક અરજ કરિયે છિયે, કે અત્રે ઉઘાડવામાં આવેલો આ કલાસ હજી એટલો બધો મ્હોટો નથી. કે અમો આ પ્રદર્શન માટે જેટલી જોઇએ તેટલી કામની ચીજો, બ્હારની મદદ વિના મેળવી શકિયે. માટે હિંદમાં વસતી અમારી દરેક કોમની બ્હેનો; પોતાને હાથે બનાવલી જૂદા જૂદા પ્રકારની ભરત, ગુંથણ અને શીવણ કામની ચીજો, આ પ્રદર્શનમાં અમોને પૂરતી મદદ કરવાને, અત્રે મોકલી સદાનાં આભારી કરશે.

આ પ્રસંગે સુચના કરવાની કે બનતાં સૂધી હીંદુસ્તાનના બજારમાં મળતી ચીજો ખરીદ કરી નહિ મોકલતાં,—ફક્ત આપણી માતૃભૂમિની સ્ત્રીઓના હાથથી અથવા સંચાની મદદથી બનેલી ચીજો મોકલવાનો ખાસ આગ્રહ કરવામાં આવે છે. આ બધી ચીજો અમોને અત્રે તમારી તરફથી ઑગસ્ટ મહિનામાં મળવી જોઇએ, કે જે અત્રે ભરવામાં

આવનારા પ્રદર્શનના ઉપયોગમાં લઇ શકાય. છેવટે અમારી હિંદમાં વસતી દયાળુ અને પરોપકારી બ્હેનોને જણાવવાની રજા લઇએ છિયે કે પ્રદર્શનમાં મૂકેલી ચીજોના પૈસા મળતાં, જે નફો થશે તે, અને જે જે દયાળુ બ્હેનોએ પોતાની ચીજો પૈસા નહિ લેતાં ભેટ દાખલ મોકલી હશે, તેની બધી ઉપજ અત્રે ટ્રાન્સવાલમાં વસતી, આપણી હિંદી પ્રજાનાં ઉપર, પડતાં સંકટો દૂર કરવાના ઉપયોગમાં લેવામાં આવશે.

અમોને સંપૂર્ણ આશા છે, કે હિંદમાં વસતી અમારી દરેક કોમની બ્હેનો, અમોએ આ ઉપાડેલા કાર્યને ખાસ ઉત્તેજન આપવા, પોતાના હાથે બનાવેલી ચીજો મોકલી આપવા, દેશનું અભિમાન ધરવા ઉમંગ રાખશે. અબળાઓના સંકટો દૂર કરવાના પ્રયોગોમાં, અમારી હિંદી બ્હેનપણીઓની મદદ, આવા બારિક પ્રસંગે અમોને ઘણીજ કિંમતી થઇ પડશે. ભલી, માયાળુ અને દયાળુ હિંદી બ્હેનો, તમો તમારાં બાળબચ્ચાંઓનું અને કુટુંબનું પોષણ કરવાની સાથે આટલો પણ વિચાર કરજો, કે પ્રદેશમાં અમારા દુઃખી બાંધવો ઉપર પડતાં દુઃખોમાં મદદ કરવાની છે ! બ્હેનો, છેવટે એટલુંજ કે પોતાના દેશની બ્હેનો પ્રત્યે બ્હેનનો ધર્મ બજાવવા તૈયાર થશોઃ—તમો બ્હેનો તરફથી મળતી મદદ અને હિમત, તે અમારા દુઃખી હૃદયમાં આરામ, સંતોષ અને ધિરજ ધરવાનાં હથીઆરો જ સમજીએ છિયે. અમારા ન્યાયી સતત્ પ્રયાસમાં મદદ કરવાનો જગતકર્ત્તાનો અમોને સંપૂર્ણ વિશ્વાસ છે.

તા. ક.—ઉપર મુજબનો પત્ર અને ત્યાં દુઃખી થતાં બાંધવોની સ્થિતિનો ટુંક ચિતાર હિંદી બ્હેનો સમક્ષ મૂકી જણાવવાની રજા લઇએ છિયે, કે જે બ્હેનો, પોતાના તરફથી ચીજો મોકલવાની ઇચ્છા ધરાવતી હોય, તેઓએ આ ચાલુ સાલના જુલાઈ મહિનાની અર્ધવચ્ચ સુધીમાં, નીચેના શરનામે પોતાની તરફની ચીજો સાથે તેમનું નામ, ચીજની કિંમત અને પોતાનું બરાબર ઠેકાણું લખી મોકલવા કૃપા કરવી. તેમજ જે બ્હેનો પોતાની ચીજો મદદને માટે ભેટ આપવા ઇચ્છતી હોય, તેઓએ ખુલ્લેખુલ્લું ચીજની કિંમત સાથે ભેટને માટે છે એમ લખવું:—

આ પ્રસંગે દરેક કોમની હિંદી બ્હેનોને (હિંદુ, પારસી, મુસલમીન વગેરે) નમ્રતા પૂર્વક અરજ કરવાની કે આવા કાર્યમાં મદદ કરવી તે પોતાની ખાસ ફરજ છે એમ સમજશે.

મજકુર કામમાં મદદ દાખલ મુબઇની બાનુઓની એક કમિટિ ટુંક મુદતમાં નીમવામાં આવશે. અને તે કમિટિ વડે બધી વ્યવસ્થા કરવાનો વિચાર રાખ્યો છે.

લી૦ શુભેચ્છકો,

**સૌ. જમનાબાઈ નગીનદાસ સકર્ઇ.**

વાલકેશ્વર બાણગંગા રામનિવાસ બંગલો, મુંબઇ.

**મિસ. શીરીન કેખુશરો કાબરાજી.**

રૂપાં વિલા, ખંબાલા હિલ—મુંબઇ.

---

બ્હેનો અને બન્ધુઓ !

દૂરના, દરિયાપારના દેશોમાં જઈ વશેલાં આપણાં ગુજરાતી બાન્ધુઓ જેઓ—સ્ત્રીઓ, પુરુષો અને બાળકો,—હિન્દી પ્રજા તરીકેનો આપણો ધર્મ પાળવા અસાધારણ સ્વાર્થત્યાગ અને આત્મસમર્પણ કરી રહ્યાં છે, અને જેમણે પોતાનાં સત્કૃત્યોથી આપણા ગુજરાતને અને આખા હિન્દુસ્થાનને અજવાળ્યાં છે, ત્હેમની તરફનો આ સન્દેશો છે. અમને આશા અને શ્રદ્ધા છે કે આપ ત્હેમને સર્વ રીતે સહાય કરવાને પ્રવૃત્ત થશો. (તન્ત્રી.)

# काव्यकुंज.

## હોરી.

હો સખિ! ફૂલડે વસન્ત પધારે:
સખિ! ફૂલફૂલનાં બાણ મારે-મારે:
ફૂલડે વસન્ત પધારે. ધ્રુવ.

ચેતનભર ઉલ્લાસી અનેરા
વાયુ વસન્તના વાયે:
મીઠાં મીઠાં એવાં પૂર્વનાં સ્મરણો
અદ્‌ભુત તુજ ઉભરાયે,
રણકે રસનો સિતારે:
સખિ! ફૂલડે વસન્ત પધારે.

કળીઓની પરમ પરાગ ભરેલી
પાંદડીએ મધુ ઝૂકે;
અંગેઅંગની મદભર કળીએ
એમ પરાગ ભભૂકે,
ઉછળે અમી શતધારે:
સખિ! ફૂલડે વસન્ત પધારે.

કુહુ કુહુ કુહુ કુહુ અમૃતશબ્દે
કોકિલ કંઇ લલકારે:
દેહકદંબે વિરાજીને આત્મા
પ્રેમની બાંગ પુકારે,
તરશ્યો પ્રેમીને આરે:
સખિ! ફૂલડે વસન્ત પધારે.

દિનદિન વ્હડતી ચન્દ્રકલા, ને
ચન્દ્રપૂર મતવાલાં:
ઝેબી સખિ! બ્રહ્મવર્ચસ્ પ્રગટે, ને
ઉરમાં ઉગે અજવાળાં
દીઠે મુખચન્દ ત્હમારે:
સખિ! ફૂલડે વસન્ત પધારે.

ન્હાનાલાલ દલપતરામ કવિ.

## આશા.

અમર વસત હૃદય મહીં આશ રે !
કોઈ કોઈ સમે
સ્નેહનાં સ્વપ્નની આશ પુરી—
અંતરમાં તેજની ઝાંખી થશે;
કોઈ સમે અરુણની ઝાંખી થશે,
અંતે સહુ સુખ આવી જશે !
આવે સમે નિશ્ચિન્ત બનતું
મન વાયુવેગે ધાવતું,
કંઈ રમ્ય ભૂમિ નિહાળવા
સહુ તોડી બન્ધન નાસતું.
આશ એ ઉરવલ્લરી સૂકાય નહિ સંભારજો.
ઉત્સાહ સલિલે સિંચજો, ને ખંતભર ઉછેરજો.

ન્હાનાલાલ ચમનલાલ મ્હેતા.

---

## મુગ્ધ-બાલે !

મુગ્ધ બાલે ! સ્નેહપંથે સંચરો— ધ્રુવ.
સ્વર્ગપંથે સંચરો—મુગ્ધ બાલે !
જ્યાં પ્રભુતાનાં પગલાં કુમકુમ
જ્યાં શાંતિ કાંતિ સખીરી રૂમઝુમ
એ દિવ્ય સ્થાને વિહરો— મુગ્ધ બાલે !
જ્યાં નીતિ વલ્લરી લચકાતી
જ્યાં સુંદરતા શ્રી ઉભરાતી
એ ઉર ઉદ્યાને ભરો— મુગ્ધ બાલે !
જ્યાં આત્મકર્તવ્યો ઉજમાળાં
જ્યાં રસચેતન મધુરાં ન્હેળાં
એમાં સદંતર તરો— મુગ્ધ બાલે !
જ્યાં ગઢ વિરલ અભેદાનંદા
જ્યાં પરિણમે શિયળ ચંદા
એ લલિત સંગે ફરો— મુગ્ધ બાલે !

વલ્લભજી ભાણજી મહેતા.

# वार्तालहरी.

## " મોતી "

( અંગ્રેજી ઉપરથી. )

મોતી એક નિર્દોષ સરલ બાલા હતી. હેનો પિતા ખેડુત હતો. હેનું રમણીય અને રમ્ય ઉટજ પંજાબના એક ન્હાના ગામડાની સરીતા તીરે આવેલા હતું. મોતીનાં બાલહૃદયમાં સ્વધર્મના ઉચ્ચ અંકુરો ફૂટયા હતા. કારણ કે તે ગામની શાળામાં તે જતી હતી. આ શાળા આર્યસમાજીઓથી સ્થપાયેલી હતી. સ્વધર્મનું તેમજ ઇશ્વરની મહત્તાનું જ્ઞાન ત્યાં આપવામાં આવતું હતું. મોતી અભ્યાસમાં ચપલ ન હતી કિંતુ શિક્ષકનો ઉપદેશ તે પૂર્ણ પ્રેમથી અને ધ્યાનથી સાંભળતી. હેના પવિત્ર હૃદયનું સદ્‌ગુણનું બીજ વૃક્ષ થઇ હેની શીતલ અને શાન્ત છાયા પ્રસારે તે પહેલાં હેના માત પિતાએ–કંઇ દૈવ પ્રેરણાથી–સ્વેચ્છાથી કોઇના કહેવાથી અથવા તો તે નાસ્તિક થશે તે ભયથી હેને નિશાળે જવાની ના પાડી.

મોતી હવે હેના પિતા સાથે ખેતરોમાં કામ કરતી. વરસાદ વરસતો હોય–સખ્ત તડકો પડતો હોય–અસહ્ય ઠંડી પડતી હોય તો પણ હેને કામ કરવું પડતું. પરંતુ અશક્ત, દુર્બલ, મૃદુ બાલા તે સખ્ત મજુરી કરી ન શકતી. વારંવાર તે દોડતી ઘેર જતી અને શોક અને સંતાપને લીધે ઘણું રડતી. હેની માતા જે એમ ધારતી હતી કે તે ઢોંગ કરે છે અને નિશાળે જવાની રજા મળે તે માટે રડે છે તે હેને વારંવાર કહેતી" મોતી! ત્હારા પિતાને હેના કાર્યમાં–હેની સખ્ત મજુરીમાં શું તું મદદ નહિ કરે ? શું ત્હેને ખબર નથી કે ત્હારી ચાર ભગિનીઓ અને એક લઘુ બાંધવનું ભરણ પોષણ હેને કરવું પડે છે! શું ત્હને ખબર નથી કે ત્હારા પિતા તમારે માટે સદા ચિંતામાં મગ્ન રહે છે ! આ પ્રશ્નોનો તે પ્રત્યુત્તર ન આપતી કિંતુ એક શબ્દનો પણ ઉચ્ચાર કર્યા શિવાય તે ખેતરમાં પાછી કામ કરવા જતી. સખ્ત મજુરીને લીધે તે મૃદુ કાયા દિન પ્રતિદિન વધારે ક્ષીણ થતી ગઇ અને તે સરલ બાલા ગૃહની પણ બહાર ન જતી. હેના સાંધામાં સદા વેદના થતી અને ભયંકર ક્ષયે હેના શરીરમાં પ્રવેશ કર્યો. ત્રણ વર્ષ સુધી તે ગૃહમાં–બિછાનામાં–પડી રહી. આ સમયની અંદર સ્વચ્છ ઝુંપડીના સ્વચ્છ ખુણામાંના સ્વચ્છ બિછાના પર તે પડી રહેતી. અને ભજનો તેમજ સ્તોત્રોનો સંપૂર્ણ અભ્યાસ હેણે કર્યો હતો તેથી એકલી હોય ત્યારે, તે ભજનો ગાતી–ઇશ્વરનું સ્તવન કરતી. આ પ્રમાણે હેની શારીરિક સ્થીતિ દિન પ્રતિદિન દુર્બલ થતી ગઇ કિંતુ માનસિક સ્થીતિ સુધરતી ગઇ.

મોતીની પીડા વધતી ગઇ. હેનું શરીર તદ્દન કૃષ થઇ ગયું. તે બે ત્રણ મિનિટ સુધી બેસી પણ ન શકતી. બપોરના બાર વાગે જ્યારે હેના પિતા, ભ્રાત, અને ભગિનીઓ ખેતરમાં કામ કરવા ગયા હતા ત્યારે પવિત્ર બાલાએ પ્રાની જગતનો ત્યાગ કીધો અને ઇશ્વરના ચર્ણમાં ગઇ. જ્હારે લોકોને આ હૃદયભેદક વાતની ખબર પડી ત્હારે તેઓએ કહ્યું " ઇશ્વર હેના પવિત્ર આત્માને શાન્તિ આપો !

મોતીના મૃત્યુને દશ દિવસ વહી ગયા. હેનાં સગાં સંબંધીઓ તેમજ ગામના લોકો શોક પ્રદર્શિત કરવા મોતીને ત્યાં આવ્યાં. હેમના આવવાથી મોતીની માતાનું દુઃખ

વધારે તીવ્ર બન્યું અને જાણે તે હમણાંજ મરી ન ગઇ હોય તેમ રડવા લાગી-અશ્રુ પૂર્ણ નયનો સહિત તે પોતાની ગત પુત્રીનો વૃત્તાન્ત કહેવા લાગી. " મોતી સર્વદા મ્હારી સાથે સુતી, હું દુઃખી હતી તેથી મ્હને કદિ પણ ઉંઘ આવતી નહિ રાત્રીએ હું વારંવાર તે ઉંધે છે કે જાગે છે તે જોવા-ત્હેને જલ પાવા-અથવા તો ત્હેને પંપાળવા ઉઠતી ત્યારે તે કહેતી " બા, જે કાર્ય કરવાનું તું કહે છે તે હું ઘણીવાર નથી કરતી ત્હેને માટે મ્હને ક્ષમા કરજે. હાય ! હું કેટલી બધીવાર ત્હને કનડતી-કેટલી બધીવાર ત્હારી આજ્ઞાનું હું ઉલ્લંઘન કરતી ! બા ! મ્હારાપર દયા કરજે. " આ શબ્દો સાંભળી હું રડી પડતી. વધારે સ્નેહથી ત્હેને પંપાળતી અને જવાબ આપતી " છાની માની સુઇ રહે ! તું કેવી ડાહી છે ! ત્હારા જેવી ભલી પુત્રી મ્હેં કયાંઇ જોઇ નથી. " આ શબ્દો બોલી તે વધારે રડી અને અતીથીઓને કહેવા લાગી " ખરેખર મોતી ઘણી ડાહી હતી. જો મ્હને ખબર હોત કે તે મહાન્ જગન્નિયંતા ત્હેને અને મ્હને ટુંક સમયમાં સદાને માટે છૂટાં પાડશે તો હું ત્હેની પ્રત્યે વધારે સ્નેહ-વધારે પ્રેમ દર્શાવત. બિછાનામાં સુતી સુતી સર્વદા તે પ્રાર્થના કરતી અને ઉઠવાને અશક્ત હોવાથી મ્હને કહેતી " બા, મ્હને ઉઠાડ, મ્હારે ઇશ્વર પ્રાર્થના કરવી છે. " આ પ્રમાણે તે માંદી હતી તો પણ પ્રભુમય હતી. સદા ઇશ્વરની પ્રાર્થના કરતી. હવે અસંખ્યવાર રાત્રીએ હું ત્હેના બિછાનાની આસપાસ મ્હારો હસ્ત ફેરવું છું પરંતુ હાય ! મ્હારી પુત્રી મરી ગઇ છે-મોતી સદાને માટે ગઇ છે. ત્હેનું મંદહાસ્ય કરતું મુખડું હું કોઇવાર જોઇ શકીશ નહિ-હું ત્હેની સાથે વાત પણ હવે કરી શકીશ નહિ.

મોતી મરી ગઇ ત્હેણે શાની દુનિયાનો ત્યાગ કીધો તે પહેલાં થોડાએક દિવસ ઉપર ત્હેણે મ્હને કહ્યું હતું " બા, મ્હને ઉંચકી બહાર લઇજા, મ્હારે આપણી સુંદીર ગાય, સુંદીર ખેતર અને સ્વચ્છ સરિતા જોવાં છે." હું ત્હેને ઉચકી બહાર લઈ ગઇ પરંતુ મારા હૃદયમાં આ વખતે આઘાત થયો. ત્હેનામાં જરા પણ શક્તિ ન હતી-ત્હેનામાં જરા પણ વજન નહતું-તે જર્જરીત થઇ ગઇ હતી. સર્વેનું સંપૂર્ણ નિરીક્ષણ કર્યા પછી તે અંદર આવી. આ વખતે ત્હેણે મ્હને જે શબ્દો કહ્યાં તે મ્હને હજુ પણ સાંભરે છે " બા, ભૂલી ગઇ હો માફ કરજે. ત્હને બહુ ભાર લાગ્યો હશે. હવે હું બહાર જવાનું નામ પણ નહિ લઉં હો.

તે પ્રાર્થના ગાવામાંજ ઇશ્વરના પવિત્ર નામનો ઉચ્ચાર કરવામાંજ પોતાનો સમય વ્યતિત કરતી. પ્રાર્થનામાંથીજ તે આનંદ અને દિલાસો મેળવતી. પહેલાં મૃત્યુ એ નામથીજ તે ચમકતી. " તું મરી જઇશ " એમ જો કોઇ કહેતું તો તે ક્રોધિત થતી અને મ્હારી પાસે ફરીઆદ કરતી. પરંતુ પ્રાર્થનાઓને લીધે તે મૃત્યુથી બ્હીતી નહિ-મૃત્યુને આશિર્વચન સમાન માનતી. અને " મૃત્યુ " એટલે પ્રભુના પાદમાં જવું એમ તે માનતી. મ્હને ત્હેણે એક વખત કહ્યું હતું " બા હું જઇશ-પ્રભુના દરબારમાં જઇશ-હું સદાને માટે, જઇશ હું ત્હારી સાથે વાતચિત નહિ કરી શકુ અને ત્હેને દુઃખ થતું હશે તે વખતે ત્હારા સંતાપનું કારણ પણ હું પૂછી નહિ શકું.

ત્હેના છેલ્લા દિવસોમાં જો કોઇ ત્હેને ભેટ આપતું અથવા ત્હેની સેવા કરતું તો ત્હેનો ખરા હૃદયથી તે આભાર માનતી અને અશ્રુબિન્દુઓ ખેરવતી. ત્હેના જેવી સુખી

ખાલા મ્હે કદી જોઈ નથી. ઇશ્વરના ચર્ણમાં ઘણા આહ્‌લાદ અને પ્રેમથી ગઇ હતી. ત્હેણે મારી પાસે સર્વે ભૂંસો કબૂલ કરી હતી. ખરેખર ! તે દેવાઙ્ગના હતી ત્હેણે કદીપણ કંઇ પાપ કર્યું ન હતું-ત્હેના જેવી પવિત્ર કન્યાઓ ગૃહે ગૃહે હોય તો કેવું સારૂં અહા ! તે કેટલા સુખથી મરી ગઇ. તેણે મ્હને એક વખત કહ્યું હતું " મા, પેલી પૂરી-માબાપ વગરની-નિર્ધન પૂરી-અહીંઆં રહેતી હતી, તે ત્હને સાંભરે છે. અમે બન્ને ખેતરોમાં સાથે કામ કરતાં હતાં. વરસાદ આવતો ત્યારે હું ગૃહમાં દોડી આવતી-ત્હારી પાસે ટાઢને લીધે ધાબળી માગતી અને ખાવાનું ખાતી ! પરતુ એ બહાર રહેતી-વરસાદમાં પલળતી. ત્હેની માતા ન હતી ! રે ત્હેના નિસાસા શું મ્હને પડશે ? શું ઇશ્વર ત્હેને માટે મ્હને શિક્ષા કરશે ! બા ! એ હોય તો બોલાવને ! મ્હારે ત્હેની ક્ષમા માગવી છે. મ્હેં કહ્યું-મોતી ગભરા નહિ, મનુષ્ય માત્ર દોષને આધીન છે. ત્હારૂં પાપ ક્ષુદ્ર છે. ઇશ્વર-મહાન્ ઇશ્વર ત્હને ક્ષમા આપશે ત્હારા જેવડી ન્હાની હોત અને હુ મરી ગઇ હોત તો કેવું સારૂં થાત. મ્હેં એક પણ પાપ કર્યું ન હત.

જે દિવસે તે મરી ગઇ તે દિવસે તે પુસ્તક વાંચતી હતી-તે દીવસે ત્હેની આંખોનું તેજ ઓછું થઇ ગયું. ત્હેના નયનમાંથી જલધારા વહેવા લાગી અને દયાર્દ્ર સ્વરમાં ત્હેણે મ્હને કહ્યું " મા, મારી આંખો લ્હોને. ' ત્હેનો સ્વર સાંભળી હું ત્હેની પાસે ગઇ ત્હેની આંખો મ્હેં લ્હોઇ હું સમજી ગઈ કે તે હવે મહેમાન છે.

ગૃહની અંદર મ્હારા શિવાય કોઇ ન હતું. સર્વે ખેતરમાં ગયા હતા. મ્હને હવે ખાત્રી થઇ કે તે થોડીએક ક્ષણુમાં મરશે-જે દુઃખ તે લાંબા વખતથી ધૈર્યથી સહન કરતી ત્હેનો હવે અંત આવશે. મ્હેં ત્હેને બોલાવવા યત્ન કર્યો પરંતુ તે બોલી શકી નહીં. સ ખેતરમાંથી સાંજે પાછા આવે તે પહેલાં ત્હેના અમર આત્માએ ત્હેના ક્ષણભંગુર દેહનો ત્યાગ કીધો.

ઇશ્વર મનુષ્યોપર દુઃખ નાંખે છે. મ્હને લાગે છે કે મ્હારી વ્હાલી પુત્રી પછવાડે સ્વર્ગ પ્રતિ હું પણ પ્રયાણ કરીશ. પરંતુ ઇશ્વરનો આભાર માનો કે ત્હેણે તે સુંદર કુસુમ વહેલું ચુંટી લીધું. જો હું ત્હેના કરતાં વહેલી મરી ગઇ હોત તો ત્હેની સંભાળ કોણ લેત ? પેલા ખેતરમાં ત્હેને અગ્નિદાહ દેવામાં આવ્યો છે. હું ત્યાં વારવાર જાઉં છું અને ત્હેની રક્ષાનો કપોલપર ચાંલ્લો કરૂં છું. જો ત્હેની સાથે મ્હને બાળી નાંખી હોત તો કેવું સારૂં થાત.

આ શબ્દો બોલી તે રડી અને બોલી ઇશ્વર મોતીના અમર અને પવિત્ર આત્માને ચિર શાંતિ આપો.

રમણીક ત્રિવેદી.

"જો એમજ હોય તો, તું એમ સ્હમજીશ નહિ કે હું આંહિથી જીવતી જાઉં." નરેમાને ભય બતાવ્યો.

"નહિતો ત્હારાથી શું થવાનું છે." વેજળે કહ્યું.

"એમ. જોઇ છે આ કટાર ! નહિ સ્હમજે તો ત્હારો જીવ લઇશ." નરેમાને ક્રૂરતા દર્શાવી.

"બસ એજ કે બીજું. એક વખત તો મરવું છેજ. પછી વ્હેલાં કે મોડાં. પણ હું ત્હને-તરકડાને પ્રેમ દઉં એતો સ્વપ્ને પણ ના ધારીશ. પછી ત્હારે જેમ કરવું હોય તેમ કરજે." વેજળ એકની બે ના થઇ.

એટલામાં મેરાદે, ત્હેનો પિતા વગેરે આવી પ્હોંચ્યા. બ્હારવટીઆઓ ગભરાયા. કારણકે તેઓનું બહુજ થોડું મંડાળ હતું. નરેમાને વેજળને ઘણું સ્હમજાવી પણ ત્હેણે તો ના તે નાજ પાડી. એટલે "લે રાંડ ત્હારે આ શિક્ષા." એમ કહી નરેમાને ક્રુરતાથી બિચારી વેજળની છાતીમાં કટાર ખોસી ઘાલી. વેજળ હે ! રામ ! એમ કહી કટારસહ ભોંયપર પડી. નરેમાન કટાર કહાડવા જાય છે તેટલામાં તો આયર નજદિક આવ્યા. જેથી તે નાઠો સાથે બીજાએ પણ ત્હેની પુંઠ પકડી.

પુણ્ડરીક.

---

# विद्याकला.

## "ઉધરસના ઉપાયો"

૧ જેઠીમધનો શીરો મોંમાં રાખવો, અને તેનો રસ ઉતાર્યા કરવો.

૨ બેહું શેકી તેની છાલ મોઢામાં રાખવી, અને તેનો રસ ઉતાર્યા કરવો.

૩ અરડુસીનો રસ તોલો એક મધમાં મીલાવી પીવો. તેનો રસ કાઢવાની રીતિ એવી છે કે, અરડુસીનાં પાંદડાંને એક માટીના વાસણમાં ઘાલી પાણી નાંખ્યા વિના બારી નાંખવાં, અને પછી તેને વાટવાં; એટલે રસ નીકળશે. તે રસ અડધા તોલાથી એક તોલા સુધી શરીરના બળ પ્રમાણે, ને ઉધરસના જોર પ્રમાણે લેવો. અને તેમાં એ રસથી અરધું મધ મીલાવી તે રસ પીવો, તેથી ઉધરસ મટી જાય છે.

૪ આદુનો રસ તોલો એક અને તુલશીનો રસ તોલો એક તથા મધ તોલો એક મીલાવી તે દિવસમાં ત્રણ વખત પીવું. તેથી ઉધરસ મટી જાય છે.

૫ એક વાલ અફીણ લઇ તેને બે તોલા પાણીમાં ઘુંટી નાંખવું, પછી અજમા તોલા બે લઇ એ પાણીમાં મીલાવી દેવા. અને પછી એ અજમાને છાયામાં સુકવવા અને સુકાઇ જાય તે પછી તેને લોઢી ઉપર જરા શેકી લેવા. પછી તે અજમા મોઢામાં રાખી, તેનો રસ ઉતાર્યા કરવો, તેથી ઉધરસ મટી જાય છે.

૬ સુંઠ, મરી, પીપર, પીપરીમુળ, જેઠીમધ. અને પાનની જડ, એ બધાંને વાટીને ભુકો કરીને તેમાંથી પાવલીભાર મધમાં ચાટવું. તેથી ઉધરસ મટી જાય છે. એ ભુકામાં પાનનો રસ નાંખી તેની ગોળી બનાવાય છે, અથવા મધમાં તેની ગોળી વાળી શકાય છે. તે ગોળી મોઢામાં રાખી તેનો રસ ઉતાર્યા કરવાથી પણ બહુ ફાયદો થાય છે.

૭ આકડાનાં ફુલ તોલા ચાર, મરી તોલા બે, અને સીંધાલુણ તોલો એક એની ગોળી બનાવી, તે મોઢામાં રાખી, તેનો રસ ઉતાર્યા કરવાથી ઉધરસ મટી જાય છે.

૮ દાડમની છાલ, સીંધાલુણ, દ્રાખ અને મરીની ચટણી બનાવી, તે વારે વારે ખાયા કરવાથી ઉધરસ મટે છે.

૯ આનંદભૈરવની ગોળીઓ સારા વૈદ્યને ત્યાં મળે છે. તેનું સેવન કરવાથી પણ ઉધરસમાં બહુ સારો ફાયદો થાય છે.

૧૦ એ સિવાય શિલાજીત, બંગભસ્મ, અબરખ, ભસ્મ, કસ્તુરીની ગોળીઓ, પરવાળાંની ભસ્મ, વગેરે ઘણી ચીજો ઉધરસમાં અપાય છે. એ બધાંથી જુદી જુદી પ્રકૃતિ પ્રમાણે સૌને થોડા ઘણો ફાયદો થાય છે. પણ એવી ચીજો પોતાની મરજી મુજબ વાપરવી નહિ, પણ ખાસ હોશીઆર વૈદ્ય અથવા ડોકટરના હાથ નીચેજ વાપરવી.

બ્હેનો, આપણી બ્હેનોમાં ઉધરસનો રોગ બહુ વધારે હોય છે તેનું કારણ એ છે કે, ખાવા પીવામાં જે નિયમો પાળવા જોઇએ તે નિયમો અજ્ઞાનપણાને લીધે, લગભગ આપણી બધી બહેનો પાળી શકતી નથી. તેથી સ્વાદને વશ થઇને તેલ, મરચું, ખટાઇ, રાઇતી, બોર, ચીભડાં, કાકડી વગેરે જે ચીજો પોતાની પ્રકૃતિને માફક આવે તેવી ન હોય, તે પણ તેઓ ખાઈ જાય છે. એટલે તેમાંથી ઉધરસ લાગુ પડી જાય છે. કારણ કે ઘણી બ્હેનોની તબીયત પ્રથમથીજ બહુ નબળી હોય છે, અને તેમાં જ્યારે રજસ્વલા વખતે, સુવાવડ વખતે, મરણ વગેરે પ્રસંગોમાં રોવા કુટવા વખતે તથા લગ્ન વગેરે પ્રસંગોએ ઉજાગરા તથા ખાવા પીવાની બાબતમાં બેદરકારીને લીધે, ઘણી સ્ત્રીઓને ઘણી જાતના રોગો લાગુ પડી જાય છે. માટે આવી બધી બાબતોમાં આપણે બહુ સંભાળથી વરતતાં શીખવું જોઇએ. અને એવા પ્રસંગોએ પણ મધ્યમપણું જાળવતાં શીખવું જોઇએ. જો એમ કરી શકીએ તો ઉધરસ જેવા બીજા ઘણા રોગોમાંથી બચી શકીએ, અને એવી રીતે રોગોમાંથી બચવાની કોશીશ કરવી, એ આપણી ખાસ ફરજ છે. કારણ કે, આપણીજ ભુલોથી આપણામાં રોગ આવે, તે આપણી નાલાયકી છે માટે એવી નાલાયકીમાં ન પડયાં રહેવાય અને આપણીજ ભુલથી આપણી ખરાબી ન થાય, એ સંભાળજો. અપૂર્ણ.

---

## ગુંથણકળા.

### કેનવાસ ઉપર લ્હેર ભાત ભરવાની રીત.

સાહિત્ય—કેનવાસનો માપનો ટુકડો, સોય પીતળના નાકા વાળી ( બીજી સોયથી પણ ચાલી શકશે ) રંગબેરંગી ઊન. ઊન એવડી આવે છે તેને અલગ (ચીરીને) દોરા કરવા અને તેની દડીયો બનાવી રાખી મૂકવી.

રીત—કેનવાસનો ટુકડો ડાબા હાથે પકડવો ને ડાબી બાજુના નીચેના ખૂણાએથી ભરવાનું શરૂ કરવું. થોડીક કેનવાસના દોરાની લાઇનો મુકી ખૂણેથી કોઇ પણ ખાનામાં સોય દાખલ કરવી, સોય-ઉપર સીધા ચાર દોરા ( દાણા ) ગણી બહાર કાઢવી, પછી જમણી બાજુ તરફ નજીકનો એક ઊભો દોરો છોડી દઇ મૂળ જગોએથી ( જ્યાં સોય

દાખલ કરી હતી ને લાઇનથી ) ઉપરના બે દોરાઓ મૂકી ત્રીજા ખાનામાં સોયનો પ્રવેશ થવા દેવો, અને પ્રથમ માફક સીધી ઊભી લાઇનમાં ચાર દોરા ગણી સોય ખેંચી લેવી. તે મુજબ ચાર યા પાંચ દાણા થવાથી બંધ રાખવું. હવે તેમને તેમ કપડું રાખી ફેરવી દેવું તે એવી રીતે કે પ્રથમ ભરવાનો શરૂ કરેલો છેડો જમણા હાથ તરફ ઉપરની બાજુએ આવવો જોઇએ. પછી જે ખાનામાં દોરો હોય ત્યાંથી ડાબી બાજુએ નજીકની ઉભી દોરી મુકી દેઇ ઉપરના બે દોરા વચ્ચે આવે તેવી રીતે સોય પરોવવી ને ચાર દાણા ગણી કાઢવી, તે પ્રમાણે જેટલા દાણાની ગણત્રી હોય તેટલા દાણા ડાબી બાજુએથી પુરા કરવા, તેમ અવારનવાર કરી આડી સીધી લાઇન સરતથી પુરી કરવી, તે લાઇન ભરાઇ રહ્યા બાદ પ્રથમ જે ચાર દોરા ગણી કાઢેલા ખાનામાં તેજ રંગના દોરાની બીજી લાઇન શરૂ કરવી ઉપર કહ્યા મુજબ ચાર દાણા ગણી ગણી પ્રથમના ભરેલા ખાનાઓમાંથી લેવા. જ્યારે કપડું ફેરવવાનું આવે ત્યારે પ્રથમ માફીક ચાર દાણાઓ ગણી ભરેલા ખાનામાંથી સોય ફુટાડવી. એજ રીતે મનપસંદ અનુક્રમે રંગી બેરંગી ઊનના દોરાથી ભરવું. આ રીત અવળા ભરતની છે તેથી ટુકડો સુલટો કરી જોવથી માલુમ પડશે. રેશમના દોરાથી પણ ભરાય છે.

વિઠ્ઠલરાય મોતીરામ પંડ્યા.

---

# विविधविहार.

## સ્વર્ગીય માતાનો પુત્રને સંદેશો.

( શાર્દૂલવિક્રીડિત. )

માતાનો શુદ્ધ પ્રેમ પુત્ર પરતો, છુટયો ન છુટે જરી;
પ્રાણાંતે મુજ વાસના દુઃખભરી, તુંમાં રહીતી ઠરી;
આંસુડાં ટપક્યાં અસાધ્ય સમયે, ધાર્યું ન મારૂં થયું;
પ્યારા પુત્ર ન હોય લેશ ગણજે, ધાર્યું ધણીનું થયું.

જાતાં શોક રહ્યો અપાર મનમાં, વિશ્વેશના દ્વારમાં,
જોઇ એદવતી વધા જગપતિ, મુઝાય કો પ્યારમાં;
દેખાડયું તુજ સુખ આપ બળથી, શાંતિ થઇ દેહમાં;
તેનો આ સંદેશ વાંચી વિરલા, વંચાવજે ગેહમાં.

પ્યારા પુત્ર સુજાણ બાળ કુળના, આંખો તણા તારલા,
મારા જીવન પ્રાણ લાલ જગના, મારા મીઠા મોરલા;
વ્હાલી કાંતિ રસાલ બાળ નીરખી, નેનો ઠરે માહરાં,
વારી જાઉં સુપુત્ર સાર જગના, દુઃખો લઉં તાહરાં.

સર્વેના શુભ સ્નેહના સરમહીં, ઝીલી રહ્યો હંસલા,
ખેલતો પુરન્દારમાં ઘરમહીં, વૃત્તિ ધરી વત્સલા;
મારી ખોટ તને જરાય પડવા, દીધી નથી કોઇએ,
આણી આપે સદાય સ્નેહ કરતાં, જોજે તને જોઇએ.

માણુંને બહુ મોજ રોજ ઘરમાં, ગૈના મહી શ્રેષ્ટ થૈ,
પામે લાડ અપાર પ્યાર ઘરનો, શાન્તી મહાની થઇ;
હુ તો ભાગ્યવતી થઇ ભવમહી, મારા સમી કોઇના,
મુખને સુહદે બધાં સુખ ભર્યાં, ચિન્તા કદી જોઇના.

આપું આશિરવાદ આજ હરખે, ડાહ્યો થજે દીકરા,
પામી આયુષ્ય પૂર્ણ શાન્તી જગમાં, યત્નો થજે થીકરા;
સ્વપ્ન શોક ન આવશે મનમહી, ત્રિવિધ તાપો જઇ,
મોઘું રત્ન મુકી મહાન ઘરમા, સંસાર છુતી ગઇ.

## સરસ્વતીચન્દ્રની સેવિકાઓ.

### સૌભાગ્યદેવી.

સંસાર ઉપવનમા ગૃહ કુજ શોભે,
કર્તવ્યધેનુ પય અમૃત શું મધુ દે,
પ્રીતિ પનોતું શુભસ્નેહી કુટુમ્બ રાજે
સાથે સદા મતિહદે પતિ વેણુ વાજે.

સેવિકા સૌભાગ્યદેવીની પવિત્રતા અદ્‌ભુત હતી. એની દષ્ટિ માત્રથીજ રાજખાના વિચારો, સૂર્ય આગળ તિમિર નષ્ટ થાય તેમ, બુદ્ધિધનના મગજમાંથી નષ્ટ થયા. જે સેવિકામાં આન્તરની પવિત્રતા ન હોય, અન્તરની પ્રતિભા પડતી ન હોય, તે સેવિકાની– તે સેવિકાના કાયની કાંઇ અસર થતી નથી. શકુન્તલાની, ગૌતમીની, માલતી માધવની કામન્દકીની જે છાપ પડે છે તેજ છાપ સૌભાગ્યદેવીની પડે છે, એ છાપ તેની શુદ્ધતાનીજ છે. જનસેવા બજાવવા જતા આ છાપની આવશ્યકતા છે અને એ છાપ જ્યાંસુધી આન્તર્ શુદ્ધિ ન હોય ત્યાં સુધી આવી શકતી નથી.

સેવાધર્મમાં દ્વેષભાવ, શત્રુભાવ વિઘ્નરૂપ છે અને આપણી સૌભાગ્યદેવીમાં સેવિકાના આ ગુણ પૂર્ણ પ્રકાશ્ય હતા.

"દેવીનું મન ત્હારાથી સ્હમજાય એમ કયાં નથી ! હા. દેવીનું મન તો જાણીયેજ છીએ તો. આ લોકોના હાથમાંથી આને ( ખલકનદાને ) છોડાવીયે, ઘરબાર વિનાની થઇ છે ત્હેને આપણા ઘરમાં રાખીયે અને આપણી સાથે જમાડીયે તો દેવી રાજી અને સોનાનો સૂરજ ઉગે."

સૌભાગ્યદેવીની આ વૃત્તિ કોને પૂજનીય નથી, હૃદયે આવું વિશુદ્ધ નથી, ભૂતદયા– પ્રેમ ઉદ્‌ભવ્યો નથી ત્યાંસુધી સેવા બનાવીજ નથી.

પોતાનાજ પુત્રને પરણેલી કુમુદ અન્યને ચાહે એનુ રહસ્ય સ્હમજી આ સાધ્વી કહે છે કે:—

"આર્ય બાળાઓ માતપિતાના અને લોકાચારના બળથી અજ્ઞાન દશામાં લગ્નાભાસ નામના યજ્ઞાભાસમા હોમાય છે, ને પછી સાસરે જાય છે ને સ્હમજણી થાય છે, ત્યારથી

સાસરે જે તપ કરે છે તે ત્હેમના પિતૃયજ્ઞની વેદી ઉપર થાય છે એ તપનાં પુણ્ય એ બાલાને અને એનાં પાપ એનાં માતપિતાને મળે છે.”

બીજી બધી સેવા કરતાં સૌભાગ્યદેવીની આ સેવા વિલક્ષણ છે. સૌભાગ્યદેવીની આ સેવાની–આ શબ્દોની, અસર થાય તો દેશના મહાન્ ભાગ્ય; નહિ તો બલિદાન દેવાની એ રૂઢિ–

દાવાગ્નિ એ દદ હશે બધી આર્યભૂમિ,
લેશે અસંખ્ય વરષો તણું વૈર ચૂમી.
જે રૂઢિ રાક્ષસી તણી કરી સેવ નિંદ્ય,
ઉંડી હુબી અધમ કર્દમ માંહી અંધ.
કન્યા અનાથ સુકુમાર અનેક હોમી;
એ રાક્ષસી રૂઢિ વિશે જડ આર્ય ભૂમિ.
તે કન્યકા સહુ શિખા બની એક એક,
થાશે સહસ્ત્ર શિખ અગ્નિ પ્રદિપ્ત છેક.
દેશે પ્રજાળી સઉ આર્ય પ્રજાની વાડી,
રહેશે પછી અધમતા તણી ઉંડી ખાડી.
ને આ પુરાણ રૂડી ભારત ભૂમી અંતે,
થાશે વિલુપ્ત ઇતિહાસ પરથી સતે.

ગંગા.

પ્રિય વિરહિણી સ્હાજે શાન્તિ ત્હને મળું ત્યાંસુધી.
તલસી રટળી સોસાજે ના દુઃખે મુજ ઘેલડી
સતત સુખના લ્હાવા લેવા કસાવું ઘડિ ન કાં,
અવનતિ સહી લેવી શાણી ન ઉન્નતિ માટ કાં.
બળી વિરહમાં જાશું તોયે હુતાશનના હવી
જન જગતની કૈં ! કૈં ! સેવા જશું કરતાં સખી.

જનસેવા, પર–સેવાના યજ્ઞમાં હોમાયેલાં, આત્મસુખની આહુતી આપનાર ગંગાબાબી જેવી સેવિકા બીજે ક્યાં મળશે ! એમણે ન્હોતી લીધી યુનિવર્સીટીની કેળવણી કે ન્હોતાં શિખ્યાં કોઇ સંસ્થામાં. આમ છતાં આત્મદષ્ટાન્તથી એમણે સેવાનો ગહનમાર્ગ દર્શાવ્યો છે. નણંદ કાગળ ફોડી વાંચે તે સહન કરે, સંસારીલાલનું નામ આવે માટે પતિના કાગળ ન આવે તે ખમાય, અને ઘરનું કામ ઉશેદીને રાત્રી ખૂધીથી કરે એ સહિષ્ણુતા કેવી ! માત્ર પતિનું વાંકુ ન સંભળાય. પોતાને દુઃખ પડે તે ફિકર નહિ પણ કીકીને એટલે ભવિષ્યની આર્ય સ્ત્રીઓને વિદ્યાદાનમાં વિઘ્ન આવે તે ન ખમાય. જનસેવાનું ઉચ્ચ દષ્ટાંત આથી બીજું કયું ! પ્રથમ કન્યાને શિક્ષણ પછી પોતાનું સુખ.

બીજી સેવા કીકીના વિવાહ વખત. કીકીનો વિવાહ કરી કુટુમ્બમાં શાન્તિ મેળવવા કરતાં કુટુમ્બના કલેશ સહન કરી અન્યને દષ્ટાંતરૂપ થવું એ અભણ ગંગાબાબીને વિશેષ ગમ્યું. “મ્હને મંદવાડ છે પણ એમના એમ પાછા આવશો નો મ્હને ઠીક નહિ પડે. મ્હને મંદવાડ છે ને મરીશ ત્હેનું મ્હને દુઃખ નથી” ગંગાની આ ઉદાત્તવૃત્તિ સેવિકાને જરૂરની નથી ?

प्राणैस्तपोभिरथवाभिमतंपदीयैः।
कृत्यं घटेत सुहृदोयदितत्कृतं स्यात् ॥

કામન્દકીની આ વૃત્તિ જો સેવિકામાં હોય તો પછી જનસમાજમાં સુખ ઉત્પન્ન થતાં કેટલીવાર !

ઉપર કહેલ ગૃહસ્થ સેવિકાઓ ઉપરાંત ધર્મલક્ષ્મીની પાડાપાડોશીની તરફની સલાહ, ઔષધઆદિની સેવા, નાગરાજના પત્નીની ગૃહમાં–આશ્રમમાં–મેનારાણી વગેરેના સંબંધમાં તેમજ દુઃખી ગુણસુંદરીના સંબંધમાં પરિવ્રાજીકાના ધર્મ લક્ષમાં લેતાં સહજ જણાશે કે ગોવર્દ્ધનરામે એક એક પાત્રમાં સેવિકાના ભિન્ન ભિન્ન ગુણ દર્શાવી સેવાના અનેક રસ્તા બતાવ્યા છે અને ગૃહે ગૃહે સેવાસદન સ્થાપવા સૂચવ્યું છે.

Lay sisters ગૃહસ્થસેવિકા ઉપરાંત કેટલીક Regular sisters નૈષ્ટિક સેવિકાઓનું પણ દિગ્દર્શન સરસ્વતીચંદ્રમાંથી થાય છે. આમાં ચંદ્રાવલી પ્રથમ છે. આપણા દેશમાં ધર્મને બ્હાને હજારો સ્ત્રીઓ–બાળાઓ–સાધુડીયો થાય છે. આ બાઈઓ નૈષ્ટિક સેવિકાઓ થાય અને મધુરી–બંસરી ભક્તિમૈયા કે ચંદ્રાવલીના સેવાધર્મ પાળે તો આ સેવિકાના રક્ષણ માટે–ત્હેમના જીવન વ્યવહાર માટે અનુકૂળતા કરી આપવામાં કયો પુરૂષ પાછી પાની કરશે ?

દુઃખેલી કુમુદસુંદરીને આશ્વાસન આપવું, કોઇ પણ પ્રકારે ત્હેને સુખી કરવી એ ચંદ્રાવલીનું જીવન કર્તવ્ય હતું. સર્પ કાંચળી ઉતારે તેમ મદનવિકારનો ત્યાગ કરી ચંદ્રાવલીએ વિહારપૂરીથી વિયુક્ત થઇ જનસેવામાં જીવન ગાળ્યું. પતિ છતાં સંસારનો ત્યાગ કરનારી ચંદ્રાવલીએ વિધવાઓને અને વિહારપુરીએ વિષયાન્ધ પુરૂષોને સેવાભાન કરાવ્યું છે. ઉગ્ર તપ છતાં માત્ર કુમુદના આંતર સુખ માટે, સેવાધર્મ બજાવવા માટે, પ્રભુ પ્રીત્યર્થે સેવા કરવા માટે ચંદ્રાવલીએ વિહારપુરીની દૃષ્ટિએ પડવા હિમત કરી. જેવી રીતે ગૃહસ્થ સેવિકામાં સૌભાગ્યદેવીની પવિત્રતાની છાપ પડતી તેથી બલ્કે વિશેષ છાપ નૈષ્ટિક સેવિકા ચંદ્રાવલીને જોતાંજ—

अंजलिरकरि लोकै र्ग्लानि मनासैव रंजिताजगति
संध्यायाः इय दृष्टिः कस्यमनोज्ञा न भवत्याः ॥

સેવાસદન સ્થપાયું તે પહેલાંજ સાક્ષરશ્રી ગોવર્ધનરામે સરસ્વતીચંદ્રદ્વારા સેવાસદન સ્થાપ્યું હતું અને ગૃહસ્થ અને નૈષ્ટિક સેવિકાઓનાં દૃષ્ટાન્ત આપી સાબીત કરી આપ્યું છે કે હિંદુ સંસારની ગૃહપદ્ધતિજ એવી છે કે પ્રત્યેક ગૃહમાંથી ગૃહસ્થ અને નૈષ્ટિક સેવિકા નિકળી શકે અને આ સેવિકાના હૃદયમાં રહેલાં સેવાનાં બીજો ખીલવવામાં આવે તો જૂદી જૂદી સંસ્થાઓ સ્થાપવાને બદલે ધારેલી સેવા થાય અથવા સ્થાપેલી સંસ્થા દ્વારા કાર્ય કરનાર નીકળી આવે. પ્રત્યેક કુટુમ્બમાં સેવા ધર્મ સ્હમજાવવાની જરૂર છે અને રા. ગોવર્ધનરામ કહે છે તેમ " આવા કલ્યાણગ્રામમાં સિદ્ધ સંસ્કારીણી થયેલી સ્ત્રીઓ પણ જાતે સ્વતંત્ર, સમર્થ, ધર્મિષ્ટ સ્વસ્થ વિદુષીઓ થઇ સંસારમાં પરિવ્રયા કરશે અને ગામે ગામ, ઘેરેઘેર ભિક્ષા માગ્યા વિના સ્ત્રીજાતિનો ઉત્કર્ષ બોધથી રમથી અને પોતાના દૃષ્ટાન્તથી કરશે. " પરતુ એ પરિણામ લાવવા માટે આ સૂત્ર યાદ રાખવું.

શાને થવું પતિત આશ્રમ ધર્મનાથી,
સૌંદર્ય શું–જગત શું તપ એજ ચાથી.

તે પ્રમાણે–તેમાં પણ તું પ્રવીણ નથી. આનો મુખ્ય દોષ તારાં માતુશ્રી ઉપર પણ રહે છે. છતાં પણ હવે તારે એ કામમાં ખાસ કરીને પ્રવીણ થવું જ જોઇએ. પોતાની કરેલી રસોઇ જમવા ને જમાડવામાં–વખતે ક્યાસ હોય તો પણ–કાંઇ જુદીજ મીઠાશ આવે છે. કારણ તે સ્નેહ અને પ્રેમથી કરવામાં આવે છે, અને જમાડવામાં આવે છે. હું આશા રાખું છું કે ટુંક મુદતમાં એમાં પણ તું કુશળતા મેળવશે. વળી હાલ નોકર ચાકર છે, તો તે ઉપર યોગ્ય નજર રાખવાનું કામ હવે તારૂં છે. ઘરમાં કરકસર, સાચવટ, ઓછું વતું મંગાવવું એ સહુ તારા ઉપરજ રહે છે. તને આપણા દેશમાં બોલાતી કહેવત ખબર છે કે "વાણીયાની કસર ને દરીયાની સફર" પણ કસર ને કંજુસાઈમાં ફેર છે તે પણ ધ્યાનમાં રાખવું જોઇએ. માણસે યોગ્ય કસર કરવાની જરૂર છે, નહીં કે કંજુસાઇ. આ શિવાય ઘરની બીજી અંતર વ્યવસ્થાઓની પણ જુમ્મેદારી તારે જ માથે છે.

તારા પતિના નોકરી ઉપર ગયા બાદ બપોરનો વખત યોગ્ય રીતે ગાળતી હશે। હું આશા રાખું છું કે બીજા બૈરાંઓની માફક તું તારો બપોરનો વખત ત્રણ ચાર કલાક ઉંઘવામાં નહીં કાઢતી હોય. જો એમજ કરતી હશે તો તે તને પોતાનેજ આગળ ઉપર નુકશાન કરશે. જો ઘરગતું કામ બપોર સુધીમાં પુરૂં થતું હોય, ને બાકી જે વખત રહેતો હોય તે ભરત ગુંથવામાં, યોગ્ય સારાં પુસ્તકો વાંચવામાં, કોઇક માસીકોમાં લેખ લખવામાં ( જો તે બાજુ તારૂં વલણ હોય તો ) ને તારા પતિના કામનો કોઇપણ બોજો ઓછો કરવામાં ગાળતી રહેશે, એવી મારી તને સલાહ છે.

વળી ફુરસદનો વખત ઉત્તમ રીતે ગાળવો હોયતો બીજો એક ઉત્તમ રસ્તો છે. ધર્મ (Religion) સંબંધી વિચાર કરવામાં, એ વિશે ચોપડીઓ વાંચવા કરવામાં સારી રીતે વખત જશે. પણ ધર્મ શું છે ? ધર્મ એ શું ચીજ છે તે લોક સમજતા નથી,–અથવા કાંઇ વિચીત્ર પ્રકારનાં કાર્યોને જ ધર્મ, તું અને તારાં જેવાં માની બેઠાં છે. મંદીરે જવું ને ત્યાં દર્શન કરવાં તેમાંજ તમારો ધર્મ સમાયલો છે. એટલેથી અટકતું હોત તો ઠીક, પણ આજે તો ઠાકોરજીને આ વાઘો પહેરાવ્યો હતો, જ્યારે હીરાની માળા બરાબર મુકાઇ ન હતી, ફુલનો હાર હતો તે ઠીક પણ સારો ગુંથાયો નહતો વિ. વિ. મને તો એમજ લાગે છે કે તમે આ વસ્તુઓનાજ દર્શન કરવા જાવછો, અથવા તમારો ધર્મ સુંદર દેખાતાં ભભકાદાર કપડાં પહેરવા પહેરાવવામાં આવી રહ્યો છે. મારૂં લખવાનું પ્રયોજન એમ નથી કે મંદિરે ન જવું પણ ત્યાં જે વૃત્તિથી જાવ તે નિર્મળ અને ભક્તિભાવની હોવી જોઇએ. આવ્યા બાદ મન વધારે નિર્મળ ને વધારે નિષ્પાપી લાગે અથવા કોઇ પણ રીતે સારી અસર થાય તોજ ગએલાનું સાર્થક થયું કહેવાય, મેં જાતે મુંબઇમાં માધવબાગમાં લક્ષ્મી નારાયણના, કાશી વિગેરે સ્થળોમાં એવી પવિત્ર જગ્યાઓ જોઇ છે કે જે જગ્યાઓએ જઇ આવ્યા બાદ આપણા મન ઉપર કાંઇપણ સારી અસર થયેલી માલુમ પડે છે, તો આવી જગ્યાઓએ જવાથી તારા મનને પણ શાંતિ મળશે. વળી ખરો ધર્મ શું છે ? શેમાં રહેલો છે તે સમજવા પ્રયત્ન કરજે. આ બાબતમાં હું લખું તે કરતાં તારા પુજ્ય પતિ વધારે કહી શકશે કારણ એ વિશે એમણે અભ્યાસ કર્યો છે. વળી તું સંસ્કૃત જાણે છે. તો તેનો ઉપયોગ કરી આપણાં ધર્મશાસ્ત્રો ભાષાંતર સહીત વાંચશે. આમ કરવાથી તને વખત ભારે લાગશે નહીં, તેમજ આનંદ સાથે ફુરસદનો સમય વ્યતીત થશે. તારી બેનપણીઓને તથા સ્નેહીઓને પણ તારા જ્ઞાનનો લાભ આપશે તો એ પરોપકાર કર્યા બરાબર થશે.

## જીવન અવલોકન.

હું કૃષ્ણપક્ષની પંચમીને દિવસે બગદાદની ઉંચી ટેકરી ઉપર આખો દિવસ પ્રભુનું ધ્યાન ધરવા હમેશ જતો હતો. તેવામાં એક દિનસ મ્હારા મગજમાં મનુષ્યજાતની સ્થિતિનો વિચાર આવ્યો. મ્હને લાગ્યું " મનુષ્ય માત્ર એક પડછાયો છે અને જીંદગી એક સ્વપ્ન છે. " જ્યારે આવી જીંદગીનો વિચાર કરતો હતો ત્યારે મ્હારી નજર સામેની ટેકરી ઉપર પડી, તે વખતે તેના ઉપર ભરવાડના વેષવાળી આકૃતિ હાથમાં મોરલી લઇ વગાડતી જોવામાં આવી. મોરલીનો મધુર સ્વર મ્હારા કર્ણમાં અથડાવા માંડ્યો અને તેનાથી શરીરના રોમેરોમ ઉભાં થયાં, મ્હારી જીંદગીમાં મ્હેં કોઇ દિવસ આટલી મધુર મોરલી વાગતી સાંભળી નહોતી. તેના સુર એટલા તો આનંદ ઉપજાવતા હતા કે જાણે હું પોતે મ્હારા આ જીવનનાં અંતકાળે પ્હોંચી સ્વર્ગે નીસરણી ચઢતો હોઉં એવું મ્હને ભાસવા લાગ્યું.

મ્હને ઘણી વખતે કેટલાક મ્હારા મિત્રો કહેતા કે હું જે ટેકરી ઉપર પ્રભુ પ્રાર્થના કરવા જાઉં છું, તે ટેકરી પર હમેશાં ભૂત, પિશાચ વગેરે ભય ઉપજાવનારી આકૃતિ ઉત્પન્ન થઇ નષ્ટ થાય છે. જેઓ તે ટેકરી પાસે થઇને ગયા હતા તેઓ પણ સંગીત ધ્વનિથી પાવન થયા હતા. પરન્તુ કોઇ દિવસ તે મનુષ્ય જોવામાં આવ્યો નહોતો. મ્હારા સૌભાગ્ય કહો કે દુર્ભાગ્ય કહો પણ મ્હારી દૃષ્ટિ આગળ તો ખરી જ મૂર્તિ ઉભી હતી.

તાત્કાળ મ્હને તેની સાથે સંવાદ કરવાની ઇચ્છા થઇ, ફરીથી મ્હેં તેની સામે જોયું, અને વાચાહીન પ્રાણી જેમ એક બીજાનાં મન પારખી પોતાની કાર્યસિદ્ધિ કરે છે, તેમ તેણે મ્હારૂં મન જોયું અને મ્હને પોતાની પાસે આવવાની આજ્ઞા કરી. હું ગયો અને દીવ્ય પુરૂષમાં એટલું બધું તેજ હોય કે ચમત્કાર-હોય, પણ જેમ નાનું બાળક પોતાની માતા પાસે ઇચ્છિત વસ્તુ ન મળવાથી રડી પડે છે, તેવીજ રીતે હું-તેના ચરણમાં પડી એકદમ રૂદન કરવા મંડ્યો. દીવ્ય પુરૂષે ખુબ હાસ્ય કરી મ્હારી તરફ દયાભાવનાથી જોવા માંડ્યું. જેથી મ્હારો ભય દૂર થયો, મ્હને હાથ પકડી ઉભો કર્યો અને તેની પાછળ જવાની આજ્ઞા કરી. હું જેમ એક ભરવાડ પાછળ ઘેટું ચાલ્યું જાય તેમ તેની પાછળ ખાડા, ખાડી કે ટેકરીની દરકાર ન રાખતાં ચાલ્યોજ ગયો. મ્હને ઉંચામાં ઉંચી ટેકરી ઉપર લાવી ઉભો રાખ્યો અને પૂર્વ તરફ જોવાની આજ્ઞા કરી અને જે દેખાય તે વિસ્તારી કહેવા ફરમાવ્યું. સવજું એક ચિત્તે નિહાળી મેં કહ્યું "મ્હારી નજરે એક મ્હોટી ખાડી દેખાય છે, જેમાં મ્હોટાં તથા ન્હાનાં તરંગો ઉછાળા મારી રહ્યાં છે. "

દિવ્ય પુરૂષે કહ્યું " જે ખાડી તું જુવે છે તે દુઃખની ખાડી છે અને તરંગો તેના અખંડ વિભાગ છે. "

મ્હેં કહ્યું " ત્યારે તરંગોને લીધે ભરતી એક ઘોર અંધકારમાંથી નીકળી બીજામાં લુપ્ત થાય છે તેનું શું કારણ ?

" તે અખંડ કાળ છે, તેના સર્વ ન્હાના વિભાગ છે, અને તે સૂર્યના અજવાળાથી ઢંકાયો છે, ને દુનિયાના આરંભમાંથી નીકળી તેના અંતમાં લુપ્ત થાય છે. હવે મહાસાગર તરફ દૃષ્ટિ કર, જે બે તરફથી ઘોર અંધકારથી બંધાયલો છે, તેમાં શું દેખાય છે ? "

" હું એક પુલ જોઉં છું "

" આ પુલ છે, તે મનુષ્યની જીંદગી છે. પછી

"તે સો થાંભલાથી બંધાયો છે અને બીજા થોડા પડી ગયેલા છે."

"પેહેલાં અગણિત થાંભલા હતા, તે તુટતાં તુટતાં આજે સોજ રહ્યા છે."

"પરન્તુ તેના ઉપર તો માણસોનું ટોળું છે, અરે—આતો પેલો માણસ દરિયામાં પડયો—હેં બીજો—અરે ત્રીજો—અરરર...આતો બધા એક પછી એક અંદર ઝંપલાવવા માંડયું! આ પુલમાં કાંઇ દગો છે! કાંઇ ભુવા હોય એવું લાગે છે! કેટલાક તો પુલના છેડા સુધી જાય છે, પરન્તુ વાદળમાં પસાર કેમ નથી થતાં! અરે! છેડેથી પણ દરિયામાંજ પડે છે! બીચારા ઓળંગી ઓળંગીને છેડા સુધી જાય છે, પણ આખરે તેમની પણ બીજા જેવીજ દશા થાય છે!!!

મ્હને આ જોતાં કેટલો વખત થયો તેની ખબર રહી નહીં, દરેકને આનંદમાં પુલ ઓળંગવાની શરૂઆત કરતાં જોઇ, અંતે પોતાનો ભોગ આપતાં જોઇ મ્હારૂં હૃદય ભરાઇ આવ્યું. ગરીબ બીચારા પોતાનો બચાવ કરતાં જે કાંઇ હાથમાં આવતું તેને પકડતાં પણ તેજ ચીજ ખસી જતી અને તેમને દગો દેતી. કેટલાંક પોતાના સોબતી પાસે જે હોય તેને પકડતાં તો તે સોબતીને લઇ મહાસાગરમાં ગુમ થતાં. કેટલાંક પોતે આખો પુલ ઓળંગ્યો અને બીજા રહી ગયા તેવો વિચાર કરતાં થોભતા, તો તેજ ક્ષણે તેમનો પગ ખસી જતો અને હતાં ન હતાં થઇ જતાં. હવે દિવ્ય મૂર્તિને મ્હેં પુછ્યું 'આ બધું શું છે?'

"પુલની પેલી તરફ એક "માયા"ની ટેકરી છે જેના ઉપર દરેક મનુષ્યની નજર ચોંટી છે, તે મેળવવા સર્વ ફાંફાં મારે છે પણ તેમની દશા અંતે મહાસાગરમાં ડુબવાની થાય છે. વળી ઉપર જો"

"આ બધાં પક્ષી રૂપે મનુષ્ય ગગનમાં ઉડે છે તે શું છે?"

"તે ઇર્ષ્યા, લોભ, વ્હેમ, નિરાશા અને પ્રેમ છે."

"અરે પ્રભુ, ત્હેં મનુષ્યને શું કરવા જન્મ આપ્યો!!

"હા નષ્ટ જો કરવીજ તો શીદ સૃષ્ટિ તું રચતો પ્રભુ,
શું જન્મવું ને જીવવું તે મરવા કાજ છે."

× × × ×

"બસ હવે તું વધારે જોઇશ નહિ આતો મનુષ્યની જીંદગીની પ્હેલી સ્થીતિ છે હવે બીજી તરફ જોને!"

આ તરફ એક ખાડીમાં ધસારા બંધ પાણી ઉછાળા મારતું મારતું મહાસાગરમાં જઇ મળી જતું હતું. સંગમ આગળ મ્હોટો પર્વત હતો, તેના ઉપર વાદળે ઘોર અંધકાર કર્યો હતો, મહાસાગરમાં કેટલાક ન્હાના ન્હાના બેટ હતા, તેમાં વૃક્ષવન અને ઉદ્યાન હતાં; કેટલાંક વૃક્ષ તુટી પડયાં હતાં, જેના ઉપર મનુષ્યો બેઠાં હતાં, અને કેટલાંક મનુષ્યો ઉદ્યાનમાં ફરતાં હરતાં અને કોલાહોલ મચાવી રહ્યાં હતાં. આ વનલીલા જોઇ મ્હને ઘણોજ હર્ષ ઉત્પન્ન થયો અને આવાં પ્રેમોદ્યાન પૃથ્વી ઉપર હોય તો મનુષ્યની જીંદગી કેવી રસમય થાય. જો પ્રભુએ મ્હને પાંખ આપી હોત તો અત્યારે તેમાં ઉડીને જાત. મ્હેં મ્હારી ઇચ્છા દિવ્ય પુરૂષને જણાવી. ત્યારે તેણે કહ્યું "ત્યાં જવાનો રસ્તોજ નથી. આ બેટ છે તેવા ઘણાં છે અને જેટલી રેતી સાગરમાં છે તેટલાં તે છે. આ મહાપુરૂષના મૃત્યુ પછીના રહેઠાણ છે, તેઓને પોતાના ગુણ અને કૃત્યના દરજ્જા પ્રમાણે ત્યાં વ્હેંચી દેવામાં

આવે છે. અરે માનવી! આ જગ્યા તને આનંદ ઉપજાવે છે, પરન્તુ આવી જગ્યા ક્યારે પ્રાપ્ત થાય છે, તે હમણાં નજરે જોયું. કેવી 'દુઃખમય જીંદગી ગાળી તેમાંથી ધૈર્ય સાથે આપેલા જીવનને રસમય ગણી પોતાનો અને બીજાનો ઉદ્ધાર કરી, જે લોકો જીવન પસાર કરે છે, તેવાનેજ આવી જગ્યા પાવન કરશે. મૃત્યુ પેલા પુલ ઉપર ભયંકર લાગતું હતું પણ તેજ મૃત્યુ આવી સ્વર્ગ સમી જગ્યાયે લઇ જશે. આ જીવનમાં "માયા, ઇર્ષ્યા, લોભ, વ્હેમ, નિરાશા અને પ્રેમથી દૂર રહી આપણી કસોટી પુરી થાય ત્યાં સુધી દરેક મનુષ્યને અરસપરસ ચાહી, અંતકાળની રાહ જોવી. મનુષ્ય એક ચીજની ઇચ્છા નથી રાખતો પરન્તુ એક વખત સર્વેની ઇચ્છા રાખે છે, પરન્તુ એક મળેથી સંતોષ ન રાખતાં સર્વ ગુમાવે છે. ભવિષ્ય માટે આશા ન રાખતાં, હાલ જે પાસે હોય તેથી સતોષ માની બેસવું. રોજ રાત્રે સંતોષ પામી જીંદગી ગાળી છે તેવી ઇચ્છા રાખવી અને મૃત્યુ પોતાનો હાથ લંબાવે તે વખતે સંતોષથી આપણી જીંદગી પસાર કરી છે તેમ માની મૃત્યુને આધીન થવું." "ચન્દ્ર."

## रमणिरत्नमाला.

### વિદુષી બાઇ મીસીઝ જુલીઆ હાઉ.

(મૉડર્ન રીવ્યુમાંથી.)

ન્યુયોર્ક નામના શહેરમાં એક ધનવાન કુટુંબમાં આ પ્રખ્યાત બાઇનો જન્મ થયો હતો. શરીરે સુંદર, ને તીવ્રબુદ્ધિવાળી બાઇનો પ્યાર મેળવવા ઘણાએ તત્પર હતા પણ આવા મોજશોખના જીવનનું પોકળ તો એને નાનપણથી ખબર હતું. તેથી તેણે સ્થાયી આનંદ મેળવવા, પોતાની ઉચ્ચ વૃત્તિને સંતોષવા જગતસેવામાં મન પોરવ્યું. ન્હાનપણથી એને પુસ્તક પર વ્હાલ હતો. વાંચન ને અભ્યાસ તો તેને એક આનંદરૂપ હતાં. નિશાળમાં એ લૅટીન, ફ્રેંચ, ગ્રીક ને જર્મન નામની–ચાર ભાષા શીખી. પાંચમી ઈટાલિઅન ભાષા કોઇની મદદ વગર પોતે પોતાની મેળેજ શીખી. તેનું સાહિત્યનું વાંચન ઘણું વિશાળ હતું. તત્વજ્ઞાનના કઠણ પુસ્તકો પણ તે સમજતાં શીખી ને તેના ગહન વિચારોમાં પણ એને મઝા પડતી. ઘણીજ કુમળી વયમાં તેણે લખવાનો આરંભ કીધો–સત્તર વર્ષની ઉમ્મરે તો તે નનામા કાવ્યો છપાવતી હતી. ન્હાનપણમાં એના પિતા ગુજરી ગયા. ત્યારપછી એ ન્યુયૉર્કથી બોસ્ટન જોવા માટે ગઇ ત્યાં એને ડૉક્ટર સૅમ્યુઅલ હાઉ નામના પુરૂષની મુલાકાત થઇ. આ પુરૂષની ઉમ્મર એના કરતાં વીસ વર્ષે મ્હોટી હતી. એ ૧૮૨૪ માં બ્રાઉન યુનિવર્સીટીમાંથી ગ્રેજ્યુએટ થયા. દાકતરની ડીગ્રી મેળવ્યા પછી તેનું ધ્યાન તર્કી રાજ્યના જુલમમાંથી મુક્ત થવા ઇચ્છતા ગ્રીકો તરફ દોરાયું. તેથી ગ્રીક–સ્વાતંત્ર્ય માટે લડત ચલાવતા બાયરનના સાથી થવા એ ત્યાં ગયા. એમણે ત્યાં લડવૈયાને દાકતર તરીકે કામ કીધું–ને તેથી લોકોની એમના પર ઠીક પ્રીતિ થઇ. બે વર્ષ આમ રહ્યા પછી આવી, ત્યાંના દરિદ્ર બનેલા લોકોને વાસ્તે પૈસાની મ્હોટી રકમ ભેગી કરી, ધાન્ય ને વસ્ત્રથી વ્હાણ ભરી ત્યાં જઈ તે દુઃખી લોકોમાં વ્હેંચી આપ્યાં. ત્યારબાદ એ કેટલોક વખત આ નિર્ધન પ્રદેશના ઉછરતા વેપારને મદદ કરવા ત્યાં કેટલોક વખત રહ્યા. અને ગ્રીક લોકોના મ્હોટા દાકતર એને બનાવવામાં આવ્યા. ગ્રીક સ્વાતંત્ર્યનું લડત ફતેહમંદ ઉતર્યા પછી,

મી. હાઉ બીજું પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવા માટે ફ્રાંસ ગયા ને ત્યાં લોકોને મદદ કરી. આ પછી રશીઆ, પ્રશીઆ ને ઓસ્ટ્રીઆના જુલમો સામે વ્યર્થ લડત ચલાવતા પોલ્ઝને મદદ કરી. પોલીશ લોકોને મદદ કરવાને ફંડ ઉભું કરવા એ જર્મની ગયા ત્યાં એને બર્લીન-કેદખાનામાં નાખવામાં આવ્યો ને પછી દેશપાર કરવામાં આવ્યો. આ સાહસિક કાર્યોથી હાઉ યુરોપ ને અમેરિકામાં પ્રસિદ્ધિમાં આવ્યો ને સ્વાતંત્ર્ય-ઉત્સુક મિત્રોનો માનીતો થઇ પડયો. ૧૮૩૩ માં બોસ્ટન આવીને આંધળાને વાસ્તે મહત્ કાર્યનો આરંભ કીધો. આંધળાઓની પર્કીન સંસ્થા એના પ્રયત્નથીજ સ્થપાઇ ને એની દેખરેખથી એ દુનિઆની અંદર મ્હોટામાં મ્હોટી નિશાળ થઇ પડી. શિક્ષણના ઇતિહાસમાં કદી ન થયેલું એવું કાર્ય અહીં એણે કીધું-લારા બ્રીજમન નામની છોકરી કે જેણે બે વર્ષની ઉમ્મરથી આંખ, નાક, ને કાન ખોયાં હતાં તેને એણે વાંચતાં, લખતાં ને વિચારતાં શીખવ્યું.- એટલે સુધી કે લારા બ્રીજમન પછી બીજાનો પણ શિક્ષક થઇ શકી. મી. હાઉ જ્યારે પુર પ્રસિદ્ધિમાં આવ્યો હતો ત્યારે ૧૮૪૧ માં એને એના ભવિષ્ય પત્નીની મુલાકાત થઇ. આવોજ પતિ પરમાર્થવૃત્તિ વાળી બાઇને તો જોઇતો હતો. પોતાની ઉચ્ચ શક્તિનો સારામાં સારો ઉપયોગ કરવાને જાગ્રત કરે એવો પુરૂષ એ હતો એમ એ બાઇને ખાત્રી થવાથી તેની સાથે પરણી. લગ્ન પછીનું એક વર્ષ મી. ને મીસીઝ જુલીઆએ યુરોપના પ્રવાસમાં ગાળ્યું. ચાર્લ્સ ડીકન્સ, સીડની સ્મીથ, મૅરીઆ એજવર્થ, હૅન્રી હૅલમ, કાર્લાઇલ વીગેરે સુપ્રસિદ્ધ મનુષ્યો તે દરમ્યાન તેમની મુલાકાતે આવતા. ફ્લૉરંસ નાઇટંગિલ નામની પ્રખ્યાત બાઇ સાથે આ વિદુષી બાઇ ત્રણ દિવસ રહી હતી ને ત્યાર પછી વારંવાર એ બાઇને સંભારતી. મી. ને મીસીઝ જુલીઆ, પ્રવાસ પછી બોસ્ટનમાં ઘર કરી રહ્યાં. ત્યાં એના જેવી બુદ્ધિશાળી ને ચતુર બાઇને સમાજમાં આગળ પડતાં શી વાર! પણ એનું મંડળ કાંઇ શોખીન ને ક્ષુદ્ર જીવોનું બનેલું ન હતું. એના મંડળના માણસો શિક્ષિત, કેળવાયલાં ઉત્સાહી, ઉચ્ચ માનસિકભૂમિને ઉદ્દેશવાળા, બોસ્ટન અને ન્યુઇન્ગ્લંડને ઉચ્ચપદે સ્થાપનાર વીર પુરૂષો હતા.

આ વિદુષી બાઇના ૯૨ વર્ષનાં દીર્ઘ આયુષ્યની પ્રવૃત્તિનાં ત્રણ વિભાગ પાડી શકાય. ૧ અભ્યાસને સાહિત્ય સેવા. ૨ જનસેવા. ૩ ગૃહ-સંસાર.

૧ એના લખાણો ઘણું ખરૂં રોજીંદા વા અઠવાડિક વર્તમાનપત્રો ને ચોપાનીઆમાં પ્રકટ થતાં. દરેક તંત્રી એના લખાણ મેળવવા મથતા. આ ઉપરાંત બે ત્રણ પદ્ય (કવિતાના રૂપમાં) ને સાત આઠ ગદ્ય પુસ્તકો એણે લખ્યાં. એને સુંદર ગાન આવડતું-ને ગાયનની પણ એક ચોપડી બે ત્રણ વર્ષ પર એણે છપાવી હતી.

૨ એના પતિની અંધશાળા પર એ દેખરેખ રાખતી ને એના પતિના મૃત્યુ પછી પણ એ દેખરેખ કાયમ રહી. મી. ને મીસીઝ હાઉએ, બોસ્ટન સમાજ વિરૂદ્ધ હોવા છતાં પણ દૃઢતાથી ગુલામગીરી વિરૂદ્ધ લડત ચલાવી અને પતિપત્ની આને વાસ્તે એક વર્તમાનપત્ર પણ છપાવતાં. આ લ્હડત જયવંત નીવડયા પછી પણ, ગુલામોના કલ્યાણમાં તે મચેલી રહેતી. તેમને થતો અન્યાય અટકાવવાને, ને તેમને વાસ્તે શાળા સ્થાપી કેળવણી આપવાને નિરંતર મથ્યાં કરતી. એના પતિના માનીતા ગ્રીક લોકોનો તેણી તેનાં જીવન પર્યંત મિત્ર રહી. અમેરિકા જતા ગ્રીકો-ત્યાં પોતાનો એક મિત્ર છે એમ તેણીને સંબોધી

બોલતા બોસ્ટનમાં તેમના ઉત્સવ પ્રસંગે એ જતી ને તેમને તેમનીજ ભાષામાં ભાષણ આપતી. દરેક રીબાતા લોકોને થતા ગેરઇન્સાફ ને દુઃખ જોઇ ત્હેનું હૃદય ચિરાતું. ઘણા વર્ષ પ્હેલાં રશીઅન-સ્વાતંત્ર્ય-અમેરીકન-મિત્રમંડળ જે મંડળના બ્રુકસ્, ફીલીપ્સ ને વીટીઅર, જેવા પુરૂષો મેંબર હતા-તે મંડળ એ વિદુષી બાઇના પ્રયાસથીજ સ્થપાયું હતું. જ્યારે કેથેરીન બ્રેશકોવસ્કી નામની પ્રખ્યાત રશીઅન સ્ત્રી, રશીઅન જુલમની વાત કહેવા અમેરીકા ગઇ ત્યારે એ બાઇએ લોકોને એનું ભાષણ સાંભળવા ભેગા કરી, તેમનામાં રશીઅનો પ્રતિ લાગણી જગાડવા બનતો પ્રયાસ કીધો. જ્યારે બે વર્ષની વાતપર રશીઆ જાનપુરન નામના આશ્રયાર્થે નાસી જતા, માણસને પકડવાના ને કાયદેસર તપાસ ચલાવી તેને કેદ કરવાના કે મૃત્યુને દ્વાર પહોંચાડવાના વિચારમાં હતું.-ત્યારે એ બાઇએ અસમ્મતિ દર્શાવનારી સેંકડો મીટીંગો ભરી-જેને પરિણામેજ પુરન બચ્યો. આર્મીનીઅન મિત્રમંડળની એ પ્રમુખ હતી ને જ્યારે તે હતભાગી દેશમાં કતલો ચાલી ત્યારે સભા ભરી તેણી તેમાં ભાષણ કરતી. આથી આર્મીનીઅનો તેના ઉપકાર ભૂલતા નહીં. ઇટલીનો પણ એ બાઇ જીવનપર્યંત મિત્ર હતી. પ્રજાકીય ઐકયતે સ્વાતંત્ર્ય માટે લ્હડત ચલાવતા સુપ્રસિદ્ધ વીર પુરૂષો ગેરીબાલ્ડીને મેઝીનીની દાઝ એ સારી રીતે જાણતી. ઇટાલીઅન ભાષા ને લોકો તરફ એને ઘણો પ્રેમ હતો એ દેશના હુન્નરનો અભ્યાસ કરતી એ કદી થાકી નહીં. ૮૭ વર્ષની ઉમ્મરે કોલમ્બસ વાર્ષિક ઉત્સવ વેળાએ એને પ્રમુખપદ આપવામાં આવ્યું હતું. જ્યારે અણે ઇટાલીઅન ભાષામાં ભાષણ કીધું હતું. ઇટાલીઅન મંડળનાં માનવંત પ્રમુખપદે એ વિરાજતી હતી ને ૧૯૦૨ માં ઇટાલીઅન ભાષાને ઇટાલીઅન સ્થિતિનું જ્ઞાન ફેલાવવાના એના પ્રયત્નને માટે એને ડાન્ટી સોસાયટી તરફથી એક ખીતાબ બક્ષવામાં આવ્યો હતો. તેણી સલાહસંપ ને શાંતિનો જબર હિમાયતી હતી; ને ત્હેના મૃત્યુ પ્હેલાં ઘણાં વર્ષો સુધી અમેરીકન-શાંતિમંડળના અમલદાર તરીકે સેવા બજાવી હતી. ફ્રેંકો પ્રશીઅન લડાઇ વખતે તે ઘણી જાગ્રતિમાં આવી ગઇ હતી ને ગૃહિણીઓને ' શા માટે મનુષ્ય જાતની માતાઓ જેનેજ મનુષ્યજીંદગીની કીમતનું જ્ઞાન ને ભાન છે. શા માટે માતાઓ આટલી બધી જીંદગીના થતા નાશને અટકાવવા વચ્ચે પડતી નથી '—એવા ઉદ્દેશથી એક વિનંતીપત્ર લખ્યું. આ વિનંતી પત્રનો સ્વીડીશ, ફ્રેંચ, જર્મન ને ઇટલીઅન, ભાષામાં તરજુમો થયો હતો ને યુરોપના દેશ દેશાંતરમાં વંચાયો હતો. જીવનપર્યંત દેશદેશ વચ્ચે સલાહસંપ થાય તેને વાસ્તે મથી.

એણે સ્ત્રીઓની ઉચ્ચ કેળવણીને ઉત્તેજન આપવાને, વિશાળ જીવન ખોળવાને, તેનીપર જે બંધનો હતાં તેમાંથી મુક્ત કરવાને, અને તેમના વાધતા ઉત્કર્ષના આવશ્યક પગથીઆં તરીકે ચુંટણીમાં ભાગ મેળવવા જેજે તેણે કીધું તેને એ એની જીંદગીનું અતિ ઉપયોગી કાર્ય લેખતી. ૧૮૬૮ માં એણે ન્યુ ઇગ્લંડ સ્રીચુંટણી લ્હડત મંડળ સ્થાપવામાં આગળ પડતો ભાગ લીધો; તે મંડળના પ્રમુખની જગ્યા મેળવી ને તેના મૃત્યુ સમયે પણ એ પ્રમુખપદેજ હતી. બીજી બુદ્ધિશાળી સ્રીઓની સાથે ન્યુ ઇગ્લંડની ચુંટણી માટે લ્હડત ચલાવતી સભામાં પણ એ બોલતી. તેથી જ્યારે શરૂઆતમાં આ હીલચાલ લોકપ્રિય નહોતી ત્યારે એ હિલચાલને એના તરફથી ઠીક ટેકો મળ્યો. સ્રીઉત્કર્ષમંડળ ને ક્લબ-ગ્રેસના પ્રમુખ તરીકે જે કામ આ બાઇએ કીધું છે તે કોઇ રીતે આ કરતાં ઉ-

તરતું નથી. આવી નૈતિક જાગૃતિ સ્ત્રીઓમાં આ કોન્ગ્રેસ પહેલાં કદી નહોતી થઇ. જ્યાં જ્યાં કોંગ્રેસો ભરાતી, ત્યાં ત્યાં સ્ત્રીમંડળો, સ્ત્રીચુંટણી સભાઓ, સ્ત્રીઅભ્યાસ વર્ગો, જનની મંડળો, બાલઅભ્યાસમંડળો, સ્ત્રીને છોકરીઓમાં ઉચ્ચ જ્ઞાન વધારવાને નવી જાતની પ્રવૃત્તિનો પ્રદેશ ખોળવાને ને ગૃહસંસાર સુધારવાને ઘણાએ મંડળો, કોન્ગ્રેસના સ્મારક ચિન્હ તરીકે રહી જતાં. મિસીઝ હાઉએ એની બ્હેનોને વાસ્તે એટલું બધું કીધું કે એ 'સ્ત્રીમંડળની જનેતા" કહેવાઇ છે. ધર્મઉપદેશકનું કામ પણ એ બાઇ કોઇવાર ભાષણદ્વારા કરતી. એની જીંદગીનું છેલ્લું કાર્ય ચુંટણી સંબંધે પ્રધાનોને દરેક વર્તમાનપત્રોના તંત્રીના મતો એકઠા કરવાનું હતું—જેના શુભ પરિણામથી તેને અતુલ સંતોષ થયો.

૩. મીસીઝ હાઉને પાંચ છોકરાં હતાં ને તેમને એ એટલી સંભાળથી ઉછેરતી કે બધા એમ કહેતા કે એના કરતાં સારી મા કોઇ હોઇ ન શકે. આ વાતની પ્રતીતિ એની એક છોકરી એના પત્રમાં નીચે પ્રમાણે લખે છે તેથી થાય છેઃ—

એને હમે અમારી છૂપામાં છૂપી વાતો કહેતાં–છોકરાંના મન સમજી શકવાની અપ્રતિમ કળા તેનામાં હતી. અમને ખાત્રી હતી કે બધુંય મા સમજે. એ ગમે તેટલા ઉચ્ચ આકાશમાં ઉડતી હોય પણ હમે તો હમારી ઢીંગલીના દફનાને માટે, કે બીલાડીનું બચ્ચું માંદું થાય ત્યારે તેણીને બોલાવી લાવતાં. હમારી માને વાંચવાનો બહુજ શોખ હતો પણ હમારામાંનાં કોઇને કાંઇ થાય કે તરતજ ચોપડી કોરે મૂકી હમારી સેવામાં તત્પર રહે......મા હમને ઘણુંએ વાંચી સંભળાવતી, વાર્તા કહેતી ને કોઇવાર તો મીજબાની પણ આપતી. આ મીજબાની આગળ બધી મીજબાનીઓ મને તો શૂન્યજ લાગેછે. મા હમારી સાથે ફરવા આવતી ને જે જે વાતો કરતી તે હમારા હૃદયમાં કોતરાઇ ગયેલી છે. એના વિચારના ભંડારનો સ્વાદ પણ તે હમને ચખાડતી.

ઘણાએ માનસૂચક ખિતાબો આ બાઇપર બક્ષવામાં આવ્યા હતા. એના મરણના થોડાંક અઠવાડીઆં પહેલાં અમેરીકાની મોટામાં મોટી સ્ત્રીઓની સ્મિથ પાઠશાળા તરફથી ડૉક્ટર ઓફ હ્યુમેનીટીઝનો ઇલ્કાબ એને આપવામાં આવ્યો હતો. આ સ્ત્રીની ઉચ્ચતા ને તેને લઇને તેની પર બંધાયલી લોકોની ગાઢ પ્રીતિનું ભાન આ પરથી વાચકને ન થાય એમ માનવું કઠીન છે. છતાં પણ એના દફનના વખતે અર્ધ કલાક પર્યંત બોસ્ટનની સર્વ શાળાઓએ દરરોજનો અભ્યાસક્રમ બંધ રાખી એના જીવનનું મનન કરવામાં ને અનીજ વાતો કરવામાં ગાળ્યો હતો. તે પરથી એ કેટલી લોકપ્રિય હતી તેનું ખચિત ભાન થશે ધારી એ પણ લખું છું.

બ્હેનો છેવટ એટલુંજ લખવાનું કે ત્હમે પણ આ જીવનપર બોસ્ટન શાળાના વિદ્યાર્થી પેઠે મનન કરો.

વામન.

---

## મીસીઝ રમ્ભાબાઈ સોધા.

(મૉડર્ન રીવ્યુમાંથી)

અ. સૌ. રમ્ભાબાઇને ટ્રાન્સવાલમાં કાયદા વિરૂદ્ધ દાખલ થયા બદલ ત્યાંના સરકારે ત્હેને પકડી હતી. ઘણી મુદતો પડ્યા પછી ડીસેમ્બર ૧૯૧૦ માં એના મુકર્દમાની તપાસ ચાલી અને એને કેદખાનાની સજા કરવામાં આવી. આ સજા વિરૂદ્ધ અરજ થયેલી

છે. જેનું પરિણામ હજી બહાર પડયું નથી. મુકરદમાની તપાસ હીંદી પ્રજા આતુરતાની નજરે જોતી હતી. ઘણી હિન્દુસ્તાનની સ્ત્રીઓ પણ હાજર હતી જેમણે મુકરદમાનો આખો દિવસ મીસીઝ સોધાની સાથે રહી તેમની લાગણી દર્શાવી હતી. બે છોકરાં સાથે-એક હાથમાં ને બીજું બાજુએ-અદાલતમાંનો અ. સૌ. રમ્ભાબાઇનો દેખાવ દયાજનક હતો. રમ્ભાબાઇના પતિને પણ એજ ગુન્હા બદલ સતત બંદીખાનામાં નાખવામાં આવ્યા છે.

વામન.

# आनन्दाश्रम.

## પાછલા પહોરની પ્રવૃત્તિ.

બપોરના ચાર વાગ્યા હતા. છતાં તાપ ચૈત્ર મહિનો હોવાથી પુષ્કળ પડતો હતો. તે સમયે વિમળા બ્હેન વામકુક્ષી કરી હિંચકા ઉપર ઝુલતાં હતાં. પાસે છોકરાં રમતાં હતાં. તેટલામાં પાસેના ઘરમાંથી સુનંદા તથા તારા હાથમાં શીવવા ભરવાની પેટી લઇ ત્યાં આવી પહોંચ્યાં. વિમળા પોતે શીવવા ભરવાના કામમાં પોતાની કુશળતા દર્શાવતી હતી તેથી આસપાસની સ્ત્રીઓ તેમજ છોકરીઓ તે બાબતમાં શીક્ષણ મેળવવા ત્યાં આવતી. કારણ મ્હોલ્લામાં બપોરના બારથી સ્હાંજના પાંચ વાગતા સુધી સ્ત્રીયારાજ જ ચાલતું. કેટલીક પોતાની સખીઓને લઇ ઓટલે બેસતી અને કેટલીક ઘરમાં ભરાઇ વિવિધ પ્રકારના ટેલટુચકા કરતી.

"અલી સુનંદા ! કેમ તું બે ત્રણ દિવસથી દેખાતી નહોતી ? પાસે રહે તે પણ તું ન રહ્યા જેવીજ છે. હું તો રોજ તારી રાહ જોઉં છું. તો પણ ત્હારી કાંઈ ખબર કે અંતર. આ મ્હારા જમણા પગમાં વા આવ્યો છે એટલે કાંઇ ફરાતું નથી." વિમળા બ્હેને સવાલ કર્યો. વિમળા અને સુનંદાનું ઘર તો પાસેજ હતું. પરંતુ આવું કહેવું તેમાં સ્ત્રીઓની એક સભ્યતા અને નાજુકાઇ આવી જાય છે. કારણ કે વિમળા બ્હેન ઘરમાં તો શું પરંતુ ઘરની બહાર બધે ટ્રીપ મારી આવતાં હતાં, છતાં કાંઇ કહેવું તે કહેવું એમ સમજી ઉપરનો પ્રશ્ન પૂછયો.

"શું કરૂં બ્હેન ! આ ત્રણ દિવસથી ચાકર નાશી ગયો છે એટલે ઘરનું કામ મ્હારે કરવું પડે છે; તેથી પરવારૂં ત્યારે આવું ને. આ મીલો થતે કરીને લોકો શા ફાટી ગયા છે" સુનંદાએ ઉત્તર આપ્યો. સુનંદા બ્હેન બધી રીતે સારા સ્વભાવનાં હતાં પરંતુ તેમને એકે ચાકર સાથે બનતું નહોતું. કોઇ બે દિવસ તો કોઇ ચાર દિવસ રહી રસ્તો પકડતું. ગમે તો તેમનો સ્વભાવ ઉગ્ર હોય અથવા તો પછી જેટલા ચાકરો આવતા તેટલા બધા ચાકરોનો સ્વભાવ ઉગ્ર હોય; પણ તેમને અને ચાકરોને તો બારમો ચંદ્રમા હતો.

પાસે શેત્રંજી પડી હતી તે ઊપર બે જણીઓ બેઠી અને પોતાની પેટીઓ ખોલી.

"આ મ્હારી બ્હેનની છોકરીએ આ સાડીની કોર ભરી છે. જો કેવી છે !" તારાએ કહ્યું "સારી ભરી છે. આ ઝીક ક્યાંથી આણી ? બહુ સારી ઝીક છે" એ જણીઓએ પ્રશ્ન કર્યો.

"એતો એમ કહેતી હતી જે રીચીરોડ ઉપર એક વ્હોરાની દુકાન છે ત્યાં મળે છે." તારાએ જવાબ દીધો.

" બળ્યું, આપણને તો કોણ આણી આપે ? એમને કહીએ ત્યારે આવડો છણકો કરે. મ્હારા ભાઇના છોકરા રશ્મીકાન્તને બજારમાં ગવન લેવા મોકલ્યો ત્યારે તે તદ્દન ખરાબ લઇને આવ્યો. મ્હેં તો કહ્યું કે જા પાછાં આપી આવ ! ન કેમ લે ? તે થોડાં ઘણાં પૈસા આઘા પાછા કરી પાછાં લીધાં. છોકરાઓ પણ આજકાલના ઉભા મૂળા જેવા છે. " વિમળાએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો. એટલામાં પાસેથી બે ઘરડી ડોશીઓ આવી અને છીંકણીની ડાબલી ઉઘાડી છીંકણી સુંઘતાં સુંઘતાં વાતોમાં ટાપશી પુરવા લાગી.

આ વાતને પાંચેક મિનિટ નહીં થઇ હોય તેટલામાં " મ્હોળીયાં, ગજીયાણી, ધાટ-પોત, ગવન લેવાં હોય તો–ઓ–! " એવો કોઇ ફેરીયાએ ઘાંટો પાડી મહોલ્લો ગજાવી મૂક્યો. આથી એક જાદુઇજ અસર થઇ. દરેક ઘરનાં બારણાં આગળ બાળ તેમજ વૃદ્ધ સ્ત્રીઓ આ ફેરીઆને આવકાર આપવા દોડી આવી. ફેરીઆએ ક્યા ઘરમાં પ્રવેશ કરવો તેનો વિચાર ભાગ્યેજ કર્યો હશે તેટલામાં તો વિમળા બ્હેન ઘરની અંદરથી હજાર કામ પડતાં મુકી ધસ્યાં આવ્યાં અને ફેરીઓ જે પાસેના ઘરમાં જતો હતો તેને અટકાવી " આવો ! આવો ! પાનાચંદ ! મ્હારા ઘરમાં આવો ! જેને લેવું હશે તે ઘણાંએ અહીં આવશે. હું ઘણા દિવસથી તમારી રાહ જોતી હતી. " પાનાચંદ ફેરીઆને જોકે બીજા ઘરમાં જવું હતું તો પણ વિમળા બ્હેનનો અતિશય આગ્રહ જોઇ ન છુટકે ઘરમાં પ્રવેશ કરવો પડ્યો. પાનાચંદની પાછળ ચાર પાંચેક મજુર હતા તેમણે કપડાંની નાની મોટી ગાંસડીઓ ઉપાડી હતી તે તેમણે એક પછી એક ઘરના ચોકની વચ્ચે ઉતારી. પાનાચંદ પોતે પણ સારી પેઠે સ્વસ્થ થઇને નીચે બેઠો. સ્ત્રીઓએ પણ એક પછી એક ભરાવા માંડયું. કેટલીક પોતાની છોકરીઓને રડતી મુકી ત્યાં દોડી દોડી આવી અને પછી સાંભર્યું કે પાછળ છોકરી રોતી રાખી છે ત્યારે પાસેના કોઇને કહે " અલ્યા ભાઇ ! જરા જાને, પણે એ સ્નેહસુધા રૂએ છે. બિચારી ક્યારની રૂએ છે. માટે લઇ આવને જરા. " સ્નેહાલુ માતાને પુત્રીનો પ્રેમ તો ઘણો હતો પરંતુ નવાં નવાં રંગબેરંગી લુગડાં જોઇ એક પાંચ ડગલાં પુત્રીને લઇને આવવાનું બની શકતું નહોતું. પાનાચંદ પોતાની મધુરી જીવ્હાદેવીનો બહુ સારી રીતે ઉપયોગ કરી જાણતો, તેથી બા, બ્હેન વિગેરે ચિત્ર વિચિત્ર શબ્દો બોલી આસપાસની સ્ત્રીઓનાં કાળજાં વલોવી નાંખતો. લુગડાં વેચાતાં લેવામાં સુનંદા બ્હેન બહુજ ચતુર સુજાણ ગણાતાં. કારણ કે હિસાબમાં તે એક્કો ગણાતાં. વિમળા બ્હેનને ચણીઆપાટ લેવો હતો. સ્હામે એક વણીક ગૃહસ્થ રહેતો હતો તે બિચારો કોઇ મીલમાં નોકર હતો તેની સ્ત્રી કમળા પણ ત્યાં ખરીદ કરવા આવી હતી. તેમને રેશમી સાડીઓ જોઇતી હતી. આ બધું લેવામાં સુનંદાબ્હેન આગળ પડતો ભાગ લેવા માંડ્યાં. પાનાચંદે એક પછી એક એમ જાતભાતના ચણીયાપાટ તથા રેશમી સાડીઓ દેખાડવા માંડી. એક પોટલું છોડી બીજુ છોડે, અને બીજું છોડી ત્રીજું છોડે. એમ કરતાં કરતાં લુગડાંનો ગંજ કર્યો " બળ્યું ! પાનાચંદ ! એક પણ ચણીયાપાટ તેમજ રેશમી સાડી સારી ન બતાવી. ત્હમે આમને આમજ બૈરાં માણસને છેતરો ! " સુનંદાએ કહ્યું.

હાથ જોડી પાનાચંદ બોલ્યો ! " શું કરૂં સુનંદા બ્હેન ! આ દિવાળી પછી નવો માલ આવશે. આ બધો માલ મ્હારે પડતર કીંમતે વેચી દેવો છે. તેથી હું તો વેચવા લાવ્યો છું. દિવાળી પછી જ્યારે સારો માલ આવશે ત્યારે બતાવીશ ? "

એક રેશમી સાડીની કુમાશ જોતી જોતી સુનંદા બોલી "બોલો ! આ સાડીની શી કીંમત છે !"

પાનાચંદ જાણે મહા વિચારમાં પડયો હોય તેવો ડોળ કરી પીઠીયાં તરફ નજર કરી હિસાબ ગણી કહેવા લાગ્યો. "બ્હેન ! હું સ્હાડાપાંચ રૂપિયે મુંબાઇથી લાવ્યો હતો. પરંતુ મ્હારે તો પડતર કીંમતે વેચવી છે તેથી તેના સ્હાડા પાંચ રૂપિયા થશે."

"ખોટી વાત ! હોયજ નહીં ! ખોટું બોલો છો ! સુનંદાએ ચાતુર્યનો ડોળ કરી બોલવા માંડયું. "આ હમણાંજ દિવસ ત્રણ ઉપર રામપ્રસાદ બજારમાંથી આવીજ સાડી ત્રણ રૂપિએ લઇ આવ્યા હતા."

"અરે આ સાડી ને એ સાડીમાં તો આસમાન જમિનનો ફેર. જો કોઇ પણ આવી સાડી સ્હાડા પાંચથી એક આને ઓછી લાવે તો મ્હારે પૈસા છોડી દેવા, ચાલો !"

પાનાચંદને આટલી ખાત્રીથી બોલતો જોઇ બૈરાંના મંડળમાં ગરબડાટ મચી રહ્યો. કોઇ કહે "લાવા હું એવીજ સાડી લાવી આપું." ત્યારે કોઇ કહે "ના, ના, પાનાચંદ જાુઠું ન બોલે. એને ક્યાં એક દહાડાનું છે." પાનાચંદને હજારો પ્રશ્નો થવા લાગ્યા. સ્ત્રી મંડળ તેની આસપાસ વીંટાઇ વળ્યું અને તે ઉપરાંત બહારની પણ પાંચ સાત નવી સ્ત્રીઓ ત્યાં કેડે છોકરાંને લઇ આવી; અને એક પછી એક એમ નવાં નવાં લુગડાં જોવા લાગી.

હવે ઠઠ ખરી જામી. લુગડાં લેવાને પાંચ સાત જાુદુ જાુદુ મંડળ થઇ ગયું. દરેકને પાનાચંદ એકલો જવાબ આપવા માંડયો. સ્ત્રીઓ જાણે મહા હિરા પારખુ હોય તેવો ડોળ કરી કપડાંની ખરીદી કરવા લાગી. પરંતુ પાનાચંદ પણ કાચો નહોતો તેતો સારી રીતે બમણો ભાવ પહેલો બતાવી પછી જાણે લાચારીથી અને જાણે ઓળખાણથી ખોટ ખાવી પડે તેવી રીતે દોઢો ભાવ લેતો. એક સ્ત્રી કે જેના ધણીને ફક્ત રૂપિયા બારનો જ પગાર મળતો હતો તેણે બરોબર રૂપિઆ ચાલીસની ખરીદી કરી. તેની સાહેલીએ પૂછ્યું "અલી ! આટલાં બધાં લુગડાં લીધાં તેના પૈસા કોણ આપશે !"

"ધણીએ એ આપશે. આપણે તો આપણને જોઇએ તે લેવાનાં. લુગડાં વગર ચાલે ! આ અડવાડીયા ઉપર મ્હારે એક પીન જોઇતી હતી તે પણ ન આણી આપી ત્યારે મેં બજારમાંથી મંગાવી ત્યારે થયું."

"પણ ત્યારે એ કકળાટ કરશે ત્યારે શું કરીશ !"

"હું કાંઇ ત્હેમના કકળાટથી બ્હીતી નથી. એ તો ઉટ ગાંગડતાંજ પલાણીએ. મહીના ૭ ઉપર મ્હેં એ ફુલેલી બાંગના કબજા શીવડાવ્યા હતા. તેની શીલાઇ આપવાની હતી. તે દરજી આવ્યો કે તરત મ્હેં તો કહ્યું કે "જા એમની પાસે" તે તો ધણીએ કકળ્યા અને બડબડ્યા પણ જખ મારીને પૈસા આપવા પડયા. કાંઇ બાઇની બલાશે પૈસા પે છે ! સાતવાર ગરજ હતી ત્યારે મને પરણ્યા. ત્યારે ખર્ચ તો ભોગવવુંજ પડે તો ! તાને માટે કેમ ૭ ૭ સાત સાત રૂપિયાના કોટ લેવાય છે. હે ! અને તેની શીલાઈ રૂપિયો આપવો પડે છે. તે તો હું બધું જાણું છું. કહેશે તો આમ ચોખ્ખું કહેવાની ! !"

એક તરફ આનો સંવાદ ચાલતો હતો ત્યારે એક તરફ માલની ખરીદી ચાલી રહી તી. જેટલું જેને જોયતું હતુ તે બધું લઇ રહ્યાં. દૂર બેઠેલી પેલી બે વૃદ્ધ ડોશીઓ આ

બધો ઘાટ જોયા કરતી હતી અને જમાનાને ઠપકો આપતી હતી. પાનાચંદનો માલ ઉપડયો હતો. તેણે જેણે લુગડાં લીધાં હતાં તેમને ખાતે પૈસા ઉધારી વાળ્યા. કોઇએ ( ળીનો વાયદો કર્યો અને કોઇએ હોળીનો વાયદો કર્યો. સ્ત્રીઓ કપડાં ખરીદ કરવામાં કે છેતરાઇ હતી તે તો પાનાચંદનું મનજ જાણતું હતું. પાનાચંદે પોતાની ગાંસડીઓ ભ મજુરના માથા ઉપર ચઢાવી અને સર્વે બ્હેનોની રજા લઇ પોતાના ઘર તરફ ચા આણી તરફ સ્ત્રીમંડળ પણ વીખરાઇ ગયું. જોતજોતામાં એકાદ બે સ્ત્રીઓ માંડ વિ બ્હેન પાસે બેઠી હતી તે પણ ઉઠી પોતાના ઘર તરફ ચાલી. ચન્દ્ર અસ્ત થતાં એ શ્યામ રાત્રી સૃષ્ટિના ચિત્રપટ ઉપર દૃશ્યમાન થાય તેવું વિમળા બ્હેનનું ઘર સાયં થઈ રહ્યું.

—આધ્યાત્મિક.

# બાલોદ્યાન.

## મદનિકાની સુવર્ણ પાંખો.

મદન૦—બ્હેન ! ઓ રૂપરંભા બ્હેન !

રૂપરંભા—કેમ, અલિ મદનિકે ? શું જોઇએ છે ?

મદન૦—મારે એકવાનું પૂછવાનું છે. આ બીજી બધી અપ્સરાઓની મોટી, સુવા પાંખો કેવી ચળકે છે અને શોભા આપે છે ! બ્હેન, મને આખો દહાડો વિચાર આ૦ કરે છે કે એમના જેવી પાંખો મને કેમ નથી ? મેં ઇંદ્રદેવનું શું બગાડયું છે અને તેમ બધીઓએ તેમનું શું સુધાર્યું છે કે મારી તેમના કરતાં ઉતરતી પાયરીની પાંખો છે ?

રૂપ૦—મદન, એ વિષયમાં તું શું સમજે ? તને હજુ પૂરાં વીશ વર્ષ ક્યારે થયાં છે

મદન૦—તેમાં શું થઇ ગયું ?

રૂપ૦—બ્હેન, હજુ તું બાલિકા છે, હલેતી છે એટલે આ સારૂં કેમ અને તે ખો કેમ એ સંબંધીનું પૂરેપૂરૂં જ્ઞાન તને ક્યાંથી હોય ? સારાં કામો કરનાર ઉમદા, પરો કારી, દયાળુ, શુદ્ધભક્તિવાળા ઇર્ષા વગરના અને નિર્મળ મનનાજ લોકો હોય છે. એ જાતના લોકો અથવા તો સ્ત્રીઓને સદા સારાં ફળ મળે છે ને બ્હેન, જૂલ્મી, ક્રોધી, મારઝૂડ કર નાર, ક્રૂર, અને કોઇનું લગાર પણ ભલું ન કરનારા લોકો અને સ્ત્રીઓ નઠારાં લેખાય છે તેઓને હમેશાં નઠારોજ બદલો મળે છે. વળી વચલા વાંધાના પણ કેટલાક લોકો કે સ્ત્રીએ હોય છે તેમને મધ્યમ ફળો મળે છે. આપણે ત્યાં પાંખોમાં પણ તેવાજ ફરક રાખ્યો છે આ બધી બાબતનું, બ્હેન મદનિકે ! તને જ્ઞાન છે ? ના, નથી; અને જ્યાંસૂધી તે નથ ત્યાંસુધી તારે શાન્તિ રાખવી જોઇએ; જ્યારે બધું સમજીશ અને આ કે તે જાતનું કર બતાવીશ ત્યારે તારાં કર્માનુસાર તારી ઇચ્છા પરીપૂર્ણ થશે.

મદન—રૂપરંભા બ્હેન, તમે કહો છો તે બધું હું સમજું છું; સારાં કામો કરવાને વિચાર કરૂં છું; પણ મને તેનો અવકાશ ક્યારે આપવામાં આવે છે ? મને કાંઇ કામો ઇ દેવ સોંપે તો હું બતાવું કે હું સારાં કરૂં છું કે નઠારાં ?

રૂપ૦—બ્હેન, જેને કામ કરવું છે, જેને સારૂં કરી બતાવવું છે તેને માટે સમય, સ્થાન, અવકાશ એ સઘળું છે. સદ્કર્ત્તવ્ય કરનાર માટે વિશાળ ક્ષેત્ર તૈયાર છે. માટે એકાન્તમાં જા, વિચાર કરી જો. બધું તને ધીરેથી સમજાશે.

રૂપરંભા એટલું બોલી જરાપણ પાછુંવાળી જોયા વગર ઝડપથી જતી રહી. મદનિકા વિચારમાં ને વિચારમાંજ શૂંઢમુંઢ જેવી ઉભી રહી. રૂપરંભાના છેવટના રણકારા તેના મનમાં રમી રહ્યા. તે તેના ઉપર મનન કરવા લાગી. ચ્હેરો ફિક્કો પડયો. આંખમાંથી અશ્રુનાં બિન્દુનાં બે કે ત્રણ ટપકાં પડયાં. પાછી સતેજ થઈ અને પોતાની રેશમી ઓઢણીના છેડાવતી આંસુ લોહી તે બોલી "હું **દરેકને મારાથી બનતી સહાય આપીશ.**" જોઉં છું. પછીથી, મારી પાંખોમાં કેવો ફેરફાર થાય છે?

એક દિન ખરા મધ્યાન્હને સમયે મદનિકા બહાર જતી હતી તેવામાં ભૂખના દુઃખથી પીડાતો, ભાગ્યા તૂટયા શબ્દોમાં ખાવાનું માગતો એક કંગાલ દેખાવનો મનુષ્ય તેની દૃષ્ટિએ પડયો. જે જગ્યાએ તે પુકાર કરતો હતો તે જગ્યાએ થોડીવારમાં માણસોની અવરજવર વધવા માંડી. ઘણાએ આવ્યા. ઘણાએ તેને માગતો, કરગરતો સાંભળ્યો. ઘણાએ તે દુઃખી અવાજ સાંભળવા થોડીવાર કોઇપણ જાતની લાગણી વગર ત્યાં ટોળે મળ્યા અને ઘણાએ ત્યાંથી બેફિકરાઇથી ચાલ્યા ગયા! ૦૧ કલાકમાંતો પાછો તે કંગાલ અને ફક્ત મદનિકાએ બેજ જણ રહ્યાં. મદન તે ભૂખ્યા પાસે ગઇ—મધુરા, દયાભર્યા શબ્દોમાં તેણે તેને પૂછયું:—" ભાઈ! તમને ભૂખ લાગી છે? શાન્ત થાઓ. હું હમણાં મારે ઘેરથી તમારે વાસ્તે ખાવાનું લાવું છું."

માણસ—"બાલિકા, તારા આશ્વાસનયુક્ત શબ્દોથી હું આનંદિત થયો છું. જા તો બા, તારો વિચાર થતો હોય, તને શ્રદ્ધા હોય તો ત્વરિત ગતિથી ખાવાનું લાવી મને તૃપ્ત કર. તારૂં ભલું થશે."

મદનિકા દોડતી દોડતી ઘેર જઇ ખાવાનું લઇ આવી. પાસે આવી તેને ખાવાનું આપવા જેવો તે પોતાનો નાનો નાજુક કર લંબાવે છે તેનેજ તે ભૂખ્યો માણસ અદૃશ્ય થઈ ગયો! આશ્ચર્ય! હાથમાં ખાવાનું લઇ મદન બબુચક જેવી ઉભી રહી. તેને વિચાર આવ્યો કે—આ કેવો બનાવ! તેણે ખાવાનું મંગાવ્યું, મેં આણ્યું અને પછી દેખાયો કેમ નહિં! તે કોણ હશે? મેં તેને લગાર પણ કટુવચન તો કહ્યાં નથી એટલે મારી ઉપર ગુસ્સે થયો હશે એમ પણ ન માની શકાય. મેં તો તેની ખાતર ઉલટો શ્રમ લઇ ખાસ તેને સારૂ દોડી, ઘેરથી ખાવાનું આણ્યું હતું. લાચાર! હવે હું શું કરી શકું તેમ હતું!

થોડીવાર પછી ઘેર જઇ ખાવાનું મુકી આવવું એજ આખરનો રસ્તો રહ્યો હતો.

એ વાત વિસારે પડી. એક દીન કુદરતની લીલા નિહાળતી નિહાળતી મદનિકા જતી હતી. જતાં જતાં એક વિશાળ તળાવને આરે આવી તે ઉભી રહી. તળાવનું મનોહર, સ્વચ્છ પાણી, તેમાં તરતાં વિવિધરંગી મત્સ્યોની દોડદાડ, તળાવની ચારે બાજુએ આવેલી વૃક્ષોની ચારૂ ઘટા, પક્ષીઓનો સુરમ્ય લાગતો કિલિબલાટ અને ત્યાં આગળ આવતી પવનની મંદમંદ મીઠી લહરીઓ એ સર્વમાં તે ગરકાવ થઇ ગઈ. અચાનક જરા દૂર એક બુઢ્ઢો પોતાની પાસેની લાકડીવતી અહિં તહિં કશું શોધતો, ફાંફાં મારતો દૃષ્ટિએ પડયો. તળાવ પાસેનો ઉંચો ટેકરો તે વૃદ્ધ લગભગ પુરો કરી રહેવા આવ્યો હતો અને લગાર આગળ ધપી જો તે ફાંફાં મારે તો તુર્તજ તે ટેકરાપરથી ગબડી તળાવના પાણીમાં પડે એવો અણીનો વખત આવ્યો હતો. મદનિકાએ સર્વ જોયું. ઉપરનો ખ્યાલ એક પળમાત્રમાં તેના મસ્તિકમાં આવી

ગયો. દોડીને તેણે બુમ પાડી. "મુરબ્બી, ત્યાંજ ઉભા રહો એક ડગ પણ આગળ ન ભરશો." વૃદ્ધ ત્યાંજ ખમચી ગયો. મદનિકાએ આવી, ધીરેથી તેને દોરી પાછો લઇ જઈ હેઠળ ઉતાર્યો અને માયાળુ સ્વરે પૂછ્યું. "મુરબ્બી, આપ ભૂલા પડયા છો? આપને આ જંગલમાંથી બહાર કાઢું ?" તે બુઢ્ઢાએ જવાબ આપ્યો. "બ્હેન, તારો અવાજ તથા માયાળુ રીતભાત ઉપરથી તું કોઇ સદ્‌ગૃહસ્થની બાલિકા હોય તેમ લાગે છે. સારૂં થયું કે તું મળી ગઇ. બેટા, તુ જાણે છે કે હું તો આંધળો છું. આ જંગલ છે કે હવેલીઓથી ભરપૂર મહેલ્લો છે, આ ગામ છે કે સીમ છે અને આ દિવસ છે કે રાત છે તે કશું હું જાણતો કે સમજી શકતો નથી. મારે કોઇ ગામડામાં જવું છે. જો તું આવી, મને દોરી, પાસેના ગામમાં મૂકી આવીશ તો પરમાત્મા તારૂં સારૂં કરશે. બીજું શું કહું, બેટા ?"

ઉત્સાહિની બાલાની રગેરગ આનન્દ ફેલાઇ ગયો, ઉત્સાહ વૃદ્ધિ પામ્યો અને તે બોલી. "ચાલો, હું તમને પાસેના ગામમાં લઇ જઉંછું" મદનિકાએ તે વૃદ્ધને દોરી જંગલમાંથી બહાર કાઢ્યો. પાસેનું એક ગામડું આવ્યું ત્યાંની એકાદ ધર્મશાળામાં મુકી જવા તેણે જણાવ્યાથી પાસે એક ધર્મશાળા આવી હતી ત્યાં તે અંધને મદનિકા લઇ ગઇ. ધર્મશાળાના પગથીઆં ઉપર ચડવા માડયું. છેલ્લું પગથીઊં રહ્યું એટલે તે અંધ વૃધ્ધે કહ્યું "બેન હવે હું જઇશ. જા, બા. તું આટલે સુધી મને મૂકવા આવી તેથી બેટા, ઇશ્વર તારૂં બહુજ ભલુ કરો એવો મારો ખરા મનથી તને આશિર્વાદ છે. જા, બા." વૃધ્ધે હવે પોતાનો હાથ મૂકી દેવા જણાવ્યું. જેવો મદનિકાએ તેનો હાથ મૂકયો તેવોજ ત્યાંને ત્યાં તે અલોપ થઇ ગયો ! મદન ચોંકી ! આમ કેમ ! આંખો ચોળી આજુબાજુ જોયું તો ધર્મશાળાને બદલે પેલું તળાવ જ્યાં પ્રથમ તે કુદરતી લીલા નિહાળતી હતી તેજ જણાયું ! વળી આ શું ? તે વૃદ્ધનાં ફાંફાં મારવાં, તેને દોરી જવું ઇત્યાદિ તેને યાદ આવ્યું. પેલો ભૂખ્યો માણસ પણ યાદ આવ્યો ? "શું કોઇ મારાં સારાં કામો જોઇ, તેથી બળી જઇ અંદર ભંગ પડાવતું હશે ? શું કોઇ દેવ મારા સારાં કામોથી અપ્રસન્ન હશે ? હરિ ! હરિ ! હું શું કરૂં. મારે તો યથાશક્તિ દરેકને સહાય આપવાની છે. હું મારૂં બનતું કરૂં છું; પછી આવું અવળું થાય તેમાં મારો શો અપરાધ ?"

એવા એવા વિચારોમાં વિલીન થયેલી બહારથી ન દેખાતી પણ અંદરથી ઘણીજ સુશીલ અને દાની બાળા આગળ વધી, જરાક દૂર નહિ ગઇ હોય તેટલામાં તેણે એક ઝીણી, ભયભરી બુમ સાંભળી ! "કોઇ બચાવો, કોઇ વારે ધાઓ" મદનિકા ઉભી રહી. અવાજ કઇ દિશા તરફથી આવે છે તે સાંભળવા લાગી. પૂર્વ દિશા તરફથી તે અવાજ ચાલુજ હતો. દોડી, ઝાડોની એક ઘટામાંથી પસાર થઇ, એક વિશાળ ક્ષેત્રમાં પ્રવેશતાં જણાયું કે તેનાજ જેવડી એક છોકરી રડતી હતી; અને તેણે સાંભળી તે બુમો પાડતી તેજ છોકરી બેબાકળા જેવા ઉભી હતી. મદનિકા તેની પાસે ગઇ. "કેમ બેન શા માટે રડે છે !" એમ પૂછતાં ઉત્તર મળ્યો કે "પાસેના ગામના એક ગરીબની હું છોકરી છું. હમારા સગામાં લગ્ન હતાં તેથી મારી બાયે, બિચારીએ, અમારા એક ભલા પાડોશીને ત્યાંથી ઘરેણાં માગી લાવી મને પહેરાવ્યાં હતાં તે પહેરી રમતાં રમતાં ઘરથી જરા દૂર ગઇ તેટલામાં કાળી ધાબળીમાં વિંટાયલા એક મોટા ને

# ज्ञानसुगन्ध.

## मृत्यु शैया परथी सतीना उद्गार.

व्हाला, त्हमारा हृदयनी ग्लानि दूर करो. धैर्य राखी म्हने शान्ति आपो तेथी म्हारा दर्दनुं दुःख कांइक ओछुं थशे. त्हमारा कोमळ करना स्पर्श थकी म्हने घणो आनन्द थाय छे तावथी तप्त रहेता म्हारा शरीरने शान्ति मळे छे. वैद, दाक्तरनी अमुल्य दवाओमां पण त्हेना जेवो गुण नथी. प्रियतम, भविष्य उकेलवाने कोण समर्थ छे। जे काळे जे कांइ बनवानुं हशे ते मिथ्या थनार नथी ईश्वर इच्छा आगळ मनुष्यशक्ति केवळ निर्माल्य छे. म्हारी जीवनदोरी जो टुंकी ज हशे तो म्हाराथी वधारे समय जीवी शकाशे नहि. मनुष्यमात्र परमात्मानी इच्छाने आधीन छे. सर्व कोइने माथे मृत्यु भमे छे. जन्म तथा मृत्यु ए जीवनना संस्कारमां आदि तथा अन्त छे. अन्तकाळ समये मृत्युथी डरी मन तथा आत्माने भय अने निराशाथी घेरी लेवां जोइए नहि. ईश्वरना इच्छानुसार जो म्हारो अंतकाळ नजीक आव्यो हशे तो हुं मृत्युने वधावी लइश. परंतु तेथी म्हारा हृदयने आनन्द नहि थाय. तोपण प्रभुनी इच्छाने म्हारे हसते मुखे ताबे थवुं जोइए; परंतु म्हारुं हृदय तो हुं अहीं त्हमने सोंपी जइश अने त्हेना बदलामां त्हमे अर्पण करेलो अमृत रस मात्र लइ जइश. अनित्य वस्तु कोइथी लइ जवाती नथी. तेम होत तो मनुष्यनुं बधुं दुःख ओछुं थात. म्हारा आत्माने तेथी शान्ति मळशे. ते ज्यां हशे त्यां त्हमारुं स्मरण करशे. सृष्टिमां आपणो संबंध थोडा समय सारु निर्माण थयो हशे. प्रियतम, म्हारा विना त्हमने सृष्टिमां सर्व रसहीन लागशे. परंतु प्राणेश, म्हारी खातर त्हमे धैर्यथी सर्व सहन करजो; निराश थशो नहि. पृथ्वी तज्या पछी सर्व सुख नष्ट थाय छे तेम मानशो नहि. दिव्यभूमि ए आपणुं मुख्य धाम छे. आपणो अनंत वास तेमज सुख त्यां छे. पृथ्वी उपर आपणे मात्र प्रवासी छीए. व्हेला मोडा आपणे त्यां मळीशुं, व्हाला, हुं त्यां व्हेली जाउं छुं तेथी निराश थशो नहि. दुःख व्होरी लेशो नहि. प्रभु त्हमने सुखी राखे एवी म्हारी प्रार्थना छे. त्हमने सुखी जोइ म्हारा आत्माने शान्ति मळशे. त्हमारुं संसारिक जीवन त्हमे शान्तिमां गाळजो. जीवननो उत्साह तथा आनन्द तोडशो नहि. प्रियतम, त्हमने एकला मुकी हुं जाउं छुं. त्हमारा अश्रु लुछनार कोइ नथी विपत्ति समये त्हमने धैर्य तथा आश्वासन आपनार कोइ नथी. व्हाला, त्हमारा जीगरनुं कोइ साथती रह्युं नथी हुं त्हमने अति तीव्र जखम दइ दोडी जाउं छुं, प्राणेश, म्हारी कठिनता सारु त्हमे म्हने क्षमा करशो. छेवटे आपणे मळीशुं. आपणा अतर एक छे. प्रभुना धाममां हुं निशदिन त्हमारा ज गुण गाइश तथा त्हमारुंज चिन्तन करीश.

रणजीतभाइ वजुभाइ कृत "प्रियकान्त"

અમદાવાદ-ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મગનલાલે છાપ્યું

સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક.                Registered No. B. 436

# સુન્દરી સુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनुः

( પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી )

પુસ્તક ૮, અંક ૧૦.
જુન, ૧૯૧૧.

આદર્શ ધારક બન્ધુસમાજ, અમદાવાદ.
પ્રકાશક અને તંત્રી—રામમોહનરાય જસવંતરાય.

વિષયસૂચન.

# સુન્દરી સુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઇના શબ્દોમાં કહીએ તો. "સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઇ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર્-વિલાસોની ઉર્મિયોમાં પોતાના હૃદયતરંગ મેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને અન્તે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૮ મું.] ઈ. સ. ૧૯૧૧, જુન:—જ્યેષ્ટ, વિ. સં. ૧૯૬૭. [ અંક ૧૦ મો.

## उदयगुंजन.

"સત્યની લ્હડાઈ ચાલુ રાખવામાં લીધેલી મહેનત અને સંહન કીધલા ઘા નકામા છેઃ દુશ્મન હારતા નથી તેમ હઠતા પણ નથી અને સઘળી હકીકત જેમની તેમજ રહે છે!" એમ કહિય કહેશો નહિં. કારણ કે જો આપણી આશાઓ ખોટી હોય તો આપણી ધાસ્તીઓ પણ જૂઠીજ હોવી જોઇએ. અને એમ કેમ ન બને કે ચોતરફની અંધાધૂનીમાં ત્હમારા મિત્રો દુશ્મનો ઉપર વિજયવાન બનતા હોય અને પૂરેપૂરી ફતેહ મેળવવાને ફક્ત ત્હમારાંજ ઉમંગ અને પ્રયાસની ખોટ હોય? આપણે જોઇએ છીએ કે, કિનારા ઉપર જ્યારે સાગરનાં ન્હાનકડાં મોજા માંડ માંડ આગળ વધી શકે છે ત્યારે દૂર દૂરથી ભરતીનાં મહાપૂરના ઓઘ ત્હેગની પાછળ ચાલ્યા આવે છે અને થોડીજ વારમાં સઘળાં જળસ્થાનોને સંપૂર્ણ રીતે ભરી દે છે.

અને જ્યારે પ્રકાશ આવે છે ત્યારે પૂર્વ તરફનાં બારી બારણાંમાંજ પ્હેલાં કિરણ પડે છે એ ખરૂં છે; સૂર્ય આકાશમાર્ગપર ઘણોજ ધીમો ધીમો ચ્હડતો જણાય છે, પરન્તુ પશ્ચિમ તરફ દૃષ્ટિ કરી જોશો તો તરત સમજાશે કે ચોતરફ પૃથ્વી તેજથી ઝળહળી રહી છે!

સુનીતિના સંગ્રામોમાં દેખીતા પરાજયથી નિરાશ નહિ થતાં નિરંતર પ્રયાસ કર્યા કરવા એજ પરમધર્મ છે.

પુછું પારણાને—"બાલ ન શું પોઢતું ?" રે લોલ,
પારણું કહે—"તે ઉંઘ ઓઢતું" રે લોલ.
નિંદરથી સમણાં દુર હું કરૂં,
મધુર નિંદર તું નયણે ભરૂં.
મુજ બાલ સાથ જન્મ મધુ માસનો રે લોલ,
બાલનો ગુલાબ રંગ ગાલનો રે લોલ;
જન્મસમય ધન્ય છે વસંત પંચમી રે લોલ.
નિંદ લે તું બાલ ! ઘેનમાં અમી રે લોલ.
નિંદરની પરી ન્હાસી જતી ક્હાં ?
રવિ ચ્હડે ઉદયાચલ એ જહાં !
રમકડે રમવા પછી જાગજે,
નિંદર બાલક ! લે; હમણાં મજે.
તુજ પારણે ચંદુલ કલ્લોલતાં રે લોલ,
મોગરા સુવાસ મિષ્ટ ઢોળતા રે લોલ;
ગંધહીન ફૂલવેલ નથી ચીતરી રે લોલ,
નિંદ લે તું બાલ ! નેણમાં ભરી રે લોલ.
મધુ પ્રભાત સુધી સુખમાં સુજે,
પછી પ્રભાત—પતત્રિ ટહૂકશે;
સબલ, સ્વસ્થ, તદા શિશુ ! જાગજે,
તવ લગી લઘુ બાલક ! ઊંઘજે.

રાસક

### મ્હારી વાંસળી.

(રાગ કાલીંગડો તાલ દાદરો.)

મૃદુલી મ્હારી વાંસળી મીઠલડી મધુરી રે— મૃદુલી.
લટકાળી મનમોહીની સુંદર સોહામણી
રસ સરસ ચખાડતી લાગતી ઘણી સારી રે— મૃદુલી.
ઘનશ્યામ વૃન્દ ગાજતે પવનના સીત્કાર થતે
ઉરને ડોલાવતી કોડીલી કામણગારી રે— મૃદુલી.
ચપલ ચિત્ત ચોરતી તનને તપાવતી,
હૃદયને રેલાવતી ગુંજતી મનહારી રે— મૃદુલી.
સૃષ્ટિને હિંદોળતી કુંજને ઝુલાવતી
મંજુલ કંઠ ગાનથી થઈ પડી ઘણી પ્યારી રે—મૃદુલી.

તરૂગણોમાં નાચતી રાચતી અતિ હર્ષથી.
આ મૃગલી ઉચ્ચકર્ણથી ખેંચાઈ ત્હને ધારી રે–મૃદુલી.

થેઈ થેઈ થનકારથી પિંછાં તણાં ચમકારથી
સૂરના એક તાનથી મયૂર બન્યો વિહારી રે— મૃદુલી.

હરિત નીલ વન વિષે ભૂલતી બની બ્હાવરી
કુસુમ મધુ શોધતી મધુકરી બિચારી રે— મૃદુલી.

મેઘ બિન્દુ વરસતે દિવ્યનાદ પ્રસરતે
મનમાં વૃજ નારીને ત્હેં ઘા કર્યો ઘણો કારી રે–મૃદુલી.

નંદને આનંદમાં ડુબાવતી શી સ્નેહથી
પ્રેમથી પલાળતી જ્યાં વસે બંસીધારી રે— મૃદુલી.

આધ્યાત્મિક.

---

## અમારૂં દંપતી.

અમારૂં બન્યું દંપતિ આજ અમે તો મ્હાલશું રે.

લગ્નતણી જે દિવ્ય ભાવના
ઐક્ય તણી જે ઉચ્ચ સાધના
પ્રેમ પરસ્પર કરતાં બન્ને સાધશું રે— અમારૂં–

દ્વૈતભાવ હૃદય ધરશું ના
કાર્યભાર સમજશું સાચા
ઉર્મિ હૃદયસરોની સ્હેતાં શીખશું રે— અમારૂં–

ઉભય હૃદયરત્નો બનવાનાં
આત્મ વિકાસ અમે કરવાનાં
દિન નિશ અમ શુભ સ્નેહામૃત પી પાઇશું રે— અમારૂં–

અભિનવ શુભ જીવન દેનારાં
સંપ થકી જંપી રહેનારાં
પ્રભુભક્તિમાં લીન થઇને પ્રભુ પ્રેમમાં રાચશું રે– અમારૂં–

રજ તમ સઘ હમે ત્યજવાનાં
સત્વ અમે સત્વર ગ્રહનારાં
પ્રેમ તત્ત્વ લઇ જાગી જગત જગાડશું રે— અમારૂં–

મંજુલ.

# वार्तालहरी.

## ગૃહિણીનું આદર્શ ચિત્ર.

(વસંતતિલકા.)

કેવાં ગૃહિણી હૃદયે સુખડાં અમોલાં,
રત્નો રૂડાં જલધિના ન અમુલ્ય તેવાં;
જાઉં ગૃહે અજબ હાર્દ પ્રીતિથી લગ્ન,
ને કૈં અનુપ સુરભી મહીં થાઉં મગ્ન!

× × ×

દુર્ભાગ્યે માથે આવી પડતી દુઃસહ્ય પરિસ્થિતિમાં અબળાજનની સહનશીલતા નિહાળવાના મને ઘણા પ્રસંગો આવ્યા છે. જે સંકટો પુરુષના આત્મગૌરવને શમાવે છે અને તેને ધૂળ ભેગો કરી નાંખે છે, તે સંકટો અબળાની વિવિધ શક્તિઓને કસે છે અને કોઇ કોઇ વાર તેમની ૠજુતા અને મનોબળની મહત્તાનું ભાન કરાવે છે. જે મધુરી અને સુકુમાર સ્ત્રી જીવનના સમૃદ્ધ પંથમાં વિચરતાં ખરેખર અબળા અને પરાધિન જણાતી હોય, અને નજીવી કર્કશતાઓથી પણ જાણે વ્યાકુળ બનતી હોય, તેજ સ્ત્રી પ્રતિકુળ સમયે ભર્તાનું આશ્વાસન અને અવલમ્બન સ્થાન થતી અને સિતમમાં સિતમ આપત્તિનાં ઝાપટાં સાથે અડગ ધૈર્યથી ટક્કર ઝીલતી જોવી એ ખરેખર હૃદયદ્રાવક છે!

વટ વૃક્ષની આસપાસ નાજુક લતા કોમળ અને મૃદુલ પર્ણ અને ડાંખળાઓ વીંટાળી તેના અવલમ્બનથીજ ભાનુપ્રતિ ઉર્ધ્વ પ્રયાણ કરે છે. જ્યારે તે કઠોર વૃક્ષ વજ્રપાતથી ચીરાય છે ત્યારે તે લતા પોતાની ડાંખળાઓથી તેને આલીંગી રહે છે અને ચીરાયેલી ડાળીઓને ગુંથી લે છે. એજ પ્રમાણે અનુકૂળ સમયમાં માનવીપર પરાધીન સ્ત્રી આભૂષણ રૂપ રહે, અને એકાએક સંકટ આવી પડતાં તે તેનું આશ્વાસન અને અવલમ્બન સ્થાન બને, કઠિન હૃદયના આન્તર્પ્રદેશમાં પ્રવેશે, ઉદ્વિગ્નમનને અતિ કોમળતાથી શાંત કરે, ભગ્નાશ દિલને પ્રીતિબંધનમાં સંયોજે—એ વિશ્વનિયંતાનો અનેરો નિયમ છે.

સુદૃઢ પ્રીતિબંધનથી જોડાયેલાં એક સુખી કુટુમ્બવાળા મારા મિત્રને હું એક વખત અભિનંદન આપતો હતો ત્યારે તેણે મને પ્રત્યુત્તર આપતાં કહ્યું—' તને સ્ત્રી બાળકોનું કુટુમ્બસુખ પ્રાપ્ત થાઓ. અભ્યુદયને સમયે તે તારાં સમભાગી થશે, વિપત્તિને સમયે તે તને આશ્વાસન આપશે. મ્હારા સ્વાનુભવમાં આવેલું છે કે આ જગતનાં દુર્ભાગ્યમાં દુઃસ્થિતિ સંતાપનું નિવારણ કરવામાં પત્ની જેની સહચરી છે એવા પુરૂષના પ્રયત્નો સફળ થાય છે. એક તરફથી આજીવિકાને વાસ્તે પુરુષપર આધાર રાખતાં નિર્દોષ અને પ્રિયતમ શીશુજનોની જરૂરિયાતો પુરી પાડવાને અર્થે તેનો જુસ્સો સચેત રહે છે; અને અગર જો આ દુનિયામાં પોતે જાણે કેવળ અંધકાર અને અવનતિમાં નિમગ્ન થયેલો જણાય તો પણ ગૃહરૂપ પ્રેમ-વિશ્વનો તે રાજા છે એવા વિચારથી તેનું આત્મમાન કંઇક અંશે જળવાય છે. પરંતુ એકલો ( પત્ની વિનાનો ) પુરૂષ આત્માની ઉપેક્ષા કરી

વિશેષ ક્ષીણ બને છે, પોતાને મિત્રબંધુ વિહિન ગણે છે; અને વસતિને અભાવે ખંડેર થઇ જતા મહેલની માફક તેનું હૃદય શૂન્ય બને છે.

આ સ્થળે મને એક બીના યાદ આવે છે. એ બીના મારા અનુભવમાં આવેલી છે. મારો ગાઢ મિત્ર કુમુદકાન્ત એક સુંદર અને ગુણિયલ બાળાની સાથે પરણેલો હતો. તે બાળા ઉંચી અને સમૃદ્ધ રહેણી કરણીમાં ઉછરેલી હતી. અલબત્ત તેનું પોતાનું ધન જુજ જ હતું. પરંતુ મારો મિત્ર ધનવાન હતો. દરેક પ્રકારની મોજ મજા મણાવવાની અને સાધારણ રીતે સ્ત્રીજાતિને અતિ મોહ પમાડનારી વિવિધ વાંછના–કલ્પનાઓ પરિપૂર્ણ કરવાની આશા આપી તે તેને આનંદ આપતો. તેની જીંદગીમાં પરીઓના કાલ્પનિક સુખનો ઉપભોગ થશે એવું પોતાના મનમાં ધારી લેતો.

તેઓની વચ્ચે દિસતી ભિન્નતાજ કંઇ સંગીતમય ઐક્ય સુચવતી હતી. કુમુદકાન્ત કદાવર અને ગંભીર મુખાકૃતિવાળો હતો. બાળા જીવનરસ અને આનંદનું ઝરણું હતી. કુમુદ પોતાની વિલસંત શક્તિઓથી મિત્રમંડળમાં બહુજ આનંદ પ્રસારતી હતી. મિત્રમંડળમાં કુમુદકાન્ત શાંત આનંદના ઉભરાથી જાણતાં અજાણતાં પત્ની પ્રતીજ જોઇ રહેતો; અને કુમુદ જ્યારે પોતાનાં વખાણ થાય ત્યારે અનુગ્રહ અને અનુમતિનું સ્થાન પોતાનો કાન્તજ હોય તેમ તેના તરફ લીલાયુક્ત નયન ફેરવતી. જયારે કુમુદ કાન્તના ખભાપર આલિંગતી ત્યારે તેની નાજુકાઇ પતિના કદાવર બાંધાથી ઘણી સારી રીતે તરી આવતી. જાણે અબળાપણાને લીધેજ પોતાના પ્રિયતમને ચાહતી હોય એવી આનંદપ્રદ મગરૂબી અને પ્રેમમય કોમળતાનો મિશ્રિત આભાસ તેની મોહક અને વિશ્વાસ પૂર્ણ મુખાકૃતિમાં સુવ્યક્ત હતો. સુકુમાર વયમાં જોડાયેલાં અન્ય દમ્પતી ગૃહસ્થાશ્રમ પંથમાં વિશેષ સુખની આશા ધરી ભાગ્યેજ પ્રવાસ કરવા નિકળી પડયાં હશે!

દુર્ભાગ્યે મારા મિત્રે પોતાની મિલકત સટ્ટામાં રોકી હતી. અને પરણ્યે થોડો વખત થયો ન થયો ત્યાંતો એકાએક આવી પડેલી ખોટને લીધે તેની મીલ્કત ઘસડાઇ ગઈ; અને જોત જોતામાં તે દારિદ્રજાળમાં ફસાયો. થોડોક વખત તેણે પોતાની સ્થિતિ જાળવી રાખવા પ્રયત્ન કર્યો; અને ફીકા ચ્હેરાથી અને નાસીપાસ હૃદયથી જીવન ગુજારવા લાગ્યો. જીંદગી દુઃખમય બની. વિશેષે કરી ભાર્યાની પાસે ગંમેતેમ કરીને પણ હસતો ચહેરો રાખવાની આવશ્યક્તાથી તે વિશેષ દુઃસહ્ય થઇ! દુઃસ્થિતિની ખબર આપી પત્નીનું કોમળ હૃદય વિંધવું એ કેમ બની શકે? પરંતુ હૃદય ઉકેલનાર ચપળ ચક્ષુ તેની પરિસ્થિતિથી અજ્ઞાત કેમ રહે? તેના ચ્હેરાની ફિકાશ અને કૃત્રિમ હર્ષથી દબાવેલા ઊંડા નિઃશ્વાસો તે સત્વર કળી ગઇ. ખુશ મિજાજ જાળવવાની તેની કોશીશોથી તે છેતરાઇ નહિ. તેને સુખ આપવાને તેણે પોતાની વિવિધશક્તિઓ અને કોમળ પ્રીતિ મોહનો યોગ કરવામાં કચાશ રાખી નહિ. પરંતુ તેથી કરી તો કુમુદકાન્તના આત્મામાં શલ્ય વિશેષ ઉંડુ પેઠું. પત્નીને જેમ જેમ તે વિશેષ પ્રીતિનું પાત્ર જોતો ગયો તેમ તેમ તો થોડા સમયમાં તે બિચારી કંગાલ સ્થિતિમાં આવી પડશે એવા વિચારથી તેનું હૃદય ભેદાઇ જતું હતું. અરેરે સ્વલ્પ સમયમાં આ હાસ્ય ઉડી જશે! ઓષ્ઠ સંગીતહીન થશે!! ચક્ષુ જ્યોતિઃ શોક તિમિરમાં ગ્રસ્ત થશે!!! કોમળ અંગમાં ડોલતું મૃદુ હૃદય મારા કઠિન હૃદયની પેઠે—અરે વિશેષ—જગતના તાપ સંતાપોથી વિહ્વલ બનશે!

એક દિવસ કુમુદકાન્ત મારે ત્યાં આવ્યો; અને ઉંડા નિઃશ્વાસ નાંખી તેણે મને સર્વ વૃતાન્ત કહ્યું. અથથી ઇતિ સુધી સાંભળ્યા પછી મેં પૂંછ્યું:—' તારી સ્ત્રી આ સર્વ જાણે છે?' તેની આંખો શોકાશ્રુથી છલકાવા લાગી. ' પરમેશ્વરની ખાતર, જો મારી દયા જાણતો હો તો મારી સ્ત્રીનું નામ મને યાદ દેવાડતો ના! તેના વિચારથીજ હું ઘેલો બની જાઉં છું!'

' અને શા માટે નહિ? વેલું મોડું તો તે જાણશેજ! તેનાથી છાનું તું લાંબો વખત રાખી શકવાનો નથી. તું નહિ કહે અને તેને બીજી રીતે ખબર પડશે તો તે વૃતાન્ત અચાનક જાણવાથી તેના હૃદયમાં કદાચ ભારે ધ્રાસકો પડશે. પ્રીતિબંધથી જોડાયેલા યુગલનાં વચનો દુઃખદ બનાવોના ક્ષોભને શમાવે છે. વળી તું તેના આશ્વાસનનો લાભ પણ ખુવે છે. ઉપરાંત વિચાર અને ભાવનાના અરસપરસના ગાઢ વિનિમય રૂપી હૃદય યુગલને જોડનાર બંધનની તું ઉપેક્ષા કરે છે. તારા મનમાં કંઇક મહાવ્યથા છે તે તે સહજ જ જાણી શકશે; સત્ય પ્રેમ આગળ કાંઇજ છૂપું રહી શકે તેમ નથી. જ્યારે પતિ પત્નીથી કાંઇ પણ વસ્તુ ગુપ્ત રાખે છે ત્યારે તેથી પત્ની પોતાની અવગણના થઇ માને એ સ્વાભાવિક છે.'

'પ્રિય સુહૃદ! તેની ભવિષ્યની આશાઓ પર એકાએક ઘા પાડવાનો વિચાર—તારો પતિ નિર્ધન થઇ ગયો છે એ કહેતાં વારજ તેનું હૃદય વિંધાઇ જશે! જીંદગીના સુખોપભોગો ત્યજી દેવાના છે, મિત્રમંડળના સમાગમની મોજમજા છોડી દેવાની છે; મારી સાથે દારિદ્ર અને અંધકારમાં ડુબી જવાનું છે; પ્રત્યેક નયનને આકર્ષનારી, પ્રત્યેક હૃદયને સુખદાયિનીને અનંત ઉજ્જવલ પ્રદેશમાંથી કેવળ અજ્ઞાત પ્રદેશમાં વિચરવાનું છે—અરે દારિદ્ર તે કેમ સહે? જાતજાતના વૈભવની અંદર તે ઉછરેલી છે! ઉપેક્ષા તે કેમ સહે! મિત્રમંડળની તે એક આદર્શમૂર્તિ છે! અરે તેનું હૃદય ચિરાઇ જશે!'

મેં તેના શોકને શબ્દસરિતામાં અટકાવ્યા શિવાય વહેવા દીધો. શબ્દ શોકનું ઔષધ છે. જ્યારે તે છાનો રહ્યો ત્યારે મેં નરમાશથી ઉક્ત વિષય ફરી આરંભ્યો. તેની સ્થિતિથી સ્ત્રીને જાણીતી કરવા આગ્રહ કર્યો. અતિ ખેદથી અને નિશ્ચયપણે તેણે માથું ધુણાવ્યું.

'પરંતુ તેનાથી છાનું તું કેમ રાખી શકીશ? તારી પરિસ્થિતિના અંગે રહેણી બદલવાના ઉપાય યોજવાને માટે તેણે તે જાણવુંજ જોઇએ. રહેણી તો તારે બદલવીજ પડશે.'

તેના ચ્હેરા પર અત્યંત શોકનો આવિર્ભાવ જોઇ મેં કહ્યું:-'તું દિલગીર બન માં! મને ખાત્રી છે કે તું બહારના આડંબરમાં સુખ માનતો નથી. તારે હજુ મિત્રો છે-ગાઢ મિત્રો છે; અને તેઓ તારી સામાન્ય રહેણીથી તારા વિ હલકો મત નહિજ બાંધે. અને ખરેખર કુમુદની સાથે સુખમાં રહેવામાં કઇ મહેલની જરૂર નથી.'

ઉભરાતા હૃદયથી તે બોલી ઉઠયો:-'અરે કુમુદની સાથે ઝુંપડીમાં હું સુખી થઇ શ . દારિદ્ર શું... ધુળમાં હું તેની સાથે રહી શકું! હું... હું... પરમેશ્વર તેનું કલ્યાણ કરો!' એમ ક્હેતાં ક્હેતાં તેના નયનમાંથી કોમળ અશ્રુધારા વહેવા લાગી.

સહેજ નજીક જઇ, પ્રેમથી તેનો કર ગ્રહી મેં કહ્યું. ' ખાત્રી રાખ કે તેજ પ્રમાણે તારી પત્ની પણ તારી સાથે ગમે તે સ્થિતિમાં સુખ માનશે. અરે વિશેષ:—દારિદ્ર તેને ગર્વ અને વિજયનું કારણ થઇ પડશે. તેની સ્વાભાવિક શક્તિઓ વિકસસે અને સ્નેહોર્મિઓ વિલસશે. તારા ઉપર નિઃસ્વાર્થ પ્રીતિ ધરતી હોવાની ખાત્રી કરાવવામાં તે આનન્દ માનશે.

પ્રત્યેક પતિવ્રતાના હૃદયમાં દૈવીજ્યોતીઃ રહેલું હોય છે. અભ્યુદયના અજવાળામાં તે પ્રકાશતું નથી. પરંતુ વિપત્તિનાં અંધકારમાં તે સચેત થાય છે—પ્રકાશે છે—ઝળકી ઉઠે છે. આ જગતની વિપત્તિજાળનો પરિચય થયા પહેલાં અર્ધાંગના એ શું ચીજ છે—શી સુખદાયીની દેવી છે—તે માનવી જાણી શકતો નથી !

મારી સલાહ ઘણી આગ્રહી હોઇ અને ભાષાશૈલી કંઇક સચોટ હોઇ કુમુદકાન્તનું મન યોગ્ય માર્ગે લાવી શકાયું. મારા મિત્રની પ્રકૃતિ વિગેરે વિશે હું ચિરકાળથી વાકેફ હતો; અને તેથી મારા કહેવાથી તેના મનપર થયેલી અસરપર આધાર રાખી તેને ગૃહે જવા અને અકળાયલા હૃદયના શોકભારમાં ગૃહિણીને સહભાગિની કરવા સમજાવી શક્યો.

આ બધી સલાહ આપવા છતાં પણ મારે જણાવવું જોઇએ કે પરિણામ જાણવાને હું ઘણોજ ઉત્કંઠિત હતો. જેનું જીવન કેવલ સુખમય જ હતું તેનાં ધૈર્ય ઉપર વિશ્વાસ કેમ રહે ? અવનતિનો અંધકાર નજર આગળ ખડો થતાં તેનું હૃદય સહજ જ દુઃખાર્ત બને; અને અનુભવેલા સમૃદ્ધ પ્રદેશોને વળગી રહેવા લલચાય ! વળી મોજમજાયુક્ત જીવનના ત્યાગની સાથે ઘણીએક અનન્ય દુઃખકરવૃત્તિઓ મનને ઘેરી લે છે. સંક્ષેપમાં ઉપર જણાવેલા મેળાપ પછી કુમુદકાન્તને જ્યારે હું મળ્યો ત્યારે મારૂં મન શંકારહિત ન હતું. કુમુદકાન્તે મારી સલાહ અનુસરી હતી.

'કેમ તેણે કેવું ધૈર્ય બતાવ્યું ' ?

' દેવીતુલ્ય ! તેને તો તેનું હૃદય શલ્ય ખસી ગયા જેવું લાગ્યું ! તેણે મારા કંઠમાં હાથ ભેરવી મને પુછ્યું:—' પ્રિયતમ, આપના સઘળા શોકનું કારણ તો માત્ર આજ છે કે ! ' અરેરે ! પણ બીચારી યુવતી ! હજુ તેને પરિસ્થિતિનું યથાસ્થિતભાન નથી. દારિદ્રની તેને કાલ્પનિક ભાવના જ છે. સ્નેહ દારિદ્રનાં ચિત્ર માત્ર તેણે કવિતા દ્વારાજ જોયાં છે. તેને હજુ સુધી સુખના અભાવનું ખરેખરૂં ભાન થયું નથી. સુપરિચિત મજા અને અનુકૂળતાઓના અભાવથી હજી તે પીડાતી નથી. જ્યારે ચિંતાઓ, તંગીઓ, અને સ્વાભિમાનના અભાવનો સ્વાનુભવ થશે ત્યારેજ ખરેખરી કસોટી થશે !

પણ હવે જ્યારે તેને દુઃસ્થિતિ વિશે જ્ઞાત કરવાનું કઠિનમાં કઠિન કામ તું કરી ચૂક્યો છે તો હવે દુનિયાંને પણ તું જેમ બને તેમ વ્હેલું જણાવે તેમ સારૂં. અલબત તને શોક થશે. પરંતુ એકી વખતે જ તે દુઃખ પુરૂં થશે; નહિતર કલાકે કલાકે તારી સ્થિતિ સંભારતાં તારા મનમાં પરિતાપ થશે. પડતીમાં આવી પડેલ માણસને દારિદ્ર કરતાં ડોળ વધારે દુઃખદ નીવડે છે. ગર્વિષ્ટ મન અને નિર્ધનતા વચ્ચે સંબંધ નથી એ સ્પષ્ટ જ છે. ગરીબ દેખાવાને હિમ્મત ધર; અને દારિદ્રનાં તીક્ષ્ણતમ દુઃખ ઓછાં થશે.' કુમુદકાન્તની આ બાબતમાં પૂર્ણ અનુમતિ હતી. તેને ખોટા દેખાવ રાખવાની ટેવજ નહતી. અને તેની પત્ની તો બદલાઇ ગયેલા સંયોગોને અનુકૂળ થવા રાહજ જોતી હતી.

કેટલાએક દિવસ પછી કુમુદકાન્ત મારે ત્યાં આવ્યો. તેણે પોતાનું મકાન વેચી નાંખ્યું હતું. અને શહેરથી થોડે દૂર ગામડામાં એક ઝુંપડી ખરીદી હતી. રાચરચીલાં વેચી નાખવામાં તેનો ઘણો વખત રોકાયો હતો. તેની નવી રહેણીમાં જુજ જુજ સાદો સામાન જ આવશ્યક હતો. તેની પત્નીના વાજીંત્ર શીવાય બધો સારો અને મોંઘો રાચરચેલો વેચી

વાંચવાથી, પ્રતિકુળ લગ્નોથી તથા વીગેરે એવાં બીજાં ઘણાંક કારણોને લીધે થાય છે. કેટલાક દરદીને આ તાણની અગાઉથી ખબર પડે છે, જ્યારે કેટલાકને બીલકુલ ખબર નથી પડતી. નબળા મન ( Nervous temperament )ની સ્ત્રીઓને પોતાના ઘણાજ નજીકના સંબંધીના મંદવાડમાં ઘણા ઉજાગરા કરવાથી પણ કેટલીકવાર આ દરદ થઇ આવે છે. અને અદેખાઇ અથવા મનમાં બળવાથી, અંતઃકરણના ઉભરા બહાર ન કહાડવાથી પણ આ દરદ કેટલીકવાર થઇ આવે છે. શરૂઆતમાં દરદી શુન્યમુન્ય બેશી રહે છે, અથવા જરા જરામાં ખૂબ હસે છે અથવા રડી પડે છે. હાથ પગ ઠંડાં થઇ જાય છે ને જ્યાં હોય છે ત્યાંથી પડી જાય છે ને તાણ આવે છે. કેટલાંકને પુષ્કળ ઉલટીઓ થાય છે ને પછી તાણ આવે છે; કેટલાંકને આખા શરીરમાં ઝણઝણાટી થઇ આવે છે, વીગેરે એવી કેટલીક અગમચેતીઓ જણાય છે.

ચિન્હોઃ—દર્દીને કરૂણાજનક વાતો સાંભળીને હસવું આવે, હસવું આવે એવી વાત સાંભળીને રૂવે; સાધારણ અક્કલ અને ડહાપણ જણાતું નથી. ચ્હેરો બ્હાવરો લાગે છે. બીજાને માટે અતિશય લાગણી ધરાવે છે. જરા દરદ હોય તો પણ વધારે હોય એમ લાગે છે; અને આવું દરદ ઘણુંખરૂં શરીરના ડાબા ભાગમાં જણાય છે. તાણ આવે છે ત્યાં ચ્હેરો લાલચોળ થાય છે, ગોળો ચડતો હોય તેમ લાગે છે, વાધણીઓ આવે છે, છાતામાં ધબકારા થાય છે, શ્વાસ રૂંધાય છે, ડચુરો બાઝે છે, અવાજ ગળામાં ઉંડો ઉતરી જતો હોય તેમ લાગે છે અને બેભાન થઇ જાય છે. પણ બેભાન અવસ્થા ઝાઝો વખત રહેતી નથી. શરીરનો અમુક ભાગ રહી જાય છે. પણ દરદીનો ચ્હેરો ઉતરી ગયેલો જણાતો નથી, અને જાણે કશું દરદ નથી એવો લાગે છે. દરદી પડે છે તે પણ ઘણુંખરૂં સાચવીને પડે છે, ને ચીસ પાડે છે, તે ચીસ સાધારણ રીતે વાઇ વાળો માણસ પાડે છે તેવી નહિ પણ ગળામાં ઉંડી ઉતરી જતી. સમજાય નહિ તેવી હોય છે. આ તાણમાં જીભ સાધારણ રીતે દાંત વચ્ચે ચગદાતી નથી. નાડ ઝડપથી ચાલે છે. તેવી વખતે પીશાબ થઇ જતો નથી પણ તાણ વળ્યા પછી પુષ્કળ પીશાબ થાય છે. થાક લાગે છે અને પડી રહેવાનું મન થાય છે. તાણ વળતી વખતે ડસકાં ખાય છે અને આવતાં પહેલાં બગાસાં બહુ ખાય છે, વાધણીઓ આવે છે અને ગળામાં (દડો) ગોળ ચડતો હોય તેમ લાગે છે, ને દરદી ખૂબ રડે છે.

ઇલાજઃ—આવા દરદી પાસે બહુ માણસોએ જરૂર વગર ઉભાં રહેવું ન જોઇએ. ખૂલ્લી હવા આવવા દેવી જોઇએ. મ્હોં ઉપર ટાઢું પાણી પુષ્કળ છાંટવું જોઇએ. લુગડાં તંગ હોય તો ઢીલાં કરવાં, પંખો નાંખવો, કોલનવૉટર મ્હોંએ છાંટવું. એમોનીઆ, છીંકણી, સ્મેલીંગ સૉલ્ટ વીગેરે સુંઘાડવું. હાથ પગ ખૂબ ઘસવાં, દરદનું મૂળ કારણ શોધી તેનો ઇલાજ કરવો. સારો ખોરાક, ખુલ્લી હવા, હલકી કસરત, મનને બીજી બાબતમાં રોકવાથી અને આનન્દમાં રાખવાથી તથા દસ્તનો ખુલાસો અને ઠંડા પાણીથી ન્હાવાનો મહાવરો રાખવાથી ફાયદો થાય છે. કોઇને તાણ આવ્યું હોય તો જેને તાણ આવતું હોય તેવાને ખબર ન આપવી. કારણ કે તેમ જો ન કરીએ તો તે માણસને પણ તાણ આવે છે.

મહુલાલ રતીલાલ મુ.

## સ્ત્રીઓ તથા બાલકોની ઘરગતુ દવાઓ.

( અનુસંધાન ગયા અંકના ૨૯૯ પાનેથી )

### આંખ દુઃખતી હોય તેના ઉપાય—

બ્હેનો, ઉધરસ પછી બીજો જે મુખ્ય રોગ આપણી બ્હેનોમાં છે તે એકે, આંખો દુઃખવાનું કામ તેઓમાં બહુ વધારે હોય છે. કારણ કે નજીવી નજીવી બાબતોમાં રોઇ રોઇને તેઓ પોતાની આંખો ખરાબ કરે છે, તથા જુના વખતનાં આપણા ઘરોની બાંધણી એવી હોય છે, અને તેમાં બારી બારણાં એટલાં બધાં ઓછાં હોય છે; તથા રસોડાં એવાં સાંકડાં અને અટપટી જગ્યામાં હોય છે કે જેથી તેમાં અતિશય ધુમારો ભરાઈ રહે છે. તેથી ધુમાડાના રોજના દુઃખને લીધે પણ ઘણી બ્હેનોની આંખોને બહુ નુકશાન થાય છે. એ સિવાય શરીરની નબળાઇને લીધે, ખાવા પીવામાં બેદરકારી રાખવાને લીધે, બીજાઓની દુઃખતી આંખોનો ચેપ લાગી જવાની ખબર નહિ હોવાથી એ બાબતમાં બેદરકારી રાખવાને લીધે, જરૂર વિના આંજણ આંજવાને લીધે, તથા એવાંજ બીજાં ઘણાં કારણોને લીધે આંખો દુઃખે છે. અને તેમાંથી ખીલ, ફુલું, ઝાંખ વગેરે ઘણી જાતના રોગો થાય છે. એ બધાંની બારિક વિગતોમાં ઉતરવાનું આ ઠેકાણે આપણાથી બની શકે નહિ, અને એવી બધી બારીકીઓની દરેક માણસને કાંઇ ખાસ જરૂર પણ નથી એ તો એ બાબતના જે ખાસ અભ્યાસીઓ હોય તેઓનેજ કામનું છે; પણ આપણે તો તેના સામાન્ય નિયમો તથા સાદાસાદા ઘરગતુ ઉપાયો કે જે કોઇ દિવસ કામ લાગે, અને સૌથી સહેલાઇથી બની શકે તેવી બાબતો ધ્યાનમાં રાખવી જોઇએ. અને જો એટલું કરીએ તો એથી પણ કોઇ વખત આપણા કુટુંબની બહુ મોટી સેવા કરી શકાય છે. માટે સાદા સાદા ઘરગતુ ઉપાયો બતાવુંછું. તે ધ્યાન રાખીને સાંભળવાની કૃપા કરો.

૧. જ્યારે આંખો દુઃખવા આવે અને તે હજી નરમ રૂપમાં હોય ત્યારે તુરતજ તેમાં સ્ત્રીના ધાવણનાં ટીપાં નાંખવાં. તેમ બપોરે તથા રાત્રે એમ દિવસમાં બે વખત કરવાથી ત્રણચાર દહાડામાં આંખો દુખતી મટી જાય છે.

૨. આંખો દુઃખે અથવા તેમાં ઝાંખ લાગે, તેમાંથી પાણી ઝરે, તમાં ચેપડા આવે, આંખ ચોંટી જાય, તેમાં ખટકો થાય, અને તે લાલ થાય, તથા સુજી જાય એ વખતે તેમાં મધ આંજવું. અથવા લીંબુના રસનું ટીપું આંખમાં નાંખવું. તેથી આંખો એ વખતે બહુ બળે છે. અને તેમાંથી ઘણું પાણી નીકળી જાય છે. તે પ્રમાણે થોડા દિવસ કરવાથી આંખોને બહુ ફાયદો થાય છે.

૩. મોટી હરડે મધમાં ઘશીને આંખમાં આંજવી, અથવા ગુલાબજળમાં ઘશીને આંજવી, અથવા ઠંડા પાણીમાં ઘશીને આંજવી. એ પ્રમાણે પ્રયોગ લાંબો વખત કરવાથી આંખને બહુ ફાયદો થાય છે.

૪. દારૂડીના રસનું ટીપું ઘીમાં મીલાવી આંખમાં આંજવું. તેથી પણ આંખના ઘણાએ હઠીલા રોગો પણ મટી જાય છે.

૫. સાટોડીના મૂળને ગૌમૂત્રમાં ઘશીને આંજવું, અથવા દૂધમાં ઘશીને આંજવું. તેથી પણ આંખના ઘણા રોગો મટી જાય છે.

૬. હરડાં બેડાં અને આમળાં એ ત્રણે વાનાં થઇ પાંચ તોલા લેવાં. તેમાં અડધો શેર પાણી નાંખી માટીના વાસણમાં રાતને વખતે ભીંજવી રાખવાં. પછી સવારમાં તે પાણીને ગાળી લઇ તે પાણી આંખમાં છાંટવું. એમ દિવસમાં ત્રણ વખત કરવું. પછી તેમાં બીજું પાણી તાજું નાંખવું; અને તે બીજે દહાડે આંખોને છાંટવું. એવી રીતે ત્રણ દિવસ સુધી તે ત્રિફળાંને ચલાવવાં. પછી ચોથે દિવસે તેને કાઢી નાંખવાં. અને તેને બદલે નવાં ત્રિફળાં લેવાં. એ પ્રમાણે ઘણા દિવસ કરવાથી આંખોને બહુ ફાયદો થાય છે.

૭. આંખો ઉપર પોતાં મૂકવામાં આવે છે તે ઘણી જાતનાં થાય છે. જેમ કે, ગાયનાં દૂધનાં પોતાં મૂકાય છે, ગુલાબજળનાં પોતાં મૂકાય છે, ઘીનાં પોતાં મૂકાય છે, અને પાણીનાં પોતાં મૂકાય છે, તેમાં જે વખતે જે ચીજ ઠીક લાગે તેનાં પોતાં મૂકવાં. તેથી પણ આંખને બહુ ફાયદો થાય છે.

૮. આંખ ઉપર પાટા બાંધવામાં આવે છે. તે પાટા પણ ઘણી જાતના થાય છે. જેમકે લીમડાના પાંદડાં વાટીને તેનો પાટો બંધાય છે. કુંવારના ગર્ભનો પાટો બંધાય છે. દાડમીના પાંદડાનો પાટો બંધાય છે. હળદરનો પાટો બંધાય છે. દહીંનો પાટો બંધાય છે, અને ગૌમૂત્રમાં ભીંજવેલી અડીયાં છાણાની રાખનો પાટો બંધાય છે. આવા ઘણી જાતના પાટા બંધાય છે. માટે તેમાંથી જે પાટો જે વખતે બાંધવો ઠીક લાગે તે પ્રમાણે કોઇ અનુભવીની સલાહ પુછીને જરૂર પડે ત્યારે તેવો પાટો બાંધવો. એથી પણ આંખના ઘણા રોગોમાં બહુ ફાયદો થાય છે.

૯. એ સિવાય આંખ ઉપર ચોપડવાની પણ ઘણી દવાઓ છે. જેમકે, રસવંતી, અફીણ, સોનાગેરૂ, ફટકડી, આંબાહળદર, અજમા, સુવા, વગેરે ઘણી ચીજો વાટીને આંખની પાંપણો ઉપર ચોપડવાથી સોજો ચડેલો હોય તે ઉતરી જાય છે, તથા આંખમાં લાલી આવી ગઇ હોય તે પણ મટે છે. આ બધી દવાઓ ભેળી કરીને પણ ચોપડાય છે, અને તેમાંથી એકેક બબ્બે ત્રણ કે ચારચાર પણ જેમ યોગ્ય લાગે તેમ ચોપડાય છે. અને એ ચોપડવાથી પણ આંખોને બહુ ફાયદો થાય છે.

૧૦. આંખમાં જ્યારે ખીલ થાય છે ત્યારે તે ઉપર મોરથુથુ ઘસવામાં આવે છે. તેથી પણ સારો ફાયદો થાય છે.

૧૧. એ સિવાય આંખોને માટે કાંસાજણ આંજવાનો આપણી બ્હેનોમાં જાણીતો રિવાજ છે. તેમજ ચીમડનું ભરણ કરવાની રીતિ પણ બહુ જાણીતી છે, અને તેથી પણ આંખના ઘણા રોગોમાં બહુ ફાયદો થાય છે. માટે પ્રસંગોપાત તે ઉપાયો પણ અજમાવવા જેવા છે.

૧૨. ફટકી તોલો અડધો, સાકર તોલો એક અને લીંબુનો રસ તોલા બે તે બધાને મીલાવી કપડે ગાળી એક શીશીમાં તે રસ ભરી મૂકવો. તેમાંથી બપોરે એક ટીપું દુખતી આંખમાં નાંખવાથી, આંખના ઘણી જાતના રોગો મટી જાય છે. આ ઉપાય બહુ ખાત્રી ભરેલો છે, અને તે ઘણા જણ ઉપર અજમાવેલો છે. એ ટીપું નાંખતી વખત આંખમાં બહુ બળો થાય છે. પણ તે સહન કરવાથી થોડાજ દિવસમાં આંખને ઘણો ફાયદો થાય છે. અને લાંબો વખત તે ચાલુ રાખવાથી આંખના ઘણાએ હઠીલા રોગો પણ મટી જાય છે.

બ્હેનો, આંખ એ બહુ નાજુક અને સંભાળવા જેવી અમુલ્ય વસ્તુ છે. એ કાંઇ બેદરકારી રાખવા જેવી બાબત નથી. માટે જેમ બને તેમ આંખની બની શકે તે પ્રમાણે દરેક રીતની સંભાળ રાખવી. અને વગર સમજે કે વગર જરૂરે તેમાં કોઇ પણ અજાણી કે આકરી ચીજો દાખલ કરવી નહીં; પણ આંખની બાબતમાં તો સૌ બ્હેનોએ બહુજ ચોકસપણે વર્તતાં શીખવું જોઇએ. અને જો નબળી આંખો હોય, તેથી બહુ તાણવી પડતી હોય માટે ચશ્માની જરૂર હોય, તો ખોટી શરમને ખાતર ચશ્માં લેવામાં ગફલતી કરવી નહિ. અને આંખને નુકશાન થવા દેવું નહીં, પણ તુરતજ કોઇ સારા ડૉકતરની પાસે આંખ દેખાડવી, અને ચશ્માની જરૂર હોય તો તે ખુશીથી લેવાં. કારણ કે નબળી આંખવાળાને ચશ્માથી બહુ મોટો ફાયદો થાય છે. માટે એ બાબતમાં ખોટી શરમને લીધે બેદરકારી રાખવી નહિ. (અપૂર્ણ.)

અમૃતલાલ સુંદરજી પઢીયાર.

---

# विविधविहार.

## મને મ્હારી બાઇડી સાથે બનતું નથી તેનુ મ્હારે શું કરવું?

( લખનારઃ—વૈદ અમૃતલાલ સુંદરજી પઢીયાર. )

( ૧ )

મોતીલાલ અને ચંદ્રશંકર એ બન્ને મિત્રો બહુ કેળવાયેલા અને આગળ વધેલા વિચારના હતા. તેઓ મુંબઇની કૉલેજમાં સાથે હતા તે વખતે તેઓને બહુ મિત્રાઇ થઇ ગઇ હતી, પણ એ પછી તેઓને જુદે જુદે ગામ રહેવાનું થયું હતું, તેથી તેઓ વચ્ચે જાણવાજેવો પત્ર વ્યવહાર ચાલતો હતો; અને એ બન્ને મિત્રોને એક બીજાનો બહુ વિશ્વાસ હોવાથી તથા એક બીજા માટે બહુ માનની લાગણી હોવાથી, તેઓ પોતાના બહુ ખાનગી વિચારો પણ એક બીજાને છૂટથી જણાવતા હતા. તેમના કેટલાક પત્રો જાણવા જેવા છે. તેમાંથી આપણી બ્હેનોને તથા ભાઇઓને ઉપયોગી થાય તેવા થોડા પત્રો આ ઠેકાણે આપવાની રજા લઉં છું.

પુના—વિદ્યાર્થી હોલ, તા. ૫, બુધવાર.

મ્હારા વ્હાલા બન્ધુ!

તરતી દેવાની કે, આજે હું એક નવી બાબત ઉપર તમારૂં ધ્યાન ખેંચવા માગું છું, અને મ્હારા મગજનો થોડો કચરો તમારા મગજમાં ભરવા ઇચ્છું છું, એ માટે મને ક્ષમા કરશોજી. મ્હારી વાત ખાનગી છે, પણ આપણી વચ્ચે ખાનગી જેવું બહુજ થોડું છે, એટલે તમારી પાસે પેટ ખોલતાં મને કાંઇ સંકોચ લાગતો નથી. હવે હું મુદ્દાની વાત કહું છું, અને તે એજ કે, મને મ્હારી બાઇડી સાથે બનતું નથી તેનું મ્હારે શું કરવું ! મ્હારૂં લગન મ્હારાં માબાપે મ્હારી સત્તર વર્ષની ઉમ્મરે કર્યું હતું. એ વખતે મ્હારી

વળગાડયું ? કોઇ કોઇ વખત મને એમ લાગે છે કે હમેશાં આવું દુઃખ ભોગવ્યા કરવું તે કરતાં છૂટાછેડા કરવાનો રીવાજ હોય અને એને આપણે ત્યજી શકતા હોઇએ તો કેવું સારૂં ? એ પણ સુખી થાય, અને હું પણ સુખી થાઉં. આવા આવા ખ્યાલોથી છૂટા છેડાનો હિમાયતી થવાનું મને મન થઇ જાય છે. જો કે આ વાત તમોને નહિ ગમે એ હું જાણું છું. કારણ કે તમને ચંદ્રગૌરી જેવી ડાહી અને કહ્યાગરી બૈરી મળી ગઇ છે, એટલે આર્યત્વના બ્હાના નીચે તમે છૂટાછેડાની વાતને નીચ ગણી કાઢો એમાં કાંઇ નવાઈ નથી. પણ જો મ્હારા જેવો અનુભવ તમને મળ્યો હોત, તો છૂટાછેડાની મઝા તમે બહુ સારી રીતે સમજી શકત. બન્ધુ ! હાલમાં હું એમ. એ. ના અભ્યાસમાં છું, અને મ્હેં તેમાં ફિલસુફીનો વિષય લીધેલો છે; તેથી હું જ્યારે કેન્ટ, કોમ્ટ, સ્પેનસર, શંકર, અને એમર્સન વિગેરેની ફિલસુફીનો અભ્યાસ કરૂં છું, અને કુદરતના ભેદો, મનુષ્યના સ્વભાવો, આત્માનું ઉંડાણ અને જગતની રચનાની વિશાળતા એ બધી બાબતો જોઇ જોઇને તથા સમજી સમજીને આનંદમાં મગ્ન થતો હોઉં, અને એમાંના જે વિચારો હ્રદયમાં ન ઉતરતા હોય તે વિચારોને પચાવવા માટે તર્ક વિતર્ક કરતો હોઉં, અને તેમાંથી કાંઇક નવી નવી ચીજો અનુભવતો હોઉં, તેવા વખતમાં એ મૂર્ખી આવીને મને કહે કે તમારી બ્હેને મને આમ કહ્યું, અને તમારી ભાભીએ મને આમ કહ્યું, અને પાડોશણે કઢી કરી હતી તે બગડી ગઇ તેથી તેના વરે તેને મારી, આવી આવી વાતો મ્હારી પાસે કરવા બેસે એથી શું મને ચીડ ન ચડે ? હું જ્યારે દેશના કલ્યાણના વિચારો કરતો હોઉં, અને અમારી મિત્રમંડળીમાં ભાષણ આપવા માટે કોઇ લેખ તૈયાર કરવામાં હું રોકાયલો હોઉં, ત્યારે આવીને કહે કે આખો દહાડો તમે તે ચોપડામાંજ પચ્યા રહેશો ! કોઇ દહાડો છોકરીને પણ રમાડતી નહિ ! લ્યો જરા તેડો; હું એનું લુગડું ધોઇને આવું છું: એમ કહીને મ્હારા ખોળામાં છોકરી નાંખીને જરા હસતી હસતી અને કોઇ વખત મોહું બગાડતી બગાડતી ચાલી જાય, એ વખતે મ્હારા મનને શું અસર થતી હશે એ તમે સમજી શકો છો ? જ્યારે મ્હારા મિત્રો રજાને દિવસે મ્હારે ત્યાં આવ્યા હોય, અને અમે કાંઇક ઉંચી ઉંચી યોજનાઓમાં રોકાયલા હઇએ, ત્યારે તે બરાડા પાડીને મ્હારી બ્હેન સાથે તથા મ્હારી ભાભી સાથે લડતી હોય, અને તેના કઠોર શબ્દો મ્હારા કાનમાં બાણની પેઠે ખુંચી જતા હોય, અને જ્યારે એ જોઇને મ્હારા મિત્રો મને કહેતા હોય કે તમે પણ નસીબદાર છો હોં ! બૈરી તો ખૂબ મઝેની મળી છે ! ત્યારે એ વખતે મ્હારા શું હાલ થતા હશે એ તમે જાણોછો ? મ્હારા મનમાં હમેશાં એજ ભાવના તાજી રહે છે કે કોઇપણ રીતે આપણે બીજાઓને કેમ ઉપયોગી થઇ શકીએ, અને કોઇપણ રીતે આપણે બીજાઓની કેમ સેવા કરી શકીએ, એવા વિચારમાં હું જ્યારે ગુંચવાયેલો હોઉં ત્યારે તે આવીને કહે કે " કાજી દુબળા કયું તો કે સારે શહેરકી ફિકર ! " એમ કર્યા કરો એમાં તે શું વળશે ? તમારી સાથે પરણીને મને શું લાભ મળ્યો ? કોઇ દહાડો સારી જીભે બોલાવો પણ છો ? બીજા બધાં ભલે તમારાં બહુ વખાણ કરે, અને તમે બહુ ભલા છો, તથા બહુ ભણેલા છો, એમ કહે, પણ મને તો તમારી ભલાઇ કયાંય દેખાતી નથી ! કોઇ દિવસ છોકરીને બે ઘડી તેડીને રમાડી છે ? માંડ માંડ વાટ જોવરાવી જોવરાવીને છોકરી આવી, તેમછતાં તમે કોઇ દિવસ વ્હાલથી તેને તેડી છે ? મુઇ રાંડ ! તે અને હું બંને મરી જઇએ તો તમને

બહુ સુખ થાય કાં ? એમ કહીને તે રોઇ પડે અને ઉલટી લેતી પડે. આ વખતે મ્હારા મનને કેવું દુઃખ થતું હશે તે હું તમને કેમ સમજાવી શકું ? આવી આવી તો અનેક બાબતો છે, તેથી હવે હું બહુ કંટાળી ગયો છું, અને એમાંથી છૂટવા માગું છું. માટે તમે કાંઇક રસ્તો બતાવવા કૃપા કરશોજી. હજી આ બાબતમાં મ્હારે ઘણું લખવું છે; પણ હવે તમારો પત્ર આવ્યા પછી વધારે વિગત લખીશ. હાલ એજ. આટલામાંથી પણ તમે ઘણુંએ સમજી જશો એમાં કાંઇ શક નથી. વળી આજે વખત થઇ ગયોછે એટલે હાલ તો સાહેબ સલામ. (અપૂર્ણ).

તમારો

મોતીલાલ.

---

## સ્ત્રી–કેળવણી.

**આપણું–આ દેશનું શુભ ક્યારે થાય ?**

જે લેખોમાં નીતિ-પ્રણય ને ધર્મના મર્મ મોંઘા,
દેશોદ્ધારે પથ સૂચવતા ના કદી દેખવાના;
તેવા લેખો તનય-તનયા હાથથી બાળવામાં,
જ્યારે **માતા** સફળ મથશે શુભ ત્યારે થવામાં.

**ત્યારે સ્ત્રીકેળવણીની હાલની પદ્ધતિ શું લાભકર્તા નથી**

જ્યારે બાળા મૃદુહૃદયને પ્રેમથી પોષવું છે,
જ્યારે બાળા મૃદુહૃદયને ધર્મથી જોડવું છે;
જ્યારે બાળા મૃદુહૃદયને ઇષ્ટ કૈં આપવું છે,
ત્યારે તેને ગૃહજન તજી નિત્ય શાળા જવું શે ?

જે માતાના રૂધિરકણથી નિત્ય બાળા બનેલી,
જે માતાના હૃદયરસમાં નિત્ય બાળા રમેલી;
જે માતાના વચન વશ થૈ નિત્ય બાળા વસેલી,
તે બાળા શું જનની વિણની શીખશે શીખ સારી

જે કાળે છે મૃદુહૃદયને હાથ કૈં આપવાનું,
જે કાળે છે મૃદુહૃદયની પાસ કૈં યાચવાનું;
તે કાળે તો મદનકરથી ઝુલતાં માનવોના,–
હાથે, બાળા હિત રઝળતું ખોળવા જાય શાળા !

કુલિનોની કુલીન તનયા ત્યાં કયું કુળ જોશે ?
પૂજ્યો માટે દયિત દુહિતા ત્યાં કયો મંત્ર લેશે ?
કોના કેવા પુનિત કૃતના દાખલા આંખ આંજી,
તેનું કેવું હૃદય કરશે પ્રેમની રમ્ય પ્યાલી ? !

હા, લેખિની અનૃત નૃતમાં ઉરને ખેલવાનું,
ને કાચેથી પતિપ્રણયમાં દિલને હોમવાનું;–,
પામી, ખોટી રતિવિણ રચી ચિત્તમાં તર્ક ચિતા,
આપે બાળી હૃદય નિજને બાળતી કુળ-શાળા.

કહાન ચકુ ગ

## ચીન દેશની સ્ત્રીઓ સંબંધી એકાદ બે વાતો.

ચીન દેશના પ્રાચીન પંડિત અને સમાજના નાયક, ભરતખંડની માફક, સ્ત્રીઓને ગૃહલક્ષ્મી બનાવવાને ઇચ્છતા એવું તેઓનાં જુદાં જુદાં કાવ્ય ઉપરથી જણાય છે. ત્રણ હજાર વર્ષ ઉપરની જુની કવિતાઓ વાંચતાં જણાય છે કે "કન્યાના જન્મથીજ તેને જમિન ઉપર સુવરાવવી અને માટીનાં રમકડાં તેને રમવા આપવાં. આવી રીતે તેને ઉછેરતાં વખત જતાં તે વિનયી અને ગૃહસ્થાઇનો ભાર ગ્રહણ કરવાને નિપૂણ થશે, પિતા માતા અથવા સાસુ સસરાનાં દુઃખને ઓછાં કરી શકશે અને ઘરની રસોઇના કામ શિવાય બીજા વિષયમાં મન ઘાલશે નહીં."

ભરતખંડની ઘરસંસારની રીત ચીન દેશની રીત સાથે સરખાવતાં એક સરખી માલુમ પડે છે. તોય તેમાં કંઇ ભેદ નથી દેખાતો એવું નથી. જો કે તેવું ઘણું થોડું છે. તો અહીં કઇ કઇ બાબતમાં મળતાપણું છે તે તપાસીએ.

ઘણા પ્રાચીન કાળમાં ચીનદેશીય સ્ત્રીઓના જીવનના મુખ્ય ત્રણ વિભાગ પડતા દેખાય છે. પહેલો વિભાગ તેમનું બચપણ, એ અવસ્થામાં પિયરમાં રહી પિતા અને મ્હોટેરા ભાઇઓની દેખરેખ તળે માતાની પાસે ગૃહકામથી વાકેફ થવું. ત્યારબાદ વિવાહ થયા કેડે સાસરે જઇ પતિના તાબામાં રહેવું, અને વખત જતાં પતિના મૃત્યુ બાદ પોતાના પુત્રની સંભાળ નીચે રહી જીવનનો બાકીનો ભાગ ગાળવો.

તે વખત છોકરીઓ પંદર વર્ષની વયે પહોંચતાં વેણી ગુંથતી. તે અગાઉ વેણી ગુંથવાનો નિયમ નહોતો. વીસ વર્ષની વય થતાં તેઓ વિવાહ યોગ્ય ઉમરે પહોંચેલ ગણાતી. પરંતુ હાલમાં તો વિવાહને માટે તેથી ઘણી ઓછી ઉમર યોગ્ય ગણાવા લાગી છે. પતિની પસંદગી કરવામાં સ્ત્રીનો કંઇ હાથ હોતો નથી. તેના માતાપિતા જોશીની મદદથી માત્ર જોઇ તેને કન્યાદાન આપતા. પોતાના પતિને જીવનના આરાધ્ય તરીકે ગણી તેના હાથમાં પોતાનું સર્વસ્વ સોંપવું એ ચીનદેશીય સ્ત્રીઓનો સ્વભાવ છે.

વિવાહ થયા બાદ સ્ત્રીને કોઇ જાતની સ્વતંત્રતા રહેતી નથી. તેનું પોતાનું નામ સુદ્ધાં લોપ પામે છે. ત્યારથી તે તેના સ્વામીના નામથી ઓળખાય છે. અત્યાર સુધી તેના પિતા માતાને રાજી રાખવાનું તેનું કામ હતું. તે જગ્યાએ તેણે હવે તેના સાસુ સસરાની ભક્તિ કરવી જોઇએ. હવે તેનું મુખ્ય કામ અત્યંત નિષ્ઠાથી તેના સાસુ સસરાની સેવા કરવાનું ગણાતું. સંસારનાં ન્હાનાં મોટાં સમસ્ત કામમાં તેને મદદ કરવી પડતી. પ્રાતઃકાળમાં કાગડા જાગ્યા અગાઉ ગરમ પાણી અને ટુવાલ લઇ તેના સાસુ સસરાની શય્યા પાસે જવું પડતું. તેમની સેવા કરવાથી તેને તેનું પોતાનું જીવન મધુર લાગતું.

અગાઉના વખતમાં સાસરવાસમાં રહી સ્ત્રીને જે બધાં કામ કરવાં પડતાં તેમાંના ઘણાખરાનો આજે એક રામટો લોપ થયો છે. અત્યારે માત્ર પુસ્તકનાં પાનામાં ઉપરની સ્મૃતિ દાખલ તે જળવાઇ રહ્યાં છે.

ચિનાઓ (૧) વિદ્રોહી; (૨) નીતિજ્ઞાનશૂન્ય કુટુંબમાં, (૩) રાજ્ય દરબારથી શિક્ષા પામેલ અને (૪) રોગીષ્ટ પુરુષને કન્યાદાન આપતા નથી. પિતાના મૃત્યુ અગાઉ તેના

મ્હોટા દિકરાનો વિવાહ ન થયો હોય તો પછી તેને કોઇ કન્યા આપતા નથી. તેથી પિતા પોતાના દેહાવસાન અગાઉ તેના મ્હોટા દિકરાનો વિવાહ કરી લે છે.

ચીન દેશમાં સ્ત્રીઓને તજી દેવાની રીત પ્રચલિત છે. પરંતુ તે બાબતમાં સ્ત્રી અને પુરૂષની ઇચ્છા ઉપર આધાર રાખવામાં આવતો નથી. જ્યારે કોઇ સ્ત્રી તેના સાસુ સસરા પ્રત્યે અન્યાયી અને ગેરવ્યાજબી વર્તણુકથી વર્તે, વંધ્યત્વ પ્રાપ્ત થએલ હોય, ચરિત્રહીન થઈ ગએલ હોય, ઇર્ષાખોર હોય, કંકાસ કજીઆ કર્યા કરે, ચોરી કરે અથવા વ્યાધિ ગ્રસ્ત હોય તો તેનો ધણી તેને તજી શકતો. પણ પછીથી કોઇ તેને સ્ત્રી તરીકે લઇ શકતું નહીં. એવી રીતે તજી દેવામાં પણ કેટલાંક બંધનો છે. સ્ત્રીને કોઇ બીજું આશ્રયસ્થાન ન હોય, સાસુ કે સસરાના મૃત્યુ બાદ બે વખત તેણે ત્રણ વર્ષ લગીનું અશૌચ ગ્રહણ કર્યું હોય, અથવા તેનો વિવાહ થયા બાદ તેના સ્વામીની આર્થિક ઉન્નતિ થઇ હોય તો કોઇપણ રીતે તેવી સ્ત્રીને તજી દેવાય નહીં.

ક્રીસ્તસનના પહેલા સૈકામાં રચાયેલ " મૈહુતાંગ " નામના એક પુસ્તકમાં સ્ત્રીને " ચિ " ઉપનામ આપ્યું છે. " ચિ " શબ્દનો અર્થ સમાધિકારી, સ્વામી અને સ્ત્રી સરખા અધિકારીએ છે. એ અર્થ સમજાવવાને " ચિ " શબ્દ વાપર્યો હોવો જોઇએ. ચીન દેશના કાયદાઓ ધ્યાનમાં લેતાં આ અનુમાન સત્ય હોવાનું ભાન થાય છે. આ પુસ્તક ઉપરથી જણાય છે કે સ્ત્રીઓને કોઇ પ્રકારની સ્વતંત્રતા નથી; સ્વામીની પદવી અનુસારે સ્ત્રીની પદવી મુકરર કરી છે.

સ્વામી-સ્ત્રીમાં જુદાપણું હોઇ શકે નહીં. બન્નેનું એક મન-એક આત્મા, એ ભાવ બતાવવાને માટે ચીન દેશના સલાટ અને ચીતારા સ્ત્રીપુરૂષોની એક રૂપની મુર્ત્તિઓ દોરે છે-બન્નેમાં કાંઇ ભેદ હોતો નથી. ચીની ભાષાના વ્યાકરણથી પણ એ સ્પષ્ટ સમજાય છે; ' મનુષ્ય કહેતાં સ્ત્રી અને પુરૂષ એ બન્નેને સમજવામાં આવે છે. '

સ્ત્રીઓ પ્રતિ ચીનાઓ વિશેષ ભક્તિમાન જણાય છે. ઘરમાં તેમજ બહાર બધે તેઓ સ્ત્રીઓને સન્માન આપે છે. પ્રાચિનકાળમાં જ્યારે ગાડીઓમાં (રથમાં) બેસી કોઇ જગ્યાએ જવું થતું ત્યારે સ્ત્રીઓ બેસતી અને પુરૂષો ઉભા રહેતા. સ્ત્રીઓને માટે રથમાં ઉભા રહીને જવું એ રીત વિરૂદ્ધનું આચરણ ગણાતું. જુના જમાનાના લોકની આ રીતને નવા લખનારાઓએ જુદી જુદી રીતે સમજાવી છે. એક જણ લખે છે કે "સ્ત્રી-પુરૂષનો ભેદ બતાવવા માટે આ પ્રથા પાડેલી છે." બીજો લેખક લખે છેઃ—"સ્ત્રીઓ મૂળથીજ કોમળ અંગની, રથમાં ઉભું રહેવું તેમને બહુ દુઃખકારક, તેથી તેઓ બેસતી અને પુરૂષો ઉભા રહેતા."

વાસ્તવિક રીતે આ પ્રથાનું આવું કારણ હોય તેમાં સંદેહ નથી. પરંતુ ચીનના પ્રાચીન કાયદા અને ધોરણ વિગેરે જોતાં જણાય છે કે સ્ત્રીઓ પ્રતિ અપૂર્વ સન્માન આપવાના જ્ઞાનને લીધે એવી પ્રથા પડી હોય. તે જે હોય તે ખરૂં-સ્ત્રીઓ રથ ચલાવનારની ડાબી બાજુએ બેસતી.*

ત્રીભોવનદાસ દામોદરદાસ.

* બાબુ શ્રીહેમેન્દ્ર ચંદ્રદાસ ગુપ્તના બંગાળી લેખ ઉપરથી.

# સરસ્વતી.

( લેખકઃ—રા. વામનરાવ પ્રાણગોવિન્દ પટેલ. બી. એ. )

અભ્યંકર ચૉલ. તા. ૨૭-૧૧-૧૦.

પ્રિય ભાનુભાઇ,

મહાશાળામાં દૂષિત અંતઃકરણવાળા શિષ્યમંડળને આપણી નિર્દોષ છતાં સકલંક ભાસતી મૈત્રીનો ત્હમારી પરીક્ષાના સુપરિણામથી અંત આવ્યો. એ બનાવને આજ ચાર વર્ષ થયાં. તે દરમ્યાન ત્હમે ઘણુંએ જોયું અને અનુભવ્યું હશે. અને કદાચ તેને પરિણામે જ ત્હમે, મહાશાળા બંધ થતાં જન્મતા અને ઉઘડતાં મૃત્યુવશ થતા, વારંવાર પુનર્જન્મ પામતા, આપણા પત્રવ્યવહારને મોક્ષદાન દીધું હશે. ત્યારે શું ત્હમને અન્ય મનુષ્યો-પેઠે પત્રવ્યવહાર રાખી, માનસસૃષ્ટિના વિચારોનો લાભ લેવા આપવામાં અનીતિ વિકાર ભાસ્યો ? ગમે તે હો, ત્હમારો સિદ્ધાંત ન તોડાવવાના હેતુથી જ હું પણ ચૂપ રહી હતી. હવે જ્યારે મ્હારૂં સર્વસ્વ નષ્ટ થયું છે, જ્યારે એક પણ મનુષ્ય એવું નથી કે જે મ્હારા માનસિક વિપ્લવોની મહત્તા સમજી યોગ્ય સલાહ આપી શકે; ત્યારે ત્હમને તસ્દી ન આપવાનો મ્હારો નિયમ ભંગ કરી, પત્ર લખ્યાં વગર રહી શકાતું નથી. આપણે છુટાં પડયાં પછી જે જે ખેલો આ નાટયભૂમિપર મ્હેં ભજવ્યા છે તેનો કાંઇક હેવાલ આપવાથી મ્હારી મુંઝવણ ત્હમને અસ્વાભાવિક નહીં લાગે ધારી એમજ કરૂં છું.

મ્હારા પ્રેમાળ સુધારક પિતાનું પ્લેગથી ૧૯૦૭ ના માર્ચ મહીનામાં અકાળ મૃત્યુ થયું. સ્વસ્થિતિનું ભાન થતાં જ વિચક્ષણ પિતાએ મ્હને મહાશાળામાંથી બોલાવરાવી ને સજળ નેત્રે કહ્યું 'બ્હેન સરસ્વતી, હું પ્લેગ પાશમાં સપડાયો છું; મ્હને ત્હારે વાસ્તે ઘણી ચિંતા થાય છે; ત્હારૂં શું થશે ? ત્હારી મા તો કયારનીએ મ્હારા આગળ થઇ છે; હવે હું ત્હને કોને સોંપી જાઉં...હજી તો ત્હારો કેળવણીક્રમ મ્હારા ધારવા પ્રમાણે પૂરો થયો નથી. વિદ્યાભ્યાસને માથે તો ત્હારે હવે મીઠું મૂકવું પડશે એ નિઃસંશય છેઃ કારણ એ વિદ્યાને લીધે તો આપણે ન્યાતની બત્રીશીએ ચ્હડયાં છીએ. ત્હારા કાકા જોડે પણ બોલાબોલી ત્હારા લગ્નની જ બાબતમાં થઇ તે ત્હને ખબર છે. કાકા શિવાય બીજું સગું ત્હારે કોઇ નથી...બોલ બ્હેન, લોકાપવાદનો તિરસ્કાર કરી મ્હારી ટુંકી કમાણિને લીધે ઘરમાં કાંઇક કસર કરીને જે નછુતું જેવું પણ શિક્ષણ મ્હેં ત્હને અપાવ્યું તેથીજ તું વધુ દુઃખી થઇશ એવો તો ત્હને ભય નથી રહેતો ? ' એમ બોલી પિતાજી મ્હારા સામું જોઇ રહ્યા.' પિતાજી એમ શું બોલો છો ? આપનો ઉપકાર તો... ..' બાગ્યાતુટયા આટલા શબ્દો હું બોલી એટલામાં તો પુનઃ પિતાએ......' બ્હેન ત્હારૂં શું થશે ! મ્હારી ઉમેદ મ્હારા મનમાં જ રહી......કહી વિશેષ કલ્પાંત કરવા માંડયું. થોડીકવાર પછી કાંઇક શાંત થઇ મ્હને કહ્યું 'ત્હારા કાકા હવે કચેરીમાંથી આવ્યા હશે. ત્હેમને બોલાવ્યા જો અત્રે આવતાં મ્હોં મરડે તો મ્હારી સ્થિતિથી વાકેફ કરી આ વખતે જુનકાળનો ટટો મનમાં રાખી પ્રેક્ષક માફક નમાશો જોવાનું ભાઇને ન છાજે-એમ મ્હારા પિતાએ કહાવ્યું છે એટલું કહેજે'. વ્યવહારકુશળ, લોકપ્રશંસાના ભૂખ્યા કાકાને ફરજ બતાવવી પડે એમ નહોતું. અંતરનો આનંદ ઢાંકી દમ્ભથી ગાંભીર્ય ધારણ કરી પિતાની સ્થિતિ

સાંભળતાંજ મૂકવદને મ્હારી સાથે આવ્યા. ચિંતાજનિત ત્વરાથી કપાતો માર્ગ હમારાં ઉભયનાં અખંડ મૈનવ્રતને લીધે મ્હને બહુ લાંબો લાગ્યો. આખરે પિતાશ્રીની રૂબરૂમાં હમે જઇ પહોંચ્યાં. કાંઇક દીનવદને મ્હારા કાકા સામી નજર નાંખી, ભ્રાતૃભાવનો અસ્ત તદ્દન ન થયેલો જોઇ સંતુષ્ટવદને પિતા બોલ્યા–ભાઇ, મ્હારૂં મૃત્યુ હવે નજીક છે. વધુ બોલવા મ્હારી શક્તિ નથી. ગઇ ગુજરી વિસરી જશો. મ્હારે ત્હમારા શિવાય અન્ય સગાં નથી. હું એકલોજ હતો–વા સરસ્વતીની મા હોત તો કાંઇ નહીં પણ મ્હારે કોઇ નથી તેથી આ મ્હારી પુત્ર કરતાંએ અધિક લાડમાં ઉછરેલી એકની એક છોકરી ત્હમને સોંપી જાઉં છું. એના વિવાહ તો વાસુદેવનો છોકરો જે હાલ ડાક્ટરની છેલ્લી પરીક્ષાને વાસ્તે અભ્યાસ કરે છે તેની સાથે ત્હમારી સલાહથીજ થયેલા છે. ત્હેનીજ સાથે આ મ્હારી નિરાધાર પુત્રીને હવે ત્હમે ત્હમને ઉચિત લાગે ત્યારે પરણાવી દેશો. મ્હારી આવકજાવકથી તો ત્હમે અજ્ઞાત નથી...આ કાંઇ બે ચાર હાંલ્લાં ને ઘર વેચી જે ઉપજે તે ખરૂં. ભાઇ હું ત્હમને બોજારૂપ થઇ પડયો પણ લાચારીનાં આંસુ પાડયાં શિવાય કાંઇ મ્હારાથી હવે બની શકે એમ નથી"...'ભાઇ બે વાસણ ભેગાં થયે ખખડે પણ ખરાં! આપણા બેના બોલવાનો મ્હારા મનમાં તો કાંઇ દ્વેષ રહ્યો નથી. આ ત્હમારી સરસ્વતી તે મ્હારી શારદાજ છે. ઉભય મ્હારે મન સરખાંજ છે. ત્હમારા કહ્યા પ્રમાણે એના લગ્ન કરીશ. મ્હારી પર વિશ્વાસ રાખી ચિંતા શલ્ય કહાડી નાંખો–એમ મ્હારા વિવેકી કાકા કાંઇક તુટતે સાદે બોલ્યા. ત્યાર પછી બીજે દિવસે રહવારમાં પિતાજી દેહનો ત્યાગ કરી સ્વધામ પધાર્યા. કાકાની આગેવાની હેઠળ સર્વ ક્રિયાઓ થઇ. થોડા સમયમાં હમારૂં ઘર, કાંઇક રડયો ખડયો સામાન અને મ્હારાં વ્હાલાં પુસ્તકો વીગેરે વેચવામાં આવ્યાં. ગરીબ માબાપની રૂણમાં ડુબેલી હું જૂના વિચારના કાકાને એમ પણ કેમ કહી શકું કે 'આ પુસ્તકો તો મ્હને બહુ પ્રિય છે માટે રહેવા દો?' પ્રેમ પ્રતીકાર કરવાને અશક્ત કુમળી વયનાં અણસમજુ છોકરાંથી વિખૂટાં પડતાં ત્હેમની માતાને દુઃખ થવાનું કારણ તે દિવસે હૂં બરોબર સમજી. પરદેશ ગમન કરતી માતા પોતાને વળાવવા આવેલાં છોકરાંને છેલ્લી ઘડી સુધી ખોળામાંથી મૂકતી નથી. ગાડી ઉપડયા પછી પણ સજળ નેત્રે જ્યાં સુધી દૃષ્ટિ ચુમ્બનો લેવાય ત્યાંસુધી લેઇ તિરોભૂત થયે નિરાશાનાં આંસુ સારે છે તેમ નિર્દયદેવીની અવકૃપાને મિષે, અન્ય સામાનમાંથી પુસ્તકો એક જગ્યાએ મૂકવાનો ઢોંગ કરતી, વસ્તુતઃ પુસ્તકોમાંના લક્ષ્યસૂચકચિન્હોવાળા ભાગો રાત્રિના ટુંક વખતમાં જોવાયા એટલા જોઇ–રહવારે એક વાહક શિર ચઢેલા વિખૂટા પડતા આદ્યપર્યંત જીંદગીના સાથીઓ તરફ તે મજૂર દૃષ્ટિમર્યાદા બ્હાર થયો નહીં ત્યાંસુધી મિત્રોનાં દર્શન કરી–આખર નિરાધાર અબળાના બળ–આંસુમાં મ્હેં આશ્રય લીધો! અન્ય માર્ગ ન હોવાથી નિરાશ્રિત બાલિકા કાકાને ત્યાંજ રહે એમાં ત્હમને કાંઇ પણ અસ્વાભાવિક કે અનુચિત નહીંજ ભાસે. કેટલોક વખત જરા મ્હને નવાં માણસો સાથે રહેવું વસમું લાગ્યું–કારણ તેઓને મન શિક્ષણ તો કલંક રૂપેજ ભાસતું. તથાપિ થોડાજ વખતમાં ઘરના માણસોની મુખમુદ્રા, બોલવા ચાલવા તેમજ વર્તન ઉપરથી દરેકને શું શું પસંદ છે તે જાણી–તેજ પ્રમાણે હું ચાલતી. આથી પ્રત્યેક મ્હારી પર પ્રસન્ન રહેતાં ને કોઇવાર મ્હારે મ્હોડે યે મ્હારી પ્રશંસા કરતાં. પરસ્પર–વિરોધી વસ્તુ સાથે મૂકાઈ કે મનુષ્યને તુલના-સરખામણી-કરવાની ઇચ્છા થઇ જાય છે–અને જે

તફાવત આવા સંજોગોની ઘેર (ગેર) હાજરીમાં લાગતો નથી તે અતિ ઉત્કટ રીતે ભાસે છે. તેમ જ્યાં સુધી હું અને શારદા બ્હેન જુદાં હતાં ત્યાંસુધી શારદાબ્હેનની ખામીઓ કોઇને માલુમ નહોતી પડી-મ્હારૂં ચાપલ્ય જોઇ તે સર્વ બ્હાર આવી. એક દિવસ કાકા કાકી વિગેરે બેઠાં હતાં. ને હુંએ ત્યાં હતી. વાતપરથી વાત નીકળતાં મ્હારાં વર્તનથી કાકાએ પોતાની પ્રસન્નતા દેખાડી. 'આ મ્હારી શારદા એ'વી કેમ ન થઇ?' એમ મ્હારા તરફ જોઇ પૂછ્યું. કાકી કાંઇ બોલ્યાં નહી. કાકાએ પણ કેટલોક વખત મ્હારી સામું જોયાં કીધું તેથી હું કાંઇક શરમાતી પણ ધૈર્યથી-ઇશ્વરપર જીવનનો આધાર મૂકી-બોલી, 'એનું કારણ મ્હને ખબર છે પણ જો ત્હમને ખોટું ન લાગે તો કહું.' 'સરસ્વતી ત્હારૂં બોલવું તો મ્હને હંમેશ પ્રિય છે. હું ગુસ્સે નહી થાઉં' 'ભલે ત્યારે વાંકુંચુકું બોલાય તો બાળક જાણી ક્ષમા કરશો. ત્હમે તો મેટ્રીક સુધી ગએલા એટલે મ્હેં મ્હોડે કીધેલાં એક બાઇનાં અંગ્રેજી વાક્યો જે મ્હારાં બ્હેનની સ્થિતિનું કારણ બહુજ સારી ભાષામાં બતાવે છે, તે બોલું તો સ્હમજી શકશો. કાકાએ હા પાડી. એટલે ત્હમે મ્હને બતાવેલા-પછીથી બહુ ગમી જવાથી મ્હોડે કીધેલા-લેખખંડનાં કેટલાંક વાક્યો* જરા સ્પષ્ટતાથી બોલી બતાવ્યાં.

---

*.........Let us glance at the condition of our women. Deprived of all education, confined within four walls of the house, seeing little of the world and knowing little of it, immersed in superstition and oppressed by custom, our Women–to our shame be it said–are really no better than slaves! Whether from a feeling of jealousy, or from a desire to shield them against the ravages of our Mahomedan conquerors, we imposed on our women restrictions and customs which have degraded them to their present low condition. And now unable to protect themselves and unfit to assert their rights and elevate their condition, our women–permit me to say it–are no better than our *cattle, and verily have we become cattle-dealers and cattle-owners.* We have degraded our women and they have degraded us and our society.........We have made our women what they are and we are reaping the fruit, woman that elsewhere is to man a source of happiness and delight is amongst us a source of anxiety and misery. Wife designed as a helpmate to a man in life's journey is amongst us a hindrance and a burden. Where is the wife that makes home a heaven on earth–a source of sweet delight which drives dull care away! Where is the wife of the Mahabharat.........? Indeed we have no *wives* but women, no *homes* but houses.........! *How can we boast of* wives or of homes......! we who cannot talk to our wives except in the bed-

કાકી કાંઇક વિચારમાં પડી જઇ મ્લાન મુખે જોઇ રહ્યાં. શું એમના મનમાં એમ આવ્યું હશે કે આ અંગ્રેજી ભણેલી હું ન સમજું તેમ અંગ્રેજી ભાષા બોલી મ્હારા વરને ફોસલાવવા યત્ન કરે છે–શું મ્હારી ઇર્ષ્યા આવી હશે?

• यदस्तु तदस्तु !—મ્હારા બોલવાથી કાકા કાંઇક વિચારમાં પડ્યા. કેટલોક વખત શું બોલવું તે એમને ન સૂઝ્યું. થોડીવાર પછી 'સરસ્વતી શું તું એમ ધારે છે કે એનું કારણ ત્હારી કાકી છે; અને કાકીની સ્થિતિનું કારણ હું છું'?–એમ પુછ્યું? મ્હેં મૌનવ્રત ધારણ કર્યું, અને નીચું જોઇ રહી. કાકી લાલપીળાં થઇ ગયાં. શારદા બિચારી આ બધું શું છે તે ન સમજવાથી જાણે કાંઇ છેજ નહી એમ એના નિત્યના સાથી શાંતતા સાથે નિરંકુશ ખેલતી હતી. મંડળના મૌનથી મ્હારી સ્થિતિ બહુજ કફોડી થઇ. વળી થોડો સમય વીત્યો એટલે કાકા બોલ્યા 'બ્હેન સરસ્વતી, ત્હારૂં બોલવું કેટલેક અંશે ખરૂં છે. કારણ બતાવી દિલગીરીના ભાર તળે દાબી, મ્હારૂં જીવન સંકટમય બનાવવાનો ત્હારો હેતુ તો નહીંજ હોય. આજ સુધી હું પણ એમ માનતો કે અંગ્રેજી ભણે, મહાશાળામાં જાય, છોકરાઓ અને પ્રોફેસરો સાથે બોલે એવી સ્ત્રીઓ કાંઇ સારી હોઇ શકે નહી, પણ ત્હારાં વર્તને મ્હને–આ છ મહીનામાં–મ્હારો વિચાર ભૂલ ભરેલો છે એમ બતાવી દીધું છે. જો ત્હેં મ્હને પ્હેલાં પૂછ્યું હોત કે હું શારદા બ્હેનને શીખવું તો મ્હેં ચોખ્ખી ના પાડી હોત. પણ હવે તો હુંજ ત્હને એ દુષ્કરકાર્ય સોંપુ છું. શારદાનો ત્હારીપર ગાઢ પ્રેમ બંધાયો છે–ને પ્રેમૌષધી એને અજ્ઞાનના રોગમાંથી મુક્ત કરશે. મ્હને તો વખત પણ નથી મળતો અને મ્હારાથી એ બ્હીએછે એટલે મ્હારી મ્હેનત તો વ્યર્થ જ જશે. ત્હારાં કાકી એને ઘરના મ્હોટા ધંધામાં પ્રાવીણ્ય અર્પશે ને તું ગૃહિણીના ધર્મો સારી રીતે સમજાવી નાજુક કાર્યોમાં એને કુશળ બનાવજે. બોલ બેટા, તું એ કરીશ?—પણ કાકા મ્હારેએ કાંક બદલો જોઇશે. કાકા–ત્હને હું શું બદલો આપું?–આ કામ તો એવું છે કે મ્હારી આખી ઝીંદગીમાં પણ એનો બદલો તો હું નહી વાળી શકું. બોલ તું જે માગે તે આપવા તૈયાર છું. કાકી ગભરાયાં અને કાંઇક બોલવાની તૈયારી કરતાં હતાં પણ તે પહેલાં તો હું બોલી–કાકા, ત્હમે તો મ્હારા પિતાજ છો. મ્હારે **ત્હમારી** પાસથી કશું જોઇતું નથી. ફક્ત એકજ વસ્તુ મ્હારે જોઇએ છે. હું આજસૂધી ભણી પણ ઘરનો ધંધો મુખ્યત્વે કરી રાંધવાનો–હજી જોઇએ ત્હેવો મ્હને આવડતો નથી. રસોઇઓ ભાગી જતો ત્યારે હું કોક દિવસ મ્હારા પિતાને રાંધી જમાડતી. ચાકર ચમરીઆં ગુંથતો ત્યારે વાસણો માંજતી પણ મ્હારા પિતા મ્હને દરરોજ કહેતા 'તું તો **સરસ્વતી**; આ કામ ત્હને આવડવાનું નહીં.' એ કામમાં મ્હને મ્હારાં કાકી પ્રવીણ કરે

---

chamber and perhaps only at midnight, we who cannot even in illness watch and tend our wives or be watched and tended by them without rousing ridicule if not censure! How *can* we boast of wives, who are ashamed to address them by their names. or address them if at all in no better or more endearing style than we do our menials! (shame). Truly brethern, our treatment of our wives and our women is a disgrace and insult to humanity."

એમ એમને કહો એટલું જ મ્હારે જોઇએ છે. અરે વાહ ભત્રીજી ! ત્હારામાં શું ખામી છે જે ? ' કાકીએ પ્રસન્નવદને કહ્યું.—' એમ કહી છટકી જવા માંગો તે કાંઇ બને નહીં. ' ' પણ મ્હારેએ કાંક ફી જોઇશે. ' 'શી?' મ્હારે અંગ્રેજી ભણી ગૅાટપીટ તો નથી કરવું પણ જરા વાંચતાં લખતાં શીખવ એટલે થયું ' ' ત્હમારી ફુરસદે હું તો-તૈયારજ છું ! કાકા શયનગૃહમાં ગયા એટલે કાકી બોલ્યાં-ત્હેં ત્હારા કાકાને પેલું અંગ્રેજીમાં શું કહ્યું હતું, મ્હને જરા સમજાવ તો ખરી. કાકીએ સાંભળવાની જક્ક લીધાથી પેલા લેખખંડનો અર્થ* સમજાવ્યો. ત્યારપછી શારદા બ્હેનને હું થોડું થોડું શીખવતી. કાકીની ઇચ્છા થાય ત્યારે એ મને પૂછતાં તેટલું બતાવતી. આમ કાળ વ્યતીત થવાથી, મન આનંદમાં રહેતું. અને પિતાશ્રીનું મરણ કાંઇક વિસારે પડયું લાગ્યું. પણ તેથી કાંઇ મન નિવૃત્ત ન થયું-કેવી રીતે થાય ?·સંસાર એજ ચિન્તાની પરંપરા છે. કાકાને ત્યાં કયમ રહેવાશે ? પિતાનો વિયોગ કયમ સ્હવાશે, વિગેરે ચિન્તા નિર્મૂળ થતાં, ભવિષ્યમાં મ્હારી શી દશા થશે, મ્હારો સંસાર કેવો નીવડશે ?-ના વિચારો મ્હને વારંવાર આવવા લાગ્યા. મ્હારા પતિનું મુખ સરખુંએ મ્હેં જોયેલું નહી, તો સ્વભાવનું ભાન તો કયાંથી હોય. ન્યાતને શ્રીકૃષ્ણનો અવતાર માની, તેના બંધનો રૂઢી રીવાજોને ચુસ્તપણે માન આપનાર કાકાની હીંમત હમારા ઉભયના રસો વિભિન્ન હોવાની અગાઉથી ખબર પડે તોએ વિવાહ તોડવાની ન ચાલે એ તો મ્હારી ખાત્રી હતી. એ હામ ભીડનાર વિરલ પુરૂષ મ્હારા પિતા તો ગયા. એ હોત તો મ્હને કાંઇ ચિન્તા નહતી. એ તો મ્હને વારંવાર કહેતા કે સરસ્વતી તું બી. એ.

*અર્થ—આપણી સ્ત્રીઓની સ્થિતિ તરફ નજર કરીએ, સર્વ પ્રકારની કેળવણી વિહીન, ગૃહની ચાર દિવાલોમાંજ પૂરી રાખવામાં આવેલાં, દુનિઆના ન્હાના ભાગોનેજ જોઈ, તેટલુંજ જ્ઞાન ધરાવતાં. વ્હેમમાં દબાયેલાં અને રૂઢીથી રીબાએલાં-શરમ છે કે એમ કહેવું પડે છે,-તેઓ ગુલામો કરતાં કોઇ રીતે સારી સ્થિતિમાં નથી. ગમે તો આપણી ઇર્ષાને લીધે, કે વિજયી મુસલમાનોના ઉપદ્રવોસામે રક્ષણ કરવાને ખાતર આપણે આપણી સ્ત્રીઓપર બંધનો ને રૂઢીઓ નાંખી, ત્હેમને આ હલકી સ્થિતિનાં ભોગ કીધાં છે. હવે પોતાનું રક્ષણ કરવાને અબળ, અને પોતાના હક્ક માંગી પોતાની સ્થિતિ ઉચ્ચપદે સ્થાપવા નાલાયક-આપણી અબળાઓ-ત્હને કહેવાની છૂટ લેવા દો-આપણાં ઢોર કરતાં વધુ સારી સ્થિતિમાં ( અધિકાર પાત્ર ) નથી અને વાસ્તવિક રીતે આપણે ઢોરના માલિક અને વ્હેપારી છીએ. આપણે આપણી સ્ત્રીઓને અધોગતિક્રમે મૂકી છે, અને તેઓએ આપણને અને આપણા સમાજને નીચે ઘસડી નાંખ્યાં છે...! આપણી સ્ત્રીઓની વર્તમાન દશા લાવનાર ( સ્થાપનાર ) આપણેજ છીએ. અને ત્હેનાં ફળ હવે ચાખીએ છીએ. અન્ય દેશોમાં મનુષ્યને સુખ અને આનંદનું જે સ્ત્રી મૂળ છે તેજ સ્ત્રી આપણામાં દુઃખ અને ચિન્તાનું બીજ છે ( અજ્ઞાન તિમિરને લીધે ). સંસારયાત્રામાં એક સાથી થવા સરજાયેલી સ્ત્રી તે આપણામાં નડતર ને બોજો છે. ઘરને સૃષ્ટિનું સ્વર્ગ બનાવનાર ગાઢ ચિંતા હાંકી કાઢનાર મધુર આનંદની ખાણ કયાં છે? મહાભારતમાં વર્ણવેલી પત્ની કયાં છે ? ખરેજ આપણામાં પત્નીઓ નથી, એ તો બેરીઓ છે ! આપણાં ગૃહ નથી પણ રહેઠાણ છે! નિન્દા નહીં તો મશ્કરીને પાત્ર થયા વગર આપણે શયનગૃહમાં અને તેપણ મધ્ય રાત્રિએ, તે વિના આપણી પત્ની સાથે વાત કરી શકતા નથી. માંદગીમાં આપણે કે આપણી સ્ત્રીઓ એકેકની સંભાળ રાખી કે રખાવી શકતાં નથી-ચાકરી કરી કે કરાવી શકતાં નથી. તે આપણે પત્ની અને ગૃહનું અભિમાન કેમ ધરાવી શકીએ ? આપણને જ્યારે આપણી સ્ત્રીને નામથી બોલાવતાં અથવા એક ચાકરના કરતાં વધુ પ્રેમથી બોલાવતાં શરમ લાગે છે ત્યારે આપણે આપણી પત્નીઓનું અભિમાન કેવી રીતે ધરાવી શકીએ? ખરેખર બંધુઓ, આપણી પત્ની અને સ્ત્રીઓ પ્રત્યેનો વ્યવહાર મનુષ્યજાતિને એક કલંક અને અપમાનાસ્પદજ છે.

થઇશ એટલે ત્હારા વિવાહીત પતિ વિનાયકરાવ પણ ડાક્ટર થશે. ને પછી ત્હમને ઉભયને હું સાથે રાખીશ. ઉભય વચ્ચે મ્હને ઉચિત લાગશે તેટલો વખત નિર્દોષ પ્રેમ બંધાવવા દેઇશ, અને પછી ત્હમારી ઉભયની સંમતિથીજ લગ્ન કરીશ. સરસ્વતી ત્હારે લેશમાત્રએ ચિન્તા ન કરવી. ગમે તેટલો વિવાહ થયો તો શું—ન્યાત ગમે તે કહે—આપણે કાંઇ બંધાઇ ગયાં નથી હોં. ત્હારી મરજી વિરૂદ્ધ હું લગ્ન નહીં કરૂં '—એ સાન્ત્વન આપનારને સંભારતી ત્યારે મ્હારૂં હૈયું ભરાઇ આવતું—એમના મૃત્યુથી મ્હારો સંસાર સુખી ભાગ્યેજ નીવડશે એમ ધારી હું દિનપ્રતિ દિન વધુને વધુ ચિંતાગ્રસ્ત થતી ગઇ.ને મ્હારો ચ્હેરો નિરંતર દિલગીરીથી છવાયલો રહેતો. કાકી અને શારદા બ્હેનને આ ઉપરથી એમ લાગતું કે સરસ્વતીને કાંઇ ઓછું આવ્યું હશે—વા માઠું લાગ્યું હશે. બાપનું દુઃખ તે કેટલા દહાડા ચાલે. એમ કહી મ્હને ઘણુંએ પૂછતાં કે ત્હને શાથી ખોટું લાગ્યું વીગેરે. હું તો વારંવાર પિતાના વિયોગ શિવાય બીજું કારણ છે નહી એમ કહેતી; પણ આ વાત ત્હેમને ગળે ન ઉતર્યાથી અને એમને મ્હેં આપેલું કારણ ખરૂં ન લાગવાથી, આ ફરીઆદ કાકા પાસે ગઇ. કાકાએ કારણ પૂછયું ત્યારેએ મ્હેંતો એનુંએજ બતાવ્યું. અને કહ્યું,—અતિસ્નેહ પાપશંકી;—કાકીનો પ્રેમ મ્હારીપર એટલો બધો છે કે મ્હારી દિલગીરી એમનાથી સહન થતી નથી. તેથી તર્ક વિતર્ક ઉઠાવી પોતાનાં જીવને દુઃખી કરે છે. અને આ દુઃખ દેનાર હુંજ છું એમ મ્હને લાગે છે ત્યારે વળી મ્હારી દિલગીરી વધે છે. વાસ્તે ત્હમે કાકીને એટલુંજ ફરમાવો કે મ્હારી દીલગીરીનું નિમિત્ત પોતાને માની-લેઇ પોતાના જીવને દુઃખી ન કરે. સરસ્વતી, ત્હારૂં કહેવું ખરૂં છે—ત્હારી કુમળી વયમાં પડેલો આ ઘા રૂઝાતાં વાર તો લાગશેજ. પણ દિવસે દિવસે દુઃખો ભૂલી જવાં જોઇએ. આખી જીંદગી કાંઇ આવી ગળાય ! તું શું કામ આમ ચિંતા કરે છે ? હું ત્હને કોઇ દિવસ અડચણ પડવા નહીં દેઉં. જો ત્યારે, ત્હારી કાકીના પ્રેમની બુઝ ત્હેં કીધી એમ કયારે જણાશે ? એ ધારે છે તેમ ત્હારા બાપને સમૂળા ભૂલી જઇશ ત્યારે નહી; કારણ એતો અસંભવિતજ છે. પણ જેમ બને તેમ આજે આવ્યો એવો મ્હારે ત્હને કહેવાનો પ્રસંગ વારંવાર ન આવે ત્યારે. આ પછી કાકા આગળ આ બાબતમાં મ્હારી ફરિયાદ કોઇ દિવસ ગઇ નથી; કારણ કે ધીમે ધીમે મનની મુંઝવણ મનમાંજ રાખી ચ્હેરો આનંદી રાખવાના પ્રયત્નમાં હું જયવંત નીવડી. વળી સ્ત્રીઓને જીવી જીવી એ શું કામ છે એમ પ્રશ્ન કરનાર, કાકાની હાજરીમાં ત્હેના આર્જવથીજ કવચિત્ કવચિત્ અનિયમિતપણે દવા લેનાર, પોતાને હાથેજ પોતાની સાધારણ માંદગીને કાંઇક ભયંકર રૂપમાં લાવનાર—કાકીને પોતાની પુત્રીને ભત્રીજીના લગ્નનો લ્હાવો લેવો રહી જવાનો ભય લાગ્યાથી—એક દિવસે ત્હેમણે વાતમાં ને વાતમાં મ્હારા પિતાશ્રીની વાર્ષિક ક્રિયા જલદી કરી નાંખવાની મ્હારી સંમતી લેઇ, કાકાને આ વાત કહી તેમની પાસે ન્યાતની પણ એ બાબતપર રજા લેવરાવી, હમારાં લગ્ન ડીસેમ્બર માસમાંજ કરી નાંખવાનું નક્કી કર્યાથી શું થશે,—શુ થશે,—થી ઉદ્ભવતી માનસિક વ્યથાનું હવે જે હશે તે જણાશે. દિવસ ટુંકડાના તાટસ્થ્યમાં રૂપાંતર થઈ જવાથી—દીલગીરીએ ચ્હેરાને પોતાના પંજામાંથી મુક્ત કીધો હતો. યોજના પ્રમાણે હમારાં લગ્ન થયાં. કાકીની ઇચ્છા પાર પડી. ઉભયે—કાકા, કાકીએ પોતાનો જન્મ કૃતકૃતાર્થ થયેલો માન્યો. ત્યાર પછી ચોટેજ દિવસે મને સાસરે વળાવી. ( અપૂર્ણ. )

## ( ૬ ) કાવ્ય.

૧ બૃહત્ કાવ્યદોહન ભાગ ૧.
૨ બાળગરબાવળી (નવલરામ કૃત)
૩ બાળગરબાવળી (દલપતરામ કૃત)
૪ દલપત કાવ્ય ભાગ ૧.
૫ દલપતરામ કાવ્ય ભાગ ૨.
૬ કેશવ કૃતિ.
૭ સુન્દરી સુબોધ ગીત સંગ્રહ.
૮ ગીતમાળા ભાગ ૧.
૯ ગીતમાળા ભાગ ૨.
૧૦ ગિરિધર કૃત રામાયણ.
૧૧ નાગર સ્ત્રીઓમાં ગવાતાં ગીત.
૧૨ મનગમતી સ્ત્રી.
૧૩ બાળલગ્ન બત્રીસી.
૧૪ સ્ત્રી ગીત સંગ્રહ.
૧૫ ઇશ્વરપ્રાર્થનામાળા.
૧૬ શિક્ષાવચન.

## (૭) નાટક.

૧ જયકુમારીવિજય નાટક.
૨ શાકુંતલ.
૩ ઉત્તમરામચરિત.
૪ વિક્રમોર્વશીય.

**મોતીભાઈ નરસિંહભાઈ અમીન.**

( સ્ત્રીઓને વાંચવા લાયક ઉત્તમ પુસ્તકોની બે યાદીઓ અમારી પાસે આવી ગઇ છે. '**સુન્દરી સુબોધ**' **મન્દિર** તરફથી પણ એક યાદી તૈયાર થઇ ગયેલી છે. પરન્તુ રા. મોતીભાઇ તરફની યાદી માર્ગસૂચક હોવાથી તથા વાચક બ્હેનો અને બન્ધુઓ તરફથી સૂચનાઓ મળ્યા પછી સંપૂર્ણ યાદી પ્રકટ થાય તો વધારે સારૂં. આમ ધારી પ્રથમ વાચકમંડળ સમક્ષ આ યાદી મૂકી, **સ્ત્રીઓ અને બાલકોને માટેનાં ઉપયોગી ઉત્તમ પુસ્તકોની** યાદીઓ અમને મોકલવા સર્વે વિચારવંત બ્હેનો તથા બન્ધુઓને નિમન્ત્રણ કરીએ છીએ. **તન્ત્રી.**

## સમયવર્તન.

કાળ તણો મહિમા છે કેવો, શાણી સમજી લેજોરે;
ગર્વ તજી પ્રભુ શરણ રહીને, મન વશ રાખી રહેજોરે.—કાળ.

દીનકર દીન ઉગતાંજ પ્રકાશે,
તો પણ ઘણો આથમતોરે;
સમય તણે આધીન વર્તિને,
વશ થાતો સંધ્યાનેરે. કાળ૦

વૃક્ષ વસંતે યૌવન ધરતા,
નવ પલ્લવિત થાએરે;
પાન ખરે સૌ શોભા વિરમે,
વૃદ્ધ તજી દે છાંયેરે. કાળ૦

વર્ષા થકી નદી પુર ચહેને.
ગ્રીષ્મે અતી સુકાતીરે;
જેમનું તેમ રહે ન કદીએ,
અદભુત કાળ તણી ગતીરે. કાળ૦

જે નર બેસે રાજ્યસીંહાસન,
ભય કોના નવ ધરતારે;
તે જઇ વસતા જંગલ પ્હાડે,
તુંબી ગ્રહીને ફરતારે. કાળ૦

શશી નીરખતાં ખીલે કુમુદીની,
પ્રાતઃ થઅ બીડાયેરે;
રાત્રીએ પંકજ મુખ ભાસે,
મલીન ભ્રમર પુરાએરે. કાળ૦

સુખદુખ સરખાં મિત્ર ગણીને,
કાળનો ભય નવ ધરવારે;
મન ઇંદ્રીનો નિગ્રહ કરતાં,
ફર વસુધાને ભરવારે. કાળ૦

સૌ. બબી.

# आनन्दाश्रम.

## મ્હા દેવને તિલાંજલી.

( આરતી )

જયદેવ, જયદેવ; એ રાહ.

ભયદેવ, ભયદેવ, ભવક્ષય મ્હા દેવા;
ઇચ્છું નહિ તમ સેવા, છો નાશક મેવા! ભયદેવ. ૧

ઉઠ્યાં કે પ્રભાત, મ્હાના જપ થાએ,
આચમનિ શુચિ લિધ ચમચા, તન શુદ્ધિ સંધ્યા એ! ભયદેવ. ૨

ત્રેકાળ સંધ્યાનાંય, ભાવિક જન ભાસે;
અસ્થિ ચર્મનાં ખોખાં, સુરતે પરખાશે! ભયદેવ. ૩

પય અમૃતનું પાન, મનમાં ના સુઝે;
વિષ વેરો તનમાંહે, બુદ્ધિ દીપ બુઝે! ભયદેવ. ૪

આર્ય પ્રજા વંસોડી, અંધ્ર કુળ રોપાતાં;
માતપિતા પણ ચાહી, ચાહી મ્હા પાતાં! ભયદેવ. ૫

"ટીપાર્ટી"નાં તાન, જ્યાં ત્યાં સંભળાએ;
ભલાં મોજનનાં પાતો, "ફંક્શન" લેખાએ! ભયદેવ. ૬

સ્હેલું સસતું માન, ઉપ્શોદક પાયે;
ઇજન કબુલે નહિ જો, સ્નાને હરખાયે! ભયદેવ. ૭

ચકલે ચકલે તારિ, હાટડી રહિ ગાજી;
ઘી માંખણુ સંતાયાં, હાટડી તુજ તાજી! ભયદેવ. ૮

ઢેડ ભંગી પણ જાત, તુજમાં ફરનારી,
અફિણ ભાંગ ગાંજા પર, તારી સરદારી! ભયદેવ. ૯

મળવા આવે મિત્ર, મનવર મ્હા કરતા;
ખાવાનું પુછેના, પ્રિતની સુંદરતા[1]! ભયદેવ. ૧૦

૧ જે પ્રમાણે હાલમા "ફેંકશુ"નો ઉપયોગ થાય છે, તેજ પ્રમાણે ઘેરો અગર મેગો સત્કાર મ્હાપાઇ કરવામાં આવે છે?

ભૂખ વખતે પણ ચાહ, ગાડાં ગગડાવે;
વાળુ વિષે પણ ચ્હાથી, ચલવે અધા, એ ! ભયદેવ. ૧૧
તરૂણોમાં તોફાન ચ્હાનું દેખાયે;
બની ગયા સુરદાસો, સદાવિ ચસમા, એ; ભયદેવ. ૧૨
દિકરીઓના[1] બાપ, થઇ લ્હાવો લેતા;
દિકરાની નહિ આશા; જાયે ભવ વ્હેતા ! ભયદેવ. ૧૩
શકિતનિ ગોળી ખોળી,[2] શું થાય ખાવાથી !!
ચ્હા રૂપી દવ સળગ્યો, હેંઠી ગયો હાથી !![3] ભયદેવ ૧૪
અગણિત રોગ ઉપાધિ, તુજથી ગઇ પેઠી;
લિવર લંગ્ઝ હિસ્ટિરિયે, સ્ત્રી બેઠી હેઠી ! ભયદેવ. ૧૫
ઉકાળેલો માલ, ફરિ ફરિ ઉકાળો;
ધર્મ ભ્રષ્ટ થઇ ચાલો, જો આંખે ભાળો ! ભયદેવ. ૧૬
ક્રોડો રૂપિયા હાય, જાએ પરદેશે;
હતભાગી હિંદવાસી, સમજે નહિ લેશે ! ભયદેવ. ૧૭
ગરમ દેશની રીત, ઠંડુ જળ દેવું;
ઉષ્ણ વારિ દારૂ તુલ્ય, સ્વપ્ને ના લેવું ! ભયદેવ. ૧૮
અગ્નિનું દઇને સત્વ, અગ્નિ જન કીધાં;
ચ્હા વિન કામ ન સૂઝે, કામણ કરિ દીધાં ! ભયદેવ. ૧૯
નાનાં નિર્દોષ બાળ, પારણિયે પોઢે;
ચ્હાના કપ ખખડતાં, ઉઠે ઝટ કોડે ! ભયદેવ ૨૦
એની મોહક જાળ, (જેમાં) ડાહ્યા સળકાયા;
તનમન નરમ થવાથી, શ્રી વૈકુંઠ ધાયા ! ભયદેવ ૨૧
પ્હેલી ચોપડી માંહ "ભુ" મુકિ "ચ્હા" ઘાલ્યો;
પાનારા શું પ્રિછે, શિશુનો ભવ બાળ્યો ! ભયદેવ. ૨૨
માટે ચેતી આપ, બહિષ્કર ચ્હા કરશો,
દુશ્મન સમ દીઠ ઠરશો, તો તન સુખ ધરશો ! ભયદેવ. ૨૩
માગું દેવા આપ, ઝટપટ સિધારો;
કદમ પનોતાં ટળતાં, ટળે દુઃખનો આરો !! ભયદેવ. ૨૪
ભરી સભાઓ સર્વ, લ્યો સોગન સામા,
ભગવાન ભક્તનો ભીર, ત્રાસે ભૂંડામાં. ભયદેવ. ૨૫

ભગવાનલાલ બાપાલાલ સૈયદ.

---

૧ ડાકતરો કહે છે કે, ચ્હા પીવાથી નબળાઈ વધે છે. તથા પારસી લોકો દિવસમાં ત્રણ વખત ચ્હા પીતા હોવાથી તેમનામાં દિકરીઓની સંખ્યા વધી પડે છે, જેને પરણનાર મળતા નથી.

૨ પ્રજા એટલે દરજ્જે નબળી પડી ગઈ છે કે દરેક વર્તમાન પત્રમાં વાંચવાની કોઈ ઉપયોગી બાબત ખોળતાં પુષ્ટીકારક દવાઓનીજ જાહેર ખબરો જોવામાં આવે છે ! જો આ જમાનાની બલિહારી નહિ તો બીજું શું ?

૩ હાથી રૂપી પુરૂષાર્થ; ચેતન્ય

लग्न समये गावानुं

# मंगलाष्टकम्.

( रचनार : स्व० विन्दुभाई जसवंतराय, ब्राह्मसमाज. )

ज्हेना लक्ष्य-अलक्ष्य रुप मांहि छे शान्ति निवासी रही,
ज्हेना दिव्य प्रभावमां अखिल आ सृष्टि प्रकाशी यही;
जे ज्ञाता परमात्मथी प्रकटियां ब्रह्मांड, शां उज्वल ?
ते विश्वेश कृपाल आ वरवधूने द्यो सदा मंगल !
ज्हेणे व्योम सुहावियुं झळकता सर्वो शशि तारक,
ज्योति अद्भूत सूर्यमंडळ दीधुं, जे विश्व-उद्धारक;
ज्हेनी प्रीति झरन्ती गान मधुरं अद्वैतनुं निर्मल,
आपो तेज पवित्रजीवन प्रभु आ युग्मने मंगल !
नीतिज्ञान उरे सुतन्वी सुशीला बाला सदा धारती,
शोभे भूषण भक्तिप्रेम गुणनां आनन्दपुष्पो भात;
दीपावी गृहधर्मसेवन मीठुं सौन्दर्यने देवल,
सौभाग्ये प्रिय प्रेमपान करजो : थाओ सहु मंगल !
शीळा देवी प्रकाशमां सुललिता बाला उषा म्हालती,
स्नेहाळा पतिसूर्यना हृदयमां उल्लास संचारती;
एवां रम्य अवर्ण्य प्रेमलहरे हिन्दोलतां मंजुल,
एकाकार जीवित दंपती तणां निस्ये घना मंगल !
लावे स्मितभर्यां सुखो पळ, कई, को गाढ दुःखावली—
संकष्टो उर घोर छाय, गगने घेरी घुमे वादळी;
प्रेरी अमृतवायु शान्तिमधुरो, श्रद्धातणुं द्यो बल,
प्रार्थे आ, प्रभु ! युग्मनां प्रियजनो, सर्वे करो मंगल !
सद्धर्मे सुनीतिपथे विहरतां, कार्यो करे ऊजळां,
संपत्तिसघळां रही सुयश ने कल्याण वाधे घणां;
वाटिका जगनी मांहि युगल आ प्रेमाळ ने विमल,
पामो सौख्यकुसुमनी परिमलो रेलन्ती सुमंगल !
वैदेही शुभ लग्न नन्दन जुवे देवांगना, देवता,
दीपे अंबर सौम्य हर्षकिरणे, संगान-नादो थता;
प्रीति भक्ति भरी प्रभुजीवननी पेली अमोली पळ,
शोलीने सुख-सत्य-पुण्य झरणां, सिंचो वधे मंगल !
पामो सिद्धि अपार, बुद्धि सघळी, धर्मांगणे रहो मन,
पामो स्नेहसुगन्ध शीतल, अमीमीठुं रुडुं जीवन,
याचीए जगदीश नम्र हृदये, कान्ति वधो भूतल,
ने रहेजो नवदंपतीउर प्रीतिमाला सदा मंगल !

સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક. Registered No. B. 436

# સુન્દરી સુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु.

( પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી. )


પુસ્તક ૮, અંક ૧૧.
જુલાઈ, ૧૯૧૧.

આધસંપાદક.
બન્ધુસમાજ, અમદાવાદ.
પ્રકાશક અને તંત્રી—રામમોહનરાય જસવંતરાય.


---

વિષયસૂચન.



વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે સવા રૂપિયો: હિન્દુસ્થાનની બ્હાર દોઢ રૂપિયો.

# સુન્દરી સુબોધ.


આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઇના શબ્દોમાં કહીએ તો "સ્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમા કુટુમ્બબન્ધનમાથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને કલેશોમાથી છુટી એ કુટુમ્બના ખરા કલ્યાણ કરવા "શક્તિમની અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે," પતિભક્તિપરાયણ થઇ પતિનું જીવન ઉન્નત કરે અને તેનાં આંતર્-વિશ્વાસોની ઉર્મિયોમા પોતાના હૃદયતરંગ ભેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાખે અને અન્તે સ્વદેશમાં ઉદયસૂર્યના તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે."


વર્ષ ૮ મું.] ઈ. સ. ૧૯૧૧, જુલાઈ:—આષાઢ, વિ. સં. ૧૯૬૭. [અંક ૧૧ મો.


## उदयगुजन.

### સુન્દરી સુબોધ મંડળ અને અબલા સહાયક ફન્ડ.

". ૧. સ્રીઓને ખરી કેળવણી આપવામાં મદદ કરે એવાં પુસ્તકોનો સંગ્રહ કરવો તથા પુસ્તકો લખાવવાં; અને પ્રકટ કરવાં; પુસ્તકાલયની ચોપડીઓ સઘળી સ્રીઓને મફત ઘેર બેઠે વાંચવા મળે એવી યોજનાઓ ઠામ ઠામ કરવી; સ્રીઓને ખાસ ઉપયોગી પુસ્તકો તથા વસ્તુઓ એકઠી કરવી; તેઓ વિદ્યાકલા, વૈદક, ભરતાં ગુંથતાં, પાકશાસ્ત્ર, બાળક ઉછેરતાં તથા માંદાની માવજત કરતાં શીખી શકે અને સ્રીરોગો બાબતનુ જ્ઞાન મેળવી શકે એવું વાંચન પુરૂં પાડવા તરફ આ પુસ્તકાલય તરફથી ખાસ પ્રયત્ન થાય એવી ગોઠવણ કરવી.

" ૨. પત્નીશાળાઓની નિરતર વૃદ્ધિ કર્યાં કરવી; અનાથ બાલિકાશ્રમને સંપૂર્ણ ઉત્તેજન આપવા ઉપરાંત વિધવા સ્રીઓને પોતાનુ વૈધવ્યજીવન દેશ-સેવામાં ગાળતાં શીખવવા માટે એક મઠ અથવા મન્દિરની સ્થાપના કરવી; જેમાં ત્હેમને પોતાની સ્થિતિને યોગ્ય કેળવણી આપી, આપણા દેશમાં યોગિ-ની મૈયાના જેવી પણ્ડિતાઓ તથા સ્રીઉપદેશકો, અને ઇસ્પિતાલોમાં ખાસ રીતે જરૂરની સૂયાણીઓ તથા નર્સો (માવજત કરનારી સ્રીઓ) ની—એવી એવી ઘણીક ખોટ જે પડે છે તે ઓછી કરવી; કુલીન પરન્તુ ગરીબ પત્નીઓ: અને વિધવાઓને દ્રવ્ય, અન્ન, વગેરેની સહાય કરવી; અને જે જે યોજનાઓ આપણા ગૃહસંસારને સુધારી શકે તે તે સર્વ યોજવી."

—યોગિની.

# આપણા સ્ત્રીજીવનના મહાપ્રશ્નો.

બ્હેનો અને બન્ધુઓ !

આપણાં ગૃહ અને કુટુમ્બની જિંદગી તરફ જરા દૃષ્ટિ ફેરવશો ?— ભવિષ્યની ઉગ્ર વિપત્તિઓની આગાહી કરતા અનેક મહાન દોષ, આપણી નવીન ચેતનાથી જાગ્રત થવા માંડેલી, હિન્દી પ્રજાને નિર્વીર્ય, નિર્મૂળ કરતા મથી રહ્યા છે તે નજરે પડે છે ?

૧ યુવાન સ્ત્રીઓ અને કન્યાઓમાં નબળાઇ, રોગીપણું અને અકાળ મરણ નિરંતર વધ્યે જાય છે.

૨ બાળકોનાં દર્દો, ત્હેમનામાં મૃત્યુનું પ્રમાણ, તથા નિર્બળતા; અને ત્હેમની કેળવણી તથા તન્દુરસ્તી તરફની બેકાળજી વધી પડયાં છે.

૩ આપણાં ગૃહજીવનમાં અજ્ઞાનતા, વ્હેમ અને અન્ધશ્રદ્ધાનું પરિબળ હજી જેમનું તેમ ભાસે છે; અને ખરી સ્ત્રીકેળવણીની તથા આપણી ભવિષ્યની આશા—આપણાં બાલકોને આપવાના સત્ય શિક્ષણની ખામિ આપણે સર્વ સ્થળે જોઇએ છીએ.

૪ બ્રહ્મચર્ય અને કુમારીવ્રતનું ખંડન-ખૂન કરતાં બાળલગ્નો, સ્ત્રીપુરૂષના સંબન્ધમાં મિતાચારની ન્યૂનતા, અને વૈધવ્ય જીવનનાં કષ્ટો એ સર્વમાં દેખીતો ઘટાડો કોઈ રીતે નિહાળી શકાતો નથી.

૫ ખોટી જરૂરિયાતો અને અતિખર્ચાળપણાની અભિવૃદ્ધિને પરિણામે સ્ત્રી બાલકોની થઇ જતી નિર્ધન, નિરાધાર, ચેતનહીન સ્થિતિ સર્વત્ર વધ્યે જાય છે.

આ અને આવાં અનેક દૂષણ આપણાં જીવનમાં ભયંકર ઝેર પ્રસારી રહ્યાં છે. અને નજરે જોયા, જીવનમાં અનુભવ્યા પછી પણ તે તરફ અસાધારણ બેદરકારી આપણે રાખીએ છીએ, ત્હેને બુદ્ધિ ર્વક આત્મહત્યા નહિં તો બીજું શું કહેવું ?

"રહાઓ અને સહાય થાઓ.!"

"દેશોન્નતિનો ઉચ્ચ હેતુ નજર આગળ રાખી, વ્યક્તિ, તેમ જનસમાજ, આપણે સર્વ, સંસારમાં, સ્ત્રીઓના—ભવિષ્યની પ્રજાની માતાઓના ઉચ્ચ પદનો, મહત્વનો, સ્વીકાર કરી, તેમને સર્વ રીતે સન્માનપાત્ર ગણીશું, ઉચ્ચ સુશિક્ષણવડે તેમનાં જીવન ઉન્નત કરીશું, તેમની ઉન્નતિમાં વિઘ્નકર્તા અસમાન વિવાહ, બાળલગ્ન, બાલમંયોગ આદિ બન્ધનોથી, અયોગ્ય અંકુશોથી, તેમને મુક્ત કરીશું, તેમનાં કર્તવ્યમાં તેમને યોગ્ય સ્વાતંત્ર્ય આપીશું, દરેક પ્રકારે તેમનાં જીવન સુખમય, આનન્દમય કરવા યત્ન કરીશું,"*—તોજ આપણા દેશની આ અનેક વિષ ઝરણીઓનાં પૂર આપણે અટકાવી શકીશું. પ્રભુ આ સત્કાર્યમાં આપણને સહાય થાઓ ! તન્ત્રી.

*રા. દાલભાઇ લક્ષ્મણભાઇ કૃત "સંસારમાં સ્ત્રીની પદવી"

# काव्यकुंज.

## પ્રકાશ માટે પ્રાર્થના

મધુર, મધુર તેજ ! આજ, લલિત પગલિ લાવો;
આવો, આવો પ્રણયરાજ ! હૃદય આ સુહાવો.
ભેદી જીવનઘેરી રાત, ગગનઘન નિવારો;
મંગલમય સુરપ્રભાત ! રમ્ય, પ્રિય પધારો.

સાયર છો રાજરાજ ! વિશ્વને વહાવો;
કિચ્ચડકણ અલ્પ કાજ, દયા, નાથ ! લાવો.
ઉંડી મનગુહા મલીન, તમઘટા વિદારો;
પુણ્યસુધાઝરણ ! દીન અન્તરે પધારો.

વિષયવિષની ઝાળ છાયી, દહતી જીવનમાં, ઓ !
રંક ઘેર શાન્તિદાયી પગલિ, તાત ! લાવો.
જીવન બલ-આશ હીન, પ્રિય ! કૃપાલ થાઓ;
પાપ-દુષ્ટતા વિલીન, બાલકકર ગ્હાઓ.

પતિત જીર્ણ જીવિતમાંહ્ય, અમરમેઘ ! આવો;
પાવન કરી હૃદયરાય ! આત્મપુલ ફુલાવો.
યાચક પ્રભુનો હું નિત્ય, પ્રાણદાન લાવો;
તિમિરપંકમાંથી સત્ય જ્ઞાન દઈ છુડાવો.

દેખું ના, વસો સમીપ, ભ્રાન્તિ વિષમ કાપો,
ઝાંખી કરૂં પ્રણયદીપ, દિવ્યનયન આપો.
અન્ધ, બાલ, અબલ છેક, રંક ઉર, સુહાવો;
પરમ પ્રેમકિરણ એક, પ્રભુજી ! જ્યોતિ લાવો.

મધુર, મધુર તેજ ! આજ, લલિત, લલિત આવો;
લાવો, લાવો પ્રણય, રાજ ! જીવનમાં ઝુલાવો.

રા. જ.

# વાર્તાલહરી

## પદ્મા.

( Indian Ladies Magazine માંથી.)

૧

ચંદ્રપુર નામના ન્હાના ગામડાની એક બાજુએ સુંદર નીલવર્ણીય ક્ષેત્રો આવી રહેલાં છે. ત્હેની થોડેક દૂર તરૂઓનો મહાન ઝુંડ, સુંદર સરિતા, ઉન્હાળાની સખ્ત અને અસહ્ય ગરમીમાં શાન્તિ આપતી આંબાવાડી, ત્હેમાં વસતા વિવિધ જાતનાં વિહંગો અને એક ચારૂ વિશાળ કાસાર ત્હેના અવર્ણનીય સૌન્દર્યમાં વૃદ્ધ કરતાં હતાં. ગામના સાંકડા, પથ્થર પૂર્ણ, અને ધૂળવાળા રસ્તા ઉપરથી એમ અનુમાન કરી શકાય કે આ ગામના લોકો અવિનીત છે, પરંતુ તેમ નહતુ; કારણ કે આ ન્હાનકડા ગામના અસંખ્ય વિદ્યાર્થીઓ વિશ્વવિદ્યાલયની પરીક્ષામાં પસાર થઇ વકીલ, ડાક્ટર વા ન્યાયાધિશ થયા હતા અને હજુ પણ થતા હતા. આ ન્હાનકડા રમણીય ગામમાં ઘણા સૌન્દર્યવાળાં સ્થળો હતાં. કમળના પુષ્પોથી પરિપૂર્ણ કાસાર ખરેખર ઘણું રમણીય હતું. આની અંદર ઉન્હાળાની સખ્ત ગરમીમાં અથવા તો ભયંકર દુષ્કાળ પણ જલ ખુટતું ન હતું. પ્રાતઃકાલે અને સાયંકાલે ચંદ્રપુરની વૃદ્ધ વાતુડી ડોશીમાઓ, સૌન્દર્યવતી લજ્જાવતી યુવતીઓ—અને નિર્દોષ સરલ કન્યકાઓ—નવાં વિવિધ રંગના વસ્ત્રો પરિધાન કરી જલસિંચન કરવા અર્થે આવતી હતી. રમણીય કાસારની અવર્ણનીય રમણીયતામાં વૃદ્ધિ થતી અને સ્વર્ગીય દેવાઙ્ગનાઓ કુદરતના સૌન્દર્યનું નિરીક્ષણ કરવા માટે આ કાસાર પર આવી ન હોય એવો ભાસ થતો હતો. ન્હાની ન્હાની બાલિકાઓ કમલનાં પુષ્પો લેતી અને હર્ષથી પોતાની ચક્ષુઓ અને છાતી સાથે ચાંપતી. કુદરતના સૌન્દર્યથી આલ્હાદ પામી-આમ તેમ દોડતી અને નિર્દોષ રમતો રમતી. કાસારની આસપાસ ઉગેલાં વિવિધ જાતનાં તરૂઓ, વેલાઓ અને છોડવાઓ નીચે જે ન્હાની બાલાઓ પોતાની માતા, ભગિની વા ભાભી સાથે આવતી તે બેસતી અને ઘણું કરીને ન્હાના ન્હાના ધોળાં, ગોળ ને લીસાં કાંકરા એકઠા કરી રમતી. સાયંકાલે કાસારનો દેખાવ અસ્ત પામતા સૂર્યને લીધે ઉદય પામતા ચંદ્રને લીધે, જલસિંચન કરવા આવતી સ્ત્રીઓને લીધે-ચરીને પાછાં આવતાં ઢોરોને લીધે ઘણોજ મોહક ને સુંદર લાગતો. ન્હાની બાલાઓના મધુરાં ગીતડા-કોયલનો સુંદર સ્વર, અને મયૂરનો કેકારવ, કામ કરી શ્રમિત થયેલાં ગૃહસ્થોને અને વાંચી વાંચી શ્રમિત થયેલા યુવક વિદ્યાર્થીઓને આવવા લલચાવતો હતો.

મે માસની એક શાંત સાંજે આ તરૂઓની નીચે ચાર બાલાઓ રમવામાં મગ્ન થએલી હતી. પાંચિકાઓ પદ્માના કોમલ કરમાં વિરાજતાં હતાં. ત્હેની શ્વેત વર્ણીય સુંવાળી હથેળી-કાળી ચકચકિત આંખો, મીઠો સ્વર, સુંદર પઠેકો—ન્હાનકડું પોલકું ઝાલરવાળી મ્હોટી ઘાઘરી અને લાંબા કાળા કેશ સર્વેનું ધ્યાન ખેંચતાં હતાં. રમવામાં વારંવાર તે હારતી અને ત્હેની સખીઓ મીઠાશની ત્હારે રડતી. રમતાં રમતાં પાંચીકા હાથમાંથી જનકીએ કહ્યું ઉભી રહે, જો આ પાંચીકો હસ્યો !

તે હસતાં મુખડાં પર શોકની છાયા પ્રસરી રહી અને ધીમેથી તે પાંચીકાઓ ત્હેણે આપી દીધાં.

આ ન્હાની છોડીઓના સમૂહથી થોડેક દૂર બે યુવાન કુમારો એક બીજાની ગરદનમાં હાથ નાંખી ફરતા હતા. ચંદ્રશેખરની ગૌરવર્ણીય ચામડી, સુંદર વાળ, બોલવાની અને ચાલવાની મોહક રીત અન્યના હૃદયનું આકર્ષણ કરતી. શ્રીનિવાસ કાળો અને ઉંચો હતો. ત્હેનો ચ્હેરો કંઇ મોહક ન હતો.

ચંદ્રશેખરે કહ્યું " આપણા ન્હાના ગામડાને પોતાના કુંકુમમય પગલાંથી જ્યોતિર્મય કરનાર આ ન્હાની સ્વર્ગીય દેવપુત્રીઓ પાસે, ચાલ, આપણે જઇએ. "

" આ ન્હાની મૂર્ખ છોડીઓ પાસે જઇને આપણે શું કરશું ? " શ્રીનિવાસે કહ્યું.

" અરે એ શું કરે છે એ જોઇએ. ચાલ તો ખરો "

જ્યારે પદ્માએ પાંચીકા નીચે નાંખ્યાં ત્હારે આ બન્ને યુવકો ત્હાં પહોંચ્યા. જાનકીએ ગર્વથી કહ્યું " ત્હને સાત પોત લાગ્યાં. હું મ્હને હજી ચારજ પોત લગાડવાં છે. " ચંદ્ર અનિમિષ દૃષ્ટિથી પદ્મા સામું જોઇ રહ્યો અને ત્હેણે કહ્યું " ચાલ આપણે બે રમીએ. એવી ન્હાની છોડી સાથે શું બળ બતાવે છે. જાનકીએ ચંદ્રને પાંચીકા આપ્યા અને બોલી " હરાવ્યો. હરાવ્યો. રમતાં બહુ આવડે. ઉતરી પડો જોઇએ ? "

ચંદ્રશેખરને રમતાં ક્યાંથી આવડે ? આખરે તે હાર્યો. સર્વ છોડીઓ ત્હેની મશ્કરી કરવા લાગી અને બોલી " મ્હોટા તે ખોટા. અમનેય ન હરાવી શક્યાં " જાનકીએ પણ વાગ્ પ્રહાર શરૂ કર્યો. અને પદ્મા હસવા લાગી કારણ કે આટલા મોટા કરતાં ત્હેને સારૂં રમતાં આવડતું હતું. !

લજ્જીત થઇ બન્ને યુવકો ચાલ્યા અને બાલાઓ પાછી રમવા લાગી. ચંદ્રે પૂછ્યું " સર્વથી વધારે સૌન્દર્યવતી કોણ હતી ? "

"જાનકી ઘણી ચપલ અને ચાલાક છે. હું તો ત્હેને પસંદ કરૂંછું." શ્રીનિવાસે કહ્યું.

" ખરેખર તું હુશીઆર છે. પરંતુ તે બહુ બોલે છે. મ્હને તો પદ્મા ભોળી અને મોહક લાગી. "

ત્હું તો દરેક બાબતમાં મ્હારાથી જુદોજ પડે છે. તું તો બહુ વિચિત્ર છે હો !

ચંદ્રશેખર અને શ્રી નિવાસ બન્ને મેડીકલ કોલેજમાં ભણતાં હતાં. "સમર વેકેશન" હોવાથી તેઓ પોતાના ગામમાં આવ્યા હતા. પદ્મા પણ આ વખતે ચંદ્રપુર આવી હતી.

૨

કૃષ્ણપુર સ્ટેશન પાસે એક ભાડુતી ગાડીવાળા સાથે જુન માસની ઓગણીસમી તારીખે મધ્યાન્હકાલે એક પચાસ વર્ષનો વૃદ્ધ તકરાર કરતો હતો. ગંગાધર માત્ર થોડુંક અંગ્રેજી ભણેલો હતો પરંતુ પ્રમાણિકતાથી-ખંતથી અને ઉદ્યોગથી ત્હેને હાલ પચાસ રૂપિયા મળતા હતા. ગંગાધરને ઘણાએક છોકરાં હતાં-અરે-ત્હેના છોકરાને પણ છોકરાં હતાં. તે અને ત્હેનું કુટુમ્બ રામેશ્વરની યાત્રા કરી પાછાં આવ્યાં હતાં. જો તે એકલો હોત તો ત્હેને ગાડીની જરૂર ન પડત પણ આખું કુટુમ્બ સાથે હતું તેથી ત્હેણે ગાડીવાળાને ત્રણ આના ભાડું આપવાનું કહ્યું પણ ગાડીવાળાએ આઠ આના માગ્યા ત્હારે ઘણાજ આગ્રહથી ચાર આના આપવા ત્હેણે કબૂલ કર્યા.

સ્ટેશનપર રામચંદ્ર ન્યાયાધિશ પણ આવેલા હતા. કારણ કે ત્હેની પુત્રી રૂક્મણીના વિવાહના શુભ પ્રસંગે ચંદ્રશેખર તેમજ ત્હેનું મિત્રમંડળ આવવાનું હતું. ઘણાજ ભપકાથી અને આનંદથી બીજે દિવસે લગ્ન કરવામાં આવ્યાં. લગ્નક્રિયા ચાર દિવસ ચાલી. બ્રાહ્મણોને પણ તૃપ્ત કરવામાં આવ્યા. પતિ અને પત્નીને–નવ યુગલને–હીરા માણેક મોતી એવી એવી અમૂલ્ય ને અસંખ્ય ભેટો મળી. લગ્ન પૂરાં થયાં ત્હારે ખર્ચ ઘણો થયો. બ્રાહ્મણોને દક્ષિણા આપવામાં સંપૂર્ણ ભપકો બતાવવામાં–જ્ઞાતિ ભોજનમાં–સારાં ભપકાદાર રેશમી પિતામ્બર અને આભૂષણો પહેરી પંગતમાં ફરવામાં ઘણોજ ખર્ચ થયો હતો–ત્હેને દેવું વ્હોરવું પડયું હતું. લગ્ન ખર્ચનો એક દશાંશ ભાગ જો સેવાસદન, Widow's home, અંત્યજ વર્ગ સુધારક મંડળ અથવા કોઇ અપંગને આપવામાં જો ત્હેણે કર્યો હોત તો કેવું સારૂં થાત! ઇશ્વર! ભારતવાસીમાં આવી સદ્બુદ્ધિ મૂક!

ચંદ્રશેખરને ત્હેના કાકાએ હજુ ત્યાં રહેવા આગ્રહ કર્યો અને ઉન્હાળો ત્હાં ગાળવા કહ્યું. કૃષ્ણપુરમાં તે ઘણાજ હર્ષથી રહેતો. એક સમયે ત્હેના કાકા રામચંદ્રને ત્હેના સ્નેહીને ત્યાં સીમંત હોવાને લીધે જવું પડયું અને ચંદ્ર પણ ત્હેની સાથે ગયો. સીમંતની ક્રિયા પૂર્ણ થયા પછી સર્વે જમવા બેઠા. ચંદ્રને જમવાની રૂચિ નહતી. પણ દૂધપાક, આખો ભીંડા અને ટીંડોરાં જોઇને ત્હેના મ્હોમાં પાણી છૂટયું. જ્યારે પંગતમાં પતરાળીઓ પીરસાતી હતી ત્હારે ચંદ્રની નજર એક સ્ત્રીઓના સમૂહ ઉપર પડી; ત્હેમાં એક યુવતી ગાતી હતી અને સર્વને ગવરાતી હતી. મધુર અને મંદ સ્વરે ગાતી–સર્વની નાયક પદ્માની ઉપર ત્હેની નજર પડી. પદ્માએ પ્રેમનું એક છૂપુ અને જીજ્ઞાસુ કટાક્ષ ત્હેની પ્રત્યે ફેંક્યુ, પરંતુ સર્વની હાજરીને લીધે–હિંદુ ગૃહસંસારના નિયમને લીધે–લજ્જાને લીધે તે બોલી શકી નહિ. પદ્માના સુંદર નેત્રો ચંદ્રની ચક્ષુ આગળ તરી આવ્યા અને આખો દિવસ પદ્માના વિચારમાંજ તે વિલીન રહ્યો. પદ્માને માટે પ્રેમની લાગણી ઉત્પન્ન થઇ અને ત્હેની પ્રશંસા તે કરવા લાગ્યો. લગ્નના વિચારો ત્હેના મનમાં આવવા લાગ્યા. ત્હેનો પિતા વિનીત હતો—વિશ્વવિદ્યાલયનો ગ્રેજ્યુએટ હતો—સુધારક હતો તેથી સોળ વર્ષની કોમળ વયમાં ત્હેને પરણાવ તેવો સંભવ ન હતો. પદ્માનું વય લગભગ તેર ચૌદ વર્ષનું હતું, પરંતુ ત્હેને ખાત્રી હતી કે લગ્ન કરવાથી ત્હેના અભ્યાસમાં ખલેલ નહિ પહોંચે. હિંદુલગ્નના કેટલાએક દુષ્ટ રિવાજો પ્રત્યે ત્હેને તિરસ્કાર હતો. પોતાના કાકાને ત્હાં રૂક્મણીના લગ્નમાં પતિપત્નીથી બીજા સાથે—અરે—અરસપરસ પણ બોલાતું નહિ. અવિનીત મૂર્ખ સ્ત્રીઓની મશ્કરી સહન કરવી પડતી. મહારાજ કહે તેમ કરવું પડતું. જાણે પતિ અને પત્ની સુશોભિત મ્હોટાં પુતળાં ન હોય! જમાઇને વારંવાર શ્વશુરગૃહે જવું પડતું એ પણ ત્હેને અયોગ્ય લાગતું જો કે સાસુઓ જમાઇની જે સંભાળ લેછે હેમને જે મીઠડાં વચનોથી બોલાવે છે. ત્હેમને જે રીતે ખુશી કરે છે–ત્હેમને પોતાના પુત્ર માફક રાખે છે ત્હેને માટે તે સાસુઓની પ્રશંસા કરતો.

લગ્નના આ વિચારો ત્હેના મનમાં આવ્યા જ નહિ. પદ્માને પરણવાથી જે સુખ ત્હેને મળવાનું હતું ત્હેનાજ વિચારો ત્હેને આવ્યા. પદ્મા સાથે પરણવું એ વિચાર ત્હેને આહ્લાદ આપતો અને પદ્મા મ્હારી સહચારિણી થશે એટલે વધારે ચાહિશ એમ ધારતો.

૩

શિયાળો ચાલતો હતો. પરીક્ષા પૂરી થયા પછી આરામ લેવા ચંદ્ર પાછો રામચંદ્રને ત્યાં આવેલ છે. રામચંદ્રની કમાણી દિન પ્રતિદિન વધતી જતી હોવાને લીધે ગામથી થોડેક દૂર રમણિય પ્રદેશમાંના ભવ્ય બંગલામાં તે રહે છે. પરીક્ષાની સખ્ત મહેનતને લીધે ત્હેની તબીઅત બગડી હતી. તેથી તે હમણાં સંપૂર્ણ આરામ લેતો હતો. પ્રાતઃકાલે અને સાયંકાલે પાસે આવેલી ટેકરીઓ પર અથવા સરિતા તીરે–અથવા ખેતરોમાં તે ફરતો અને ગામડામાંથી તેમજ ગામડીઆઓમાંથી સંપૂર્ણ આનંદ મેળવતો. ઘણી વખત બપોરે તે વાડીના કુંજમાં જતો અને કાલીદાસકૃત શાકુંતલ વાંચતો કોઇવાર વૃદ્ધ માતા પાસે બેસતો અને આનંદથી વાર્તા શ્રવણ કરતો.

ચંદ્ર "ટેનીસ" નો શોખીન હતો. ત્હેના આવ્યા પછી થોડેક દિવસે "ટેનીસ ટુર્નામેન્ટ થવાની હતી. ચંદ્ર ત્હાં જવા માટે તૈયાર થયો અને પોતાને ટેનીસ સારૂં આવડતું હોવાને લીધે "ચેમ્પીઅન" થવાની આશા હતી. પરંતુ મનુષ્ય ધારે છે શું ને ઇશ્વર કરે છે શું! Man proposes, God disposes ચંદ્ર જ્યારે રસ્તામાં જતો હતો ત્હારે એક ઘોડા ગાડી તોડી ભાગ્યો. ચંદ્રને કપાળમાં સખ્ત ઇજા થઇ, અને અને ત્હેના ડાબા હાથની અંગુલીઓમાંથી લોહીની ધારા વહેવા લાગી. કોઇ એક સદ્‌ગૃહસ્થ ત્હેને પદ્માને ત્યાં લઇ ગયો! ત્હેના પિતા કોર્ટમાંથી આવ્યા ન હતા–ત્હેની માતા પાડોશીને ત્હાં ગઇ હતી. રસોઇઓ પાણી ભરવા ગયો હતો. ગૃહમાં તે અને ચાકરડી હતી. ચંદ્રના જોડાનો અવાજ સાંભળી પદ્મા બહાર આવી અને ચંદ્રના મસ્તક ઉપર લોહી અને હાથ ઉપર પાટો જોઇ તે બોલી? "ચંદ્રભાઇ! શું થયું! લોહી શાથી નીકળ્યું!

ભલે ભારતવર્ષની બાલાઓને લજ્જાવતી અને અવિનીત કહેવામાં આવે પરંતુ અણીને સમયે ત બાહોશ ને બહાદુર બને છે. તેમાં લગારે સંશય નથી.

"ચંદ્રભાઇ! આ પલંગ ઉપર સુઇ જાઓ. હું હમણાં પાટો ને દવા લાવું છું. એટલી સ્નેહ અને સુધામય વાણીમાં બોલી કે ચંદ્રનું દરદ અર્ધું થઇ ગયું. ત્હેના હાથમાં રેશમનો કકડો હતો. અને ત્હેના ઉપર લીલા નાજુક દોરાથી તે ફુલ ભરતી હતી. તે કટકો ત્હેણે ત્હેના મસ્તક ઉપર બાંધ્યો; અંગુઠામાંથી પણ હવે લોહી બહુ નીકળતું નહતું; પદ્માએ તે સાફ કર્યો અને ત્હેના ઉપર કોપરાના તેલનો પાટો બાંધ્યો.

આ મમતાવાળી અમૂલ્ય સેવા માટે ચંદ્ર શું બોલી શકે? જ્હારે કોઇ વૃદ્ધ પુરૂષને યુવાન્ પુરૂષનો આભાર માનવો હોય ત્હારે 'બેટા "બાપુ" "સુખી રહે" "સો વર્ષનો થા" "તું દીકરાનો બાપ થા." એવાં એવાં આશીર્વચનો વાપરે છે. જ્હયારે કોઇ યુવાનને વૃદ્ધનો આભાર માનવો હોય ત્હયારે "હાજી, એ શબ્દો નીચું જોઇને નમ્રતાથી બોલે છે. પરંતુ યુવાન પુરૂષ વા સ્ત્રીને અન્ય યુવાન્ પુરૂષ વા સ્ત્રીનો આભાર માનવો હોય ત્હારે તે અવાચક રહે છે અને માત્ર નેત્રોથીજ આભારની લાગણી દર્શાવાય છે. ચંદ્રે એક શબ્દનો પણ ઉચ્ચાર ન કર્યો. ત્હેની પ્રત્યે આભારનું કટાક્ષ ફેંક્યું. આખરે ચંદ્રે પૂછ્યું "પદ્માબ્હેન; હમણાં શું વાંચો છો?" હમણાં માસ્તર ભણાવા આવે છે. બીજું કંઇ વંચાતું નથી. પણ એ ચોપડીમાં મઝા નથી પડતી. ત્હેમાં યુરોપીયન ગૃહસંસારની વાતો છે. પદ્માએ કહ્યું. આપણા દુઃખી ગૃહસંસારની વાતો વાંચશો? હું જે માસિકો આપીશ ત્હેનું અધ્યયન કરશો. પદ્મા ત્હમે વિનીત છો એ સારૂં થયું હો."

આ વખતે ઘરમાં બધાં આવ્યાં અને ચંદ્ર સર્વની રજા લઇ ઘેર ગયો.

ચંદ્ર પદ્મા સારૂ માસિકો લાવ્યો. પદ્માને ગુલાબના પુષ્પોનો બહુ શોખ હતો તેથી તે ત્હેને ગુલાબ વારંવાર લાવી આપતો. ઘણીવાર ધીમેથી તે ગુલાબ ત્હેના લાલીવાળા ગાલ ઉપર ફેંકતો. તેઓ બન્ને ઘણીવાર કુંજમાં એકઠાં બેસતાં અને ચંદ્ર પદ્માને શાકુન્તલ સમજાવતો; ચંદ્ર! પદ્મા એ ખરેખર ત્હારૂં ગુલાબ છે એ ગુલાબના કોમળ કુસુમને કરમાવા ન દેતો હો!

૪

પ્રિય વાંચનાર! વખતને જતાં વાર નથી. ફરીવાર મે વેકેશન આવ્યું છે. શાળા બંધ થયા પછી ચંદ્ર પોતાના ગામ ગયો છે. તે પોતાના વ્હાલા પિતા સાથે હાલ રહે છે. ચંદ્રનું વેવિશાળ પદ્મા સાથે થયું છે!!! અને થોડાએક સમયમાં પરણશે!! ત્હેના પિતા જેવા સુધારકે આ શું કર્યું! પદ્મા ડાહી હતી તેથી વેવિશાળ કર્યું. અને મ્હોટી હતી તેથી લગ્ન પણ નક્કી થયાં. ચંદ્રને લગ્ન વિષે પૂછવામાં આવ્યું. ચંદ્રે ઘણા હર્ષથી પરણવાની હા કહી.

ચદ્રશેખર પરણ્યો. બન્ને સુખી થયાં. એક સમયે પૂર્ણિમાની રાત્રીએ બન્ને જણ અગાશીમાં બેઠાં હતાં. ચાંદની હતી. ચંદ્રનું તેજ આહ્લાદક લાગતું હતું. બન્ને જણાં ખુરશી ઉપર બેઠાં હતાં. વચમાં એક ગોળ ટેબલ હતું. ટેબલ ઉપર દૂધના વાડકા હતા. દૂધ પીતાં પીતાં ચંદ્રે કહ્યું "વહાલી તે દિવસે પાંચીકા રમતાંય નહતું આવડતું સાંભરે છે!

તે દિવસે જાનકીથીએ હાર્યા હતા સાંભરે છે. પદ્માએ કહ્યું.

બન્ને જણાં દૂધ પી રહ્યાં અને ચંદ્રે પદ્માના કોમળ લાલ અને સુવાળાં ગાલ ઉપર એક પ્રેમનું ચુંબન કર્યું.

રમણીક ત્રીવેદી.

---

## પ્રેમ બંધન.

स्नेहच्छेदेऽपि स्नेहीनां गुणा नायान्ति विक्रियाम् ।
भंगेनापि मृणालानामनुबध्नन्ति तन्तवः ॥

ભાવાર્થઃ—સ્નેહનો ભંગ થયા છતાં પણ સ્નેહી મનુષ્યોના ગુણમાં ફેરફાર થતો નથી. જુઓ! કમળદંડનો ભંગ થાય છે ત્યારે પણ તેના તન્તુઓથી તે સંધાયલોજ હોય છે.

આપણી આ નાનકડી વાર્તાની શરૂઆત ઇસ્વીસનના સોળમા સૈકાની આખરે થાય છે. જે સમયે હિન્દુ અને મુસલમાનોનો પાળક પિતા શહેનશાહ અકબર હિન્દુસ્તાનમાં મોગલ સામ્રાજ્ય પ્રસરાવવા મથતો હતો તે સમયે નર્મદા નદીની ખીણમાં અનેક નાનાં મોટાં રજપુત રાજ્યો હતાં. તે રાજ્યોનો વિસ્તાર બુંદેલખંડ અને રેવાના વિસ્તિર્ણ પ્રદેશથી દક્ષિણમાં બ્રાહ્મણીવંશનાં અહમદનગર અને બેદરનાં રાજ્યો સુધી હતો. તે પ્રદેશમાંથી તાપી અને નર્મદા નદી ધાટાં અને ઉંડાં જંગલોમાં થઇને પસાર થતી હતી. આસપાસની ભૂમિ સર્વત્ર ખાડા ટેકરાવાળી હતી. તેમાં ભીલ, ગોંડ, કંધ વિગેરે જંગલી જાતો વસતી હતી. આ ન્હાનાં ન્હાનાં રાજ્યો તેવીજ વસ્તી ઉપર પોતાનો અમલ ચલાવતાં હતાં.

સન્ધ્યાનો સમય જબલપુરથી દક્ષિણે આશરે વિસેક માઇલ આવેલી નર્મદા નદીની ઉંડી ખીણમાં અતિ મનોહર લાગતો હતો. નદી ઊંડા પટમાં થઇ વહી જતી હતી. પાણી પણ આ સ્થળે ઘણુંજ ઉંડું હતું. આસપાસના બે કાંઠા પાણીથી લગભગ પચાસ પચાસ ફીટ ઉંચા હતા. આ સમયે એક નાની સરખી હોડી પશ્ચિમ તરફથી જોસભેર ધસી આવી અને એક મોટી પથ્થરની શીલા પાસે આવી ઉભી રહી. તેમાંથી એક લશ્કરી પોશાકનો લગભગ પચીસ વરસની ઉમ્મરનો રજપુત કુદી પડયો અને પાસેની ઝાડીમાં એક સુકુમાર બાળા ઉભી હતી તેની પાસે જઇ પહોંચ્યો.

"વ્હાલા રણમલસીંહ! ત્હમે કેટલી બધી વખત સુધી રાહ જોવડાવી? હું ક્યારની અહીં આવી ત્હમારી રાહ જોઉં છું. મ્હારા મનમાં એમ હતું જે ત્હમે આજ પણ નહીં આવો. આજે મ્હારા કાકા પાસેથી જેમ તેમ રજા માગી અત્રે આવી છું. કહો કેમ આજે આટલા બધા મોડા થઇ પડયા?"

"સગુણસુંદરી! આજે સ્હેજ મ્હારે રોકાઇ જવું પડયું તેથી વાર લાગી: પરંતુ હું તો આ છેવટની ત્હમારી રજા માગવા આવ્યો છું. મ્હારે હવે અહમદનગરના રાજ્યમાં જવાનું છે અને ત્યાંથી લશ્કર લઇ મોગલો ઉપર ધસારો કરવાનો છે. એટલે મ્હારાથી ત્હમને તુરત મળાશે નહીં. સુંદરી! ત્હમે હવે આ સેવકને ભુલીજ જવાનાં. બીજા કોઇ ત્હમારે યોગ્ય સ્વામી સાથે પરણુશો એટલે આ સેવકને ભુલવાનાં" રણમલે જવાબ આપ્યો.

"વ્હાલા રણમલ! શા માટે તું એવું ધારે છે? હવે તો જે પ્રેમ બંધાયો તે બંધાયો તેમાં કાંઇ પણ ફરક પડવાનોજ નથી. ગમે ત્યાં તું જજે પરંતુ આ ત્હારી પ્રેમાળ મૂર્તિને ભૂલીશ નહીં. પણ તેનો કહે કે તું કયે રસ્તે થઇ જવાનો છું?" અતિશય પ્રેમના આવેશમાં સગુણે 'તું'કારથી પોતાના પ્રિય તરફ ઢળી પડતા પૂછ્યું.

"ખાનદેશના જંગલમાં થઇને વિંધ્યાચળના પ્રદેશમાં જવાનું છે અને ત્યાંથી મોગલ દળ ઉપર છાપો મારવાનો છે."

આટલું સાંભળતાં સગુણ ઘણીજ ખિન્ન થઇ ગઇ. આંખમાં અશ્રુ આવી ગયાં. તેથી રણમલને ગળે બાઝી બોલી "રણમલસીંહ! ત્યાં તો નજ જશો, ખાનદેશમાંતો પ્રચંડ બ્હારવટીઓ બ્હાદુરસીંહ રહે છે. શું ત્હમને ખબર નથી? તેનો કેટલો બધો ત્રાસ છે! તેના ડરથી આખો મધ્ય હિંદુસ્તાન ધ્રુજે છે. માટે ઇશ્વરને ખાતર ત્હમે ત્યાં ન જશો. હું ત્હમને વિનવીને કહું છું જે ત્હમે ત્યાં ન જશો. ત્હમને નોકરીની ઇચ્છા હશે તો મ્હારા કાકા સુજનસીંહને દિલ્હીના શહેનશાહ અકબર સાથે સારી વગ છે, તેથી ત્હમને ત્યાં સારો હોદ્દો અપાવીશ. નહીંતો મ્હારા કાકાનું રાજ્ય આ સરદારગઢની ટેકરી આસપાસ છે તે ત્હમારૂંજ છે. માટે ન જશો. રણમલ! આ ત્હમારા પ્રેમની પિપાસુ ત્હમારી પાસે આ માગીજ લે છે. માટે ત્યાંતો નજ જશો. મોગલો સાથે લડવા કરતાં તેમની નોકરીમાં લાભ છે. અહમદનગરનું રાજ્ય તો આજ છે ને કાલ નથી."

"વ્હાલી સગુણ! મ્હને ન રોકીશ. બ્હાદુરસિંહ તો શું પરંતુ ત્હેના કરતાં હજાર ઘણો ક્રૂર બ્હારવટીઓ મ્હને કાંઇ કરી શકે તેમ નથી. ત્હારી ઇચ્છા હોય તો તે બ્હારવટીઆને ત્હારી પાસે આણી રજુ કરૂં" રણમલે આશ્વાસન આપતાં જવાબ આપ્યો.

બ્હારવટીઆનું નામ સાંભળી સગુણું કંપી ઉઠી. ત્હેનું હૃદય ભયથી ધબકવા લાગ્યું. કપાળ ઉપર પરસેવો થઇ આવ્યો. ત્હેને લ્હોતી તે બોલવા લાગી "રણમલ! ત્હમને ખબર તો હશે જે આ ક્રૂર બ્હારવટીઆને પકડવાને મ્હારા કાકા સુજનસીંહે શહેનશાહ અકબરને વચન આપ્યું છે. તેથી આસપાસનાં વિકટ વનમાં તેમજ ડુંગરોમાં નાની નાની લશ્કરી ટુકડીઓનો જમાવ કરવા મ્હારા કાકા ઘણા દિવસથી પ્રયત્ન કરે છે. કૃપાથી તે રાક્ષસ પકડાશે. પછી ત્હમને હું જવા દઇશ. હાલતો ન જશો. તેના સાથી ઘણાજ ક્રૂર અને લોહીના તરસ્યા છે. માટે ન જશો."

સગુણસુંદરી! આવી ખોટી બ્હીકનો ત્યાગ કર, તેના સાથીઓ કરતાં મ્હારા સાથીઓ ઘણાજ શૂરવીર છે. તે બ્હારવટીયાનું મ્હારી પાસે કાંઇ પણ જોર ચાલવાનું નથી. જો હવે અંધકાર પ્રસર્યો છે. માટે વ્હાલી સગુણ! રજા આપ-હવે હું જઇશ. મ્હને વિસરીશ નહીં હોં!"

આમ બોલતો બોલતો તુરત તે રજપુતવીર એક છલંગ મારી હોડીમાં કુદી પડયો. અને બીજી પળે હોડી તીરની માફક સડસડાટ પાણીમાંથી અદ્રશ્ય થઇ ગઇ. સગુણ સુંદરી જોતીને જોતી રહી. એક ઉંડો નિશ્વાસ નાખી પોતાના મહેલ તરફ પાછી વળી.

આ બનાવને આશરે એક મહીનો થઇ ગયો. બ્હાદુરસીંહ બ્હારવટીઆનો ડર વધારે અને વધારે આસપાસ પ્રસરતો ગયો. તેનાં ધાડાં સેંકડો માઇલ દૂર જઇ લુંટફાટ કરવા લાગ્યાં તથા લોહીની નદીઓ વહેવડાવવા લાગ્યાં. ચોતરફ ત્રાસ પ્રસરી ગયો. ફળદ્રુપ ખેતરો વેરાન થઇ ગયાં અને નાનાં નાનાં ગામડાં વસ્તિ વગરનાં જણાવા લાગ્યાં. ઉત્તમ પ્રકારના લશ્કરી સરંજામ સાથે પણ ઉત્તરમાંથી દક્ષીણમાં કે દક્ષીણમાંથી ઉત્તરમાં જવા બલભલા યોદ્ધાઓની હિંમત ચાલતી નહોતી. સરદારગઢનો ઠાકોર સુજનસિંહ આ ઉપરથી વધારે અને વધારે ચિન્તાતુર રહેતો. દિલ્હીના પાદશાહ તરફથી વધારે તાકીદના ખલીતાઓ આવવા માંડયા. આ ઉપરથી તેણે તે બ્હારવટીઓને પકડવા વધારે કાળજીપૂર્વક પ્રયત્ન કરવા માંડયો.

એક દિવસે સ્હવારે મ્હેલની અગાશીમાં સુજનસીંહ ગાદીતકીઆ ઉપર બેસી અતિશય ચિંતાતુર વદને પોતાનો હુકકો ગગડાવતો હતો તે સમયે દરવાને આવી ખબર આપી જે "દક્ષીણ તરફના પહાડી રસ્તાના થાણાના ઉપરીએ એક કેદી પકડી આણ્યો છે અને તે હજુરને જોવાને વિનંતી કરે છે."

સુજનસીંહ ચમકી ઉભો થયો પરંતુ તરત તેણે તે કેદીને અને તે થાણાના ઉપરીને પોતાની સન્મુખ લાવવાનો હુકમ કર્યો.

ચોતરફથી સખત બંધનથી બાંધેલા એક માણસને લઇ થાણાના ઉપરીએ પ્રવેશ ર્યો "મહારાજ! કેદી તરીકે આ માણસને નથી આણ્યો. એ પોતેજ શરણ આવ્યો છે." ાણાના ઉપરીએ સુજનસીંહને સમજણ પાડતાં જવાબ આપ્યો

"મહારાજ! આ આપની સમક્ષ ઉભેલો હતભાગી પુરૂષ બ્હારવટીઆ બ્હાદુરસીંહ ી નોકરીમાં હતો. કેટલાંક ખાનગી કારણથી મ્હારે તેને વિરોધ થયો હતો તેથી તથા

મને મ્હારા કૃત્યનો પરતાવો થયાથી આપની હજુરમાં બાકીના દિવસો ગાળવા નિશ્ચય કરી આપને શરણે આવ્યો છું. શરણાંગતનું રક્ષણ કરવું તે રજપુતનો ધર્મ છે.'' કેદીએ આંખમાં આંસુ લાવી ધીમે સ્વરે પોતાની હકીકત જાહેર કરી.

"તે બધું ખરૂં. પરંતુ ભાઇ? ત્હને ખબર છે જે ઇશ્વર ત્હને ત્હારા કર્મની માફી ક્યારે આપશે તે?" સુજનસિંહે નરમ સ્વરે જવાબ દીધો "જો તે સુપ્રસિદ્ધ લુંટારાને જીવતો કે મુવેલો મ્હારા હાથમાં સોંપે તો ત્હેં ત્હારા દેશની ઉત્તમ સેવા બજાવી ગણાશે. કોઇ એવો ઉપાય બતાવે છે કે જેથી તે લોહીનો તરસ્યો નરાધમ મ્હારા હાથમાં આવી જાય!"

"હજુર! મ્હને જીવતદાન આપો તો હું તે ઉપાય આપને બતાવું" ત્હેણે દૃઢ અવાજે જવાબ દીધો.

"સારે જીવતદાન તો શું પરંતુ શહેનશાહ અકબરને કહી ત્હને એક વશપરપરાની જાગીર અપાવીશ. પરતુ એમ ખાસ જાણજે કે આ સુજનસીંહ સાથે જો દગો રમ્યો તો ત્હારૂં એક હાડકું પણ આખુ નહીં રહે."

"તે બધુ હું સારી રીતે જાણું છું. હજુર! આજથી બરોબર છઠ્ઠે દિવસે આ બ્હારવટીઓ પોતાના અસખ્ય માણસો સાથે સધ્યાકાળે નર્મદા નદી ઉતરી ઉત્તર તરફ જવાનો છે. જતાં જતાં આપના રાજ્યનું એક ગામડું જે નદી કીનારે છે તે લુંટવાનો તેનો ધરાદો છે. માટે આપનાથી બને તો તે દિવસે સ્હાંજે ત્હેને મુએલો કે જીવતો પકડી શકશો? હું હજુરની સાથે હાજર રહી રસ્તો બતાવવા તૈયાર છું. આપનાથી બની શકશે?" બ્હારવટીઆના ભેદુએ ધીરેથી મર્મ બોલતાં પ્રશ્ન કર્યો.

ટટાર થઇ મુછ ઉપર તાલ દઇ સુજનસીંહે જવાબ દીધો "તે બધુ હું કરી શકીશ. પરંતુ ત્યાં સુધી ત્હને છુટો રાખવામાં નહીં આવે"

"જેવી હજુરની ઇચ્છા."

સુજનસીંહે આ વાતની ખબર તાબડતોબ દિલ્હી પહોંચડાવી. ફક્ત ત્રણ દિવસની અંદર એક પ્રબળ રજપુત અને મોગલ લશ્કરે નર્મદાની ખીણમાં પ્રવેશ કર્યો. દરેક પહાડી નાકાં ઉપર લશ્કરી ટુકડી સ્થાપી દેવામાં આવી. આ બધી ગોઠવણ એટલી ચુપકીથી અને શાન્તિથી કરવામાં આવી કે કોઇને ખબર ન પડે. પહાડી રસ્તાઓ, ખીણો વગેરે ઉપર સખ્ત જાપતો નાંખી દેવામાં આવ્યો. સુજનસીંહે પોતેજ આ બધા ઉપર પકકી દેખરેખ રાખવા માંડી તથા જે બ્હારવટીઆનો માણસ પકડાયો હતો તેને જે સ્થળેથી બ્હાદુરસીંહ ઉત્તર તરફ જવાનો હતો તે સ્થળ ઉપર ચોકી પહેરામાં રાખવામાં આવ્યો.

નકી કરેલા દિવસને ફક્ત બે દિવસજ આડા રહ્યા, તે સમયે સાયકાળે સગુણ સુંદરી એ નર્મદા નદીના કીનારા ઉપરના પોતાના મહેલની બારીમાંથી બરોબર સૂર્યાસ્ત થતી વખતે એક ન્હાની હોડી આવતી જોઇ સગુણ ઉતાવળી ઉતાવળી નદીનો ઉંચો કીનારો એકદમ ઉતરી પાણીમાં રહેલા મ્હોટા પથ્થર પાસે આવી ઉભી.

હોડીમાંથી કોણ ઉતર્યું?

"મ્હારા પ્રિય રણમલ ! ત્હમે આ સમયે ક્યાંથી ?" હર્ષઘેલી સગુણ રણમલસીંહને ભેટી પડી બોલી.

"સગુણ ! કેટલાક કારણોથી ત્હને ઓચિંતો મળવા આવ્યો છું. કહે. તું મ્હને ભૂલી તો નથી ગઇને ?" રણમલે ખુલાસો કરતાં પ્રશ્ન કર્યો.

"રણમલસીંહ ! ગમે તેમ થશે પણ હું તો તમને વિસરવાનીજ નથી. પરંતુ એતો કહો કે ત્હમે આટઆટલા જાપતામાંથી કેવી રીતે આવ્યા ? કદાચ મ્હારા કાકાએ ત્હમને આવવા દીધા હશે."

"શેનો જાપતો ? રણમલે પ્રશ્ન કર્યો.

"કેમ ખબર નથી ? આ બે દિવસ પછી પેલો નીચ રાક્ષસ બહાદુરસીંહ મ્હારા કાકાના હાથમાં જીવતો કે મુએ પકડાવાનો છે. તેનાજ કોઇ માણસે અહીં નાશી આવી તેની હીલચાલની મ્હારા કાકાને ખબર આપી કે અમુક દિવસે આ બ્હારવટીઓ નદી ઓળંગી ઉત્તર તરફ જવાનો છે. તેથી મ્હારા કાકાએ એક જબર લશ્કર તૈયાર રાખ્યું છે. અને તમામ રસ્તાઓ ઉપર જાપતો રાખ્યો છે એ નરાધમ પકડાયો એટલે બસ.". સગુણે બધી હકીકત વિગતવાર રણમલસીંહને કહી બતાવી.

આ વાત સાંભળી રણમલસીંહ ઉંડા વિચારમાં પડયો. પછી સ્હેજ મંદહાસ્ય કરી બોલ્યો "બહુ સારી વાત થઇ. સગુણ એતો ઠીક પરંતુ તે પકડાએલો માણસ ક્યાં છે !"

"તેને તો જે રસ્તે થઇને તે બ્હારવટીઓ જવાનો છે તે નાકા ઉપરજ પહેરામાં રાખ્યો છે." સગુણે ખુલાસો કર્યો.

"ઠીક વ્હાલી સગુણ ! ત્યારે હું જઇશ. મ્હને ભુલીશ નહીં હોં ! વળી આગળ ઉપર મળીશું." જવાબની રાહ ન જોતાં ઘણીજ ઝડપથી હોડીમાં કુદી પડી રણમલસીંહ નદીને પેલે પાર ઝાડીમાં અદશ્ય થઇ ગયો.

બ્હારવટીઆને આવવાને ફક્ત વચ્ચે એકજ દિવસ બાકી રહ્યો. આખું સૈન્ય ચોતરફ પથરાઇ ગયું હતું. સૈન્યનો મુખ્ય સરદાર પ્રભાતમાં લશ્કરી પોશાકમાં આમતેમ ફરતો હતો તેવામાં એક ઉંડી ડુંગરાની ખીણમાંથી રોવાનો શબ્દ ત્હેને કાને પડયો. તરત ત્હેણે તે સ્થળે માણસ મોકલ્યાં તો હાથ અને પગ બાંધેલો કોઇ પ્રવાસી અતિશય દુઃખમાં બરાડા પાડતો મળી આવ્યો. ત્હેને સીપાઇઓએ ઉચકી સરદારની સમક્ષ રજુ કર્યો.

લશ્કરના મુખ્ય સરદારે ઘણાજ કરડા સ્વરથી તેને પૂછ્યું."

કાફર ? કોણ છે તું !"

"હજુર ! હું અત્રેથી રાત્રીએ ભોપાળ તરફ પ્રયાણ કરતો હતો તેવામાં મ્હને પાછળથી પાંચ સાત મનુષ્યે બાંધી લીધો અને મ્હારી બધી વસ્તુઓ લઇ લીધી. હું એક વ્હેપારી છું. મ્હારો કીમતી માલ એક ટટુપર લાદેલો હતો તે તમામ લુંટારા લઇ ગયા. હવે હું ચીથરે હાલ થઇ ગયો છું." પકડાએલા માણસે રડતાં રડતાં જવાબ આપ્યો.

"કાઢી મુકો આ નાપાકને ! ત્હારો માલ ગયો ત્હેમાં અમે શું કરીએ ! જહાનમ

માં જા તું અને હારો મ લ ! અરે ! કોઇ છે કે ? આતો કોઇ લુચ્ચો જણાય છે. એને પચાસ ફટકા મારી કાઢી મુકો ! ” અતિશય ગુસ્સામાં સરદારે હુકમ આપ્યો.

“ શુ અકબર બાદશાહના ન્યાયી અને નેક રાજ્યમાં આવા હુકમ અપાતા હશે ? હું એક શહેનશાહની ગરીબ અને વફાદાર રૈયતમાનો છુ તેને ન્યાય આપવાની વાત તો જુદી રહી પરંતુ આવી રીતે માર મારીને કાઢશો ?” આસપાસના માણુસો તરફ ફરી આજીજી કરતાં દયામણે સ્વરે તેણે જવાબ આપ્યો.

એક રજપુત સરદાર જે પાસે ઉભો હતો તેણે કહ્યુ.

“ હજુર સલામત ! શરણે આવેલાને આવો ન્યાય આપવો તે ઘણુંજ ખોટું. આ લુંટારો જ્યારે આવતી કાલે આપણા હાથમાં આવવાનો છે ત્યારે તે વેપારીને તેનો માલ પાછો અપાવી વિદાય કરવો જોઇએ પરંતુ તેને આવી કઢંગી સ્થિતિમાં મુકવાનું શુ પ્રયોજન ? વળી ત્યાં સુધી આ માણુસ એકલો શુ કરનાર છે ? તેને અહીં પહેરામાંજ રાખીશું. પછી તે દોસ્ત છે કે દુશ્મન છે તે પણ માલુમ પડશે. ”

આસપાસના પાંચ પચીસ નાનો મોટા સરદારોએ આ વાતને ટેકો આપતાં અનુમતિ દર્શાવી.

“ ઠીક છે ત્યારે–રાખો એને જાપતામાં. ખબરદાર તે કાંઇ જવા ન પામે તેની ખામ તપામ રાખજો. કાલે લુંટારો પકડાશે એટલે એનો અને તેનો ન્યાય સાથે ” સરદારે હુકમ આપતાં જણાવ્યુ.

“ બહુ સારૂ મ્હારા અન્નદાતા ! આપના કુટુંબ કબીલાનું ઇશ્વર કલ્યાણ કરો. ” વેપારીએ જતાં જતાં કહ્યુ.

આ વખતે મધ્યાન્હ થવા આવ્યો હતો. દરેક સિપાઇ પોતપોતાના કાર્યમાં વ્યગ્ર રહેલો જણાતો હતો. પકડાએલો વેપારી મુખ્ય સરદારના તંબુ પાસેથી ઝીણી નજરે બધું જોયા કરતો હતો. આવતી કાલે મોટું યુદ્ધ થવાનુ છે તેમ જાણી દરેક લશ્કરના નાના મોટા ઉપરીને મુખ્ય સરદાર પોતેજ સમજુત આપતો હતો. અને દરેક ટુંકડીએ કયે સ્થળે અને કેવી રીતે છુપાઇ છાપો મારવાનો છે તેની તજવીજમા બેસીને દરેક મુખ્ય સૈનિક સાથે તે મસલત કરતો હતો. આવી રીતે સન્ધ્યાકાળનો સમય થયો. વેપારીએ પાસેના જગલમાં પિશાબ પાણી કરવાની રજા માગી બે માણસોના પહેરામાં તેને જવા દીધો. એક ટેકરી ઉતરી બીજી ટેકરી અને તેમ કરતાં ત્રીજી ટેકરી ઉપર પહોંચ્યો. અને પેલા બે પહેરેગીરો જોતાને જોતા રહ્યા તેટલામાં પાસેની ઝાડીમા અદશ્ય થઇ ગયો.

આ વાતને પાંચએક મીનીટ પણ પુરી થઇ નહી હોય તેટલામાં પેલા બે સિપાઇઓ જે આસપાસ ટેકીની ખોળ કરતા હતા તે પાસેની ઝાડીમાંથી સડસડાટ કરીને આવતા બે તીરના પ્રહારથી વિંધાઇ જઇ ભૂમિ ઉપર ઢગી પડયા.

ઝાડીમાં ધીરે ધીરે વાતચીત થવા માંડી.

“ શાબાશ ! બ્હાદુરસીંહ ! સાબાશ ! ત્હેં પોતેજ આ બધું ખોળી કાઢયું તેથી ત્હારી

છાતીને રંગ છે.! પરંતુ હવે તું શો હુકમ આપે છે તે કહે. એટલે તે પ્રમાણે કરવા ત્હાર સેવકો હાજર છે. ”

“બીજુ કાંઇ નહીં. હવે ત્હમે સર્વે ત્હમારે સ્થળે સંતાઇ જાઓ. હું એક સીસોટી મારૂં એટલે દરેક ટુકડીના ઉપરીએ તે મુજબ એક બીજાને સીસોટી મારી અને તમામ નાકાં ઘેરી લઇ છાપો મારવો. આમાં ભૂલ ન થવી જોઇએ. મ્હારી આજ્ઞા પ્રમાણેજ દરેક અમલ કરવો. જાઓ હવે વધારે અહીં રહેવામાં સાર નથી. ”

રાત્રીના દશ વાગ્યા. અંધકાર સર્વત્ર સ્થળે પ્રસરી ગયો. ડુંગરોની ખીણમાંથી સી પાઇઓનાં તાપણાં ભડભડ બળતાં દૂરથી દેખાવા માંડયાં. પહેરેગીરો સાવચેતીથી પહેરો ભરવા માંડયા તેટલામાં એક ઝીણી સીસોટી સંભળાઇ અને તેની સાથે આસપાસના દરેક ડુંગરાઓમાં તેનો પ્રતિધ્વનિ ન હોય તેમ બીજી સીસોટીઓ સંભળાઇ. પળવારમાંજ તમામ બાદશાહી લશ્કર ચોતરફથી ઘેરાઇ ગયું. સિપાઇઓએ ભાગ્યેજ પોતાનાં હથીયારો હાથમાં લીધાં હશે તેટલામાં તો ચારે તરફથી તીર અને બંદૂકની ગોળીઓનો વરસાદ વરસવા લાગ્યો દરેક થાણા ઉપર સાથે લાગો મારો શરૂ થયો.

આ વાતની ખબર મુખ્ય સરદારને અને સુજનસીંહને પહોંચતા પહેલાં બસેંહ મોગલ સીપાઇઓ અને સવાસો રજપુતો ધૂળ ચાટતા થઇ ગયા. અંધકારમાં ક્યાંથી તીર તથા બંદૂકની ગોળીઓ આવે છે તે કોઇને માલુમ ન પડયું.

થોડીવારમાં બધે સ્થળે નાશ ભાગ થઇ રહી. સૌ જેમ પોતાથી બન્યું તેમ જીવ લઇને નાઠા. સુજનસીંહ માંડ માંડ નાશી છુટયો. શરણે આવેલા કેદીનું એક બંદૂકની ગોળીથી માથું વીંધાઇ ગયું અને તમામ સામન તથા કીમતી ચીજો લુંટારાના હાથમાં આવી. થોડા ઘણા જે જીવતા પકડાયા તેમને ઘણીજ ક્રૂર રીતે મારી નાંખવામાં આવ્યા. લુંટારાઓ આટલેથી થોભ્યા નહીં આસપાસનાં તમામ ગામડામાં ખુનામરકી ચલાવી અને સઘળે સત્યાનાશ વાળવા માંડયું. પ્રભાત થયો ત્યારે સઘળે સ્થળે મનુષ્યનાં કપાએલાં શરીર અવ્યવસ્થિત અવસ્થામાં રખડતાં હતાં, અને આસપાસનાં ગામડામાં આગ મુકેલી હોવાથી દૂરથી ધૂમાડાના ગોટગોટા દૃષ્ટિમર્યાદામાં નજરે પડતા હતા. મતલબ એક રાત્રીમાં સઘળે સ્થળે ત્રાસ વરતી રહ્યો.

આ હાર થવાથી સુજનસીંહ ઘણોજ ખીજવાઇ ગયો. પરંતુ તેનું શું ચાલે! દિલ્હીથી અકબરનો પેગામ આવ્યો તેમાં પણ ઠપકા ભરેલી રીતે તેને સંબોધવામાં આવ્યો હતો. આ યુક્તિ કેવી રીતે નિષ્ફળ થઇ તથા લુંટારાઓને આ છુપા લશ્કરની ક્યાંથી ખબર મળી તેની કોઇને ખબર ન પડી. સગુણસુંદરી પોતાના કાકા સુજનસીંહને દિલાસો આપવા લાગી પરંતુ તે નિરર્થક જ નિવડયું. તે અતિશય નિરાશ થઇ ગયો. (અપૂર્ણ.)

—આધ્યાત્મિક.

# विद्याकळा..

## વનસ્પતિની દવાઓ.

### ૧. કેળનું ઝાડ અને તેના ગુણ દોષ.

કેળનુ ઝાડ સાધારણ રીતે દશ બાર ફીટ ઉચું થાય છે. આનાં ફળને કેળાં કહે છે જે આપણા દેશમાં બધાને જાણીતા છે. કેળાં સૌથી સલામત અને પુષ્ટીકારક ખોરાક છે. કાચા કેળાં ઠડા અને દસ્તને કેબજીયાત કર્તા છે અને તે જે લોકોને છાતીમાંથી લોહી પડતું હોય અથવા મધુપ્રેમહના દરદીઓને સારૂ ફાયદાકારક છે. સુકવેલાં કેળાં Scurvy "સ્કર્વી" નામના દરદમાં ઘણો સારો ફાયદો કરે છે. લીલાં તાજા કેળાંને તડકે સુકી તેને દળીને લોટ કરીને બાટી અથવા ભાખરી કરીને ખાધી હોય તો અજીર્ણ અને ગોળાના દરદને ફાયદો થાય છે. જુના ઝાડા તથા મરડામાં પાકા કેળાં, આમલી અને મીઠું એ ત્રણ નીચેના પ્રમાણમા મેળવીને ખાધુ હોય તો ઘણો ફાયદો થાય છે.

કેળાં ૧ ઔંસ, આમલીનો ગલ ૦ાા ઔંસ, મીઠું ૧ ડ્રામ.

ઉપરની ચીજો લેતા પહેલાં તરતજ મેળવીને લેવી

વાશી ન લેવી.

ખરોબર પાકેલાં કેળાં જો દરરોજ નિયમિત રીતે વહેલાં સવારમાં ખાય તો દસ્ત સારૂ આવે છે અને જુની ઝાડાની કબજીયાત દૂર થાય છે.

કેળનાં સુકાં પાંદડાંને બાળી તેની રાખ કરી કપડામાં રાખી તેમાંથી પાણી ગળવા દેવું ને તે પાણી એક માટીના વાસણમાં એકઠું કરવું આ પાણીથી કપડાં ધોવાય છે ને મેલ કપાઇ જાય છે. કેળની રાખ છાતીનો દાહ તથા ચુંક મટાડે છે કેળનાં કુણાં પાંદડાં બ્લીસ્ટર માર્યા પછીથી રૂઝાવવા સારૂ પણ વપરાય છે. તેથી ચામડી સુંવાળી ને કુણી રહે છે ને રૂઝાઈ જાય છે. કેટલાંક આંખના દરદમાં આંખે પડદો રાખવો પડે છે કે સૂર્યનું તેજ અથવા કશો પણ પ્રકાશ ન આવવા દેવા સારૂ તેમાં પણ આના પાંદડાનો ઉપયોગ સારી રીતે થઇ શકે છે. તેમાં પણ જૂનાં અને લીલાં પાંદડાં વધારે ફાયદાકારક છે.

કેળનું મૂળીયું પિત્તને હઠાવે છે. કેળની છાલનો અને પાંદડાંનો રસ નાનાં છોકરાંને વધારે "બાળાગોળી" અપાઇ ગઇ હોય તો તે ઉતારવામાં વપરાય છે.

૧ અધોળ રસ ને અધોળ ઘી બે મેળવીને આપ્યુ હોય તો સારો જુલાબ થાય છે.

કેળના કુણાં મૂળીઆંનો રસ ગુંદર સાથે મેળવીને પાયો હોય તો છાતીમાંથી અ-થવા મૂત્રમાર્ગમાંથી વહેતું લોહી અટકાવે છે.

### ૨. કપાસ અને તેના ગુણદોષ.

આ પણ આપણા દેશમાં સારી રીતે જાણીતું છે. અમેરિકામાં કપાસનાં બી ટાઢીઆ,

એકાંતરીઆ તાવને માટે રામબાણ ઘરગથ્થુ ઇલાજ તરીકે વપરાય છે. એક શેર કપાસનાં બીને અઢીશેર પાણીમાં ઉકાળી સવાશેર પાણી રહે ત્યારે એક ન્હાનો પ્યાલો ભરીને તે પાણી ટાઢ આવવાના એક બે કલાક પહેલાં આપવામાં આવ્યાથી સારો ફાયદો માલુમ પડે છે. કપાસનાં બી ( Emulsion ) "ઇમલ્શન"ના રૂપમાં આપવાથી મરડો મટે છે. તેમાં ગુણ એ છે કે તે ખાંસી મટાડે છે, રેચક છે અને તાકાત પણ આપે છે. માથુ દુખવામાં અને મગજના દરદોમાં તે ઘણું સારૂં જણાય છે. તેની રીત નીચે પ્રમાણે છે. કપાસનાં બી નું છોડુ કાઢી નાંખી તેના ગલને ખાંડી ભૂકો કરી બે ડ્રામ ભુકો દુધ સાથે લેવો. ઉપલી ચીજને ખાંડી સુંઠ અને પાણી સાથે મેળવી વધરાવળ ઉપર ચોપડવાથી ફાયદો થાય છે. કપાસનાં બીનું પોટીસ દાઝયા ઉપર પણ લગાડવામાં આવે છે. કપાસના બીનું તેલ સંધીના ઉપર ઘણો સારો ફાયદો કરે છે. તેથી ચામડી ઉપરના ડાઘા વીગેરે પણ સાફ થઇ જાય છે. કપાસના છોડનાં પાંદડાંનો રસ મરડા ઉપર સારો ફાયદો કરે છે. તેનાં પાંદડાં પોટીસના રૂપમાં ગુમડા ઉપર બાંધવાથી જલ્દીથી તેને પકવે છે; તેનાં પાંદડાંને તેલ સાથે લગાડવાથી નજલાથી દુખતા સાંધાઓને આરામ થાય છે. કપાસના ઝાડનું મૂળીયું સ્ત્રીઓના પીડીતાર્તવ ( Dysmeuarrhoea ) માં ઘણું ફાયદાકારક છે.

ઉપલા દરદમાં નીચે પ્રમાણે દવા લેવાથી ફાયદો થાય છે. કપાસના છોડની છાલ ૧ શેર લેવી તેને અઢીશેર પાણીમાં ઉકાળવી ને જ્યારે સવાશેર પાણી રહે ત્યારે નવટાંક પાણી દર અડધા કલાકે આપવું.

### ૩ તુળશી અને તેના ગુણદોષ.

આ છોડ હિંદુઓમાં ઘણો પવિત્ર ગણાય છે. અને તેનાં પાંદડાં વિષ્ણુને ચડાવવામાં આવે છે. આનાં પાંદડાંને ચોવીસ કલાક ઠંડા પાણીમાં રાખી મુકયા પછી તે પાણી પાવાથી તાવ ( Malaria ) જાય છે અને પેટની બાદી ચુંક વીગેરે પણ મટે છે. નાનાં છોકરાંનાં પેટના દરદમાં ઘણો ફાયદો કરે છે. આ છોડ જો ઘરમાં હોય તો મચ્છર બહુ થતા નથી એમ કેટલાકનું માનવું છે. તુલશીના સુકાં પાંદડાં ખાવાથી ખાંસી મટે છે અને વાયુ હઠી ભૂખ લાગે છે. એને વાટીને દાદર ઉપર પણ લગાડવામાં આવે છે. તુલશીના પાંદડાંનો રસ જો કાનમાં નાંખ્યો હોય તો કાનના સણકા મટી જાય છે. આ ઇલાજ રામબાણ છે ને ફતેહમંદ થયેલો છે. નાનાં છોકરાંને ચુંક આવતી હોય તો આદુના રસમાં તુલશીના પાંદડાં વાટીને આપવાથી ફાયદો થાય છે. ટાઢીઆ, એકાંતરીઆ તાવમાં ટાઢ આવતી હોય તે વખતે તુલશીના પાંદડાંનો રસ ને કાળી પીપર લેવાથી ફાયદો થાય છે. મધ, આદુ અને ફુદીનાના રસ જોડે તુલશી પત્રનો રસ લેવાથી ખાંસી વીગેરેમાં ફાયદો કરે છે. તુલશીના તાજાં પાંદડાંનો રસ અને તેની માંજરો સાપનું ઝેર ઉતારવાના કામમાં આવે છે. તુલશીના સુકાં પાંદડાંને બારીક ખાંડી વાટી તેને સુંઘવાથી નાકમાંથી પડતા લોહી વિગેરે અટકાવે છે.

—મહુલક્ષ્મી રતીલાલ ધ્રુ.

# વિવિધવિહાર.

## મને મ્હારી બાયડી સાથે બનતું નથી તેનું મ્હારે શું કરવું ?

(ગયા અંકથી ચાલુ)

૨.

સ્નેહીભાઇશ્રી મોતીભાઇ,

તમારો પત્ર મળ્યો. તમે ઘરસંસારની બાબતમાં એટલા બધા દુઃખી છો, એમ હું જાણતો નહોતો. બેશક મને એટલી ખબર હતી કે લક્ષ્મીભાભી તમારે લાયક નથી, પણ છતાં આપણા દેશમાં હાલમાં જે વિધાનાં કજોડાં ચાલે છે તે ગાંહેલુંજ તમારૂં પણ છે, એમ હું ધારતો હતો. પણ એ બાબતમાં તમારા મનમાં આટલો બધો પરિતાપ થાય છે તે મને ખબર નહોતી. હવે આ બાબત મ્હારા જાણવામાં આવી એ બહુ ઠીક થયું છે, કારણકે એ માટે હું મ્હારા અનુભવનો લાભ તમને આપી શકીશ. થોડાં વરસ પહેલાં હું પણ એજ જાતની પીડામાં હતો, પણ તેમાંથી હમણાં છેલ્લાં પાંચ વરસ થયાં હું છૂટતો જાઉં છું, અને મ્હારૂં મન માન્યું હવે થતું જાય છે; માટે બહુ ખુશીથી મ્હારી એ કુંચી હું તમોને બતાવીશ અને મને આશા છે કે તમારા તાળાને પણ એ કુચી બહુ સહેલાઇથી લાગુ પડી શકશે.

બધુ! આપણી સ્ત્રીઓ સાથે આપણને બનતું નથી તેમાં આપણો પણ થોડોક વાંક છે, એ વાત મ્હારે પ્રથમજ જણાવવી જોઇએ. આપણો વાંક બીજો કંઇજ નહિ પણ એજ કે ઉંચી કેળવણીને પ્રતાપે આપણા વિચારો બહુ ઉંચા થયા છે; એટલુંજ નહિ પણ આપણે દુનિયાના હાલના જમાનાના તથા અસલના વખતના ઇતિહાસો જાણીએ છીએ, તેથી આપણને સીતા, સાવિત્રી, દમયંતી, દ્રૌપદી, અનસુયા, ગાર્ગી વિગેરે સ્ત્રીઓના જેવી સુશીલ, સુભિયલ, પતિવ્રતા અને સહનશીલ સ્ત્રીઓ ગમે છે, અને એવી ભાવનાઓ આપણા મનમાં રમે છે, તથા આપણી નજર આગળ એવાં ઉંચા પાત્રો તરે છેઃ અને બીજી તરફ હાલની કેળવાયલી પરોપકારી યુરોપ, અમેરિકા, જાપાન વિગેરે દેશોની બહાદુર તથા દેશહિતકારિણી સ્ત્રીઓનાં ચરિત્રો જોઇએ છીએ, સાંભળીએ છીએ અને કાંઇક કાંઇક અનુભવીએ પણ છીએ, તેથી એ જાતની ભાવનાઓ પણ આપણી નજર આગળ તરી રહેલી છે, એટલે આપણે જુનાં અને નવાં મિશ્રણવાળી કાંઇક અનુપમ સ્ત્રીઓની ઇચ્છા રાખીએ છીએ. અને એવી ઇચ્છા રાખવી તેમાં કાંઇ ખોટું નથી. આપણું જ્ઞાન આપણી રસવૃત્તિઓને ઉંચી બનાવે, આપણી ભાવનાઓને ઉત્તમ બનાવે અને આપણા આઇડીયાઝ (વિચાર)ને વિશાળ બનાવે એમાં કાંઇ નવાઇ નથી; એ તો તદ્દન સ્વાભાવિક છે. પણ અફસોસ એ છે કે આપણો વ્યવહાર એવો છે, આપણો ઘરસંસાર એવો છે, આપણી નાતોનાં બંધનો એવાં છે, અને આપણામાં સ્ત્રીકેળવણીની ખામી એટલી બધી છે કે, આપણી ભાવના પ્રમાણે, આપણી ઇચ્છા પ્રમાણે અને આપણા જ્ઞાન પ્રમાણે આપણને બાઇડી મળી શકતી નથી. અને હજી બીજાં ઘણાં વરસો સુધી આપણા ઘણાએ બંધુઓને તથા આપણાં બાળકોને પણ સારામાં સારી બૈરીઓ મળી શકશે નહિ. એ દુઃખ તો હજી બે ત્રણ પેઢી સુધી આપણી પ્રજાને ભોગવવુંજ પડશે; એમાંથી હમણાં સહેલાઇથી આપણે છૂટી શકીએ

તેમ નથી. બાઇ! લગ્નનું બંધારણજ આપણામાં બગડી ગયું છે, એટલે સારી બૈરી મળવાની આશા બહુજ થોડી રહે છે. જુઓને, મ્હારાં લગ્ન થયાં તેનું કારણ એ કે મ્હારી બ્હેન આડી આપી ત્યારેજ મને બૈરી મળી. તે વખતે હું ન્હાનો હતો, જો આજે હોય તો હું એમ થવા દઉં નહિ; એવી રીતે બ્હેન આપીને બૈરી લેવા કરતાં હું કુંવારો રહેવાનું હજાર વખત પસંદ કરૂં, પણ આતો ન્હાનપણમાં થઇ ગયેલું હતું, એટલે લાચાર. હવે બ્હેન આપીને બૈરી લેવી તેમાં પણ એમ કે આપણી પસંદગી પ્રમાણે બૈરી મળે નહિ, પણ સંજોગને આધારે જે લાકડે માંકડુ મળી જાય તેજ કબૂલ કરવું જોઇએ. તમે પણ મને કહ્યું હતું કે અમારામાં કન્યાની બહુ છત અને સારા વર ન મળે, તેથી તમારી વહુના બાપે તમારા બાપ સાથે મિત્રાઇ હોવાથી ગળે પડીને પોતાની છોકરી તમને આપી હતી. હવે વિચાર કરો કે આવી સ્થિતિનાં જે લગ્નો હોય તેનું પરિણામ તે બીજું શું આવે? અને તેમ છતાં અફસોસ કે હજી સુધી આપણા દેશમાં અને આપણા લોકોમાં કેવળ સ્વાર્થનાંજ લગ્નો થાય છે. લગ્નનો હેતુ સમજીને હજારમાં એકપણ લગ્ન થતું હોય એમ મને દેખાતું નથી. હમણાં મ્હારી માસીની દીકરીનું લગ્ન થયું તે એટલાજ માટે કે તેનો વર ઘણોજ ખરાબ છે, પણ તે શ્રીમંત છે તે સારૂ તેના ગાડી ઘોડામાં અંજાઇ જઇને મ્હારા માસાએ પોતાની દીકરી તેને આપી છે. મ્હારા કાકાના દીકરાનું હમણાં લગ્ન થયું તે અઢી હજાર રૂપિઆ ખાવાના આપીને એક જંગલી છોકરીને ઉપાડી લાવ્યા છે. મ્હારા એક મિત્ર ત્રિવેદી કે જેને તમે ઓળખતા નથી, તેનું હમણાં લગ્ન થયું તે એટલાજ કારણસર કે તેનો બાપ બિમાર રહે છે, તેથી તેની ઇચ્છા એવી કે હું મ્હારા દીકરાનાં લગ્ન કરી લઉં તો સારૂં,—એ જોઇને મને ટાઢક થાય, એવા વિચારથી નવ વરસની છોકરી સાથે તેણે લગ્ન કરી લીધું છે! મ્હારી બ્હેનની એક દીકરી અગીઆર વરસની હતી તેનું લગ્ન થયું ત્યારે તેની સાથે બીજી નવ વરસની છોકરીને પણ ભેળાભેળી પરણાવી દીધી, અને તે એટલાજ સારૂ કે ખર્ચમાં ફાયદો થાય! અમારા પાડોશમાં એક વાણીઓ રહે છે, તેની પાસે થોડાક હજાર રૂપિઆ છે, અને તેની બૈરીને છોકરાં થતાં નથી, તેથી તે બુઢ્ઢો ઉપરાઉપરી ચાર બૈરી પરણેલો છે. આપણા દોસ્ત ત્ર્યંબકલાલના મિત્ર શુકલ છે, તે ઉંચ કુળના છે, તેથી તેના ભાઇ ત્રણ બૈરી પરણેલા છે, અને તે કાંઇપણ હેતુ કે કારણ સારૂ નહિ, પણ માત્ર માનને ખાતર તથા ઘેર ચાહીને કોઇ આપવા આવે અને ખોળામાં પૈસા ઘાલે તેને શા માટે ના પાડીએ! એટલાજ કારણસર એ ત્રણ બૈરી પરણેલા છે! મ્હારા મામાની દીકરી મ્હોટી ઉમ્મરની થઇ પણ નાતમાં કોઇ સારો વર કુંવારો નહોતો, અને રજસ્વલા થાય તો માબાપને બહુ પાપ લાગી જાય, એ બ્હીકે તેણે તેર વરસની એ નિર્દોષ છોકરીને ત્રેપન વરસના બુઢ્ઢા સાથે પરણાવી છે. એ લગ્નમાં મને પણ તેડાવ્યો હતો, પણ એ કજોડામાં હું ગયો નહોતો. અહીંની કૉલેજમાં ઘણાએ જુવાન વિદ્યાર્થીઓ એવા ઠરાવ ઉપર આવતા જાય છે કે લાયક બૈરી મળે નહિ ત્યાં સુધી આપણે પરણવું નહિ; પણ હું જોઉં છું કે દેશમાં નવ જણા એ ઠરાવમાં ફેલ (નિષ્ફળ) થાય છે, અને આજુબાજુના સંજોગોને આધીન થઇ તથા માબાપના દબાણને વશ થઇ ન્હાની ઉમરમાંજ પરણી બેસે છે.

બાઇ! લગ્નમાં આમ થાય છે તેનું કારણ નાતોની અડચણો તથા ન્હાની ઉમ્મરમાં

લગ્ન કરી નાંખવાનો રીવાજ, તેને લીધે અણુગરતી ઉતાવળ કરી નાંખવી પડે છે. બીજું એક અજ્ઞાન પણાને લીધે બહુ ભૂલ થાય છે. એટલુંજ નહિ પણ છોકરાંઓનાં લગ્ન કરવાં એ માબાપો પોતાની ફરજ સમજે છે, તેથી તેઓ વગર મફતની અયોગ્ય ઉતાવળ કરે છે, અને તેઓનો સ્વાર્થ બચ્ચાંઓના સુખનું નખ્ખોદ વાળી નાખે છે. અરે ! એવા દિવસ તે કયારે આવશે કે જ્યારે આપણાં માબાપો માત્ર એટલુંજ સમજે કે છોકરાંઓને ભણાવવાં એ અમારી ફરજ છે, પણ તેઓને પરણાવવાં એ કાંઇ અમારી ફરજ નથી; એ કામ તો તેઓનું પોતાનું છે. અમે તો માત્ર તેમાં સલાહ આપી શકીએ, અને તેઓનું ભલું ઇચ્છી શકીએ, એ સિવાય એ બાબતમાં વધારે હઠ કે આગ્રહ કરવાનો અમોને કાંઇ પણ હક નથી. કારણ કે કયો માણસ કોની ઉપર પ્રેમ કરી શકે એ વાત કોણ જાણી શકે ? તેમજ ભવિષ્યના સંજોગો જોયા વિના માત્ર હાલના ઘડીકવારના સંજોગો ઉપરજ આધાર રાખીને આખી જીંદગી સુધીનાં બંધનમાં બંધાઇ જવું અને એ માટે પ્રથમથી કાંઇ પણ જાતની પાકી તૈયારી ન રાખવી એ શું મ્હોટામાં મ્હોટી ભૂલ નથી ! બેશક, એ બહુજ મ્હોટી ભૂલ છે. અને તેમ છતાં આપણે સૌ એવીજ ભૂલમાં હજી સુધી ફસાયા છીએ, માટે આપણાં લગ્નોમાં વિઘ્નો તો આવવાનાંજ, અને ધણીધણીઆણી વચ્ચે કજીઆઓ તો થવાનાજ; કારણ કે આપણાં લગ્નોમાં લગ્નનો પાયો પ્રેમ નથી, પણ લગ્નનો પાયો માબાપોનો સ્વાર્થ છે. આપણાં લગ્નનો પાયો આપણી પોતાની ઇચ્છા ઉપર રચાયેલો નથી, પણ આપણાં લગ્નની લગામ આપણાં માબાપોના હાથમાં છે. અને બહુ દીર્ઘદૃષ્ટિ વાપરીને આપણાં લગ્નો કરવામાં આવતાં નથી, પણ માત્ર આસપાસના નજીવા નજીવા સંજોગોને આધારેજ આપણાં લગ્નો કરવામાં આવે છે. માટે હજી ઘણાં વરસો સુધી કજોડાનાં દુઃખ તો આપણા દેશમાં રહેવાનાંજ. કારણ કે હજી સુધી આપણે લગ્નની મહત્તાજ સમજતા નથી, તેથી આપણાં હાલનાં લગ્ન એ લગ્ન નથી પણ વિઘ્નરૂપજ છે; એટલે એમાંથી ઉંચામાં ઉંચા સુખની આશા રાખવી એ એક પ્રકારની ભૂલજ છે, અને એવી ભૂલમાંથી છૂટા છેડા કરવાના વિચારો આવે તેમાં કાંઇ નવાઇ નથી.

બંધુ ! આપણા પ્રાચીન ઋષિઓ લગ્નને યજ્ઞ સમજતા હતા; તેથી યજ્ઞમાં જેટલી પવિત્રતા રહે, યજ્ઞમાં જેવી ઉચ્ચ ભાવના રહે અને યજ્ઞ માટે જેવી સારામાં સારી તૈયારીઓ કરવામાં આવે, તેવીજ રીતે લગ્નના યજ્ઞ માટે પણ ઉંચામાં ઉંચી જાતની ભાવનાઓ હતી. લગ્નમાં સંપૂર્ણ વિશુદ્ધિ હતી અને લગ્નની તૈયારી માટે આજુબાજુના જે જે સંજોગો ઉપર ધ્યાન આપવું જોઇએ તે તે સંયોગો ઉપર પુરેપુરૂં ધ્યાન આપવામાં આવતું હતું. તેથી લગ્નની વિશુદ્ધિ અને લગ્નની મહત્તા જળવાઇ રહેતાં હતાં. એટલે લગ્ન ભંગ કરવાનો કે છૂટાછેડા કરવાનો તેઓને ખ્યાલ પણ આવી શકતો નહિ; એટલુંજ નહિ પણ એવી બાબત માટે કોઈ ઉચ્ચારણ પણ કરી શકતું નહિ. લગ્નના યજ્ઞની વિરૂદ્ધમાં કાંઇ પણ બોલવું એ એ વખતે પાપ જેવું ગણાતું હતું. અને જ્યાં લગ્નની એવી મહત્તા હોય, જ્યાં લગ્નનો પાયો ધર્મની સાથે જોડાયેલો હોય અને જ્યા ધર્મ, જ્ઞાન, પ્રેમ તથા ફરજ સમજીને લગ્ન થતાં હોય ત્યાં છૂટાછેડા નજ હોય એમાં કાંઇ નવાઇ નથી. પણ આજે તેમાંનું કાંઇ પણ નથી, આજે તો સાપ ગયા ને લીસોટા રહ્યા તેના જેવાં આપણાં લગ્નો છે, એટલુંજ નહિ પણ જો ખરૂં કહીએ તો આપણાં હાલનાં લગ્નો તે

લગ્નોજ નથી, પણ માત્ર એક જાતનો માબાપોનો સ્વાર્થ છે, અને ખરેખરૂં જોતાં આપણાં હાલનાં લગ્નો તે એક જાતનું શરસજ છે. અને એવાં લગ્નો તે આંધળાના ગોળી બહાર જેવાં છે. કોઇ વખત કાગનું બેસવું અને તાડનું પડવું, એવો જોગ મળી જાય, તેમ કોઇ સદ્દગુણી સ્ત્રી અને સદ્દગુણી પુરૂષ દૈવયોગથી મળી જાય એ જુદી વાત છે, બાકી તો ઘણાભાગે કામચલાઉ ખાતું અને કજોડાંજ હોય છે, એટલે આપણા જેવા લગ્નમાં નિષ્ફળ થયેલા જુવાનીયાઓને છૂટાછેડાના વિચાર આવી જાય તેમાં કાંઇ નવાઇ નથી. હું પણ જ્યારે તમારા જેવી સ્થિતિમાં હતો ત્યારે મને પણ એવા વિચારો આવતા હતા, પણ હવે મ્હારો અનુભવ એથી કાંઇ જુદોજ છે, કારણ કે હવે મને એમ સમજાયું છે કે જો આપણે સ્ત્રીઓને સુધારવાની તજવીજ કરીએ, અને એ માટે બનતી મહેનત લઇએ, તો જે સ્ત્રીઓ હમણાં આપણને તિરસ્કાર ભરેલી લાગે છે તેજ સ્ત્રીઓ પણ થોડા વખતમાં આપણને ખરેખરો આનંદ આપી શકે તેમ છે, માટે છૂટા છેડાનાં ખ્યાલને મજબૂત કરવો તે કરતાં સ્ત્રીઓને સુધારવાની મહેનત કરવી, અને જરા ચલાવી લેતાં શીખવું, એ વાત મને વધારે સારી લાગે છે. જો કે આ સલાહ આપવી એ બહુ સ્હેલી વાત છે, પણ એવા વખતે ચલાવી લેવામાં જુવાન માણસોને અને તેમાં પણ છૂટાપણાના વિચારો ધરાવનારા કોઇ મહાન વેગમાં તણાતા કોઇ ઉચ્છૃંખલ જુવાનીયાને કેટલી બધી મુશ્કેલી લાગે અને કેટલી બધી માનસિક વ્યથા ભોગવવી પડે તે હું બરાબર રીતે સમજું છું, કારણ કે એ બધું મારી ઉપર વિતેલું છે. અને તેમ છતાં એ બધા અનુભવ પરથી હું એવાજ નિશ્ચય ઉપર આવેલો છું કે નિભાવી લેવું અને સ્ત્રીઓને સુધારવાની મહેનત કરવી તેમાંજ મજો છે, અને એનાં પરિણામો બહુજ સારાં છે. એટલુંજ નહિ પણ બંધુ ! એમ કર્યા વિના બીજો ઉપાય પણ નથી. કારણ કે આપણે ગમે એટલી માથાફોડ કરીએ તેમ છતાં પણ આપણાં ઘરસંસારી બંધારણોજ એવાં છે કે હજી ઘણા વરસો સુધી લગ્નમાં ચાલતા ગોટાળાઓ આપણે પુરેપુરા દૂર કરી શકીએ તેમ નથી, તેમજ લગ્ન વિના રહી શકીએ તેમ પણ નથી, અને છૂટા છેડા કરી શકીએ તેમ પણ બનવાનું નથી. માટે રીબાયાં કરવું, અને હમેશાં અંતરમાં બળ્યા કરવું, તે કરતાં જરા ખમી લેવું અને સ્ત્રીઓને સુધારવાની મહેનત કરવી, એ વાત મને તો વધારે ઉત્તમ લાગે છે; કારણ કે લગનમાં ચાલતા ગોટાળા અને સ્વાર્થોને દૂર કરી શકીએ એટલું બળ આપણામાં નથી, અને સમસ્ત દેશમાંથી એવી ખરાબી કાઢી નાખવી એ કામ કંઇ સ્હેલું નથી, પણ એને માટે હજી કેળવણી વધવાની બહુ જરૂર છે, અને તેમ થતાં પહેલાં હજી ઘણાં વરસો નીકળી જવાં જોઇએ. જ્યારે આપણી બે ચાર પેઢી બદલાઇ જશે ત્યારેજ એ બાબતમાં મન માનતા સુધારા થઇ શકશે. બાકી ત્યાં સુધી તો ભાવે કે કમાવે, રોતે રોતે કે હસતે હસતે અને સારા હેતુથી કે મોઢું બગાડીને પણ હમણાં તો આપણે વિધાતાનાં કજોડાંની ખરાબીઓ સહન કરવીજ પડશે. માટે એવી સહનશીલતા રાખવાની અને સ્ત્રીને સુધારવાની દરેક તક લેવાની હું તમને ભલામણ કરૂંછું.

બંધુ ! આ ઠેકાણે એક સવાલ ઉભો થાય છે કે, આપણે હાલનાં લગ્નોથી દુઃખી થઇએ છીએ તેમ તેવાંજ લગ્નોથી આપણા બાપદાદાઓ કેમ દુઃખી ન થયા, અને તેઓએ એવાં રગશીયાં ગાડાં કેમ ચલાવી લીધાં ! લગ્નની ઉત્તમતા વધારવા તરફ અને

લગ્નના યજ્ઞો સમજવા તરફ તેઓનું લક્ષ કેમ ન ગયું, અને કજોડાંના લગ્નમાંથી તેઓ કેમ સુખી થયા ! એ એક મુખ્ય સવાલ છે, પણ એનો ખુલાસો બહુ સહેલો છે, અને તે એજ કે આજે જેમ નવીન કેળવણી જુવાન વર્ગમાં વધેલી છે તેવી કેળવણી એ વખતે નહોતી, તેથી સ્ત્રી અને પુરૂષ બન્નેના આચાર વિચાર લગભગ સરખા રહેતા હતા. એટલે તેઓની વચ્ચે ઝાઝો વાંધો રહેતો નહિ અને તેઓને એક બીજાને બહુ ન્હડતા ઉતરતાપણું લાગતું નહિ. બીજું એકે તેઓને પશ્ચિમના છૂટાપણાના સંસ્કારોનો ચેપ લાગ્યો ન હોતો. ત્રીજું એકે તેઓ લગ્નને ધર્મની ફરજ સમજતા હતા અને મોત સિવાય બીજી કોઈ પણ રીતે તેમાંથી છૂટાપજ નહિ એટલુંજ નહિ પણ ગમે એટલો મતભેદ કે ગમે એટલી અગવડો હોય છતાં પણ ધણીધણીઆણીએ એક બીજાને નીભાવવાંજ જોઇએ, એવી ભાવના વંશપરંપરાથી તેઓમાં દૃઢ થઇ ગએલી હતી. અને આજે યુરોપીઅનોના સંસ્કારોથી આપણામાં એવી ભાવનાઓ મોળી પડતી જાય છે. ચોથું એકે એ વખતે મા બાપોની તરફ અતિશય પૂજ્યભાવ હતો, અને તેઓનું કરેલું ફેરવાયજ નહિ અને તેઓ કદી કાંઇ ગેરવાજબી કરે તો પણ તે છોકરાંઓએ સહન કરવું જોઇએ, એવા વિચારો એ વખત સૌ લોકના મનમાં દૃઢ હતા, તેથી કોઇપણ માણસો જાહેર રીતે માબાપોની ભૂલો કહાડવાની હિંમત કરતા નહિ કે એવી ઇચ્છા પણ ઘણા માણસોને થતી નહિ; પણ આજે સમય એવો આવતો જાય છે કે માબાપોની સાથે જુવાનીયાઓના વિચારો મળી શકતા નથી, એટલુંજ નહિ પણ હજારો ઠેકાણે ઘણી વખત એમ બને છે કે માબાપોના વિચારો ભૂલ ભરેલા હોય છે, અને છોકરાઓના વિચારો આગળ વધેલા હોય છે, કારણકે માબાપોએ નવિન કેળવણીનાં ફળો ચાખેલાં હોતાં નથી, તેથી તેઓ જુના વિચારોમાં અને અંધ શ્રદ્ધામાં તથા રીવાજોની ગુલામગીરીમાં રહી ગયેલાં હોય છે. પણ છોકરાંઓ અંગ્રેજ સરકારની કૃપાથી નવિન કેળવણીને પ્રતાપે એવી બાબતોમાંથી છૂટેલાં હોય છે, તેથી તેઓ માબાપોના વિચારોનું સાંકડાપણું તથા તેઓની ભૂલો જોઇ શકે છે, એટલે તેઓનાં બધાં કામો વાજબીજ છે એમ તેઓ અનુભવી શકતા નથી, તેથી તેઓ વચ્ચે મતભેદ થાય છે. પાંચમું કારણ એ છે કે હાલના જુવાનોમાં અંગ્રેજી કેળવણીને પ્રતાપે જે ઉચ્ચ ભાવનાઓ જાગ્રત થયેલી છે અને જે નવી વીજળી, નવી ભભક, નવો ઉત્સાહ અને નવું શૌર્ય તેઓમાં આવેલું છે, તે બધું આપણા બાપદાદાઓમાં થોડાં વરસો પર નહોતું, એટલે તેઓને પોતાની સ્થિતિમાં ઉતરતાપણું ન લાગે એ બનવા જોગ છે, પણ આવાં આવાં ઘણાં કારણોને લીધે આપણા હાલના જુવાન બંધુઓને હાલમાં ચાલતાં લગ્નોથી-સંતોષ થાય તેમ નથી, કારણકે દેશ, કાળ અને સંજોગો બદલાઇ ગયા છે. અને પુરૂષોમાં જેટલી કેળવણી વધી છે તેનો પચીશમો ભાગ પણ હજી સ્ત્રીઓમાં કેળવણી વધી નથી. માટે હજી ઘણાં વરસો સુધી વિદ્યાનાં કજોડાં તો રહેવાનાંજ, એમાં કાંઇ પણ શક નથી. અને તેમ છતાં જો આપણને એમાંથી કાંઇ વચલો રસ્તો કાઢતાં ન આવડે અને થોડુંક ખમી ખાતાં તથા સ્ત્રીઓને સુધારતાં ન આવડે તો તો માનસિક વેદનાથી આપણા બારજ વાગી જાય. એમ ન થાય માટે જરા ખમી ખાતાં શીખવાની અને સ્ત્રીઓને ઘરગતુ ખાનગી કેળવણી આપવાની ખાસ જરૂર છે.

બંધુ ! એક તરફ અજ્ઞાન, બીજી તરફ માબાપોનું સ્વાર્થપણું અને ત્રીજી તરફ નાત જાતના કઢંગા રિવાજોની ગુલામગીરી, એ બધાંને લીધે જેમ આપણાં હાલનાં લગ્નોમાંથી

ઘણાં લગ્નો નિષ્ફળ નીવડે છે, તેમજ એ બાબતમાં આપણા મનને વધારે ધક્કો લાગવાનું ચોથું અને મુખ્ય કારણ એ છે કે સ્ત્રીઓની અને પુરૂષોની કેળવણીમાં, વિચારોમાં તથા આચારોમાં બહુ મ્હોટું અંતર પડી ગયું છે, તેથી આપણા જેવા કેળવાયેલા જુવાનીયાઓને આ બાબત વધારે ગંભીર લાગતી જાય છે, વધારે મુશ્કેલ લાગતી જાય છે, વધારે ભારે પડતી જાય છે, અને વધારે વધારે મુઝવનારી થતી જાય છે; કારણ કે જેમ આપણું જ્ઞાન વધ્યું તેમ આપણી લાગણીઓની તીવ્રતા વધી છે, આપણા વિચારોની ઉંચતા વધી છે, આપણી બુદ્ધિની વિશાળતા વધી છે. આપણે જે દષ્ટાંતો જોઇએ છીએ તે બહુ શ્રેષ્ઠ છે. આપણી ભાવનાઓ ખીલતી જાય છે, અને તેના પ્રમાણમાં આપણને બૈરીઓ તરફથી કાંઇ પણ મળતું નથી,–કારણ કે એક તરફથી આપણે જ્યારે ખગોળની વાતો જાણીએ છીએ, ભુસ્તરની વાતો જાણીએ છીએ, નવિન શોધકોનાં ચરિત્રો વાંચીએ છીએ, પરમાર્થી મહાત્માઓનાં જીવનનું અનુકરણ કરવા ઇચ્છીએ છીએ અને આપણી જીંદગીમાં કાંઇક નવી વીજળી તથા નવી મીઠાશ ભરવા ઇચ્છીએ છીએ ત્યારે બીજી તરફ સ્ત્રીઓનાં રગશીઆં ગાડાં હજી એને એ મુકામે પડેલાં જૂનાં ઠાઠીઆં, એવાં ને એવાંજ સડેલાં, પડેલાં, ખડેલાં, મરવા વાંકે જીવતાં હોય તેવાં, આપણા નશીબમાં ચોંટ્યાં છે. એટલે આપણો સંસાર તો ક્યાંથી સુખીઓ હોય? આપણી ભાવનાઓને પાંખો આવેલી છે અને સ્ત્રીઓની ભાવનાઓનાં ઇંડાં હજી ફૂટેલાં પણ નથી, આપણી બુદ્ધિને હવે સૂક્ષ્મ તત્વો જોઇએ છે, અને આપણી સ્ત્રીઓને હજી પત્થરમાંથીજ અને ધાતુમાંથી સંતોષ મેળવવો છે, આપણું જ્ઞાન આપણને બેહદ વિશાળતામાં ખેંચી જાય છે, અને આપણી સ્ત્રીઓને તેઓનું અજ્ઞાન થાડાક પૈસામાં ને થોડાંક સગાં વહાલાંઓમાંજ બાંધી રાખે છે, આપણને હવે વિશાળતા ગમે છે, અને સ્ત્રીઓને સાંકડાપણું ગમે છે, આપણને હવે સૌ સાથે અભેદ ભાવ ગમે છે, અને તેઓને સૌ સાથે ભેદભાવ રાખવો ગમે છે, આપણને આખા જગતમાં ઉડવાની તીવ્ર ઇચ્છા થાય છે, અને તેઓને ઘરના ખુણામાં ભરાઇ રહેવું ગમે છે, આપણને નવા જમાનાને અનુકૂળ થવું ગમે છે, અને તેઓને જુનો જમાનો ગમે છે; એટલુંજ નહિ પણ આપણાં જ્ઞાને આપણી દરેક બાબતોમાં કાંઇ ખાસ મહત્વાકાંક્ષા જાગ્રત કરેલી છે અને તેની પાછળ આપણે દોડીએ છીએ, ત્યારે આપણી સ્ત્રીઓ એ બાબતની બિલકુલ કિંમતજ સમજતી નથી; અને આપણી મહત્વાકાંક્ષાને તેઓ એક જાતની ઘેલછા ગણે છે. હવે વિચાર કરો કે એનો ને આપણો મેળ કેવી રીતે મળી શકે! અને તેમ છતાં સંજોગો એવા છે કે આપણે તેઓની સાથે નીભાવવુંજ પડશે. તેઓનાથી આપણે કોઇ પણ રીતે છુટા થઇ શકીએ તેમ નથી–માટે હવે આપણે જે વિચાર કરવાનો છે તે એજ કે તેઓની સાથે આપણે કેવી રીતે નીભાવી લેવું? આ બાબત ઉપર આપણે ભાર મૂકવો જોઇએ, અને એક છાબડામાં એક મણ છે, અને એક છાબડામાં નવટાંક છે; એકની ઝડપ ઉંટના જેવી છે, અને બીજી બાજુની ચાલ કીડીના વેગની છે; એક પંખી આકાશમાં ઉડનારૂં છે, અને એક પંખી જમીનની અંદર દર કરીને તેમાં ભરાઇ બેસનારૂં છે; એ બંધાંની વચ્ચેથી સરખાઇ કેમ લાવવી, તેજ વિચારવા–સમજવા જેવું છે. અને એજ આપણા જેવા કેળવાયેલાઓનું મુખ્ય કામ છે. પણ એ બાબત બહુ વિસ્તાર પૂર્વક કહીએ ત્યારેજ સમજી શકાય તેમ છે, અને આજે તો હવે જ્ઞાન પ્રચારક સભામાં જવાનો વખત થઇ ગયો છે માટે વધારે હકીકત પાછળથી લખીશ. હાલ એજ.

તમારો

ચન્દ્રશંકર.

(અપૂર્ણ.)

—અમૃતલાલ મુ. પઢિયાર.

# સરસ્વતી.

( લેખકઃ—રા. વામનરાવ પ્રાણગોવિન્દ પટેલ. બી. એ. )

( ગયા અંકના ૩૪૭ મા પૃષ્ઠથી ચાલુ. )

પ્રિયબાઇ, આપણી જીંદગી એટલી તો વિષમ છે કે, ગણત્રીકુશલ મનુષ્યો પણ ત્હેમાં ગોથાં ખાયાં વગર રહી શકતા નથી. વીમો ઉતારનાર ધણીએ ગણત્રી કરે પણ એક અણધાર્યો કદી સ્વપ્ને પણ નહીં ચિંતેલા ન્હાના બનાવથી ઉદ્‌ભવતા નિષ્ફલપ્રદ પરિપાકનો એને એ અનુભવ આવતો નથી કે ? આ અનુભવ મ્હને પણ આવ્યો. જે લગ્ન વિષે હું વારંવાર ચિંતા નિમગ્ન રહેતી, અને ચિંતામાંથી મુક્ત થવાના ઉપાયો યોજી શકવાની નિર્બળતાને લીધે, કાકા કાકી વિગેરેના પ્રેમનો તિરસ્કાર કરી રડતી, વા બગડગી આનંદથી મ્હોં છવાઇ જાય એવી તજવીજ કરતી, તે લગ્ન એવું તો સુખપ્રદ નીવડયું, કે ત્હેનું યથાર્થ વર્ણન કરવાને હું અશક્ત છું. મ્હારા પતિએ હું એમને ત્યાં ગઇ ત્યારે સ્વતંત્ર દવાખાનું કહાડયું હતું. પણ મુંબાઇ જેવા શહેરમાં ડાકતરોની શી ખોટ હોય કે એમની કમાણી એમને સંતોષ આપે એટલી થાય ? ખાવા જેટલું તો મળી રહેતું તથાપિ પોતાની લાયકાતના પ્રમાણમાં એમની કમાણી એમને બહુજ થોડી ભાસતી—એ ડાકટરની પરિક્ષામાં માનસહિત પ્હેલાવર્ગમાં પાસ થયેલા. કેટલાક ગૃહસ્થોએ વધુ અભ્યાસાર્થે વિલાયત મોકલવા ઇચ્છાએ પ્રદર્શિત કીધેલી; પરંતુ મ્હારા જેવી અભાગણી સાથે વિવાહ થએલો અને લગ્ન પણ પરિક્ષાનું પરિણામ આવ્યું કે તરતજ થએલાં, તેથી વસ્તુતઃ મ્હારી ખાતર અને કાંઇક એમના વૃદ્ધ માતા પિતાના **अतिस्नेहः पापशंकी**ની ખાતર એમણે ચાંલ્લો કરવા આવેલી લક્ષ્મીને તરછોડી. આથી એમની બાબતમાં તો કમાણી પ્રત્યેનો અસંતોષ સ્વાભાવિક હતો. આ અસંતોષ જ્યારે મ્હને દર્શાવતા ત્યારે હું કહેતી કે આવતી લક્ષ્મીને તરછોડી અપમાન કીધું ને મ્હને સંઘરી તેથી લક્ષ્મીજી રીસાઈ બેઠાં છે ! જ્યારે જ્યારે આ પ્રસંગ આવતો ત્યારે ત્યારે એ કહેતા, મ્હેં કાંઇ લક્ષ્મીને ત્યજી નથી. એટલુંજ કે બે લક્ષ્મીમાંથી એકને પસંદ કરી ગ્રહી છે. આ પસંદગી કાંઇ બીજી લક્ષ્મીને જતી કરવા કીધી નથી. પણ ફરી નહીં મળી શકત, વા મળત તો આનંદનષ્ટ સ્થિતિમાં જ મળત, અને વળી એક લક્ષ્મી એની સહીયરને બોલાવી લાવશે, એવી ખાત્રીથીજ કીધી છે.' 'હું કાંઇ લક્ષ્મી નથી. હું તો **સરસ્વતી**—મ્હારી ને લક્ષ્મી વચ્ચે મૈત્રી કે'દહાડે થઇ છે કે હવે થાય?' એવું કહું ત્યારે મ્હને એ કહેતા કે, પ્રિયે! ત્હમારા મગજમાં તો ત્હમે વાંચેલા મુદ્રારાક્ષસ*ની બહુ ઉંડી અસર થઇ લાગે છે. પણ આપણી દંતકથા, વાર્તા, અને ત્હમારૂં મુદ્રારાક્ષસ ગમે એટલું કહે. પણ આ જમાનામાં તો એ કાંઇ મનાય એવું નથી. આપણા જમાનામાં સરસ્વતી પૂજાય છે. અને આપણે આપણાં વર્તનથી જમાનો એવો બનાવી શકશું કે આપણા પુત્રપૌત્રાદિ સરસ્વતી ને લક્ષ્મીનાં વેરને બદલે ગાઢ મૈત્રી જોશે, અનુભવશે, ભોગવતાં ભોગવતાં રાજી થશે. ઇશ્વરના ન્યાયની અનહદ ખુબી જોઇ જોઇ વધુને વધુ રાજી થઇ ત્હેની પર દૃઢ પ્રેમ રાખતાં શીખશે. દુરાચરણથી દૂર ખસશે, ધર્મ કાર્યમાં મચ્યા રહેશે;

* મુદ્રારાક્ષસના ત્રિજા અંકના પાંચમા શ્લોક **तीक्ष्णादुद्विजन मृदौ......** ને ઉદ્દેશી આ બોલાયલું છે.

અને કર્તવ્યમાં મચ્યા એટલે હીંદનો ઉદય કયાં આઘો છે? સાધારણ વાતોપરથી એ મ્હને આ'વી રીતે ઉંચે ચઢાવી દેતા ને હઝારોવાર હમે એક આકાશમાં ઉડતાં. જ્યારે અન્ય સંસારીઓ પોતાની ક્ષુદ્ર વ્યક્તિને મુખ્ય ગણી, નિર્માલ્ય વાતોમાં, ક્ષણભંગુર મોજશોખમાં વિલાસ માણી આનંદ માને છે. ત્યારે સંસારીઓને ક્ષુદ્ર પણ હમને ઉચ્ચ ભાસતી સમષ્ટિનું જ ચિન્તન કરતાં કરતાં કાંઇક સ્વર્ગીય સ્વપ્નાં જોવામાંજ હમે અમારૂં સર્વસ્વ માની, એ આનંદમાં સ્વચ્છંદે મ્હાલતાં. એ સ્વર્ગીય સ્વપ્નોમાંથી કેટલાંકને વિષે જ્યારે મ્હને એમ લાગતું કે એને આર્થિક સત્યતાના રૂપમાં લાવવા મ્હારી શક્તિ છે ત્યારે "ઓહો હું કેવી ભાગ્યશાળી કે મ્હારાં લગ્ન ત્હમારા જેવા દર્દીઓના દુઃખ દૂર કરનાર દેશપ્રેમી સાથે થયાં !" કહી એમની કોટે વળગી પડતી. જ્યારે મ્હને સ્વર્ગીય સ્વપ્ન હવાઇ કિલ્લા જેવું લાગતું ત્યારે-" ઓ મ્હારા પ્લેટો-ત્હમારી કાલ્પનિક શક્તિ વસ્તુસ્થિતિની મર્યાદા ઉલ્લંઘી ગઇ છે"-કહી હાસ્યથી પ્રબળ કલ્પનાવાળા મ્હારા પતિને મારી મહાનની લાગણી સૂચવતી. આ'વા પ્રસંગો તો દરરોજ આવતા પણ દરેકનું સવિસ્તર વર્ણન કરવા બેસું તો પારે ન આવે. વળી સાક્ષર પતિ પત્નીનો સંસાર તો આ'વા રસોથીજ ભરપૂર હોય છે ને હોવો જોઇએ એ કયાં ત્હમને ખબર નથી કે વધુ વિવેચન મ્હારે કરવું પડે ? માનસિક આકાશનું ઐક્ય દેખડાવી, હમે પરસ્પર જે સૂક્ષ્મધર્મ પાળતાં તે બતાવવા પત્રના પ્રસ્તુત વિષય સાથે ગુંથાયેલી એક વાત કહીશ. એક દિવસ હું અને મ્હારા પતિ દરરોજના ધારા પ્રમાણે બેઠાં હતાં. હમે બે સાથે હોઇએ ત્યારે મૌન વધુ વખત ધારી શકતાં નહીં-પણ હું જે દિવસની વાત કહું છું તે દિવસે તો વિનાયકરાવે કેટલીક લુખી લુખી-પાનમાન ખાંઓ-કેમ ત્હમારાં સાસુજી જમ્યાં-વીગેરે વાતો ઘડીભર કરી મૌનવ્રતની ધારણા કરી, પોતાના જ વિચારમાં ઉદ્વિગ્ન મુખે મશગુલ થઇ બેસી રહ્યા. અર્ધ કલાક થઈ ગયો પણ તેઓ કાંઇ જ બોલ્યા નહીં ત્યારે સ્ત્રી જાતિના અધીરા સ્વભાવને લીધે મ્હારાથી ન રહેવાયાથી હું બોલી, 'આજ ત્હમે કાંઇ ઉંડા વિચારમાં છો-વિચારો તો તમે દરરોજ ઘણુએ કરો છો. પણ ત્હમારૂં મુખારવિંદ આ'વું કરમાયલું તો મ્હેં આટલા દિવસમાં કદી જોયું નથી. વિચારોમાં તલ્લીન હોઓ ત્યારે તો ત્હમારો ચ્હેરો અસાધારણ પ્રકાશથી દીપી રહેતો મ્હેં જોયો છે. આજે આ શું ? ત્હમારા મગજને તસ્દી પડતી હોય તેમ નસો તરી આવી છે, તે પરથી જણાય છે કે ત્હમારા મનમાં કાંક વિચાર તો ચાલે છેજ. વળી એટલું પણ સિદ્ધ જ છે કે એ વિચારથી જ ત્હમારૂં મન ખિન્ન થયું છે. નહીંતો (એમના મ્હોડા સામો હાથ કરી) આ ગુલાબ કરમાય શેણુ ? શું મ્હારાં વર્તનથી કાંઇ રીતે ત્હમે નાખુશ થયા છો ! આટલું હું બોલી એટલે પતિએ પોતાનો હાથ ઉપાડી મ્હારા મ્હોં પર મૂકી મ્હને બોલતી બંધ પાડી પોતે બોલ્યા 'બસ, બંધ કરો, આગળ બોલો. ત્હમારી તર્કશક્તિના ઘોડાને દોડતા અટકાવો. ત્હમારાં વર્તનથી તો હું પ્રસન્ન જ છું, કોઇ દિવસ નારાજ થયો નથી-થવાનો નથી. જેના ઘરમાં સરસ્વતી હોય તેના ઘરમાં કોઇને નારાજ થવા વખત આવતો નથી. તો ત્હેના પતિને તો કયાંથી જ આવે !' હું બોલી, ત્હમે મારૂણ લગાડવું છોડી ધો. ત્હમારા મ્હોંડાપરથી સ્પષ્ટ જણાય છે કે ત્હમે કાંઇ મુઝવણમાં હતા. મ્હારાથી એવી જુદાઇ-શા માટે રાખો છો ! શું ત્યારે ત્હમારાં માનસિક દુઃખોમાં ભાગ લેવાની મ્હારી યોગ્યતા વિષે ત્હમને સંશય રહે છે ? પત્નીધર્મ બજાવવા અશક્ત મ્હારા જેવીને ત્યારે આ દુનિયામાં ઇશ્વરે જન્મ શેં આપ્યો હશે ! વિનાયકરાવે કહ્યું, પ્રિયે

ત્હમે દિલગીર ન થાવ, ત્હમારી શક્તિને વાસ્તે મ્હને સંશય છે'તેથી મ્હેં ત્હમેને મ્હારી મુંઝવણુ કહી નથી એમ નથી, પરંતુ મ્હારા દુઃખથી ત્હમે દુઃખી થાવ તેથી મ્હારા ને ત્હમારા હૃદય વચ્ચે એટલો પડદો રાખવો પડ્યો છે.' હું બોલીઃ—ત્યારે શું ત્હમે એમ ધારો છો કે પત્ની એ પતિના સુખનો જ સાથી છે અને દુઃખની ભાગીઅણુ નથી! જો આપણી વચ્ચે પતિપત્ની સંબંધને બદલે મૈત્રી સંબંધજ હોત ને મ્હારા એરીસ્ટોટલને માન્ય કરી ત્હમે ત્હમારા મિત્રને સુખનો સાથી બનાવી દુઃખથી દૂર રાખી હત તો તે બરાબર હતું. એવા સંબંધમાં તો એરીસ્ટોટલના વચનાનુસાર વર્તનારને ધન્યવાદ ઘટે છે; પણ કોઇ શાસ્ત્રમાં, ધર્મમાં, કે પુસ્તકોમાં, મ્હને ત્હમે લેખો છો તેવી બુદ્ધિશાળી પત્નીને પણ મુંઝવણોથી દૂર રાખવામાં પતિનો ધર્મ કે સજ્જનતા છે એમ નહીં જ લખાયું હોય. કદાચ એમ પણ હોય કે મ્હને મીઠું મનાવવા તમે મ્હને બુદ્ધિશાળી કહી यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः નો અક્ષરસઃ વ્યવહાર ચલાવતા હશો!—એમણે જવાબ દીધો, સરસ્વતી ત્હમે વ્હેમી છો. કલ્પનાશક્તિનો ઉડાઉપણે ખર્ચ કરી અન્યજનોની લાગણીઓપર અજાણતાં વજ્રપાત કરતાં જરાએ આંચકો ખાતાં નથી. ત્હમારી માનસસૃષ્ટિમાં આવો દુઃખોત્પાદક વિપ્લવ મચી રહેવાનો એક ખૂણેથીએ મ્હને સંભવ લાગ્યો હોત તો હું ત્હમને પહેલેથી જ આ વાત કહેત એ વાત તો આપણી દરરોજની જ છે. શું આપણી આર્થિક સ્થિતિ ત્હમને શોચનીય નથી લાગતી? ત્હમે મ્હને એમ કહેશો કે ઇશ્વર આપણને જોઇએ તેટલું આપે છે? કાંઇ ભૂખે મારતો નથી તો પછી એનો શોચ શો? પણ પ્રિયે! આર્થિક શક્તિ શિવાય કેટલાંક મ્હોટાં પારમાર્થિક કામો પણ બની શકતાં નથી અરે પૈસાની ગરમી શિવાય એવા કાર્યમાં ભાગ લેવાતો નથી એટલુંજ નહીં પણ સત્કાર્યાર્થે ફંડ ઉઘરાવનાર માણસને એ દેખી ચોરની પેઠે મ્હારે સંતાવું પડે છે. આ બધું મ્હને સાંભરે છે ત્યારે મ્હારૂં હૃદય અંદરથી કેવું બળે છે! હું એકલો હઉં તો એકવાર ખાઇને પણ મ્હારાં માનીતાં-વ્હાલાં-કામોમાં હું કાંઇક આપુ, પણ જે કષ્ટ મ્હારા ઉદ્દેશને ખાતર હું વેઠું તે બીજા પાસે વેઠાવવાનો કાંઇ પણ હક મ્હને છે? જ્યાં સુધી આ હક્કોનો સ્વચ્છંદાઇથી તિરસ્કાર ન કરૂં ત્યાં સુધી હું માનસિક શાંતિ-વા સંતોષ મેળવી શકું નહીં. માનસિક સંતોષ ખાતર ત્હમને, મ્હારાં વૃદ્ધ માતાપિતાને ભૂખે મારવાં એ પણ પાપ છે. વળી લોકોમાં પારમાર્થિક લાગણીની ન્યૂનતા હોવાને લીધે-બીજા કોઇમાં એવી નિઃસ્વાર્થી લાગણી હોઇ શકે એમ તેઓ માની શકતા નથી. તેથી જ્યારે કોઇ ગરીબને એને ઘેર જઇ વગર પૈસે માંદગીમાંથી મુક્ત થવાના ઉપાયો બતાવું-વા કોઇ સંસ્થામાં દિવસનો કલાકેક કામ કરવાની ખાએશ બતાવું ત્યારે-લોકો વ્હેમની નજરથી જુએ છે અને ગમે તેવા પ્રશ્નો પૂછી સ્થિતિ કઢંગી કરી મૂકે છે. ટુંકામાં ભર્તૃહરિના અર્થ પ્રશંસા પરના શ્લોકમાં કહેલાં येनैकेनविना गुणस्तृणलव प्रायाः समस्ता इमे એ વચનની સત્યતાનો દિનપ્રતિદિન અનુભવ આવતો જાય છે. આ ખારા અનુભવનું બ્યાન સાંભળી ત્હમને શો આનંદ થવાનો હતો!' મ્હને તો આનંદજ થયો કારણ હવે હું મ્હારા વ્હાલાના દુઃખમાં ભાગ લેવા ભાગ્યશાળી નીવડી. હવે મ્હારાં ને ત્હેનાં હૃદય વચ્ચે કાંઇ અંતરાય રહ્યો નહીં. વારૂ ત્યારે ત્હમે કાંઇ આનો રસ્તો શોધ્યો? 'ના-ત્હમે કાંઇ શોધ કીધી હોય તો બતાવો.' ત્હમે ત્હમારો અંતરૂપટ* ઉકેલતા હતા ત્યારે મ્હને એક યુક્તિ સુઝી આવી છે. તે એ છે કે દરિદ્રાવસ્થાના દુઃખમાંથી મુક્ત થવાને આપણે

*લગ્નક્રિયા વખતે અંતરપટ ધરવામાં આવે છે તેનો ગૂઢ અર્થ આ ઉપરથી વિચારવંતને સમજાશે.

આ મોહમયી નગરીનો મોહ છોડી બીજે ક્યાંક દવાખાનું કહાડવું જોઇએ. અહીં બડેખાંઓ આગળ ૧૨ાા રૂપયડી પેન્શન મેળવતા માણુસના ગમે તેવા હુશીઆર ડાકટર-પુત્રનો ભાવ કોણ પૂછે? ગમે એટલી હોંશીઆરી હોય પણ સારી કમાણી માટે તો મ્હોળી ઓળખાણ જોઇએ. ને આપણે ક્યાં છે? પતિને આ વિચાર પસંદ પડયો. દિલગીરી આનંદી હાસ્ય તળે દબાઇ ગઇ–અને તે પૂછવા લાગ્યા, ઓશો સારે ક્યાં જશું? મ્હને તો અમદાવાદ ઠીક લાગે છે. ત્યાં આપણને બહુ ખર્ચ લાગશે નહીં ને કમાણી અહીંના જેટલી થશે તોએ પરમાર્થ વાસ્તે કાંઇક બચશે.' 'વાહ જે મ્હને ન સુઝયું તે ત્હને ઠીક સુઝયું. વિનાયકરાવે પોતાનો વિચાર માતાપિતાને દર્શાવ્યો–તેમને એ પસંદ પડવાથી થોડાજ દિવસમાં હમો અમદાવાદ ગયાં. ત્રણેક મહીનામાં હમારી આર્થિક સ્થિતિ સુધરી; પ્રતિષ્ઠા પણ ઠીક જામી તેથી મફત દવા આપતા ત્યારે ગરીબ લોકો બાપજી કરીને લેતા. આથી વિનાયકરાવને સંતોષ રહેતો–ને તે વારંવાર પૂર્વોકત પ્રસંગ સંભારી મ્હને પૂછતા કે કેમ સરસ્વતી ને લક્ષ્મી વચ્ચે વૈર છે કે મૈત્રી? સરસ્વતી એની સહીઅર લક્ષ્મીને કે'વી બોલાવી લાવી! આમ આનંદમાં ને આનંદમાં કેટલાક મહીના વીતી ગયા. પણ દુષ્ટ વિધિથી આ ઝાઝો વખત ખમાયું ના. હમે ગયાં ને બીજે ચોમાસે અમદાવાદમાં કોગળીઆંનો ઉપદ્રવ ફાટી નીકળ્યો. ઘણીએ સંભાળ રાખ્યા છતાં વૃદ્ધ સાસુ સસરા આ રોગનાં થોડા થોડા દિનના અંતરે ભોગ થઇ પડયાં. ઘણાએ ઉપાયો કર્યા છતાં ઉગર્યાં નહીં–તેથી એમને નિમિત્તે રાખેલા પૈસા ધર્માદા ફંડમાં આપી હમારા આત્માને સંતુષ્ટ કીધો. કોગળીઆનો રોગ જરા નરમ પડવા આવ્યો કે પ્લેગ શરૂ થયો. સાસુ સસરાને ગુજર્યે બરોબર એક મહીનો થયો એટલે મ્હારા પતિ પણ સપડાયા. ઘણાએ યત્ન કીધા પરંતુ સર્વ નિષ્ફળ ગયા. હવે પોતાને આ ક્ષણભંગુર દેહ થોડાજ વખતમાં ત્યજી જવો પડશે એમ ભાન થતાંજ સજળનેત્રે મ્હારા દીનવદન સામું જોઇ બોલ્યા પ્રિયે! સરસ્વતી! ત્હારાં વૈધવ્યનો ચિતાર મ્હારી નજર આગળ ખડો થાય છે. ખરેજ ત્હમારી સાથે લગ્ન કરી મ્હેં ત્હમને દુઃખી કીધાં. હું ગયો એટલે ત્હમે સાવ એકલાં નિરાધાર થઇ જવાનાં! ત્હમારે માત પિતાએ નથી કે જે ત્હમારી સુવાવડ કરે–નથી આપણી પાસ પૈસા–માંડ થોડાક રૂપીઆ હોય તો–કે જેની હુંફથી ત્હમે યોગ્યકાળ વીતે ત્યાં સુધી–અહીં સ્વતંત્ર રહી કોઇ પરિપતાલનો આધાર લેઇ શકો. હવે ત્હમે શું કરશો? હું માસ્તરનો ધંધો કરી શકીશ. પેટ જેટલું તો મળી રહેશે. ત્હમારા કાકાને ત્યાં જઇ ત્હમે આ વંધ્યત્વ પાપમાંથી મુક્ત થઇ જાવ ત્યાં સુધી રહેશો તો ત્હમને ઠીક પડશે એમ મ્હને તો લાગે છે. જો ત્હમે હાલ ત્યાં જઇ રહો તોએ આખી જીંદગી કાકાને ત્યાંજ ગાળશો નહીં એવી મ્હારી ખાત્રી છે. કારણ હવે હું તો જાણું છું; મ્હારાથી હવે કોઇનું ભલું થઇ શકે એમ નથી. આપણે કીધેલા વિચારોમાંથી ત્હમને દેશ, કાલ વિગેરે વિચારી જે યોગ્ય લાગે તે પાર પાડશો–અને આ કાર્ય ત્હમે જ્યાં સુધી ત્હમારા કાકાને ત્યાં હશો ત્યાં સુધી થવાનું નથી તે ત્હમને ખબર છે. અન્ય વિધવાઓની પેઠે હીન્દુસ્તાનના વૈધવ્ય રૂપે ત્હમે નહીં રહો અને કાંઇક પારમાર્થિક કાર્યે થોડાજ સમયમાં જોડાઇ જવાનું વચન આપો તો હું મ્હને જીવન્મુક્ત થયેલો ગણીશ. તરતજ લંબાવેલા હાથમાં મ્હેં મ્હારા હૃદયનું બાહ્યચિન્હ મિલાવ્યું અને બોલી, કાકાને હવે વારંવાર બોજારૂપ થઇ પડવું એ મ્હને ગમતું નથી. પ્રત્યુત્તરની રાહ

જોતી નીચું જોઇ રહી હતી. કેટલીક વાર થઇ પણ જવાબ ન મળ્યાથી મ્હેં ઉચું જોયું તો હું શું જોઉં છું–વિનાયકરાવ વિનાયકરાવ મટી શબ થઇ પડેલા ! આંખો ઉંચે ચ્હડી ગયેલી, નાડી બંધ થઇ ગયેલી ને શરીર કઠ્ઠણ લાકડા જેવું થઇ ગયેલું. મ્હોટેથી બોલતાં કે રડતાં શરમાતીની શરમ આજે રહી નહીં. નિરાધાર થઇ પડેલીથી ઘરમાં એકલીજ હોવાથી–મ્હોટેથી હૂહ્વો મુકાયો ! પાડા પડોશીને ખબર ન હોવાથી ઘડીભર સ્તબ્ધ થઇ ગયાં. પણ પછી જરા બ્હાર બેઠેલા અશ્રુ સારતા નોકરને પૂછપરછ કરતાં ખબર પડયાથી સર્વ ઓળખીતા આવી શબને અગ્નિ સંસ્કારને વાસ્તે લેઇ ગયા. ને બધી યોગ્ય વ્યવસ્થા થઇ. પરદેશમાં ઓળખાણ ન હોય તેને આંવા સંજોગોમાં શી અડચણો પડે ત્હેનું પણ મ્હને તે દીવસે ઠીક ભાન થયું. તાર કીધાથી કાકા બીજે દીવસે આવ્યા અને મ્હને એમને ત્યાં રાખવાની ઇચ્છા દર્શાવી. વ્યવહારિક જનોની માફક આગ્રહ કરવામાં એ કચાશ ન રાખી. મ્હારી મરજી નહોતી પણ મ્હારા પતિનાં વ્યવહારિક જ્ઞાનને વાસ્તે મને બહુ ઉચો અભિપ્રાય હોવાથી પાંખવિનાના પક્ષી અને અર્થરહિત મનુષ્યની સ્થિતિનું તાદાત્મ્ય જાણ્યાથી વ્યવહારિક સત્યનું ભાન કરાવનાર "જમણનું જમણ જાય ને સગાનો સગો દુભાય "-એ વાકયને ધર્મ ગણી, કાકાની ઇચ્છાને માન આપી, ત્હેમને ત્યાં ગઇ.

પ્હેલે દહાડે પ્હરોણો, બીજે દહાડે પાઇ, ત્રીજે દહાડે રહે તેની અક્કલ ગઇ:—એ કહેવાનો યથાર્થ અનુભવ મ્હને મ્હારા કાકાને ત્યાં આવ્યો. મ્હારી કૌમાર અવસ્થામાં હું ત્યાં રહેલી પણ આ અનુભવ મ્હને આવ્યો નહોતો. વૈધવ્ય અને કૌમાર્યમાં આવો મ્હોટો તફાવત લોકોને મન હશે એમ મ્હેં સ્વપ્ને પણ ધારેલું નહીં. વૈધવ્યને લીધે વ્હાલામાં વ્હાલું છોકરૂંએ માબાપોને આમ અળખામણું થઇ પડવાનું કારણ હું સમજી શકતી નથી. પુસ્તકોમાં આ સ્થિતિનાં હૃદયભેદક લખાણ વાંચતાં, માનસિક ઐાદાર્યના મદમાં ને મદમાં નોન્સેન્સ,હંબગ,એક્ઝાજરેશન,વીગેરે તિરસ્કારના શબ્દોથી વધાવી લેવામાંજ કર્તવ્ય સમજનારને આપણાં લોકની સ્ત્રીઓનાં વૈધવ્યનો ખરો ખ્યાલ આપવા કદાચ આ સ્થિતિમાં પ્રભુએ મ્હને મૂકી હોય તોએ કોણ જાણે, ભાઈ! એ સ્થિતિનું શું વર્ણન કરૂં ? મ્હારાં દુઃખોનું બયાન ત્હમારા જેવા સહૃદયના આગળ કરતાં મ્હને આંચકો લાગે છે. રખેને ત્હમારો પ્રબળ કરૂણભાવ–ત્હમારાં ચક્ષુધારા ટપકે ! છતાં મ્હારા સ્વાર્થને ખાતર કાગળમાં હૃદય ખાલી કરી આપણા નિર્દોષ પ્રેમની એટલી ફી લેઉં તો ત્હમે રાજી થશો ધારી કેટલીક વાતો લખું છું. શારદા બ્હેનને મ્હારી સાથે જ સાસરે વળાવ્યાં હતાં. કાકીની તબીઅત નરમગરમ ચાલવાથી એક રસોઇઓ રાંધતો હતો. મ્હને ગયે એક મહીનો થયો એટલે કાકીએ રસોઇઆ સાથે વઢવાડ કરી, કાકા પાસે રજા અપાવી. ઘરમાં હું એકલી જ તેથી ઘરનું સર્વ કામ મ્હારે શિર પડયું. ગૃહકાર્યમાં કોશલ્ય મેળવવામાં મ્હેં કચાશ રાખેલી નહોતી તેથી તે મ્હને બહુ ભારે નહોતું પડતું. પરંતુ અજાણતાં કાંઇ કાર્યમાં ભૂલ થાય અથવા તો કરવાનું રહી જાય તો કાકીનો શબ્દ પ્રહાર સાંખી નહોતી શકતી. જરા વાંક થયો કે 'એ રાંડનું તો કામમાં ચિત્ત જ કયાં છે ! ફોગટના રોટલા ખાય છે ! જન્મી ત્યારના ખાય છે, તોએ હજી ઉણી હોય તેમ ભૂલી જવાય છે.' વીગેરે વાકયો મ્હારે સાંભળવા પડતાં. મ્હારા પિતા મ્હને કોઇ દીવસ કટુ વચન કહેતા નહીં; પતિને ઘેર પતિએ પોતે કે સસરા સાસુએ પણ કોઇ દીવસ હુંકારો કીધેલો નહીં.–ને આ હલકાઇ ભરેલા શબ્દો મ્હારાથી કેમ સહન

થાય! પરંતુ ભાઇ ગરજ ગધેડાંને બાપ કહાવે. જે જે બોલતાં તે હું સાંભળી રહેતી કાકીના દેખતાં રડવાની ધૃષ્ટતા પણ મ્હારાથી થતી નહીં. એક દીવસ કાકી ઘાંટા કહાડી 'રાંડ' બોલ્યાં એટલે મ્હારી આંખમાંથી એક આંસુ ટપક્યું તે કાકીએ જોયું. જોતાંજ કાકી ચંડીનું સ્વરૂપ ધરી બોલ્યાં, 'જો રાંડ, મ્હારા ઘરમાં જરાએ રડી તો ત્હારી વાત તું જાણે આ ત્હારાજ નિઃસાસાથીજ હું માંદગીમાં પીલાયાં કરૂંછું તો!' આ બનાવ પછી રાત્રિએ દીવસે બનેલાં આ'વા આ'વા વૃત્તાંતોની સ્મૃતિ દાબી રાખવાનો યત્ન કર્યા છતાં ઘણીવાર બનાવો એવા બનતા કે મ્હારી પર તેઓ જયવંત થઇ સ્મરણ સ્થાનના દ્વારને ધક્કેલી ઉઘાડી નાંખતાં ત્યારે આવ્યાં ન ખળાતાં અબળાનાં બળ-નિરાધાર આંસુથી હું મ્હારૂં બીછાનું ભીંજવી પરિશ્રમોદ્ભૂત નિદ્રાદેવીને મ્હારી મરજી વિરૂદ્ધ રખે ને સ્હવારે ઉઠતાં મોડું થઇ જાય ને વધુ વૃષ્ટિ પ્રાપ્ત થાય—એ ભયથી શરણ જતી. જૂના જમાનાના રીવાજોને માન્ય કરનારના ગૃહમાં દુઃખના માર્યાં અજાણતાં ફસી પડયાથી, દુર્ભાગ્યે વા સુભાગ્યે બ્રાહ્મણના કુળમાં જન્મેલી હોવાથી, મ્હારાં શિરના આભુષણ વાળોને પણ જરા મ્હોટાં થાય કે કઢાવવા પડતા; અરે શું કહું? એકવાર વિસ્મૃતિ દોષને લીધે **એકવાર** હું આ મહત્કાર્ય ભૂલી ગઇ તેથી મ્હારા કાકા કાકીએ જે વાગ્બાણ મ્હારી પર છોડયાં છે તેને અનુભવ તો ઇશ્વર દુશ્મનને એ ન દેશો. અહા! દેખતા થયેલા પુરૂષો પણ આમ પોતાને હાથેજ પોતાને હાથ કડી કરતા હશે એમ કદી મેં ન ધારેલું, તે મ્હારા કાકાને જોઇ પ્રત્યક્ષ થયું. જ્યારે રૂઢીઉલંઘન અજાણતાં મ્હારાથી થતું અને કાકા પોતે જ ઠપકો આપવો શરૂ કરતા, ત્યારે પાષાણહૃદયી કાકી 'એ તો ભણેલી છોકરીના તરંગો ને મન ત્હમે ન સમજો' કહી બળતામાં ઘી હોમવાનું કામ કરતાં જે કુટુંબે મ્હારૂં પોષણ કીધું, લગ્ન કીધું, અને જેવી તેવીએ સુવાવડ કીધી તેનું કલ્યાણ હજો. છતાં એક ન્યાતમાં જુના રીત રીવાજોને ગુલામ માફક વગર વિચાર્યે તાબે થઇ મ્હારા જેવી અનાથ બાળપર જુલમ ગુજારતાં જેમને હૃદયનો એક આંચકો સરખોએ ન લાગ્યો ત્હેમનાં મનોબળ-મનોબળશૂન્યતા-નીરખી નીરખી સરસ્વતી રડે એમાં, ભાનુભાઇ! ત્હમને કાંઇ અસ્વાભાવિક લાગે છે? હું તે કેટલું એક સંભારૂં? એક ઉભરો શમે કે બીજો તૈયાર જ છે. જેમ રસોઇઆને રજા મળી તેમ ચાકરને પણ રજા આપવામાં આવી. આથી બીજા ચાકરની શોધનો સફળ અંત ન આવ્યો, ત્યાંસુધી એનું કામ મ્હારે જ કરવું પડતું. સ્હવારમાં વ્હેલી ઉઠી દાતણપાણી વિગેરે કરી તુરતજ હું આ કામે લાગતી. દરરોજના ધારા પ્રમાણે એક દીવસ કાકાની ઓરડીમાં કચરો કાઢવા ગઇ તો રહેજ વધુ ખડખડાટ થવાથી કાકાની નિદ્રામાં વિક્ષેપ થયો. કાકાની દૃષ્ટિ ઉઠતાં વેંતજ મ્હારી પર પડવાથી એમને અપશુકન થવા લાગ્યા એટલે મિજાજ ગયો ને જરા તતડીને બોલ્યા 'ખબરદાર! જો મ્હારા ખંડમાં મ્હારા ઉઠયા પહેલાં ઝાડુ લેઇ આવી તો!' કાકાએ આવી રીતે જાણે અજાણ્યેએ રસોઇ કરવા બીજીવાર ન્હાવાની ફરજ પાડી. આ તો જાણે માન્યતાની વાત છે. પણ લોકો એટલા બધા બાયલા છે કે માણસ મરી જતું હોય તોએ રૂઢી ઉલ્લંઘન ન કરી શકે—ના કરવા મનાઇ કરે. એની એક જ વાત કહી આ નામોશી ભર્યા બાયલાપણાને લીધે ખમવાં પડેલાં દુઃખોની કથા બંધ કરીશ. એક દીવસે કાકા કચેરીમાં ગયા હતા. આશરે ૧૧॥ નો સુમાર થયેલો તે વખતે કાકીની સ્થિતિએ એકાએક ગંભીર રૂપ ધારણ કીધું. (અપૂર્ણ.)

## સ્ત્રીઓએ વાંચવા લાયક પુસ્તકો.

સુન્દરી સુબોધનાં-મે: તંત્રીસાહેબ,

આપના ઉપયોગી સુપ્રસિદ્ધ માસિકના ( ૧૯૧૧, જુન ) અંકમાં રા. રા. મોતીભાઇ નરસિંહભાઇ અમીનનો " સ્ત્રી-ઉપયોગી પુસ્તકો " વિશેનો લેખ વાંચ્યો. ઘણાં વર્ષોથી જે વિષયની લોકમાગણી હતી તે વિષયની ચર્ચા આ રીતે માસિકદ્વારા શરૂ કરવા માટે રા. રા. મોતીભાઇને ધન્યવાદ ઘટે છે. આ લેખમાં આપના તરફથી જેવી વિનંતિ થઇ છે, તેવીજ નહિં પણ પ્રસ્તુત વિષયને લગતી વિનંતિ વસન્ત ( વર્ષ ૧૦, ૨ )ના અંકમાં પણ થઇ છે; એટલે થોડુંક સૂચન લખી મોકલું છું. યોગ્ય લાગે તેનો સત્કાર કરશો.

સ્ત્રીઓને ઉપયોગી થાય એવાં પુસ્તકોની યાદી કરતાં, સંખ્યા (૧૦૦) સોની કૃત્રિમ રીતે નિયમીત કરવી ન જોઇએ. તેમજ હયાત ગ્રંથોનાં નામ સાથે તેમાં આવતી હકીકતની રહેજ પીછાન થાય એવું લખાણ ઉમેરવું જોઇએ.

રા. રા. મોતીભાઇએ જે યાદી મોકલી છે તેમાં સુધારા વધારા થઇ શકે પણ એવી યાદી ઘડવામાં વપરાતાં દૃષ્ટિબિન્દુની ચર્ચા થવાની પહેલી જરૂર છે.

કેવા સંસ્કાર, સ્થિતિ અને વયની સ્ત્રીઓ માટે આ યાદી ઘડાઇ છે ? " જે વાંચન, આ વિશાળ જગતમાં તમારૂં સ્થાન શું છે, એ સ્થાનને લગતા તમારાં સામાન્ય અને વિશેષ શાં કર્તવ્યો છે, અને એ કર્તવ્યો યોગ્ય રીતે આચરવા માટે શું શું જાણવાનું અને કરવાનું છે-ઇત્યાદિ જ્ઞાન તમને આપે એજ ઉપયોગી વાંચન છે "-એ વસન્તકારે આંકેલા આદર્શને લઇને યાદી ઘડાવી જોઇએ ને ? સ્ત્રી કેળવણીની અધૂરપને લીધે ઉક્ત બોધ આપે એવા ગ્રન્થોની ભાષા, વિચારસરણિ આદિ અઘરા પડે એવા ગ્રન્થોને પણ સ્થાન આપવું કે નહિ ? અથવા એવા ગ્રંથોના સરળ સંક્ષેપ માસિકો દ્વારા સહજપ્રાપ્ય કરવા કે નહિ ? યાદી વિષયવાર કરવી તેમજ અભ્યાસને અનુકૂળતા પડે એવી શ્રેણીવાર કરવી ? આ વગેરે પ્રશ્નો પર ધ્યાન આપવું જોઇએ છીએ.

કુમારી, સૌભાગ્યવતી અને વિધવા; અથવા પુત્રી, પત્ની અને માતા એવા સ્ત્રીજીવનના અંશો છે. આ ઉપરાંત સ્ત્રીઓનું ધાર્મિક અને જાહેર જીવન પણ છે. જીવનના આ જૂદા જૂદા પહેલોને અનુકૂળ આવે એવી વાંચનસામગ્રી રજુ કરવી જોઇએ.

યાદી ઘડનારાઓના લક્ષ બ્હાર નીચે જણાવેલી મહત્ત્વની વાત રહી ગઇ હોય એમ લાગે છે. વસન્તકાર લખે છે: " સ્ત્રી અને પુરૂષનાં સર્વાંશે કર્તવ્યો એક બીજાનાથી જૂદાં નથી. ઉભયનાં સામાન્ય મનુષ્યત્વને લઇ કેટલાંક સામાન્ય કર્તવ્યો છે, અને તેથી કેળવણીનો પણ કેટલોક ભાગ સમાન હોવો જોઇએ. " સુરતના વનિતા વિશ્રામ માટે અંગ્રેજીમાં લખાયલા અભ્યાસક્રમમાં નીચેનાં વાક્યો છે.

" She ( woman ) does not pass her life completely isolated from that of man but keeps him company in all the spheres of his activity.

" Woman who can enter into the subjects of study and thought, which occupy the minds of their fathers, husbands and sons, have more understanding, more sympathy, more power to make the home what it should be; the only healthy intellectual companionship is communion between active minds; and the highest purposes of marriage are unfulfilled, if either husband or wife lives in a region of thought which the other cannot enter. It is therefore imperative that woman should study the subjects which find a place in man's education. ( p. 7. )

ઉક્ત અભ્યાસક્રમની પ્રસ્તાવનાનો કેટલોક ભાગ આંહી ઉતારવા જેવો છે પણ લંબાણ થવાના ભયથી ઉતાર્યો નથી. જીજ્ઞાસુઓ જાતે જોઇ લેશે એવી શ્રદ્ધા છે.

રા. રા. મોતીભાઇ અને એમના મિત્રોએ સ્ત્રીઓનું જીવન એટલું બધું અલગ કલ્પી લીધું છે કે જીવનચરિત્રોના વિભાગમાં 'વીરમંડળ' કે 'ઉદ્યોગી પુરૂષો' જેવા ગ્રંથને સ્થાન આપ્યું નથી. વાર્તાઓની યાદી ઘડવામાં પણ આવોજ સંકોચ વપરાયો છે. સ્ત્રીઓનું સ્ત્રીત્વ પોષે એવીજ એકલી વાર્તાઓ શા માટે એમણે વાંચવી જોઇએ ? મનુષ્યતા પોષે એવી પણ હોવી જોઇએ અને એટલા ખાતર 'ગોવિંદ માણિક્ય' ને સ્થાન મળવું જોઇએ, તેમજ 'નાટયકથારસ' ને પણ

જીવનમાં નિરંતર ગંભીરતા રાખવાથી વિકાસ કરતાં કરમાસ થવાનો સંભવ છે માટે થોડો વિનોદ પણ જોઇએ. હાસ્ય ઉપજાવે એવાં મર્માળાં કટાક્ષમય ઉપહાસ કરનારા કે વિનોદ ઉપજાવે એવા ગ્રંથો વાંચતાં સ્ત્રીઓને અટકાવવી ન જોઇએ. 'ભર્થોહૈ', 'મારી મસ્તીની મોસમ' તેમ 'બાદશાહ અને બીરબલ'ની શોધિત આવૃત્તિને યાદીમાં સ્થાન મળવું જોઇએ.

ધર્મના વિભાગમાં પુરાણો (ભાગવત સિવાય) ને શા માટે સ્થાન નથી આપવામાં આવ્યું તે સમજાતું નથી. અર્વાચીન હિન્દુજીવતને ઘડનારા ગ્રંથોનું વાંચન વધે અને યુક્તિસર તેમની સમીક્ષા થાય એમાં લાભ છે.

ધર્મને અંગે તત્વચિંતનને પણ સ્થાન આપવું જોઇતું હતું. પ્રાર્થનાસમાજ, શ્રેયઃસાધકવર્ગ, થીઓસોફી આદિ તરફથી બ્હાર પડેલાં કેટલાંક પુસ્તકો યાદીમાં સામીલ કરવાં જોઇતાં હતાં 'ચંદ્રકાન્ત' ઉમેરી શકાત.

વિધિઓ અને વ્યવહારો પણ ભૂલી જવામાં આવ્યાં છે. વ્રતરાજ, વિવાહવિધિ, શ્રાદ્ધવિધિ, રીતિદર્પણ, ન્યાતના ધારાઓ, વગેરે ગ્રંથો—જો તે સમગ્ર રીતે ઉપયોગી ન હોત તો તેમાં રહેલા ઉપયોગી અંશનું દિગ્દર્શન કરવું જરૂરનું છે.

કલા—જે વસ્તુતઃ સ્ત્રીઓનાંજ જીવન સાથે જોડાઇ રહેલી છે તેનું સૂચન પણ નથી. સંગીત, ચિત્ર, સાથીઆ, ગૂંથણસીવણ, રસોઇ વગેરેને લગતા ગ્રંથો યાદીમાં નથી.

માસિકની યાદી આપવાની જરૂર નથી. વસન્ત, સમાલોચક, બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક કે એવાં બીજાં માસિકોને શા માટે બાતલ કરવાં ?

પ્રવાસના ગ્રંથોને પણ ભૂલી જવામાં આવ્યા છે. 'ભૂમંડળપરિક્રમ' સૌએ વાંચવો જોઇએ. બેશક ચિત્રો અને નકશા વગર એ ગ્રંથની ઉપયોગિતામાં નુકસાન થયું છે. 'દક્ષિણયાત્રા' વિશેના ગ્રંથો તથા લેખો, જાપાન, ઇંગ્લંડ, આફ્રિકાના પ્રવાસો, તીર્થયાત્રાનાં વર્ણન કરતા ગ્રંથો, વગેરે યાદીમાં ઉમેરાવા જોઇએ.

ઇતિહાસને બીલકુલ વીસરી જવામાં આવ્યો છે. રાસમાળા, કાઠીયાવાડ સર્વસંગ્રહ મેવાડની જાહોજલાલી, ટોડરાજસ્થાન, તેમજ હિન્દુસ્તાન, ઇંગ્લંડ, ગ્રીસ, જાપાન આદિ દેશના ઇતિહાસને સ્થાન મળવું જોઇએ.

કેળવણી, વ્યાયામ અને રમતગમત વિશેના ગ્રંથોનો સમાવેશ કરવો જોઇએ. બાળકોની માતાએ કેળવણીના અંતર્ગત તત્ત્વો અને સ્વરૂપ વિશે જાણવું જોઇએ. પોતાની અને કુટુમ્બની તંદુરસ્તી જાળવવા કસરત અને વિનોદના કેવા ઉપયોગ કરવા તે જાણવા ગ્રંથો વાંચવાની જરૂર છે.

શહેરી તરિકે રાજ્યપ્રબંધારણ—( મ્યુનિસિપલ વોટ આપવાનો કેટલીક સ્ત્રીઓને હક હોય છે એ સુવિદિત છે ), શહેરી આરોગ્ય, શહેરી જીવન વગેરે વિશે સંક્ષેપમાં સંગીન જ્ઞાન આપે એવા ગ્રંથો પણ યાદીમાં હોવા જોઇએ. અસ્તુ:

આ ઉપયોગી વિષય પરત્વે સ્થાયી અને સર્વગ્રાહી પરિણામ આવે એવા શુભ હેતુથી ઉપરનાં વાક્યો છે; યાદી ઘડનારાઓના કામમાંથી પોરા કહાડવા માટે નહિ.

અંતે આવી ઉપયોગી ચર્ચા ઉપસ્થિત કરવા માટે રા. રા. મોતીભાઇ અને એમના મિત્રોને પુનઃ ધન્યવાદ આપી વિરમું છું. R.

## સ્ત્રી-ઉપયોગી પુસ્તકો.

( સુન્દરી સુબોધના ગયા અંકમાં પ્રકટ થયેલી રા. મોતીભાઇની યાદીના વધારા તરીકે આ યાદી મોકલી છે; એટલે એમાં આવી ગયેલી ચોપડીઓનાં નામ આ યાદીમાં ફરીથી લખવામાં આવ્યાં નથી. )

### વાર્તા.

ગોવિંદ માણુક્ય.
ગંગા ગોવિંદસીંહ.
પદ્માલયા.
દુખીઆરી બંધુ અને ગુલી ગરીબ વગેરે
મિસિસ હેન્રિ વુડના :કાબરાજીએ કરેલા અનુવાદો.
દરીઆપારના દેશોની વાતો.
શરત્ચંદ્ર. સંન્યાસી.
વિષવૃક્ષ. કૃષ્ણલીલાનું વીલ.
યોગિની.
વિક્રમની વીસમી સદી.
નાટ્યકથારસ. બર્થોલ્ડ.
ભદ્રંભદ્ર. રજપુત વીરરસ કથા.
મારી મસ્તીની મોસમ.

### ચરિત્રો.

ઉત્તરરામ ચરિત્ર.
વીરમંડળ ભાગ ૧-૨. ઉદ્યોગીપુરૂષો.
ધાર્મિક પુરૂષો. ગોરીબાઇડી.

### વૈદક.

નારીદેહ તત્ત્વ.
શહેરની આરોગ્યતા. તનસુખમાળા.

### સાયન્સ. (વિજ્ઞાન)

ખગોળ.
જીવજંતુ અને વનસ્પતિની અજાયબીઓ.
પદાર્થપાઠ વિશેનાં પુસ્તકો.
અર્થશાસ્ત્રોની વાતો.
ગુજરાતનાં પ્રાણીઓ વિશેનો રા. ભાનુસુખરામનો ગ્રંથ.
જ્ઞાન પ્રસારક વિષયો ( જી. જ. મોદી. ) ;
નવલગ્રંથાવલી ભા. ૪.

### કલા.

સંગીત.
ગૂંથણ શીવણ-ગૂંથણકળા. ચિત્ર.
પાક શાસ્ત્ર. (૧) સ્વ. સૌ. કેશવબાનો ગ્રંથ
(૨) ગાયકવાડી પાકશાસ્ત્રો: ૧,૨,૩.
(૩) પકવાન પોથી, વગેરે.

### પુરાણ.

ગરૂડ પુરાણ. દેવી ભાગવત.
શિવ પુરાણ.
માર્કંડેય પુરાણ. વગેરે, વગેરે.

### કાવ્ય.

દીવાળીબાઇની કવિતા. પદ્માખ્યાન.
કુળવંતી વિલાપ.
જેટલી ન્યાતોનાં ગીત સંગ્રહ બહાર પડયાં હોય તે.
મામેરૂં. ભ્રમરપચીસી.
ન્હાના ન્હાના રાસ.

### કેળવણી.

કેળવણી. બાળસ્વભાવ.
બાળકો માટેની વાતો.

### નિબંધ.

ચારિત્ર્ય.

### ઇતિહાસ.

રાસમાળા.
કાઠીયાવાડ સર્વ સંગ્રહ.
મેવાડની જાહોજલાલી.
ઈંગ્લાંડ, હિંદ, જાપાન, ગ્રીસ, ઇરાન, વગેરેનો ઇતિહાસ.

### પ્રવાસ.

ઈંગ્લાંડમાં પ્રવાસ. ગોમંડળ પરિક્રમ.
મોદીખાનાથી માર્સેલ્સ. દક્ષિણયાત્રા, વગેરે.

### નાટક.

લલિતા દુઃખ દર્શક. કન્યાવિક્રય ખંડન.
તપત્યાખ્યાન.
અમરસત્ર.
પ્રતાપ નાટક.

### વિવિધ.

કૃષ્ણચરિત્ર (જી. અ. કૃત) : એક મિત્ર

# पत्रमंजूषा.

સ્ત્રીઉપયોગી વાચનની ચર્ચા ચાલુ રાખતી વધુ યાદીઓ તથા પત્રો અમને મળ્યા છે, તે યથાનુકૂળતાએ પ્રકટ કરવામાં આવશે દરેકમાં જૂદાં જૂદા દૃષ્ટિબિન્દુ સ્વીકારવામાં આવેલા લાગે છે અને જે રીતે પુસ્તકોનાં નામ હેમાં દાખલ કરવામાં આવ્યાં છે તે જોતાં આ વિષયમા ઘણો મતભેદ છે એમ સહજ પ્રતીત થાય છે પણ એક સત્ય તો સુસ્પષ્ટ અને નિર્વિવાદ છે કે એક અથવા વધુ માર્ગદર્શક સંપૂર્ણ યાદીની બહુજ જરૂર છે.

બન્ધુ R–તરફથી આવેલો પત્ર મનન યોગ્ય છે; હેમની કેટલીક સૂચનાઓ ઉપયોગી થઇ પડે એવી છે. રા મોતીભાઇને પણ અમુક સંખ્યા વિશે આગ્રહ નથી એમ તેઓ જાણે છે; અને સંખ્યા વિશેની હેમની ટીકા સામાન્ય રીતે થયેલી છે તેઓ એક ખાનગી પત્રમાં જણાવે છે કે, "રા. મોતીભાઇએ પ્રારંભ કર્યો છે એ ખરી વાત. પણ એમના જેવી ફક્ત યાદીઓજ આવે તે અગાઉ એવી યાદીઓ ઘડવાના સિદ્ધાન્તોની ચર્ચા થાય તો સારૂં એવા ઉદ્દેશથીજ મ્હેં મ્હારો લેખ લખ્યો,છે." પારસી બન્ધુ તથા બ્હેનોના ગ્રન્થોને પણ આવી યાદીમાં સ્થાન આપવા તેઓ સૂચના કરે છે.

સ્ત્રીજીવનના વિવિધ અંશોને યથાર્થ રીતે ખીલવી શકે હેવાં પુસ્તકોના વિભાગ આવી યાદીઓમાં જરૂરના છે. પરન્તુ સાથે એ પણ વિચારવા જેવું છે કે એ જૂદા જૂદા અંશોને અનુકૂળ કેળવણી લેવાની યોગ્યતા આપણા સ્ત્રીસમૂહમાં આવી છે કે કેમ? શરૂઆતમાં સ્ત્રીને 'ઉત્તમ ગૃહિણી' બનાવવી કે 'ઉત્તમ માતા' થવાનું શિક્ષણ આપવું, એ વિશે મતભેદના સંભવનું કારણ નથી. જેટલી 'ઉત્તમ માતા'ની જરૂર છે તેટલીજ 'ઉત્તમ ગૃહિણી' ની પણ આવશ્યકતાજ છે; અને જે સારી પત્ની હશે તે સારી જનનિ થશે એ નિઃસંશય છે. બંનેની જરૂર છે. અને હેની સાથે આપણામાં સારી સ્ત્રીઓની જે ન્યૂનતા છે; સચ્ચારિત્ર્યવાળી, સુવિચારવાળી, સ્વદેશપ્રેમી સ્ત્રીઓની ખાસ જરૂર છે. કેળવણી વિના આ ખોટ કોઇ રીતે પુરાવાની નથી; માટે આપણે પ્રથમ એ જોવાનું છે કે સ્ત્રીઓને સામાન્ય કેળવણીનાં ઉત્તમ સાધન, હેમની યોગ્યતાને અનુકૂળ, પ્રાપ્ત થાય.

બીજું એક જોવાનું એ છે કે, સ્ત્રીઓ માટેનું વાચન પુરુષો માટેના વાચનથી અમુકજ બાબતોમાં ભિન્ન છે; અને આપણી ભાષામાં ખાસ વિષયો ઉપર લખાયલા ગ્રન્થો બહુ નથી. એટલે ઉત્તમ પુસ્તકો તો બંનેને માટે બહુધા એકજ રહેવાનાં યાદી કરતી વખત આ એક મહત્વનો પ્રશ્ન ઉભો થાય છે અને તે વિશે પણ ખાસ વિચાર કરવો આવશ્યક છે.

સ્ત્રીવાચનના નીચે જણાવ્યા પ્રમાણે અનેક વિભાગ પડી શકે છ:—

(અ)—(૧) સ્ત્રીઓ માટે ખાસ લખાયલાં પુસ્તકો, (૨) સ્ત્રીઓને ખાસ ઉપયોગનાં પુસ્તકો, (૩) સ્ત્રીઓએ વાંચવા લાયક પુસ્તકો, (૪) સ્ત્રીઓએ લખેલા પુસ્તકો, અને (૫) સ્ત્રીઓ કોઇ પણ પ્રકારની હાનિ વિના વાંચી શકે એવાં પુસ્તકો

(આ)—(૧) સ્ત્રી તરીકેની સામાન્ય ફરજો બતાવનાર તથા જરૂરિયાતોનું જ્ઞાન આપનાર ચોપડીઓ, (૨) પુત્રી, પત્ની, માતા, ભગિની, અને કુમારિકા, સૌભાગ્યવતી, તથા વિધવા, વગેરે જૂદી જૂદી વ્યક્તિ તરીકેના સ્ત્રીધર્મ દર્શાવતી ચોપડીઓ, (૩) પ્રજાના અંગ તરીકે સ્ત્રીઓનું કર્તવ્ય શીખવનાર ચોપડીઓ, અને (૪) વિવિધ જ્ઞાન આપીને સ્ત્રીઓના હૃદય અને બુદ્ધિ ખીલાવે એવી ચોપડીઓ.

(ઇ)—(૧) ચોથી પાચમી ચોપડી સુધી ભણેલી સ્ત્રીઓ વાંચે એવાં પુસ્તકો, (૨) સાતમી ચોપડી અને તે લગભગનું જ્ઞાન મેળવનારી સ્ત્રીઓ વાંચી શકે એવા ગ્રન્થો, અને (૩) તે ઉપરાંતની કેળવણીની યોગ્યતા મેળવનાર સ્ત્રીઓ વાંચે એવી ચોપડીઓ.

તૈયાર કરવામાં આવતી સ્ત્રીવાચનની યાદીઓમાં આપણી બ્હેનોની હાલની કેળવણીની સ્થિતિ જોતાં વિભાગ ઇ તરફ ખાસ લક્ષ આપવા જેવું છે, પરન્તુ હેની સાથે 'વિભાગ આની મ્હોટી ઉપયોગિતા તથા અ તરફ દૃષ્ટિ રાખવાની જરૂરિયાત પણ ભૂલવા જેવી નથી.

ગંભીર વિષયોનાં પુસ્તકોની સાથે રસિક, આનન્દ ઉત્પન્ન કરે એવાં પુસ્તકો દાખલ કરવાની ખાસ આવશ્યકતા છે. ગમ્મત સાથે જ્ઞાન આપે એવી અને નિર્દોષ વિનોદનાં સાધન પુરા પાડે એવી ચોપડીઓથી સ્ત્રીઓની 'બાલકેળવણી'ની શરૂઆત થવાની પણ જરૂર છે. તન્ત્રી

## લવાજમની પહોંચ.

| | |
|---|---|
| રા શરીફ સાલેમહમદ નૂરમામદ | વેરાવળ |
| રા છગનલાલ ઝવેરીલાલ મ્હેતા | મ્હેસાણા |
| મીસીસ સાવિત્રી મહેન્દ્ર રાય | રાજકોટ |
| રા માધવલાલ જેઠાભાઇ બક્ષી | રાજકોટ |
| રા લક્ષ્મીલાલ કાનજી | ,, |
| રા ભાનુસુખ નિર્ગુણરામ | ,, |
| રા અચરતલાલ પુરશોત્તમદાસ | ,, |
| બ્હેન હરકુવર — | ,, |
| રા માણેકલાલ શાકરલાલ | વડોદરા |
| બ્હેન વિજીઆબ્હેન | ,, |
| રા હરિલાલ માણેકલાલ | ,, |
| રા સા સારાભાઇ વહાલાભાઇ | ,, |
| રા છગનલાલ ઠાકોરલાલ | ,, |
| રા વામનરાવ સોમનારાયણ | ,, |
| રા રણછોડભાઈ કાળાભાઇ | સુરત |
| રા કાળીદાસ લાલભાઈ | ,, |
| રા માવાણી રાયચંદ | રાજકોટ |
| બાઇ જીવકોર | સુરત |
| બ્હેન શાન્તાલક્ષ્મી | માગરોળ |
| રા એમ ડી દીવાનજી | વડોદરા |
| રા વિઠલભાઇ સામળદાસ | ભાવનગર |
| બ્હેન તારાલક્ષ્મી | વડોદરા |
| બાઇ રાધાબાઇ | મોરબી |
| સૌ બ્હેના બ્હેન | વડોદરા |
| રા નાગરદાસ છગનલાલ | વઢવાણસીટી |
| રા બળવંતરાય કલ્યાણરાય | ભરૂચ |
| રા રણછોડલાલ પરભુદાસ | વડોદરા |
| મીસીસ નકગૌરી છગનરામ | વડોદરા |
| સૌ ... ચંચળ | વલસાડ |
| રા સુન્દરલાલ કેવળરામ વોરા | આજોળ |
| કુમારશ્રી ...વાળા | બીલખા |
| સૌ માણુબાઇ | વડીયા |
| ભવાડી ડાહ્યાશંકર જયશંકર | વાસણા કેતીયા |
| અ સૌ સવિતા ગૌરી | વાગરા |
| રા સૂર્યરામ સોમેશ્વર | ઉણાવાડા |
| રા મગનાનદાસ નરભેરામ | રનાલા |
| બ્હેન કમળાગૌરી ધીરજરામ | સુરત |
| મ્હેતા કીશ્નદાસ મોરારજી | મુદ્રા |
| રા હરિલાલ મોતીલાલ | વેરાવળ |
| મીસીસ કૃષ્ણાગૌરી હીરાલાલ | સુથરામપુર |
| રા હરીદાસ માધવજી | જુનાગઢ |
| રા ગોપાળજી [illegible] | [illegible] |

| | |
|---|---|
| મીસીસ વિરમતિ મગનલાલ | ભરૂચ |
| રા હરરાય અમુલખરાય બી એ | સુરત |
| રા બળવંતરાય નરભેરામ દેસાઇ | ભરૂચ |
| રા કેશવલાલ જે ધોળકીયા | રાણપુર |
| રા હીરાલાલ સંપતરામ સરાફ | વડોદરા |
| રા મથુરાદાસ આત્મારામ | વડોદરા |
| વહોરા બચાવંતરાય વજેશંકર | રાજકોટ |
| શાહ મોહનલાલ સુન્દરજી | રંગુન |
| રા છોટાલાલ ચતુરભાઇ વકીલ | બોરસદ |
| રા મોહનલાલ ઉજમશી શાહ | રંગુન |
| રા જગન્નાથ પુરશોત્તમ | રંગુન |
| રા એ આર ભીમાણી | ,, |
| રા હંસરાજ નાનજી | ,, |
| રા વિજયશંકર વિશ્વનાથ | ,, |
| રા વિશ્વનાથ હરજીવન | ... |
| રા ગુલાબરામ જીવણરામ | સંખેડાવાવડી |
| રા મગનેશ્વર વેણીરામ | સીરસા |
| અ સૌ મમીબાઈ | ભુજ |
| રા માણેકલાલ નરોત્તમ | ગોનગઢ |
| રા અરદેશર ફેરામજી | મદ્રાસ |
| રા હીરાભાઇ સામળભાઇ | સુરત |
| રા હીરાલાલ વસન્તરામ | સાબરમતી |
| રા ધીમૂતરાય નવલરામ | સુરત |
| રા એમ જે વંથિડી | માગરોર |
| ડૉ ભાણજીભાઇ પ્રાગજીભાઇ | પ્રાંતલપુર |
| શ્રીજૈનધર્મ વિજય પુસ્તકાલય | વીરમગામ |
| રા લાદવજી હંસરાજ | ભુજ |
| રા દામોદર મુરારજી | માંડવી |
| રા મહાવજી વિશનજી | માંડવી |
| રા શીકમજી પીતામ્બર | મુદ્રા |
| સૌ દુરગાબાઈ | સુથરામપુર |
| સૌ શારદાગૌરી | વડોદરા |
| સૌ વિદ્યાગૌરી | અમદાવાદ |
| બ્હેન ચંદન અમરચંદ | ભાવનગર |
| સૌ મોતીગવરી | માહીમ |
| રા એલ એ શાહ | મુંબાઇ |
| રા જીવણદાસ પ્રભુદાસ | મુંબાઇ |
| રા જીણાભાઈ ભીમભાઇ | દાદર |
| રા બાવાભાઇ કેશરીસંગ | અમદાવાદ |
| શેઠ ચુનીલાલ મીઠાભાઇદાસ | ,, |
| રા ગીરધરલાલ કેશવલાલ | , |
| [illegible] | |

## વર્ષ ૮ પેટે

| | | | |
|---|---|---|---|
| રા. સુરેન્દ્રનાથ રંગનાથ | વડોદરા | મ્હેતા વલ્લભદાસ નેણસી | લખતર |
| રા. લીલાધર કાળીદાસ | મુંબાઈ | રા. મનંતરાય કૃષ્ણસુખરામ | વડોદરા |
| રા પુરસોતમ સુન્દરજી | રંગુન | સૌ. જ્યોતિગૌરી | ઝરીયા |
| રા. ગોવરધનદાસ વાઘજીભાઇ | મુંબાઇ | મીસ દીવાળી પોપટલાલ | જામનગર |
| રા. પુરૂષોત્તમ નરોતમદાસ | ભરૂચ | વાસણા સ. ગુ કન્યાશાળા | વાસણા |
| રા મોહનલાલ કસલચંદ | કરાચી | રા. પી. સી બુચ | રીઅડા |
| રા. ઉમેદલાલ માનશંકર | ,, | રા કૃષ્ણલાલ કે ઠાકોર | વીરમગામ |
| રા. મનહરરામ એચ | શાંતાક્રુઝ | રા જીવણલાલ એમ ઠાકોર | મુંબાઇ |
| રા કૃષ્ણલાલ ત્રીજલાલ | અમદાવાદ | સૌ હીરાલક્ષ્મી | જામનગર |
| રા. ચુનીલાલ નંદવજી | મુંબાઇ | મીસીસ ચતુરલક્ષ્મી ઠાકોરલાલ | વાગરા |
| રા. લાધુભાઇ અબ્દુલા | મુદ્રા | રા. મણિલાલ ડાહ્યાભાઈ | મુંબાઈ |
| રા. સામજી મૂલચંદ | મોલમીન | રા પુરસોત્તમ જીવનદાસ | દાદર |
| રા ઇચ્છાશંકર દુલભદાસ | ભાવનગર | રા દયારામ શોભચંદ | રંગુન |
| રા. ગીરધરલાલ ભાપાલાલ | ધોલકા | રા. જેવત હરખચંદ | ,, |
| સૌ. કાન્તા લક્ષ્મી | ભાવનગર | શાહ મૂલજી રાવચંદ | ,, |
| રા. જીવણજી ડાહ્યાભાઈ | મુંબાઈ | શેઠ કરશનદાસ જીવરાજ | પંચગની |
| રા ચાંપસી વિઠ્ઠલદાસ | કલકત્તા | રા રતનશી ગોધવજી | મેકનબાસ |
| રા નવનિતભાઇ | કાનપોર | મરોલી સરક્યુલેટીંગ લાયબ્રેરી | મરોલી |
| રા મોહનલાલ મગનલાલ દેસાઇ | મુંબાઇ | સૌ મણિગૌરી પંડયા | સોલાપુર |
| રા જે જે મોદી | ,, | રા વિઠલદાસ હરગોવનદાસ | અમદાવાદ |
| રા. મણિશંકર ગોવિંદજી | કલકત્તા | અ. સૌ. સર્યુબાળા | સુરત |
| રા વાલજી ત્રીકમજી મ્હેતા | રંગુન | રા મુકુન્દરાય પ્રભાશંકર | ભાવનગર |
| રા શોભચંદ દોલતરામ | અમદાવાદ | ગાધી ચુનીલાલ અંબાલાલ | મહેમદાવાદ |
| સૌ કમળા દ્વારકાદાસ | શીહોર | મીસીસ ઠાકોરલાલ કપિલરાય | સુરત |
| સૌ મધુમતિ બ્હેન | મુંબાઇ | રા અમરતલાલ એચ. ગાંધી | મહુવા |
| રા ભીમજી નરસી | તીરૂપર | સૌ. ગજરાબ્હેન | કનારગામ |
| રા. ચુનીલાલ બાવાજી | અમદાવાદ | રા મનવંતરાય લલ્લુભાઇ | માણાવદર |
| રા મોમાભાઇ લખમીદાસ, | માંડવી | રા તુલસીદાસ જીવરાજ | મદ્રાસ |
| રા. મોરારજી ધારશી | ગોંડળ | રા. રણછોડદાસ કાનજી | ખંભાળિયા |
| સૌ. કુન્દનલક્ષ્મી ર | મુંબાઇ | વ્યાસ દયારામ ત્રીકમજી | મુંદ્રા |
| રા. કુંવરજી એચ | ,, | બ્હેન પ્રાણકુંવર | મહુવા |
| રા. ચીનુભાઇ લાલ | રંગુન | આવિ.. ઉદ્યોગશાળા | અમદાવાદ |
| રા. અમૃતલાલ જી શાહ | મોડાસા | રા મનુભાઇ દિનમણિશંકર | અમદાવાદ |
| રા. સૌભાગ્યચંદ ચુનીલાલ | અમદાવાદ | રા મુકુન્દરાય હરસુખરાય | નડીયાદ |
| રા. બળવંતરાય વજેશંકર | રાજકોટ | રા મોતીચંદ જી. કાપડીયા | મુંબાઇ |
| ઉમતા સ ગુ કન્યાશાળા | ઉમતા | રા નારણજી ઉમરસી | ,, |
| મીસીસ ઇન્દુમતી | વડોદરા | મીસીસ મણિબાઇ હરીભાઇ | જોધપુર |
| બ્હેન રૂપલિદજી | ભાવનગર | સૌ હીરાગૌરી માધવલાલ | ગોડાદર |
| સૌ. ઇંદીરાગૌરી | સુરત | રા. અંબાલાલ વિશ્વનાથ | અમદાવાદ |
| બ્હેન કમલાગૌરી | મુંબાઈ | રા ઠાકોરપ્રસાદ નારણપ્રસાદ | |
| રા જેરામદાસ દ્વારકાદાસ | કરાંચી | રા પ્રાણશંકર લલ્લુભાઇ | |
| રા. દલિલાલ ગોવિંદદાસ ઝવેરી | ભરૂચ | રા મણિલાલ ગાંડાભાઈ | |

| | | | |
|---|---|---|---|
| રા દામોદરદાસ ગોવરધનદાસ | રાજકોટ | રા. સી. જે ભટ્ટ | જેતલસર |
| ચોરવાડ મીત્ર મંડળ પુસ્તકાલય | ચોરવાડ | રા મુકુન્દરાય રણછોડરાય | અમદાવાદ |
| રા. બાલકૃષ્ણ છવાજી | ફ્રીમેરી | અ સૌ શિવલક્ષ્મી (વ ૭ પેટે) | વાલવોડ |
| રા કાન્તીપ્રસાદ વિ શંભુપ્રસાદ | ભાવનગર | ભાઇશંકરની લાયબ્રેરીના ચાર વરસના | અમદાવાદ |
| અ સૌ દુર્ગીબાઈ | ધ્રાગધ્રા | ફતેહખાં જમાલખાં સોનગઢ ૬ થી ૮ | સોનગઢ |
| બ્હેન નર્મદાગૌરી | સુરત | રા મહિપતરાય રજિયાતરાય પાંચ વર્ષે | મ્હેસાણા |
| મીસીસ પી બી શુકલ | નવસારી | શેઠ ભોગીલાલ ( ચાર વર્ષના ) | વડનગર |
| રા માણેકલાલ નરોત્તમદાસ | મુંબાઈ | ડા હરિવલ્લભ લાયબ્રેરી (વ ૪ના) | વીરમગામ |
| રા એમ એસ શાહ | રંગુન | રા મોતીલાલ લલ્લુભાઈ ( વ. ૫ ના ) | નડીઆદ |
| સખેડા સરક્યુલેટીંગ લાયબ્રેરી | સખેડા | | |

# ज्ञानसुगन्ध.

## स्त्री-सुधारणा विना स्वदेशनी सुधारणा अशक्य छे.

कोइ पण देशनी अभिवृद्धिनुं, कोइ पण देशनी उन्नतिनुं मुख्य साधन, ते देशनी, देशना समाजनी आन्तर एटले तेनी अंदरनी सुधारणा छे देशनी, समाजनी, आन्तर अर्थात् अंदरनी सुधारणानुं प्रथम पगलुं घरनी, तेम कुटुम्बनी सुधारणा छे गृहिणी तरीके, माता तरीके, घर पर, कुटुम्ब पर, स्त्रीओनी जेटली असर छे तेटली भाग्येज अन्य कोइनी होइ शके. "गृहिणी" "माता," आ बे शब्दोमांज कांइक जादु, कांइक चमत्कार रहेलो छे. घरनो, कुटुम्बनो, जनसमाजनो, देशनो उद्धार करवो के तेनो अधःपात करवो, ते मनुष्ये आनन्दमय, उद्वेगमय के निराशामय करवां, तेनी चावी स्त्री पासे छे. स्त्रीओनी सुधारणा, तेमनी उन्नति पर कुटुम्बनी, जनसमाजनी, देशनी सुधारणानो, तेनी उन्नतिनो आधार रहेलो छे. स्त्रीओने अज्ञान राखवाथी, स्त्रीओने सर्व रीते बळवान्, बहादुर, निर्भय करवा तरफ लक्ष नहि आपवाथी, स्त्रीओने हमेशां परतंत्र, पराधीन, दासनी स्थितिमां राखवाथी, तेमने उन्नत करवा माटे, तेमने उच्च पंक्ति पर मूकवा प्रयत्न नहि करवाथी ज, देशनी प्रजा पण तेने भागे अज्ञान, निर्बळ, निर्वीर्य, शौर्यहीन, कायर, पराधीनता अने दासत्वने लायक थइ छे, तेथी ज देशोन्नतिना प्रयासोमां अनेक विघ्न आवे छे, तेथी ज समाजनुं, अंदरनुं-आन्तर बळ ते प्रयासोने मळतुं नथी अने ते प्रयासो निष्फळ जाय छे अथवा तेने विजय मळतां विलम्ब लागे छे

मानव जीवन-सरितानुं उत्पत्तिस्थान, मुख्य पोषक-मूळ स्त्रीजाति छे. मानवजीवनना प्रवाहनी निर्मळता, पवित्रता, सुन्दरता, उत्कृष्टता, तेना वेग, तेनां बळनो आधार, मुख्यत्वे करीने स्त्रीजाति उपर-भविष्यनी प्रजानी माताओ उपर-रहेलो छे. सामाजिक सुधारणाना अर्थ पोताना जगत्ना अन्य देशोना जीवनप्रवाह साथे आपणो जीवनप्रवाह-विजय स्पर्धा करी शकतो नथी. पाछळ पडी जाय छे, रोइ पडे छे, तेनुं मुख्य कारण आपणा प्रवाहना उत्पत्तिस्थान, आपणा प्रवाहना मूळनी निर्बळता, तेने बळवान् करवा तरफनुं आपणुं दुर्लक्ष छे. आपणे आपणो सामाजिक प्रवाह, निर्मळ, पवित्र, सुन्दर, उत्कृष्ट, वेगवान् तेम बळवान् करवो होय, आपणे आपणो प्रवाह, अन्य देशोना प्रवाह करतां, सर्व रीते आगळ वधे, एवुं होय तो स्त्रीओने-भविष्यनी प्रजानी माताओने सुशिक्षण वडे, सर्व रीते बळवान्, सर्व रीते सुन्दर बनाववानी जरूर छे.

रा. दयाभाइ लक्ष्मणदत्त, "संसारमां स्त्रीनी पदवी."

---

अमदावाद—श्री गुजरात प्रिन्टींग प्रेसमां मा. सोमालाल मंगळदासे छाप्युं

# સુન્દરી સુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષર-વિ ગોવર્ધનરામભાઇના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમા કુટુમ્બબન્ધનમાથી તેઓ મુક્ત-સ્વતન્ત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતન્ત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને ક્લેશોમાથી છુટી એ કુટુમ્બના ખરાં કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે," પતિભક્તિપરાયણ થઇ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આતર્-વિલાસોની ઉર્મિયોમા પોતાના હૃદયતરંગ ભેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાખે અને અન્તે સ્વદેશમા ઉદયસૂર્યના તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૮ મું.] ઈ. સ. ૧૯૧૧, ઓગસ્ટ:-શ્રાવણ, વિ. સં. ૧૯૬૭. [અંક ૧૨ મો.

## ઉદયગુંજન.

### સેવિકાઓનુ ગૌરવ:

'બીજી કોઈ પણ રીતે આપણે આપણા દેશની કે આપણા બંધુઓની જેટલી સેવા કરી શકીએ તે કરતાં સ્ત્રીઓના અંતઃકરણની અંદર સારા સંસ્કારો પાડવાથી હજારો ગણું વધારે કામ થઈ શકે છે. માટે ધર્મનું શુદ્ધપણું, દેશની આબાદી, પરોપકાર, આત્મબળ સ્વમાન, સ્વતંત્રતા, સેવા, ધર્મ, સ્વાર્થત્યાગ, વગેરે ઉત્તમ બાબતોનાં બીજો હું તેઓમાં રોપવા ઈચ્છું છું, અને સેવાધર્મ માટેજ સ્ત્રીઓનો અવતાર છે, તથા તેઓ જો ધારે તો પોતાના માનસિક બળથી પોતાના કુટુંબમાંથી, પોતાના દેશમાંથી તથા આખા જગત્માંથી રોગો દૂર કરી શકે, દુઃખો દૂર કરી શકે, ઘડપણને અટકાવી શકે, ગરીબાઈને મટાડી શકે અને લાંબો વખત સુધી મોતને પણ દૂર રાખી શકે, એવું બળ તેઓના આત્મામાં છે, અને એ આત્માનો પ્રભુ સાથે સીધો સંબંધ છે. આવી વાતો મ્હારે સાધારણ સ્ત્રીઓના મગજમાં ઠસાવવી છે.'

રા. પઢિયાર કૃત:-'નવા યુગની વાતો' ભાગ પહેલો.

# काव्यकुंज.

## હૃદય દશા

( રાગ-આશાવરી. )

પરમ સુખમાં સ્નેહે સંચરિ;
હૃદય ઝીલતું સ્વર્ગે કર ગ્રહી,
નયન હસતું નવીન પ્રયાણમાં;
હૃદય આપ્યાં કંટકમય સંસારમાં.
હૃદય ભેદયાં નિજ હૃદયાકાશમાં;
તન મન જુદાં સદાય જુદાં રહ્યાં,
પ્રેમ ભોળા ઘેલાં જગમાં જુદાં થયાં;
પ્રેમે ઉર ઉછળતાં વેગે દૂર ગયાં,
વિસારશો ન વ્હાલા મુજ હૃદયે જડયાં. 'ચંદ્ર.'

---

## પીયુને સન્દેશો.

પંખી વને ફરેરે કલ્લોલ રે,
  તે ઋતુ આવી ને! રાજ આવજો.
કોમળ કંઠે બોલે બોલ રે,
  તે ઋતુ આવી ને! રાજ આવજો.
સંગીત શબ્દ વને ઉચરાય રે,
  તે ઋતુ આવી ને! રાજ આવજો.
ધરતી તાપે તપતી જાય રે,
  તે ઋતુ આવી ને! રાજ આવજો.
ચંદ્ર કિરણ નિર્મળ વરસાય રે,
  તે ઋતુ આવી ને! રાજ આવજો.
આમ્ર-તરૂ પલ્લવે શોભાય રે,
  તે ઋતુ આવી ને! રાજ આવજો.
મધુર મોગરે વાસ ફેલાય રે,
  તે ઋતુ આવી ને! રાજ આવજો.
નાજુક કળી વેલીએ હરખાય રે,
  તે ઋતુ આવી ને! રાજ આવજો.
પીયુ વિના કુસુમ કરમાય રે,
  તે ઋતુ આવી ને! રાજ આવજો.

—વિઠ્ઠલરાય મોતીરામ પંડ્યા.

# વાર્તાલહરી.

## પ્રેમ બંધન.

( જુલાઇ માસના ૩૬૬ ના પાનાથી અનુસંધાન. )

આ વાતને મહિનો થઇ ગયો તેવામાં સગુણને એક ચીઠ્ઠી કોઇ માણસ મારફતે મળી. ચીઠ્ઠીથી સગુણ ઘણી જ ખુશી થએલી જણાઇ. બરાબર સૂર્યાસ્ત વખતે નર્મદાના કીનારા ઉપર આવી અને ધીરેથી પાણીની પાસેના પથ્થર ઉપર કોઇની રાહ જોતી બેઠી.

પાંચેક મીનીટમાં નદીના પાણીમાંથી દૂરથી એક હોડી આવી પહોંચી. સગુણ ઘણી જ આનંદમાં આવી ગઇ કારણ કે તેની પાસે રણમલસીંહ પોતે જ આવીને હોડીમાંથી ઉતરીને બેઠો.

" રણમલસીંહ ! આજે સ્હવારે જ ત્હમારી ચીઠ્ઠી મળી. બહુ સારૂં થયું ત્હમે મને મળ્યા. કહો આટલા બધા દિવસ સુધી ત્હમે ક્યાં હતા ? ત્હમારા ચ્હેરા ઉપર ચિંતા વધારે જણાઇ આવે છે," સગુણે રણમલની ખબર પૂછતાં કહ્યું.

"સગુણ ! હમણાં તો હું વધારે અગત્યના કામમાં રોકાઇ ગયો હતો. હવે તો તું મ્હને મળી શકે કેમ તેની મને બહુજ ચિંતા રહે છે. મ્હારે હવે મ્હારી નોકરી જ છોડી દેવી છે. હું બહુજ કંટાળી ગયો છું. ઈશ્વર હવે મ્હને મેળવશે ત્યારે મળીશું." રણમલે જવાબ આપ્યો.

"કેમ નહીં મળી શકાય ? મ્હેં મ્હારા કાકાને આપણા બન્નેનાં લગ્ન બાબતની વાત કહી હતી. ત્હેમણે અનુમતી આપી છે. ફક્ત તે ત્હમને જોવાની ઇચ્છા રાખે છે." સગુણે જવાબ આપ્યો.

"સગુણ ! તેતો હું જરૂર ત્હેમને મળીશ. પરંતુ સગુણ ! પેલો બ્હાદુરસીંહ બારવટીઓ પકડાયો કે નહીં ? બ્હાદુરસીંહને ત્હારા કાકા નજરે જોએથી ઓળખે છે ?" રણમલે સ્હેજ પ્રશ્ન કર્યો.

"અરે તે તો વાત કરશો જ નહીં. કોણ જાણે કેવી રીતે તે બારવટીઆને ખબર પડી. બધું લસ્કર કપાઇ ગયું. તેને પકડવાનો પ્રયાસ નિષ્ફળ નીવડ્યો. અને મ્હારા કાકા માંડ માંડ જીવતા છુટ્યા. તે દિવસથી તે ઘણો જ શોક કરે છે. માણસનું નુકશાન થયું અને અર્થ સર્યો નહિં. બ્હારવટીઆને નજરે જોઇને કોઇપણ ઓળખતું નથી તો મ્હારા કાકા ક્યાંથી ઓળખે ? કોઇ કહે છે, કે આટલો ઉંચો છે અને આટલો ગોરો છે પરંતુ કોઇએ ત્હેને જોયો નથી." સગુણે ખુલાસાથી કહ્યું.

"અરે રામ ! રામ ! બ્હારવટીઓ હાથ ન જ આવ્યો. કાંઇ અડચણ નહીં પરંતુ હું થોડા દિવસમાં ત્હારા કાકાને મળીશ અને પછી હું મ્હારાં સગાં સંબંધીને લઇ અહીં સરદારગઢમાં આવીશ પછી જેમ બને તેમ જલદીથી આપણું લગ્ન થાય તેમ વધારે સારૂં" રણમલસીંહ બોલ્યો.

"ઠીક ત્યારે એમ કરીશું." સગુણે કહ્યું.

" ત્હારે છુટવાની બ્હારી છે. લે, આ કરારનામું વાંચ ! જકોઈએ એક કાગળ પોતાના ડગલામાંથી કાઢતાં કહ્યું. દિવાને અજવાળે તે કાગળ વાંચવા માંડયો. અડધોએ નહીં વાંચ્યો હોય તેટલામાં તે લુટારાની આંખો ફરી ગઇ અને ગુસ્સાથી રાતોચોળ થઇ ગયો તેથી તે ફેંકી દઇ તડુકી ઉઠયો.

" જાહનમમાં ગયું ત્હમારૂં કરારનામું ! ભલે મોત આવે તેમાં શું થયું. વ્હેલા મરવું કે મોડા મરવું ! પરંતુ મ્હારી પ્રિયાના પ્રેમ પાત્રને ત્હમારા હાથમાં સોંપીશ ! કદી નહીં બને. જાઓ ! "

" ઠીક ત્યારે હું જાઉં છું. હવે છેલ્લી સલામ ! હું ત્હને હવે સ્વર્ગમાં મળીશ. પરંતુ હે હતભાગી ? ત્હારા મૃત્યુ પછી ત્હારી પ્રિયા શા કામમાં આવવાની છે ! એ ખબર છે. કે જીવતો હઇશ તો કોઇક દિવસ પણ ત્હેને શાન્ત કરી શકીશ ! "

કેદી ઉંડા વિચારમાં પડયો. માથા ઉપર હાથ મારી ભોંય ઉપર પડી ગયો અને મોટેથી બોલવા લાગ્યો. અહા ? હવે હું શું કરૂં ? એક તરફ મ્હારી જીંદગી અને એક તરફ મ્હારા પ્રેમ પાત્રની વ્હાલામાં વ્હાલી વસ્તુ ? અરે વિધાતા ! અરે પ્રેમ ! મ્હારે શું કરવું ? " ના—ના—ત્હેમાં તો હું સહી નહિં કરી આપું, ભલે મૃત્યુ થાય. "

" બહુ સારૂં ત્યારે હું આ ચાલ્યો. જકોઈએ બારણા તરફ જવા માંડયું બારણું ઉઘાડયું અને બારણું વાસી બ્હાર નીકળી જવાની તૈયારીમાં હતો તેટલામાં કેદીએ એક ગાંડાના સ્વર માફક બૂમ પાડીને પાછો બોલાવ્યો અને કહ્યું " પાછા આવો ? જકોઈ પાછા આવો ! જે થાય તે ખરૂં ! લાવો આ નીચ હત્યારાને તેટલું પણ પાપ કર્મ કરી પાપનો ઘડો ભરવા દો " કેદી ધ્રુજતે હાથે કરારનામામાં સહી કરી એક હાથ મારી ભૂમિ ઉપર ઢળી પડયો.

રાત્રીના બાર વાગે કેદીને છોડી મુકવાનો પાદશાહનો ફરમાન આવ્યો. બેશુદ્ધ અવસ્થામાં ત્હેને ડોળીમાં ઘાલી બ્હાર આણ્યા; અને ત્હેને એક પાલખીમાં નાખી જકોઈ દક્ષિણ તરફ વિદાય થઇ ગયો.

આ વાતને ચારેક માસ થઇ ગયા; એટલામાં ખબર આવી કે સરદારગઢનો ઠાકોર સુજનસીંહ મ્હેલમાંથી જ પોતાની પુત્રીના લગ્ન સમારંભમાં અદ્રશ્ય થઇ ગયો છે. તેની પુત્રીનાં લગ્ન રણમલસીંહ નામના યુવાન રજપુત સાથે થયાં અને તે રાત્રીએ સુજનસીંહ પોતાના મહેલના પાછલા ભાગમાં ફરતો હતો ત્યાંથી અદ્રશ્ય થઇ ગએલો જણાયો. તેની બહુ શોધ કરી પરંતુ કાંઇ પત્તો લાગ્યો નહીં. આસપાસના ગામડામાંથી એવી ગપ આવી જે મધ્યરાત્રી થયા પછી કોઇ માણસને ઘોડા ઉપર બાંધી આઠ દશેક કાળા પોશાકવાળા ઘુનારો દક્ષિણ તરફ લઇ ગયા છે. પરંતુ તેનું કાંઇ પણ નામનિશાન જણાયું નહીં.

એક અઠવાડીયા બાદ સરદારગઢના મહેલની અગાશીમાં રણમલસીંહ અને સગુણસુંદરી વાતો કરતાં બેઠાં હતાં. સગુણ ઘણી જ દિલગીર જણાતી હતી. તેથી ત્હેણે ધીરે સ્વરે કહ્યું " ત્યારે મ્હારા કાકાની તપાસ ત્હમે નહીં જ કરો ? તેની શી સ્થિતિ થઇ હશે ! મ્હારા સાંભળવામાં આવ્યું છે જે પેલા લુંટારાને શહેનશાહ અકબરે માફી બક્ષી છે

તેથી ત્હેણે તો મ્હારા કાકાને નહીં પકડયા હોય ! ત્હમે કહો છો કે આપણુ ગોવળકોંડામાં જઇને રહીએ પરંતુ મ્હારા કાકાની, ખબર મળ્યા શિવાય હું તો અહીંથી જઇ શકીશ નહીં."

"કદાચ બ્હાદુરસીંહ ત્હેને પકડી ગયો હશે તો તેની વિજાપુરમાં ભાળ લાગશે. કારણ કે વિજાપુરના પાદશાહ અને સુજનસીંહને ઉંડુ વૈર છે તેથી તે આ વાત જાણતો હશે. મ્હારા સાંભળવા પ્રમાણે બ્હાદુરસીંહ એ તરફ જ હોવો જોઇએ. માટે, મ્હારી તો એવી ઇચ્છા છે જે આપણે સર્વેએ ત્યાં જવું અને ત્યાં તપાસ કરવી." રણમલસીંહ બોલ્યો.

"ત્હમારી ઇચ્છા હશે તો હું તેમ કરીશ પરંતુ બ્હાદુરસીંહને કેવી સરતે અકબર પાદશાહે છોડી મુકયો ?" સગુણે પુછ્યું.

"હું જાણું છું તે પ્રમાણે વિજાપુરના એક સરદારે અને બ્હાદુરસીંહે અહમદનગરનો ઘેરો ચાલે છે તેમાં ત્યાંના માણસોને ફોડી કીલ્લો તાકીદે પાદશાહને તાબે કરવાની શરતે ત્હેને માફી બક્ષી છે પરંતુ તેની સાથે આ પણ સરત છે કે ત્હેણે આવો લુંટફાટનો ધંધો હવે વધારે વખત ચલાવવો નહીં" રણમલસીંહે ખુલાસો કર્યો.

આ વાત થયા પછી ગોવળકોંડા તરફ જવાનો નિશ્ચય કર્યો. સાતેક દિવસ ગયા બાદ વિજાપુર અને ગોવળકોંડાની સરહદ પાસે પહોંચ્યા. પાસે વર્ધા નદી વહેતી હતી અને તેના કીનારા ઉપર એક ગામડુ હતું તેની ધર્મશાળામાં બધાએ ઉતારો કર્યો. મધ્યરાત્રી થઇ ત્યારે બાર હથિયારબંધ ઘોડેસ્વારોએ આવી તેજ ધર્મશાળામાં પડાવ નાંખ્યો. તેમની સાથે એક ઢાંકેલી બળદની ગાડી હતી. ત્હેમાંથી કોઇ માણસ ઉતર્યું અને પાસેની ઓરડીમાં ત્હેને રાખવામાં આવ્યું. આવેલા માણસોમાંના બે તેના ઉપર ભરેલી બંદુકે પહેરો ભરવા માંડયા. સ્હવારના પાંચ વાગ્યાનો સમય થયો, સગુણ ઉંઘમાંથી ઉઠી હતી એટલામાં બ્હારથી રણમલસીંહે આવી પૂછ્યું. "સગુણ ! વ્હાલી સગુણ ! તું મને ખરેખર વચન આપે છે કે ગમે તેમ થશે તોપણ ત્હારો ભાવ મ્હારા ઉપરથી ઓછો નહીં થાય ?"

"કેમ આજે ફરીથી એનો એજ સવાલ પૂછ્યો ? મ્હારો સ્નેહ કોઇ દિવસ ત્હારાથી વિમુખ નહીં થાય. મ્હારા વ્હાલા ! !" સગુણે પોતાના પતિને ખાત્રી પડતાં કહ્યું.

રણમલસીંહ તુરત તેના હસ્તપાશમાંથી છુટો થતાં બોલ્યો. "ઠીક ત્યારે સગુણ ! જે બ્હારવટીઆથી તું બ્હીતી હતી, જે બ્હારવટીઆથી આખો મધ્યહિન્દ થર થર ધ્રુજતો હતો, અને જેનાથી ભલભલાને નિંદ્રા નહોતી આવતી તેજ બ્હારવટીઓ બ્હાદુરસીંહ ત્હારી સન્મુખ ઉભો છે."

સગુણ આ સાંભળી બ્હેબાકળી બની ગઇ. ત્હેનું મ્હોં અને આંખો પ્હોળી થઇ ગઇ અને તેની જીભ ટુંકી થઇ ગઇ હોય તેમ લાગ્યું. પરંતુ તેટલામાં તેના પતિએ કહ્યું "ત્હારા કાકાને જોવા છે ? ચાલ ! ત્હને બતાવું."

પાસેની ઓરડીમાં એક કેદી પુર્યો હતો. તેના ઉપર પહેરો હતો તેના પહેરેગીરને હુકમ કરવાથી તે દૂર રહ્યો. સગુણ અંદર ગઇ. સુજનસીંહને ભારે બેડી પહેરાવી હતી અને તે એક ખુણામાં લમણે હાથ દઇને બેઠો હતો. સગુણે આ જોઈ એક કારમી ચીસ પાડી

# विद्याकळा.

## સ્ત્રીઓ તથા બાળકોને ઘરગતુ દવાઓ.

(૧૦ મા અંકના ૩૩૪ મા પૃષ્ઠથી અનુસંધાન.)

**વાયુના ઉપાય**—બ્હેનો! આંખના ઉપાયો જાણ્યા પછી હવે વાના ઉપાયો જાણવાની બહુ જરૂર છે. કારણ કે આપણી ઘણી બ્હેનો પોતાની ભર જુવાનીમાં જ વાએ ઝલાઇ ગયેલી હોય છે. તેથી તેઓ પોતાના કુટુંબની સેવા કરી શકતી નથી. પોતાના દેહની સાર્થકતા કરી શકતી નથી. આ દુનિયામાં જે લાવ લેવા જોઇએ, અને જે પરમાર્થ કરવા જોઇએ, તે તેઓ કરી શકતી નથી. અને ખરી જુવાનીમાં જ બુઢ્ઢી ડોશીઓ જેવી થઇને પથારીમાં ગરી જાય છે. આ શું થોડી દિલગીરી છે? આવી રીતે જુવાનીમાં જ ઘડપણ આવી પડે, અને જીંદગી નકામી થઇ જાય એ શું થોડું દુઃખ છે! માટે એવી આફતોમાંથી છુટવા સારૂ આપણે કુદરતી નિયમો પાળવા જોઇએ. શરીરની આરોગ્યતાના નિયમો જાણવા જોઇએ. અને સાદી સાદી ઘરગતુ દેશી દવાઓ જાણવી જોઇએ. કારણ કે જો એ પ્રમાણે વરતીએ તો ઘણી જાતના રોગોમાંથી રહેલાઇથી બચી શકીએ છીએ. ઘણી જાતના રોગોને આવતા અટકાવી શકાય છે, અને ઘણી જાતના રોગોને વધતા અટકાવી દઇ ઘણીનું સંકટ સોગમાં પતાવી દેવાય છે. માટે આપણે આરોગ્યતાના નિયમો તથા ઘરગતુ દવાઓ જાણવી જોઇએ.

૧. શરીરના જે ભાગમાં વા જણાતો હોય ત્યાં તલનું તેલ, કોપરાનું તેલ, અળશીનું તેલ, સરસીઉં તેલ, એરંડીયું તેલ, કરંજનું તેલ, ખસખસનું તેલ, તજનું તેલ, લવીંગનું તેલ, સુવાનું તેલ, અજમાનું તેલ, ગ્યાસલેટ તેલ, ટરપીટન તેલ, અથવા એવાં જ બીજાં જે કોઇ તેલ હાજર હોય તેમાંથી જે વખતે જે તેલ વધારે જરૂરનું લાગે તે તેલ ચોળવું. જે તેલ ચોળવું તે સારી રીતે ભાર દઇને ચોળવું, અને તે ઘણીવાર સુધી ચોળવું. જો નરમ પ્રકારનો સેજ સાજ વા હોય તો સાદાં સાદાં તેલ ચોપડવાં, અને જો સખ્ત પ્રકારનો વા હોય તો ઉપર કહેલાં તેલોમાંથી સખ્ત પ્રકારનાં તેલો ચોપડવાં, એ તેલમાં બીજી દવાઓ પણ મેળવાય છે; જેમકે, તલના તેલમાં અથવા કોપરેલમાં મરીનો ભુકો અથવા મીણ નાંખી ઉકાળાય છે, તેમજ લસણનો રસ, તુલસીનો રસ, આદાંનો રસ, ફોદીનાનો રસ, આકડાના પાનનો રસ, ધંતુરાનો રસ, થોરનું દૂધ, ઝેરકોચલાં, સુંઠ, લીંડીપીપર, વગેરે ઘણી ચીજો તેમાં મીલાવી, તે તેલને ઉકાળવું, અને એ વસ્તુઓનો કસ બરોબર રીતે તેલમાં ઉતરી જાય ત્યાં સુધી તે તેલને પકાવવું. પછી તે ઠંડું પડે ત્યારે, તેને ગાળી લેવું. એ તેલથી માલીસ કરવાથી ઘણી જાતના બહુ સખ્ત વાયુ પણ મટી જાય છે. પણ વાયુના સાદા સાધારણ રોગમાં આવું આકરૂં તેલ વાપરવાની જરૂર નથી. તેમાંની કોઇ એક બે ત્રણ અથવા જેટલી સહેલાઇથી મળી શકે તેટલી દવા નાંખીને તેલ બનાવી લીધું હોય તો પણ તે બહુ ઉપયોગી થઇ પડે છે. માટે જેને જેમ અનુકૂળતા હોય, અને જે પ્રમાણે રોગનું જોર હોય, તથા શરીરની જેવી નાજુક કે ખડતલ પ્રકૃતિ હોય તે પ્રમાણેનું તેલ બનાવી લેવું, ને તે ચોળવું, તેથી બહુ ફાયદો થાય છે.

૨. શરીરના જે ભાગમાં વા જણાતો હોય તે ઠેકાણે શેક કરવો. કારણ કે શેક કરવાથી પણ વાયુના રોગમાં બહુ મોટો ફાયદો થાય છે. શેક પણ ઘણા પ્રકારનો થાય છે. જેમકે, નળીઆંને તપાવી તેનો શેક લેવાય છે, ઈંટનો શેક લેવાય છે, ગરમ પાણીનો શેક લેવાય છે, ઊનનાં કપડાંનો શેક લેવાય છે; ખસખસના દોડવાને ઉકાળી તેનો શેક લેવાય છે, આકડાનાં પાંદડાં ઉપર એરડીયું ચોપડી તેને તપાવી તેનો શેક લેવાય છે, અને સગડી પાસે બેસીને કંઇ પણ બીજી વસ્તુની મદદ વિનાનો શેક પણ લઇ શકાય છે. માટે જે વખતે જે જાતની અનુકૂળતા હોય, તથા જે જાતના શેકની જરૂર હોય તે જાતનો શેક કરવો, કઇ જાતનો શેક કરવો વધારે ફાયદાકારક થઇ પડશે, તે હકીકત પાડોશીમાંથી કોઇ કોઇ લોકો જાણતાં હોય છે, માટે એવાં અનુભવી માણસોને પુછવાથી તેનો ખુલાસો મળી જાય છે.

૩. વાયુવાળા ભાગ ઉપર ખમી શકાય તેવાં ગરમ પાણીની ધાર રેડયા કરવી, અને આસ્તે આસ્તે તે ભાગ એ વખતે ચોળ્યા કરવો. એ પ્રમાણે થોડા દહાડા સુધી દરરોજ દશ મીનીટથી અડધો કલાક સુધી એ પ્રયોગ અજમાવવાથી બહુ સખ્ત પ્રકારના વાયુ પણ બહુ સહેલાઇથી અને જલદીથી મટી જાય છે, અને બીજી આકરી દવાઓ ચોપડવા કરતાં તથા પરદેશી અજાણી દવાઓ પેટમાં ઘાલવી, તેના કરતાં આવા સ્હેલા-વગર ખરચના ને કુદરતી ઉપાયો કરવા એ વધારે સારૂં છે.

૪. વાયુવાળા ભાગ ઉપર પ્રથમ જરા ઘી ચોપડી ને પછી ઉપર હાંડલીયો થોર ચોપડવો, એથી ઘણી જાતના હઠીલા વાયુ પણ મટી જાય છે, અને કાઠીયાવાડના ગામ-ડાના લોકો તો વાયુ ઉપર ખાસ કરીને થોરનો ઉપાય અજમાવે છે, અને તેથી સેંકડે પોણોસો જણાને ફાયદો થાય છે.

૫. વાયુવાળા ભાગ ઉપર રાઇ ચોપડવાથી, તથા અલશીની પોટીશ લગાડવાથી, અશેલીયો ચોપડવાથી, તથા નગડનાં પાન વાટી ગરમ કરીને ચોપડવાથી પણ ઘણી જાતના વાયુ મટી જાય છે. માટે પોતાની પ્રકૃતિ પ્રમાણે, દરદના જોર પ્રમાણે અને દવાની સગવડ પ્રમાણે જે ચીજ વાજબી લાગે તેનો લાભ લેવો; એટલે વાયુ મટી જાય છે.*

૬. ગૌમૂત્ર થોડા દિવસ પીવાથી પણ ઘણી જાતના વાયુ મટી જાય છે, ગૌમૂત્ર કેટલું પીવું તથા કેવી ગાયનું પીવું તે બધી વાતો હું અગાઉ પેટના દુખાવાની બાબતમાં કહી ગયેલો છું. તે બધી હકીકત ધ્યાનમાં રાખીને પછી ગૌમૂત્રનો ઉપયોગ કરવો. એટલે તેથી થોડા દિવસમાં બહુ સારો ફાયદો થાય છે.

૭. એરંડીયા તેલનો દૂધ અથવા ચાહની સાથે ઉપયોગ કરવાથી પણ ઘણી જાતના વાયુ મટી જાયછે. અને વાયુના રોગોમા એરંડીયું એ બહુ મોટી અને અસરકારક દવા છે. તેના બીજનો પાક બનાવીને ખવાય છે તેથી વાયુ મટી જાયછે, અને ઘણા દહાડા માફકસર એરંડીયું પીવાથી પણ બહુ ફાયદો થાય છે.

૮. વાયુના રોગોમાં અશેલીયાની ખીર ખાવાથી પણ બહુ ફાયદો થાયછે તથા મેથીના લાડુ ખાવાથી પણ બહુ ફાયદો થાયછે. લસણ એ પણ વાયુની ખાસ દવા છે. લસણને ઘીમાં તળી બાજરીના રોટલા સાથે તે ખાવાથી પણ બહુ ફાયદો થાયછે. એ

એક ગરીબ કાઠીઆણી બાઇ કે જે રેંટીઓ કાંતીને પોતાનો નિર્વાહ ચલાવતી હતી તેને થોડોક લેપ ચાટવા આપ્યો અને બીજે દિવસે કરોડપતી અમેરીકનનો વારસો તેણીને મળ્યો !

એક રોજીંદા પત્રના અધીપતીને થોડુક અનુપાન કરાવ્યું અને બીજા દિવસના અંકમાં ચાર જુદા લીડરો, સાત બિભત્સ જાહેર ખબરો, અને અઢી કોલમ ભરી ઘરગતું અમારો ઉત્તર ધ્રુવનો ટપાલ વાંચવામાં આવ્યા !

સટા બજારના બારણાં ઉપર થોડોક લેપ લગાડયો ત્યાં "ભરૂચ ભાંગ્યું"– "પેટીના ત્રણસેના ચારસે"—

"પાંચસેંહ ધોલેરા કુલી ગુડ ખાધા"– એવી બુમોથી તે ગાજવા માંડયું !

આખા દેશ ઉપર આ "**ભીમસેન બળવર્ધક સુવર્ણ મૃત્તાંજન લેપ**"ની અદભુત અસર થઇ છે. રાતને બદલે હવે દિવસે મ્યુનીસીપાલીટી દીવા કરે છે. રાતની ચોરી કરતાં દિવસની ચોરી હવે થાય છે. આગ થતી નથી અને થાય તો લોકો માળ ઉપરથી પડતુ મેલી જમીન પર પડે છે પણ અગ્નિમાં બનતા સુધી બળતા નથી. ગટરમાં ગધ આવતી નથી અને આવે છે તો તેના મોઢાં ખુલ્લાં કરી હવામાં ભેળવી દેવાય છે. ગટરમાં ઉંદર થતાં નથી અને થાય છે તો મચ્છર તેમાં પેસી તેમનું લોહી પી, પુષ્ટ બની લોકોનો જીવ લઇ નાંખે છે. નામાંકીત છાપાવાળાઓ હવે બિભત્સ જાહેર ખબરો છાપતા નથી અને છાપે છે તો ફક્ત વાર્ષિક બંધણાથી સારી રકમની સરતે જ ! મેડીકલ રેજીસ્ટ્રેશન કાયદો પસાર થતો નથી અને થવા જાય તો આ અદ્ભૂત "**ભીમસેન બળ વર્ધક સુવર્ણ મૃત્તાંજન લેપ**" ની અસર વડે અટકાવી શકાય તેમ છે ! ! !

---

# વિવિધવિહાર.

## સરસ્વતી.

( લેખકઃ—રા. વામનરાવ પ્રાણગોવિન્દ પટેલ. બી. એ. )

( ગયા અંકના પૃષ્ટ ૩૮૦ થી ચાલુ. )

ડોળા ઉંચે ચ્હડી ગયેલા ને ફાવે તેમ લવારી કરતાં; બોલાએ તેનો જવાબ ન મળે. એવી સ્થિતિ જોઇ હું જરા ગભરાઇ ગઇ. શું કરવું તે ન સુઝવાથી વ્હેલી વ્હેલી શારદાબ્હેનને બોલાવી લાવી. ત્યારબાદ કેટલાક ઉપચારો કીધા એટલે કાકીને શુદ્ધિ આવી જણાઇ. એટલે શારદાબ્હેને પૂછ્યુ 'બા, મ્હને ઓળખો છો કે !' 'હા. ત્હને કોણ આ રાંડ બોલાવવા આવી હતી કે ? હજી તો માંડી મર્યે વર્ષે પુરૂં થયું નથી. તે પ્હેલાં રસ્તાપર દહાડે ફરવા નીકળતાં શરમે ન લાગી ? તું તો હમને ને હમારા કુળને વગોવવા જ બેઠી છે !' કાકાને ખબર પડતાં એમણે એ કહેવામાં કાંઇ બાકી ન રાખી. ભાનુભાઇ, આ સર્વ શબ્દપ્રહારો છૂટા વિચારની સરસ્વતી સ્થિતિને તાબે થઇ સાંખી રહી. પણ તે નિમિત્ત જ લીધે મ્હને તો એમજ લાગતું કે જો વિધવાઓને બ્હાર નીકળવા મનાઇ કરવી યોગ્ય હોય તો તે ચોવીસે કલાક પર્યંતની મના

હોવી જોઇએ; અગર એ જો બહુ સખત લાગે—અને મનુષ્યોને તો લાગવું જ જોઇએ. તો રાત્રિને બદલે દિવસની જ છૂટ આપવી જોઇએ. મ્હારી દશાને લીધે જે જુલમો મ્હારી પર ગુજારવામાં આવ્યા હતા, ત્હેનું તો માત્ર આ દિગ્દર્શન જ છે !*. હું તો ગમે તે પ્રકારે આ દશામાંથી યોગ્ય અવસર જોઈ નાશી છૂટીશ. પણ હિન્દુ સંસારની ૯૯/૧૦૦ વિધવાઓની—અનાથ વિધવાઓની એમના જીવનપર્યંત આજ દશા હોય છે. રે, ત્હેમને કોઈ ઉગારો—ત્હેમની સ્થિતિ સુધારો, અજ્ઞાનપાશથી મુક્ત કરી સદ્ધર્મે યોજો. જ્યેષ્ઠ બંધુ ! ઘણાંએ મનુષ્યો સ્વદુઃખોદ્ભૂત લાગણીથી, દયાદૃષ્ટિથી, વા લાગણીનો દંભ કરી મ્હોટાં મ્હોટાં લખાણો વા ભાષણો કરે છે પણ વસ્તુતઃ વિધવાઓની સ્થિતિ કાંકે સુધરી હોય એમ મ્હને ભાસતું નથી. આ દિશામાં જ યથાશક્તિ બને એટલું જીંદગી પર્યંત કરી, 'પરોપદેશે પાણ્ડિત્ય'ના અપવાદથી મુક્ત રહી, અન્ય મનુષ્યોને દૃષ્ટાંતરૂપ નીવડે એવું જીવન ગાળવું, એ ઉદ્દેશથી આ દેહ ટકી રહ્યો છે. આ ધુરંધર કાર્યે જ્યારે હું જોડાઇશ ત્યારેજ મ્હારાં હૃદયને મ્હારા પતિ પ્રત્યેનો મ્હારો પતિ પ્રેમ કૃત્રિમ, 'લ્હાવો લેવાનો' જ નહતો, એવી પ્રતીતિ થશે. દિવસ પર દિવસ નીકળી જાય છે, આયુષ્યની દોરી ટુંકી થતી જાય છે અને જાણે હું આ ઉચ્ચ કાર્યને વાસ્તે નાલાયક હોઉં તેમ મ્હારાથી એ દૂરનું દૂરજ રહે છે. વિચાર સૃષ્ટિ સજી કાર્યમાંજ લીન ક્યારે થઇ જઇશ ? એ સવાલ ઉઠતાંજ મ્હારી દૃષ્ટિ મ્હારી નવ મહીનાની સુશીલા પર પડે તે, ત્યાંથી મ્હારાં શ્રસ્ત્ર હાથ શિરપર જઇ, માનસભૂમિ આગળ મ્હારી નિર્ધનતાનું ચિત્ર ખડું કરી, ગમગીનીનાં વાદળાંથી મ્હારૂં હૃદય છાઇ દેછે. ચિ. સુશીલા મ્હારા મુખ સામું ઘડીભર જુએ ત્યારે પતિપ્રેમની પ્રાણપ્યારી **પ્રતિમા** જાણે મ્હારી કાર્યશિથિલતાને ઠપકો દેતી હોય એમ મ્હને લાગે છે. આથી ઘણીવાર અધીરાઇ નિર્બળતાને ચક્ષુદ્વારા ટપકાવે છે. શાંત સુશીલા દ્રુતન સૃષ્ટિનાં નાટ્યોનો ભાવ ન સમજવાથી, થાકી, આખર શાંતિમાં જ પોતાનું શ્રેય ગણી શાન્તિના કેન્દ્રસ્થાન ( નિદ્રા ) માં વિરમે છે.

જે થોડું સ્વાતંત્ર્ય મળવાથી આ પત્ર હું લખી શકું છું ત્હેને માટે મ્હારે રજનીકાંત નામના કાકાના એક મિત્ર-પુત્રનો ઉપકાર માનવાનો છે. એમની કારકીર્દિનો ટુંક ઇતિહાસ નીચે પ્રમાણે છેઃ—ન્હાનપણથીજ માબાપ વગરના થઇ પડેલા, કેટલાક સહૃદય ગૃહસ્થની મદદથી અને ફુરસદના વખતમાં લોકોનાં વૈતરાં કરી મેટ્રીક થયેલા, લાગવગથી પાઠશાળામાં અભ્યાસ કરવાની ઇચ્છાથી એક ધર્માદા બોર્ડીંગમાં દાખલ થયેલા, કાંઇક

* *Compare* :—And of all the sad and sorrowful conditions of human life, that of the Hindu widow is the most miserable and most pitiable. Divested of her valuable clothes and jewels, deprived of her beautiful locks, subjected to fasts and penances, regarded with suspicion and looked upon even by her own parents and brothers as an inauspicious being !-(shame)-to the Hindu widow death would be a thousandfold more welcome then her wretched existence. The slow torture of flames has indeed disappeared but the slower torture of custom has fallen to her lot !"

The writer—as can be seen from his article does not agree wholly with this passage—and hence the word *compare.*

ઉચ્છૃંખલતાના દોષથી બોર્ડીંગમાંથી કહાડી મૂકાયલા રજનિકાંતે કાકાને પોતે બી. એ. થાય ત્યાં સુધી રાખી ભણાવવા એક મિત્ર-પુત્ર તરીકે અરજ કરી. કાકાએ લોકોમાં આપણું સારૂં કહેવાશે, કાંઇ ભવિષ્યમાં મામલતદાર કે જડજ જેવી મ્હોટી પદવી મળશે તો આપણને કામ લાગશે ધારી અરજ સ્વીકારી, તેમને રાખ્યા. એમની સાથે બોલવાનો પ્રથમ પ્રસંગ રસોઇઓ રજા પર ગયો ત્યારે આવ્યો. તે પછી ફુરસદને વખતે સુશીલાને લેઇ જઇ રમાડતા. સ્ત્રીજાતિના ભૂષણરૂપ-અન્ય પુરૂષો સાથે સંભાષણ કરતાં-નૈસર્ગિકી લજ્જા ધીમે ધીમે દૂર જતી ગઇ. તેમ તેમ રજનિકાંત મ્હારી સાથે કાંઇક વાર્તાવિનોદમાં ઉતરવા લાગ્યા. વિધવા પુનર્લગ્નનો પ્રશ્ન એ વારંવાર ચર્ચતા, અને આડકતરી રીતે ત્હમારે પુનર્લગ્ન કરવું જોઇએ એમ સમજાવવા યત્ન કરતા. હું મ્હારી વાત ઉડાવી, સંતતિ રહિત, પતિપ્રેમ જેણે ન અનુભવ્યો હોય તેવી વિધવાઓનાં લગ્ન કરવાં જોઇએ; અને કાંઇ સંતતિ હોય છતાં વિધવાની વય અતિ ન્હાની હોય, પતિપ્રેમને બદલે જેમણે પશુવૃત્તિજ જોઇ હોય ત્હેનાં એ પુનર્લગ્ન કરવાં જોઇએ; પણ એ પુનર્લગ્ન કરવાનો હેતુ વિધવા થએલી સ્ત્રીને પતિપ્રેમનો સ્વાદ ચખાડવાનો જ છે જેથી પુનઃ વિધવા થાય તો દ્વિતીય પતિનો પ્રેમજ તેને સદ્જીવન પથે-તૃતીય લગ્ન વગર-પ્રેરે, એટલુંજ કહી, વાર્તા વિષય બંધ પાડતી. બીજી ઘણીએ વાતો થતી પણ આ વિષય મુખ્ય હતો. કોઇકવાર એમના અભ્યાસમાં આવતી ગુંચવણોનું, કાંઇક હસતા હસતા, ત્હમે તો બી. એ. સુધી ગયેલાં છો એટલે ત્હમને તો નિરાકરણ સુજ્ઞાત હશે કહી તે સમજાવવા વિનંતી કરતા, ત્યારે મ્હને જેવું આવડતું તેવું ત્હેનું સ્પષ્ટિકરણ કરતી. પણ આ બધાંનો અંતર્ગત હેતુ હું સમજી નહોતી. તેતો જ્યારે એક મધ્ય રાત્રિએ પાસેના ખંડની મોરીએ (ચોકડીએ) જઇ પાછી ફરી ને રજનિકાન્તને મ્હારા શયનગૃહમાં ઉભેલા જોયા ત્યારેજ ખબર પડી! હું પેઠી કે એમણે જરા હાસ્ય કીધું-ઘડીભર હું સ્તબ્ધ થઇ ગઇ-પણ પછી સમયોચિત ધૈર્ય ધારી બનાં ચડાવી આજ્ઞા કરતી હોઉં તેમ બોલી 'અત્યારે અહીં કેમ આવ્યા છો? બ્હાર જાઓ.' આ હુકમની શી અસર થાય છે તે જોઈ રહી. કાંઇક ઉંડો વિચાર કરી, શું બોલવું તે ન સઝવાથી બ્હાર નીકળ્યા. હું બારણું અટકાવતી હતી એટલે જાણે કાંઇક સાંભરી આવવાથી 'હું તો સુશીલાને રમાડવા આવ્યો હતો એમ બોલ્યા. ત્હમે શા કારણથી આવ્યા હતા તેનો ખરો ઉત્તર તો ત્હમારા અંતરના સાક્ષી ચક્ષુ અને સ્મિતે આપી દીધો છે. હવે વધુ બોલવાની જરૂર નથી. મુંગા મુંગા જઇને સુઇ જાઓ'-કહી બારણું બંધ કીધું ને સુઇ ગઇ; પણ નિદ્રાદેવીને અને વ્યગ્ર થયેલાં ચિત્તને તો વેર છે-તેથી એ દેવીએ એના શત્રુને સન્માન મળ્યું જોઇ પોતાના દર્શનનો લાભ આપવા ના પાડી. આ બનાવથી જાગ્રત થયેલી તુલનાશક્તિએ વિસ્મૃતીનાં પડો તજી સંતાઇ રહેલું ભાનુભાઇનું પ્રિય નામ-ક્યાં ભાનુભાઇ ને ક્યાં રજનિકાંત!-એ ઉદ્‍ગારથી સ્મરાવ્યું. એક દિવસ જ્યારે ત્હમે મ્હને કહ્યું હતું, કે બ્હેન હું પરણેલો છું-વાસ્તે મ્હારી સાથે નિઃશંકે વાત કરતાં ખંચાશો નહીં', ત્યારે મ્હેં કાંક હસતાં હસતાં ત્હમને કહ્યું કે હુએ વિવાહીત છું; આપણે બે એ સ્થિતિમાં ન હોત તોએ હું તો કાંઇ પણ અપેક્ષા વગર આટલીજ છૂટથી ત્હમારી સાથે વાત કરત. જગતમાં નિર્દોષ પ્રેમ હોઇ શકે છે એમ ત્હમે એ માનો છો ત્યારે વળી આજે આમ બોલવાનું ત્હમને ક્યાંથી સુઝી આવ્યું! વિદ્યાના મદમાં ને અનુભવની અજ્ઞાનતામાં આમ

હસી કાઢેલાં ત્હમારા વચનોમાં રહેલી હૃદયની શુદ્ધતા અને રુજુતાની કીંમત હું આજેજ સમજી. 'શું ત્યારે ત્હમારા જેવા પુરૂષો વિરલજ છે ? સ્ત્રીઓ સર્વ નીતિવાનજ છે ? ગમે તે હો જ્યાં સુધી મનુષ્ય આડે રસ્તે જતી સ્ત્રીઓને બચાવવાનો ધર્મ ભૂલી જઇ સ્ત્રીજાતિને અવળે માર્ગે દોરવામાં પોતે સાધનરૂપ થયો નથી ત્યાં સુધી ચિત્ત ચળેલી સ્ત્રી પણ દુરાચરણે ધૃષ્ટ થાયજ નહીં. નિખાલસ હૃદયની વિધવાઓ કેટલાએ આવા મધુ-વાગ્જાળમાં સપડાતી હશે ? હે પ્રભો ! આવાં મનુષ્યોને ત્હેં જન્મ શે આપ્યો ? અરે વિદ્યાદેવી! એવાને ત્હમે પ્રસન્ન શે થયાં ? એ તો ત્હમારૂં નામ વગોવશે. કેટલાકનાં આવાં આચરણથી સમસ્ત શિક્ષિતવર્ગ હલકો પડે છે. વિદ્યાનો આવોજ ઉપયોગ થઇ શકતો હશે એમ ધારી કેટલાંક માબાપો પોતાનાં છોકરાંને શિક્ષણ આપતા પાછા હઠે છે. રે ! ભાનુભાઇ, ત્હમારા જેવા વિદ્વાનો જ્યારે પોતાની પ્રજા પ્રત્યે આ ધુરંધર ફરજ સમજી, સદ્વર્તનની છાપ પાડી આવાં કલંકો વિરલ બનાવશે-ભુસી નાંખશે-અને શિક્ષણ તો સદૈવ શુદ્ધ અને નિર્વિકારી છે-એમ આર્યભૂમિનાં વૃદ્ધ તેમ યુવાન અજ્ઞાન માબાપોને દેખાડશે ત્યારેજ મ્હને સંતોષ થશે.' આ બધું જાણે હું ત્હમને કહેતી હોઉં તેમ લાગણીના આવેશમાં મ્હોટેથી બોલાઇ જવાયું. પણ આથી કોઇ જાગી ન ઉઠ્યું એટલું વળી મ્હારૂં ભાગ્ય ! હૃદય હલકું પડવાથી નિદ્રાદેવીએ પણ કૃપા કરી.

બપોરે શારદાબ્હેન આવ્યાં. ગમે એટલા ખરાબ માણસને ગમે તે દુઃખ માથે પડે તોએ બદબોઇ ન કરવાનો નિયમ મ્હારે આજ એમના મ્હોડા આગળ તોડવો પડયો. કાકાના કુટુંબમાં ફક્ત એમનોજ પૂર્વ પ્રેમ મ્હારી પર કાયમ રહ્યો હતો, તેથી કોઇને ન કહેવા વિનંતી કરી, રજનિકાંતની વાત કહી. મ્હારી દયા જાણી, તબીયત સારી ન હોવાનું બ્હાનું કહાડી 'સરસ્વતીને મ્હારી તબીઅત સુધરે એટલા દહાડા મોકલો' એમ શારદાબ્હેને કાકીને કહ્યું. કાકીને મન હરી-વરયા ને રજા આપી તેથી હું અહીં આવી છું. રાત્રિએ ઓચિંતું સાંભરેલું ત્હમારૂં નામ-આપણો પૂર્વનો શુદ્ધપ્રેમ-એ વીગેરેએ મ્હને મ્હારી સ્થિતિ સૂઝવી. હવે મ્હારે શું કરવું? એ પ્રશ્ન ત્હમને પૂછવાનું સાહસ ઉઠાવ્યું છે, તે-ત્હમને ખોટું તો નહીં લાગે-દરગુજર કરશો. પત્રનો જવાબ શારદાબ્હેનને શરનામેજ લખશો.

( અપૂર્ણ. ) લી. ત્હમારી બ્હેન **સરસ્વતી**ના પ્રણામ.

---

## આધુનીક એશીયાટીક સ્ત્રીઓનું દીગ્દર્શન.

કેટલાક સૈકાઓથી એશીયાની પ્રજાઓમાં એક એવી પ્રણાલીકા ચાલી આવતી હતી કે તેના પરીણામમાં તે પ્રણાલીકાઓનું સેવન કરતી પ્રજાઓનું જીવન નીર્માલ્ય અને શુષ્ક બની ગયું હતું. સમયના પરીવર્તનને લીધે કહો કે ધર્મના અભાવને લીધે, એશીયાની સઘળી પ્રજાના ગૃહસંસારમાં સ્ત્રીઓની પદવી શું છે ને વીસરાઇ જવામાં આવી હતી. પરંતુ ઉદય અને અસ્ત જડ તેમજ ચેતન પદાર્થને સરખી રીતે લાગુ પડે છે. પાશ્ચાત્ય કેળવણીના પ્રતાપે ઘણા વર્ષથી નીદ્રામાં પડેલી પ્રજાના જીવનમાં કાંઇ નુતન સંસ્કાર ઉત્પન્ન થતા માલુમ પડે છે. પાશ્ચાત્ય પ્રજાની માફક હાલની સુધરતી એશીયાટીક પ્રજા પણ સમજવા લાગી છે કે સ્ત્રી એ કુટુંબમાં વસતો દેવતાઇ દૂત છે. સ્ત્રી એ પુરૂષ જીવનમાં

ઉત્તમ સંસ્કારો રેડતી વીરાંગના છે. મનુષ્યની જીંદગીના રસ્તામાં દુઃખ રૂપી કાંટાઓની વેદના દૂર કરવાનું સ્નેહ રૂપી ઔષધ સ્ત્રીઓની જ પાસે રહેલું છે. સ્ત્રી પોતાની ફરજ ભગીની, ભાર્યા કે પુત્રીના રૂપમાં બજાવતી રહે છે. જ્યારે આવાં ઉત્તમ લક્ષણો પ્રજાની જાણમાં આવતાં ગયાં ત્યારથી એશીયાની દરેક પ્રજામાં સ્ત્રીઓની ઉન્નતિ કરવાની એક મોટી ચળવળ શરૂ થઇ. પરીણામમાં હાલનો એશીયાટીક સંસારિક સુધારક સ્ત્રી કેળવણીનો ઝુંડો હાથમાં રાખી સ્ત્રીઓની સ્થિતિ સુધારવાને પ્રયત્ન કરી રહ્યો છે. સ્ત્રીઓની કેળવણી તે તેનો ઉદ્દેશ છે. આ ઉપદેશ તે સ્ત્રીઓને તથા પુરૂષોને સરખી રીતે કર્યા કરે છે. સ્ત્રીઓને ઉપદેશ કરે છે કે તમો તમારા ગૃહમાંથી બહાર નીકળો. અને જુવો કે હાલની દુનિયા કેવા સ્વરૂપમાં ચાલી રહી છે. સ્કુલો અને કોલેજોની તથા સહાયતા લઇ તમારી માનસિક શક્તિઓને નુતન જીવન અર્પો. પુરૂષોને ઉદ્દેશ કરે છે કે સ્ત્રીઓને ગુલામગીરીની બેડીઓમાંથી મુક્ત કરો ને તેમને માટે કન્યા મહાવિદ્યાલયો અને એવી સંસ્થાઓ ઉઘાડો. સૌથી આગળ પડતી આવા પહેલી ચળવળ જાપાનમાં શરૂ થઇ. ત્યાં છોકરીઓની કેળવણી ફરજીયાત અને વીના મુલ્યે આપવામાં આવે છે. આશરે ત્રીસ લાખ છોકરીઓ હાલ જાપાનમાં કેળવણી લે છે. કેળવણી લીધા બાદ નીર્ભયપણે કોઇપણ વહેપાર અથવા ઉદ્યોગમાં તેઓ જોડાઇ શકે છે. તેઓનો લગ્નસમય ૧૪ થી ૨૫ વર્ષનો છે. તેઓ સ્વયંઇચ્છાથી પરંતુ વડીલોના અનુમોદન પ્રમાણે પોતાનો ધણી પસંદ કરે છે. ઉત્તમ વિદ્યાશાળી સ્ત્રીઓ રાજ્યની ચળવળમાં ભાગ લે છે. અજ્ઞાન અને અભણ રહેલી પોતાની બ્હેનોને કેળવણી આપે છે. રૂશીયા સાથે થયેલા વીગ્રહ પહેલાં જાપાનમાં સ્ત્રીને એક પુરૂષની સહાયિકા માફક ગણવામાં આવતી હતી. પરંતુ તે લઢાઇ બાદ જાપાનીઝ પુરૂષો સ્ત્રીઓની તુલના દેવી સાથે કરવા લાગ્યા છે. રૂશીયા સાથે જે વખતે લઢાઇ ચાલતી હતી તે વખતે રણક્ષેત્રમાં જાપાનીઝ સ્ત્રીએ એક ઉત્તમ સ્વયંસેવીકા તરીકે જે ફરજો બજાવી છે તેનાથી સઘળી એશીયાટીક પ્રજાઓ નાહ પરંતુ પાશ્ચાત્તિક પ્રજાઓ પણ અજાયબ થઇ ગઇ હતી. જાપાને સ્ત્રીઓની ઉન્નતિથી કેવા મીઠા ફળ ચાખ્યાં તેનો દાખલો લઇ ચીરકાળથી ઉંઘમાં પડેલું અફીણી ચીન પણ જાગૃત થયું. હાલમાં સ્વર્ગવાસ થયેલી ચીનની રાજ્યમાતાએ સ્ત્રીઓની કેળવણી તથા પદવી સુધારવા પોતે અથાગ મહેનત લીધી હતી. ઘણા વર્ષથી ચાલી આવતા સ્ત્રીઓના પગના પંજા ટુંકા રાખવાનો રીવાજ તેણીએ નાબુદ કર્યો. સ્ત્રીઓની ઉન્નતિના અર્થે તેણે સ્કુલો અને કોલેજો સ્થાપી. ચીનમાં વસતી આગળ વધેલી સ્ત્રીઓ સંસાર અને રાજ્યના સુધારામાં આગળ પડતો ભાગ લે છે. ભણેલી કુમારીકાઓ પોતાનો ધણી સ્વયંપસંદગીનો શોધી લે છે અને ઇચ્છા વિરૂધ જો માબાપ પરણાવવા પ્રયત્ન કરે તો તેઓ નહિ પરણવા સાર હડતાળ પાડે છે.

૧૮૭૧ ની સાલમાં કેટલીક યુવાન જાપાનીઝ સન્નારીઓ અમેરીકા કેળવણી લેવાને ગયેલી હતી. તેમાં એડમીરલ યુરકે જેણે રસો–જાપાનીઝ લઢાઇના રણક્ષેત્રમાં ઉત્તમ બહાદુરી બતાવી હતી તેની ધર્મપત્ની પણ હતી. હાલમાં નીશાળે જતી છોકરીઓનું પ્રમાણ જાપાનમાં સોએ–એંશી છે. છોકરીઓને અપાતી કેળવણીના બે વીભાગ પાડવામાં આવ્યા છે.

પ્રાથમિક–અને ઉંચી કેળવણી–રાણીઓની અંદર છોકરીઓને સારૂ એક ઉત્તમ કોલેજ સ્થાપવામાં આવી છે. જેની અંદર જાપાનીઝ ભાષાસાહિત્ય, ઇંગ્લીશ, ફ્રેન્ચ, ઇતિહાસ, ભુગોળ

હિસાબી કામ, ગૃહસ્થાશ્રમનું કામકાજ જેવું કે બાળકોની માવજત, ચીત્રકામ, સંગીત વીગેરે શીખવવામાં આવે છે. જાપાની છોકરીઓ કસરતી શરીરની મજબૂત બાંધાની હોય છે કેટલીક સ્ત્રીઓ તો કુસ્તીબાજનું કામ પુરૂષોની સાથે હરીફાઇથી કરી શકે છે. ટોકીઓમ સ્ત્રીઓથી ચલાવાતી કેટલીક સંસ્થાઓ છે. તેમાંની મુખ્ય ધર્માદા ઇસ્પિતાલ છે જેને અધ્યક્ષ જાપાનની મહારાણી છે. જાપાનીઝ લેડીઝ એજ્યુકેશનલ સોસાઇટીની અધ્યક્ષ શાહજાદી છે. દરદીઓની માવજાત કરનાર મંડળની અધ્યક્ષ પણ ત્યાંની મહારાણી છે. રેડક્રોસ સોસાયટી કે જે સ્વયંસેવીકાઓની બનેલી છે તેની અંદર જાપાનની કેટલીક ઉચાં કુટુંબની બાનુઓ જોડાએલી છે. રૂશિયા સાથેની લડાઇમાં એ સોસાઇટીએ ઉત્તમ દેશની સેવા બજાવી હતી. જાપાનની સ્ત્રીઓની ઉંચ પદવી–બુદ્ધધર્મની પાલનાને લીધે અડગ રહેલી છે. બુદ્ધ ધર્મનો ફેલાવો કરનાર સ્ત્રીઓ હતી. બુદ્ધ ધર્મનું હીન્દુસ્થાનમાં સંશોધન કરવાનું માન ભરેલું કાર્ય જેનસીની, જેનગ્રોની અને કેઇઝીની નામની ત્રણ સ્ત્રીઓને સોંપવામાં આવ્યું હતું. પાશ્ચાત્મિક સુધારાને લીધે સ્ત્રીઓના હૃદયમાં એક નવો પ્રકાશ પડયો. રાજ્ય સત્તા અને લોકોએ કબુલ કર્યું કે પાશ્ચાત્મિક સુધારાનું મુખ્ય બીજ કેળવણી છે. ૧૯૦૧ ની સાલમાં સ્ત્રીઓને સારૂ ટોકીયોમાં એક યુનીવરસીટી સ્થાપવામાં આવી હતી ત્યાં કેળવણી એવા પ્રકારની આપવામાં આવે છે કે તેનાથી સ્ત્રીઓના જીવનમાં કાંઇ ખામી રહી શકતી નથી. ગૃહસ્થાશ્રમના કામકાજને માટે તેમને યોગ્ય બનાવવામાં આવ છે.

ઇરાનની સ્ત્રીઓ પણ ધીમે ધીમે ઉન્નતિના શિખર ઉપર ચઢવા લાગી છે. સંસાર સુધારાના અને કેળવણીમાં આગળ વધેલી સ્ત્રીઓ મજલસ–પાર્લામેન્ટમાં બેઠક લેવાને ઘણી આતુર થઇ છે. હાલની ઇરાની સ્ત્રીઓ નીશાળે જતી અને કેળવાયેલી માલુમ પડેછે. તેઓ સારાં સારાં પુસ્તકો અને ન્યુસપેપર વાંચવામાં મશગુલ માલુમ પડે છે. કેટલીક સ્ત્રીઓ તો પોતાની અનઘડ અને બ્હીકણ સ્વદેશી બ્હેનોને સુધારવાની ખાતર વર્તમાનપત્રો બહાર પાડે છે અને એવી અનેક રીતોથી દેશની ઉત્તમ સેવા બજાવે છે. ઘણીક સ્ત્રીઓ પોતાના પુરૂષથી ચલાવાતાં–માસીકો–વર્તમાનપત્રો વીગેરેમાં દેખરેખ રાખે છે. ઇરાની સ્ત્રીના આચાર વિચાર ઘણે અંશે હિન્દુસ્તાનની સ્ત્રીઓને મળતા આવે છે. તેનું હૃદય સ્નેહાળ અને કોમળ હોય છે. ઘરનું સઘળું કામકાજ પોતે ઉપાડી લે છે. સવારમાં સુંદર ઉપવનોમાંથી સહીયરો સાથે ગપ્પાં અને એક બીજાની મશ્કરી કરતી, પાણીનાં બેડાં કુવામાંથી ખેંચી લાવે છે. ગૃહસંસાર પણ આપણા દેશની માફકજ ચાલતો આવે છે. પરણ્યા પછી પુત્ર પોતાની ભાર્યા સાથે જુદો રહી શકતો નથી. નવરાશની વખતે ઘરના આંગણામાં ઇરાની સ્ત્રી રેંટીઓ કાંતતી અથવા કામળો અને સાદડીઓ ગુંથતી માલુમ પડે છે. પરણવાનો રીવાજ પણ આપણી માફકજ હોય છે. વર, કન્યાને સાં ઘોડા ઉપર બેસી સરઘસ સાથે જાય છે. ત્યાં કન્યાનો બાપ તેને બે ત્રણ દિવસ મિજબાની આપે છે. બાદ કન્યા સજળ નેત્રે ઘોડા ઉપર બેસી પીતાના ઘરથી છુટી પડે છે. ઇરાની સ્ત્રીઓનાં લગ્ન-સ્નેહની ગ્રંથીથી બંધાયેલાં હોય છે. કારણકે તેઓના લગ્ન પોતાની ઇચ્છાનુસાર મોટી વયમાં કરવામાં આવે છે.

અરબસ્તાન–તુર્કસ્તાન ને ઇજીપ્તની સ્ત્રીઓ પણ પોતાની ઇરાની બ્હેનોનું અનુકરણ કરવા લાગી છે. તે દેશોમાંનો કેળવાયેલો મુસલમાન કબુલ કરે છે કે પેગંબર સાહેબનો એ ઉદેશ ન્હોતો કે પુરૂષો સ્ત્રીઓને ગુલામ તરીકે સમજે. પરંતુ તેમની ઇચ્છા તો તેમની

સ્ત્રીઓની સ્થિતિ સુધારવાની હતી. એશીયાના સઘળા દેશો એક દેશના અપવાદ શિવાય પુરૂષોના સ્વર્ગ તરીકે આલેખાય છે. તે દેશ બરમા યાને બ્રહ્મદેશ છે. ત્યાં સ્ત્રીઓની સત્તા સર્વોપરી છે. ત્યાં પુરૂષ વર્ગ સ્ત્રીઓની પાછળ પોતાની બેઠક લે છે. સ્ત્રીઓ કુટુમ્બનું ભરણપોષણ કરે છે. સ્ત્રીઓનુંજ ત્યાં સામ્રાજ્ય છે. તેઓની સત્તા દુનિયાના બીજા કોઇ પણ દેશો કરતાં સર્વોપરી છે. દુકાનોમાં-મંદીરોમાં-બજારમાં-હરકોઇ સ્થળે બરમીઝ સ્ત્રી તેના સ્વચ્છ અને મન આકર્શક વસ્ત્રથી આભુષિત થયેલી માલુમ પડી આવે છે. બ્રહ્મદેશમાં મેલી અને ગંદી સ્ત્રીઓ ક્વચીત્ નજરે ચઢે છે. જો તમો હીરા મોતીના દાગીનાની દુકાનમાં પ્રવેશ કરો તો તમને માલુમ પડશે કે હજારો રૂપીયાની માલીક એક સ્ત્રી છે. કલાર્કનું સઘળું કામ કરનાર છોકરીઓ હોય છે. નદી ઉપર સ્ત્રીઓનાં ટોળેટોળાં કુટુમ્બમાં વપરાતી મલમલ ધોતી માલુમ પડે છે. રેલ્વે સ્ટેશનમાં ટીકીટ વેચનાર સ્ત્રીજ હોય છે. હોટલમાં આતિથ્ય કરનાર સ્ત્રી હોય છે. તમારો સઘળો પત્રવહેવાર બરમીઝ છોકરી ટુંકા અક્ષરથી લખી લઇ ગમે તેવા ટાઇપરાઇટરથી છાપી આપે છે. થોડાક વર્ષ પહેલાં એક બરમીઝ સ્ત્રી પોતાની પાછળ વહેપારથી કમાયેલા લાખો રૂપીયા મુકી ગઇ હતી. કોઇ પણ બરમીઝ સ્ત્રી પરણેલી છે કે કુંવારી છે તે તેના પહેરવેશ ઉપરથી ભાગ્યેજ જણાઇ આવે છે. પોતાના નામની આગળ તે મીસ અથવા મીસીઝ શબ્દ લગાડવા દેતી નથી. પરણેલી કે કુંવારી દરેક સ્ત્રીને "માહ" નામથી બોલાવાય છે. બરમામાં પરણવાને સારૂં કાંઇ પણ ક્રિયા કરવામાં આવતી નથી. માત્ર મિત્ર અને ઓળખીતાઓને મિજબાની આપવામાં આવે છે. માબાપ જો કોઇપણ જોડાના લગ્નની વીરૂદ્ધ હોય છે તો તે યુગલ (જોડું) ઉપવનમાં ચાલ્યું જાય છે. બે ત્રણ દિવસ ત્યાં રહે છે અને પાછું આવી પોતાનો ગૃહસસાર શરૂ કરે છે. બરમાની સ્ત્રીઓ ઘણીજ રૂપાળી હોય છે. તેનું મુખ ઘટાદાર-તેજસ્વી અને સુંદર વાળોથી આચ્છાદીત થયેલું હોય છે. બરમીઝ સ્ત્રીઓ પાશ્ચાત્યિક પ્રજાની સ્ત્રીઓની માફક પાઉડર સેન્ટ વીગેરેનો છુટથી ઉપયોગ કરે છે. રંગુનની યુનીવર્સીટી અને સ્કુલોએ સ્ત્રીઓને સારૂ તેઓના દ્વાર ખુલ્લાં મુકેલાં છે. બરમીઝ સ્ત્રીઓએ કેળવણીનો ઘણો સારો લાભ લીધો છે, તેઓ આનંદી, શાંત અને મીઠા સ્વભાવવાળી હોય છે. જીંદગી આનંદમાં તેઓ ગાળે છે. બરમાની સ્ત્રીઓ બેહદ સીગારેટ (બીડીઓ) પીએ છે, આ સીગારેટો બીલકુલ નુકશાનકારક હોતી નથી. કારણકે જંગલમાંના સુગંધી છોડવાઓની બનેલી હોય છે. આટલી બધી ઉચ્ચ સ્ત્રીઓની પદ્વીનું કારણ ત્યાં રહેલો બુદ્ધધર્મ છે. બરમામાં બુદ્ધધર્મનું પાલન સ્ત્રીઓથી સારી રીતે થયેલું છે. અને તેથી કરીનેજ સ્ત્રીઓના હક પુરૂષ કરતાં પણ ત્યાં વધારે મનાય છે.

આ પ્રમાણે એશીયાના બીજા દેશોની સ્ત્રીઓનું દીગ્દર્શન છે. હિન્દુસ્તાનમાં સ્ત્રીઓની શી દશા છે તે સર્વ કોઇ જાણે છે. અહીંની કેળવાયલી સ્ત્રીઓનું બીજા દેશની સ્ત્રીઓની માફક પરમાર્થે ભાગ્યેજ જીવન ગળાય છે. કારણ તેઓની કેળવણી તદન સ્વાર્થી હોય છે. પરિણામમાં અહીં આધુનીક કેળવણી નીંદાને પાત્ર થાય છે. દેશની ઉન્નતિનો ખરો આધાર સ્ત્રીઓનાજ હાથમાં હોય છે. તેનો તાત્પર્ય દાખલો જોવો હોય તો એશીયાટીક પ્રજાઓએ સારી રીતે આપ્યો છે. સ્ત્રી તે દેશનું હૃદય છે. તેમાં વાગી રહેલા ધબકારા દેશની ચઢતી પડતીનો નાદ આપે છે. તેમાં ફરતું સ્વચ્છ અથવા બગડેલું લોહી પુરૂષની નાડીઓમાં વહે છે અને તે લોહીમાં રહેલાં જીવનતત્વો પુરૂષના ચારીત્રનું બંધારણ મજબુત કરે છે.

# સ્ત્રીઓએ વાંચવા લાયક પુસ્તકો.

સુન્દરી સુબોધના તંત્રી સાહેબ,

આપના માસિકના ૧૯૧૧ ના જુલાઇના અંકમાં પ્રકટ થયેલો 'R' સંજ્ઞાવાળા લેખકનો પત્ર, તેમજ 'પત્રમંજૂષા'ના વિભાગમાં કરાયેલી નોંધઃ એ બન્ને વાંચ્યાં. વાંચી, સદ્‌ભાવ જનિત સ્મિત સ્ફુર્યા વિના રહ્યું નહિ. 'શોધવો ઉંદર અને ખોદવો ડુંગર' એવી પ્રવૃત્તિ આપણા શિક્ષિત મનુષ્યોને હાથે થાય છે; એ આરોપને સમર્થન આપે એવો આ તાજો નમુનો છે. આ સ્થિતિ સ્વાભાવિક છે. પ્રમાણમાં વ્યવહારનાં કાર્યોમાં ભાવનાઓના વિચારોને માટે અને ઉત્તમ ભાવનાઓને માટે મ્હને બહુ માન છે, છતાં તાત્કાલિક વ્યવહારનાં કાર્યોમાં ભાવનાઓનો ઉપયોગ કરતાં દક્ષતા વાપરવા જેવી છે. આપણી સ્ત્રીઓનો મ્હોટો ભાગ પાંચ સાત ગુજરાતી ધોરણો કરતાં વધારે ભાગ્યેજ શીખી હોય છે, તેમજ ત્હેમનો અભ્યાસ ક્રમશઃ વધારી શકાય એવી અનુકૂળતાઓ થોડી છે. તેવે વખતે ભાવના પ્રદેશની, સ્ત્રીઓને માટે, આદર્શરૂપ યાદી બનાવવાનો તાત્કાલિક લાભ શો ? ઉંચી દૃષ્ટિથી જોતાં જ્ઞાનપ્રદેશમાં શક્તિ, રૂચિ અને અવકાશ વિના વાચન કે અભ્યાસને માટે બીજી કાંઇ પણ મર્યાદા મૂકાવી જોઇએ નહિ, એવો મ્હારો નમ્ર અભિપ્રાય છે. પુરૂષની માફક શું સ્ત્રી એ મનુષ્ય નથી ? તો પછી અમુકજ પુસ્તકો કે વિષયો ' સ્ત્રી ' વાંચે એનો અર્થ શો ? પરન્તુ તાત્કાલિક વ્યવહારના પ્રદેશમાં આવતાં આપણે કેટલી બધી નીચેની શરૂઆત કરવાની છે, ને કેટકેટલી જુદી જુદી બાબતો લક્ષમાં રાખવાની છે ? મ્હારો તો અનુભવ એવો છે કે અલ્પ શિક્ષણવાળાં મનુષ્યોના મ્હોટા ભાગને વાર્તાની કે વિનોદની ચોપડીઓ વિના બીજી ચોપડીઓમાં ભાગ્યે રસ પડે છે. સુન્દરી સુબોધનો-કયો વિષય વચાય છે એ પ્રશ્નનો ઉત્તર મેળવવા યત્ન કરશો તો મ્હારા કહેવાનું સત્ય જણાશે. માટે મ્હારે બે સૂચનાઓ કરવાની છેઃ—

(૧) ભાવનાદૃષ્ટિ કરતાં તાત્કાલિક વ્યવહારોપયોગી દૃષ્ટિ ધ્યાનમાં વધારે રાખી, માત્ર સામાન્ય યાદી ન આપતાં સગવડ મુજબ ત્રણચાર ક્રમવિભાગ પાડી, જુદી જુદી યોગ્યતાવાળાંને સુગમ ને રસીલાં લાગે તે પ્રમાણે પુસ્તકોની યાદી ગોઠવવી. દરેક ક્રમવિભાગને માટે યાદી ગોઠવવાંમાં વિષયવાર ઉપવિભાગ કરવાથી વિશેષ સરલતા થશે. શરૂઆતના ક્રમમાં વાર્તા તથા વિનોદનાંજ પુસ્તકોને પ્રધાન સ્થાન આપવું, અને બોધ તથા ઉપયોગી જ્ઞાન તેવા રૂપમાં સરલભાષામાં રજુ કરનાર પુસ્તકોને ગૌણ સ્થાન આપવું. જેમ જેમ ક્રમ ચઢતા જાય તેમ તેમ ભાષાની કઠિનતા, વિષયોની વિધવિધતા વગેરે વધતું ને ચઢતું જાય.

(૨) બહુ ઉંચી ભૂમિકાની સ્ત્રીઓને માટે આપણે ખટપટમાં ઉતરવાની જરૂર નથી. એમ સર્વાઙ્ગી ક્રમો તૈયાર કરવાનો શ્રમ કરવા કરતાં બને તો અલ્પજ્ઞ બ્હેનોને માટે સરલ લેખોની સંખ્યા વધારવાનો શ્રમ, ખાસ કરીને હાલના સમયમાં, વિશેષ ઉપયોગી નીવડવાનો સંભવ છે.

પુનઃ વિજ્ઞપ્તિ કરૂં છું, કે ભાવના–દૃષ્ટિને તદન વિસરવી નહિ, પરન્તુ તાત્કાલિક વ્યવહારોપયોગિતા ઉપર ખાસ લક્ષ આપવું. આ ધોરણે તૈયાર થયેલી યાદીઓ વધારે કામમાં આવવાનો સંભવ છે. વિશાલ વાચન અને પુષ્કળ અવકાશ હોત તો આમ સામાન્ય સૂચનાઓ કરી સંતોષ ન પામત. પરંતુ ઉક્ત ધોરણે તૈયાર કરેલી યાદીઓ મોકલાવત. તેમ કરવાનું તત્કાલ બને તેમ ન હોવા છતાં આટલી સૂચનાઓ કરવી ધર્મરૂપ લાગી છે.

—ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

સ્ત્રીઓની સ્થિતિ સુધારવાની હતી. એશીયાના સઘળા દેશો એક દેશના અપવાદ શિવાય પુરૂષોના સ્વર્ગ તરીકે આલેખાય છે. તે દેશ બરમા યાને બ્રહ્મદેશ છે. ત્યાં સ્ત્રીઓની સત્તા સર્વોપરી છે. ત્યાં પુરૂષ વર્ગ સ્ત્રીઓની પાછળ પોતાની બેઠક લે છે. સ્ત્રીઓ કુટુમ્બનું ભરણપોષણ કરે છે. સ્ત્રીઓનુંજ ત્યાં સામ્રાજ્ય છે. તેઓની સત્તા દુનિયાના બીજા કોઇ પણ દેશો કરતાં સર્વોપરી છે. દુકાનોમાં-મંદીરોમાં-બજારમાં-હરકોઇ સ્થળે બરમીઝ સ્ત્રી તેના સ્વચ્છ અને મન આકર્શક વસ્ત્રથી આભુષિત થયેલી માલુમ પડી આવે છે. બ્રહ્મદેશમાં મેલી અને ગંદી સ્ત્રીઓ કવચીત્ નજરે ચઢે છે. જો તમો હીરા મોતીના દાગીનાની દુકાનમાં પ્રવેશ કરો તો તમને માલુમ પડશે કે હજારો રૂપીયાની માલીક એક સ્ત્રી છે. કલાર્કનું સઘળું કામ કરનાર છોકરીઓ હોય છે. નદી ઉપર સ્ત્રીઓનાં રોજેરોજ કુટુમ્બમાં વપરાતી મલમલ ધોતી માલુમ પડે છે. રેલ્વે સ્ટેશનમાં ટીકીટ વેચનાર સ્ત્રીજ હોય છે. હોટલમાં આતિથ્ય કરનાર સ્ત્રી હોય છે. તમારો સઘળો પત્રવહેવાર બરમીઝ છોકરી ટુંકા અક્ષરથી લખી લઇ ગમે તેવા ટાઇપરાઇટરથી છાપી આપે છે. થોડાક વર્ષ પહેલાં એક બરમીઝ સ્ત્રી પોતાની પાછળ વહેપારથી કમાયેલા લાખ્ખો રૂપીયા મુકી ગઇ હતી. કોઇ પણ બરમીઝ સ્ત્રી પરણેલી છે કે કુંવારી છે તે તેના પહેરવેશ ઉપરથી ભાગ્યેજ જણાઇ આવે છે. પોતાના નામની આગળ તે મીસ અથવા મીસીઝ શબ્દ લગાડવા દેતી નથી. પરણેલી કે કુંવારી દરેક સ્ત્રીને "માહ" નામથી બોલાવાય છે. બરમામાં પરણવાને સારૂં કાંઇ પણ ક્રિયા કરવામાં આવતી નથી. માત્ર મિત્ર અને ઓળખીતાઓને મિજબાની આપવામાં આવે છે. માબાપ જો કોઇપણ જોડાના લગ્નની વીરૂદ્ધ હોય છે તો તે યુગલ (જોડું) ઉપવનમાં ચાલ્યું જાય છે. બે ત્રણ દિવસ ત્યાં રહે છે અને પાછું આવી પોતાનો ગૃહસંસાર શરૂ કરે છે. બરમાની સ્ત્રીઓ ઘણીજ રૂપાળી હોય છે. તેનું મુખ ઘટાદાર-તેજસ્વી અને સુંદર વાળોથી આચ્છાદીત થયેલું હોય છે. બરમીઝ સ્ત્રીઓ પાશ્ચાત્તિક પ્રજાની સ્ત્રીઓની માફક પાઉડર સેન્ટ વીગેરેનો છુટથી ઉપયોગ કરે છે. રંગુનની યુનીવર્સીટી અને સ્કુલોએ સ્ત્રીઓને સારૂં તેઓના દ્વાર ખુલ્લાં મુકેલાં છે. બરમીઝ સ્ત્રીઓએ કેળવણીનો ઘણો સારો લાભ લીધો છે, તેઓ આનંદી, શાંત અને મીઠા સ્વભાવવાળી હોય છે. જીંદગી આનંદમાં તેઓ ગાળે છે. બરમાની સ્ત્રીઓ બેહદ શીગારેટ (બીડીઓ) પીએ છે, આ શીગારેટો બીલકુલ નુકશાનકારક હોતી નથી. કારણકે જંગલમાંના સુગંધી છોડવાઓની બનેલી હોય છે. આટલી બધી ઉચ્ચ સ્ત્રીઓની પદ્વીનું કારણ ત્યાં રહેલો બુદ્ધધર્મ છે. બરમામાં બુદ્ધધર્મનું પાલન સ્ત્રીઓથી સારી રીતે થયેલું છે. અને તેથી કરીનેજ સ્ત્રીઓના હક પુરૂષ કરતાં પણ ત્યાં વધારે મનાય છે.

આ પ્રમાણે એશીયાના બીજા દેશોની સ્ત્રીઓનું દીગ્દર્શન છે. હિન્દુસ્તાનમાં સ્ત્રીઓની શી દશા છે તે સર્વ કોઇ જાણે છે. અહીંની કેળવાયલી સ્ત્રીઓનું બીજા દેશની સ્ત્રીઓની માફક પરમાર્થે ભાગ્યેજ જીવન ગળાય છે. કારણ તેઓની કેળવણી તદન સ્વાર્થી હોય છે. પરિણામમાં અહીં આધુનીક કેળવણી નીંદાને પાત્ર થાય છે. દેશની ઉન્નતિનો ખરો આધાર સ્ત્રીઓનાજ હાથમાં હોય છે. તેનો તાત્પર્ય દાખલો જોવો હોય તો એશીયાટીક પ્રજાઓએ સારી રીતે આપ્યો છે. સ્ત્રી તે દેશનું હૃદય છે. તેમાં વાગી રહેલા ધબકારા દેશની ચડતી પડતીનો નાદ આપે છે. તેમાં ફરતું સ્વચ્છ અથવા બગડેલું લોહી પુરૂષની નાડીઓમાં વહે છે અને તે લોહીમાં રહેલાં જીવનતત્વો પુરૂષના ચારીત્રનું બંધારણ મજબુત કરે છે.

પણ એવીજ હાલત છે. આપણી બહેનો અજ્ઞાન છે, અણસમજુ છે, અને તેની સાથે બહુ નબળી પડતી જાય છે. થોડુંક થયાં અમારામાં એટલાં બધાં જુવાન મરણ થયાં છેકે પ્રભુ તોબા! આપણે હવે ખાસ જાણવાની જરૂર છે કે આપણી પોતાની, આપણી સ્ત્રીઓની અને આપણાં છોકરાંની, અરે! આપણાં પડોશી અને આપણાં નાતીલાંની શક્તિ કેમ ઘટતી જાય છે અને તે બધાં આટલાં બધાં નબળાં કેમ પડતાં જાય છે તથા પહેલાં કરતાં આજ મરણ જુવાન માણસોમાં કેમ વધ્યાં છે?

**૧. શ્રેયઃસાધક અધિકારી વર્ગના ગ્રંથો.**

ભામિનીભૂષણ. (બધા ભાગ)
નૃસિંહ વાણી વિલાસ. ( ,, )
સદુપદેશ શ્રેણી ( ,, )
સન્મિત્રનું મિત્રપ્રતિ પત્ર. સતી સુવર્ણા.

**૨. સુન્દરીસુબોધ મંદિરમાં મળતા ગ્રંથો.**

કપિંજલા મૃદુલા,
મધુકર પદ્મનાભ.
અલક્ષ્યજ્યોતી. ઉષાકાન્ત.
વાર્તાલહરી. પ્રિયકાન્ત.
સુધાહાસીની. જ્યોતીપુંજ.
ગીતમાળા (ભાગ ૧–૨) ગીતસંગ્રહ.
શ્રીયુત ગોવર્ધનરામ. નિજકુંજ.
દેવી અઘોરકામિની.

**૩. અમૃતલાલપઢિયારના ગ્રંથો.**

સંસારમાં સ્વર્ગ. સાચું સ્વર્ગ.
સ્ત્રીઓનું સ્વર્ગ. સ્વર્ગની કૂંચી.
સ્વર્ગનું વિમાન. સ્વર્ગનો ખજાનો.
સ્વર્ગની સીડી. બાલકોની વાતો.
પ્રેમ પ્રેમને પ્રેમ.

**૪સસ્તુ સાહિત્ય વર્ધક મિત્રમંડળનાગ્રંથો.**

શ્રીમદ્ ભાગવત એકાદ શસ્કંધ.
શ્રીમદ્ ભાગવત દશમસ્કંધ.
શ્રીમદ્ભગવદ્ગીતા. અબળાહિતદર્પણ.

**૫ 'વૈદ્યકલ્પતરૂ' ઓફિસમાં મળતાંપુસ્તકો.**

સારી સંતતિ (ભાગ ૧–૨) ઘર વૈદું.
ધાત્રીશિક્ષા. (ભા. ૧–૨) બ્રહ્મચર્ય.
યુવાવસ્થાનો શિક્ષક. બાળલગ્ન.

**૬ 'ગુજરાતી' ઓફિસમાં મળતાં પુસ્તકો.**

ઇરાવતી ગંગા–ગુર્જર વાર્તા.
કથાસરિત્સાગર. મહાભારત.
અરેબિયન નાઇટ્સ. પંચતંત્ર.
વિવેકાનંદ વિચાર માળા. ભર્તૃહરીશતક.
પ્રવીણસાગર. તુલસી–રામાયણ.
બૃહત્કાવ્ય દોહન ( બધા ભાગ. )
બાઇશંકર ગ્રંથમાળા.
ગૂજરાતની જૂની વાતો.
શાહજાદો ને ભીખારી.
ગુજરાતીની ઐતિહાસિક નવલકથાઓ.

**૭ સાહિત્યના જાણીતા ગ્રંથો.**

સરસ્વતીચંદ્ર. ( બધા ભાગ. ).
વિક્રમની વીસમી સદી.
કરણઘેલો. કુસુમાવલી. ભદ્રંભદ્ર.
વનરાજચાવડો. ગુલાબસિંહ.
સીતા–તારા. ચાંદ બીબી.
નારાયણની નવલકથાઓ.
રણછોડભાઇનાં નાટકો.
દલપત કાવ્ય (ભાગ ૧–૨.)
કુસુમમાળા. હૃદય વીણા.
નવલગ્રંથાવલી.
ચારિત્ર્ય–બાલવિલાસ–સિધ્ધાંતસાર.
પ્રેમાનંદનાં નાટકો.
શકુન્તલા ઉત્તમરામ ચરિત્ર,
પ્રતાપ નાટક–મોરબી કંપનીનાં નાટકો.
લઘુભારત શાંતિસુધા.

**૮ પારસી તથા મુસલમાન લેખકોના ગ્રંથો.**

સ્ત્રીબોધ અને સંસાર સુધારો.
ડાબરાજી કૃત નવલકથાઓ.
હોશન આરા. નિબંધ ક્રમાળા.
રજપુત વીરરસકથા.
રાજનીરકથા. ગુલશીરીના.
અક્કલનો સમુદર, પથ્થરના પ્રતાપ.

---

# बालमित्र–बालोद्यान.

( બાલકો પોતાની મેળે બધો લેખ વાંચી અને સમજી શકે તે માટે ભાષા ઘણી સરળ રાખવાનો બનતો પ્રયાસ કર્યો છે. વાર્તામાં ખાસ બોધ લેવા જેવું પ્રત્યક્ષ જણાતું નથી. પરન્તુ કાંઈ રમુજી રીતે ચોરી કરવાનાં તથા અતી લોભના માઠાં ફળનું પરોક્ષરીતે આ વાર્તાસૂચન કરે છેઃ જો કે વાર્તાનો હેતુ તો માત્ર છોકરાંઓને રમુજ આપવાનો છે. " )

## દરિઆનું પાણી ખારૂં શાથી ?

## બહાદુર નાની ડોરા.

(ઇંગ્રેજી ઉપરથી)

"ડોરા ! હું શહેરમાંથી આપણે ખાવા સારૂ થોડી વસ્તુઓ અને તારે માટે બુટ લેવા જાઉં છું ત્યાં સુધી તું તારાં સોબતીઓ જોડે રેતીમાં રમજે."

"વારૂ પપા, (બાપા) પણ વ્હેલા આવજો હોં કે." ડોરાએ જવાબ દીધો.

ડોરા પોતાના પિતા સાથે દીવાદાંડીમાં રહેતી હતી. કમનશીબે તેની માતા તેને ઘણીજ નાની મુકીને મૃત્યુ પામી હતી. તેને બીજાં ભાઇ બ્હેન પણ ન હોવાથી તે પોતાના બાપ સાથે એકલીજ રહેતી. તેના રમતના સોબતી શીપ, કોડી, શંખલા વિગેરે હતું. આખો દીવસ રેતીમાં ઘર બનાવતી અને સીપ વિગેરેથી રમ્યાં કરતી. તે નિશાળે પણ જતી નહીં કેમકે એ રહેતી ત્યાંથી જમીન દુર હતી અને ત્યાં હોડીમાં બેસીને જવાનું અને જતાં આવતાં એક દિવસ થતો. તેથી તેનો બાપ જરૂરની દરેક ચીજો સામગ્રી લાવતો અને તે પ્રમાણે આજે પણ લેવા ગયો હતો.

જ્યાં સુધી નજર પહોંચી ત્યાં સુધી ડોરાએ હોડી તરફ જોયાં કીધું અને પછી રમતમાં પડી. થોડીવારમાં પવન ખુબ જોસથી આવવા લાગ્યો અને તેની જોડે મોટાં મોટાં કાળાં વાદળો ધસડાઇ આવ્યાં. નાની ડોરાને અંદર જવાની ફરજ પડી. તે અંદર ગઇ અને બારીમાં ઉભી રહીને પોતાના પપાની દીશા તરફ ચિંતાતુર નજરે જોઈ રહી.

કલાકો પર કલાકો વહી જતા હતા ! તોફાન પણ વધતું જતું હતું, પણ હજુ ડોરાના પપા આવ્યા નહીં. વરસાદ પણ થોડો થોડો આવતો હતો વીજળી વારે ઘડીએ ચમકતી હતી અને દરીયાનું ભયંકર સ્વરૂપ નાની ડોરાને બતાવતી હતી.

"ઓહ ! આજે કેટલું ભયંકર તોફાન છે ! વીજળીથી મને કેટલી બીક લાગે છે ? પણ નહીં નહીં મારે બીહવું જોઇએ નહીં, પપા કહેતા હતા કે જે છોકરાં બીહે છે તે બહુ ખરાબ છોકરાં કહેવાય. પપા પણ નાના હતા ત્યારે બીહતા નહીં. હું પણ બહાદુરજ થઇશ." દરીઆ તરફ જોતાં તે બબડતી હતી.

વરસાદ ખુબ જોરથી વરસતો હતો. દરીઆમાં ચારે દીશાએ અંધકાર શિવાય બીજું કાંઇ નજરે આવતું નહીં. માત્ર દરીઆનો ભયંકર ઘુઘવાટ અને પવનના સુસવાટા સંભળાતા હતા. બહાદુર ડોરા પોતાના પપા માટે ઘણીજ ચિંતાતુર હતી. હવણાં તેને એકદમ યાદ આવ્યું કે જ્યારે ભયંકર તોફાન થતું ત્યારે તેના પપા દીવાદાંડી પરનો મોટો લેમ્પ (દીવો) સળગાવતા. એ વિચાર આવતાં તરતજ તે 'લેમ્પ' પાસે ગઇ, પણ એણે જોયું કે 'લેમ્પ' ઘણો ઉંચો હતો અને એ નીચી હતી. નીસરણી મુકીને સળગાવી શકાય એમ હતું પણ તે લાવવી ઘણી મુશ્કેલ હતી. ઘણી મહેનતે તે નીસરણી લાવી અને મોટા 'લેમ્પ' સળગાવ્યો. અને તેના પ્રકાશથી દરીઆને ઘણે દૂર, માઇલો સુધી પ્રકાશિત કર્યો. પણ થોડીવાર પછી ફરીથી મોટું તોફાન થયું અને દીવાના પ્રકાશને પણ ઝાંખો કીધો. ડોરાને એવાં ભયંકર તોફાન વખતે વગાડવાનો ઘંટ યાદ આવ્યો. તેનું દોરડું ઘણુંજ ભારે હતું પણ એ બહાદુર છોકરીએ હીંમત મુકી નહીં. તે જમીન ઉપર સુઇ ગઇ અને પોતાનામાં જેટલું જોર હતું તેટલા જોરથી ઘંટ વગાડ્યો ! અને તેનો ઘણો જ મોટા અવાજ ભારે તોફાન હતું તો પણ ઘણે દૂર સુધી સંભળાતો હતો !